श्रीमद् वेदव्यास प्रणीत महाभारतनुं

# आदिपर्व.

સ્વ૦ રા. રા. મણિશંકર મહાનંદ, એમણે

રા. રા. ભાઈશંકર નાનાભાઈ સોલીસીટરના

સાહાય્યથી પ્રસિદ્ધ કરેલું ભાષાન્તર



छपावी प्रसिद्ध कर्ता

એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની—મુંબઈ.

કીંમત રૂ. (કાચું પુઠું) ૩-૮-૦

ॐ

श्रीमद् वेदव्यास प्रणीत महाभारतनुं

# उ[illegible]पर्व.

સ્વ૦ રા. રા. મણિશંકર મહાનંદ, એમણે

રા. રા. ભાઈશંકર નાનાભાઈ સોલીસીટરની

સાહાય્યથી પ્રસિદ્ધ કરેલું ભાષાન્તર.


छपावी प्रसिद्ध कर्ता

એન. એમ. ત્રિપાઠીની કંપની તરફથી

નરહરિરામ માધવરામ ત્રિપાઠી.

સ્થળઃ કાળબાદેવીરોડ, પ્રિન્સેસ સ્ટ્રીટ-મુંબાઈ.

વિ. સં. ૧૯૭૮ ઈ. સ. ૧૯૨૨

આવૃત્તિ ૪ થી. પ્રત ૧૦૦૦,

કીમત રૂ. ૫-૦-૦

# અનુક્રમણિકા.


| અધ્યાય. | વિષય. | પૃષ્ઠ. |
| --- | --- | --- |
| ૧ | મંગળાચરણ ને પ્રારંભ. | ૧ |
| ૨ | સમંત પંચકાખ્યાન. | ૧૩ |
| ૩ | સરમાનો જનમેજયને શાપ | ૨૪ |
| ૪ | ભરતકથા ક્રિયક્રમ. | ૩૩ |
| ૫ | પૌલોમાખ્યાન. | ૩૩ |
| ૬ | અગ્નિને સર્વભક્ષી થવાનો શાપ. | ૩૬ |
| ૭ | અગ્નિની શાપ મુક્તિ. | ૩૫ |
| ૮ | પ્રમદ્વરાને સર્પદંશ. | ૩૭ |
| ૯ | રૂરૂ પ્રમદ્વરા વિવાહ. | ૩૮ |
| ૧૦ | રૂરૂ ડુંડુભનો સંવાદ. | ૩૯ |
| ૧૧ | ડુંડુભ ચરિત્ર. | ૪૦ |
| ૧૨ | સર્પસત્ર પ્રસ્તાવ. | ૪૧ |
| ૧૩ | જરત્કારૂનું આખ્યાન | ૪૧ |
| ૧૪ | વાસુકીની બહેન સાથે જરત્કારૂનો વિવાહ. | ૪૩ |
| ૧૫ | આસ્તિકની ઉત્પત્તિ. | ૪૩ |
| ૧૬ | સંહિકાની ઉત્પત્તિ. | ૪૪ |
| ૧૭ | સમુદ્ર મંથન. | ૪૫ |
| ૧૮ | અમૃત કલશ દાન. | ૪૬ |
| ૧૯ | દેવાસુર યુદ્ધ. | ૪૮ |
| ૨૦ | સર્પોને કદ્રુનો શાપ. | ૪૯ |
| ૨૧ | ઉચ્ચૈઃશ્રવાનું દર્શન. | ૫૦ |
| ૨૨ | કદ્રુ વિનતાનું સમુદ્ર પાર જવું | ૫૧ |
| ૨૩ | ગરૂડની ઉત્પત્તિ. | ૫૧ |
| ૨૪ | ગરૂડે કરેલો ઉપદ્રવ. | ૫૨ |
| ૨૫ | ઇન્દ્રની સ્તુતિ | ૫૩ |
| ૨૬ | ઇન્દ્રે કરેલું જળવર્ષણ. | ૫૪ |
| ૨૭ | દાસત્વમાંથી છુટકારો. | ૫૪ |
| ૨૮ | ગરૂડનું અમૃત લેવા જવું. | ૫૫ |
| ૨૯ | ગજકચ્છપનું વૃત્તાંત. | ૫૬ |
| ૩૦ | વાલખિલ્યનું રક્ષણ. | ૫૮ |
| ૩૧ | ગરૂડને મળેલું પક્ષીન્દ્રપણું. | ૬૦ |
| ૩૨ | ગરૂડનું અમૃત માટે યુદ્ધ. | ૬૨ |
| ૩૩ | વિષ્ણુ ને ગરૂડનો મેળાપ. | ૬૩ |
| ૩૪ | ઇન્દ્ર ગરૂડની મૈત્રી. | ૬૪ |
| ૩૫ | સર્પોના નામ. | ૬૫ |
| ૩૬ | શેષે પૃથ્વી મસ્તકે ધરી. | ૬૬ |
| ૩૭ | સર્પયજ્ઞ અટકાવવાના પ્રસંગ. | ૬૭ |
| ૩૮ | એલાપત્રે સૂચવેલો ઉપાય. | ૬૮ |
| ૩૯ | વાસુકિએ જરત્કારૂને કુંવારી રાખી. | ૬૯ |
| ૪૦ | પરિક્ષિતનું અપકૃત્ય. | ૭૦ |
| ૪૧ | રાજાને શાપવા માટે ઠપકો. | ૭૧ |
| ૪૨ | સર્પદંશ થવાની ચેતવણી. | ૭૩ |
| ૪૩ | ધનલોભી બ્રાહ્મણ પાછો વળ્યો ને નાગ રાજાને ડસ્યો. | ૭૪ |
| ૪૪ | જનમેજયનો અભિષેક. | ૭૬ |
| ૪૫ | જરત્કારૂના પિતૃઓ. | ૭૭ |
| ૪૬ | કન્યાની શોધમાં જરત્કારૂ. | ૭૮ |
| ૪૭ | જરત્કારૂનો સંસાર. | ૭૯ |
| ૪૮ | આસ્તીકની ઉત્પત્તિ | ૮૧ |
| ૪૯ | પરિક્ષિતનું ચરિત્ર | ૮૨ |
| ૫૦ | પરિક્ષિતે તક્ષકપર વેર લેવા કરેલો ઠરાવ. | ૮૩ |
| ૫૧ | સર્પસત્રનો ઉપક્રમ. | ૮૫ |
| ૫૨ | સર્પો હોમાવા લાગ્યા. | ૮૬ |
| ૫૩ | વાસુકિને થયેલી ચિંતા. | ૮૭ |
| ૫૪ | સર્પોની સહાયે આસ્તીક. | ૮૮ |
| ૫૫ | આસ્તીકે ગવરાવેલી રાજનીતિ. | ૮૯ |
| ૫૬ | આસ્તીકે માગેલો વર. | ૯૦ |
| ૫૭ | હોમાયેલા સર્પોનાં નામ. | ૯૨ |

| અધ્યાય. | વિષય. | પૃષ્ઠ. |
|---|---|---|
| ૫૮ | સર્પોને જરત્કારૂ પ્રસન્ન થયાં | ૯૨ |
| ૫૯ | રાજવંશોની કથા. | ... ૯૪ |
| ૬૦ | કથાનું બંધ કથન. | ... ૯૪ |
| ૬૧ | વૈશંપાયને કહેલો ભારતસાર. | ૯૫ |
| ૬૨ | ભારત પ્રશંસા. | ... ૯૭ |
| ૬૩ | ઉપરિચરનું આખ્યાન. | ... ૯૮ |
| ૬૪ | બ્રાહ્મણોથી ક્ષત્રિયોની ઉત્પત્તિ. | ૧ ૨ |
| ૬૫ | ભૂલોકમાં દેવાવતરણ. | ... ૧૦૩ |
| ૬૬ | દક્ષપ્રજાપતિનો વંશવિસ્તાર | ... ૧ ૫ |
| ૬૭ | દેવદાનવોનો મનુષ્યજન્મ. | ... ૧૦૬ |
| ૬૮ | પુરૂવંશની કથા. | ... ૧૦૮ |
| ૬૯ | દુષ્યંતનું મૃગયાગમન. | ... ૧૦૯ |
| ૭૦ | કણ્વાશ્રમ વર્ણન. | ... ૧૧૦ |
| ૭૧ | દુષ્યંત શકુન્તલા. | ... ૧૧૧ |
| ૭૨ | શકુન્તલા જન્મકથન | ... ૧૧૨ |
| ૭૩ | દુષ્યંતશકુન્તલાનો ગાંધર્વ વિવાહ. | ૧૧૩ |
| ૭૪ | દુષ્યંત શકુન્તલાના ગર્ભનો વિવાદ... | ૧૧૪ |
| ૭૫ | યયાતિનું આખ્યાન. | ... ૧૨૦ |
| ૭૬ | કચનો શુક્રને ત્યાં વાસ. | ... ૧૨૧ |
| ૭૭ | દેવયાનિએ કરેલી પરણવાની માગણી. | ... ૧૨૪ |
| ૭૮ | દેવયાનિની શર્મિષ્ઠા પર રીસ. | ૧૨૫ |
| ૭૯ | શુક્રનાં નીતિવચન. | ... ૧૨૭ |
| ૮૦ | શાંતિ માટે શર્મિષ્ઠાએ સ્વીકારેલું દાસ્ય. | ... ૧૨૮ |
| ૮૧ | દેવયાનિ વિવાહ. | ... ૧૨૯ |
| ૮૨ | શર્મિષ્ઠાએ રાજાને ઓળખ્યો. | .. ૧૩૧ |
| ૮૩ | શુક્રે યયાતિને દીધેલો શાપ. | ... ૧૩૨ |
| ૮૪ | યયાતિએ જરા લેવા પુત્રોને કરેલી યાચના. | ... ૧૩૪ |
| ૮૫ | તૃષ્ણા તૃપ્ત જ થતી નથી. | ... ૧૩૫ |
| ૮૬ | યયાતિનો સ્વર્ગવાસ. | ... ૧૩૬ |
| ૮૭ | શીલગુણની મહત્તા | ... ૧૩૭ |
| ૮૮ | ઇન્દ્ર યયાતિ. | ... ૧૩૭ |
| ૮૯ | ગર્વ પાપનું મૂળ છે. | ... ૧૩૮ |

| અધ્યાય. | વિષય. | પૃષ્ઠ. |
|---|---|---|
| ૯૦ | અષ્ટક યયાતિનો સંવાદ | ... ૧૩૯ |
| ૯૧ | આશ્રમધર્મ ને મોક્ષ. | ... ૧૪૧ |
| ૯૨ | યયાતિ ને પ્રતર્દન. | ... ૧૪૨ |
| ૯૩ | યયાતિનું પુનઃ સ્વર્ગગમન. | ... ૧૪૩ |
| ૯૪ | પૌરવોના વંશાવલી. | ... ૧૪૪ |
| ૯૫ | કૌરવપાંડવોની વંશાવલી. | ... ૧૪૫ |
| ૯૬ | વસુઓ ને ગંગાનો સંકેત. | .. ૧૪૬ |
| ૯૭ | શાન્તનૂપાખ્યાન. | ... ૧૪૭ |
| ૯૮ | ભીષ્મના ઉત્પત્તિ-જન્મ. | ... ૧૪૮ |
| ૯૯ | ભીષ્મનો આગલો જન્મ. | ... ૧૪૯ |
| ૧૦૦ | શાન્તનુ ને યોજનગંધા. | ... ૧૫૧ |
| ૧૦૧ | ચિત્રાંગદનું મરણ. | ... ૧૫૪ |
| ૧૦૨ | કાશીરાજ કન્યાઓનું હરણ | ... ૧૫૫ |
| ૧૦૩ | ભીષ્મ સત્યવતીનો સંવાદ. | ... ૧૫૭ |
| ૧૦૪ | દીર્ઘતમાનો અત્યાચાર | ... ૧૫૮ |
| ૧૦૫ | વ્યાસોત્પત્તિની કથા. | ... ૧૬૦ |
| ૧૦૬ | વ્યાસે પુત્રો ઉત્પન્ન કર્યા. | ... ૧૬૨ |
| ૧૦૭ | અણિમાંડવ્યનું આખ્યાન. | ... ૧૬૩ |
| ૧૦૮ | અણિમાંડવ્યે કરેલું પાપ. | ... ૧૬૪ |
| ૧૦૯ | પાંડુનો રાજ્યાભિષેક. | ... ૧૬૫ |
| ૧૧૦ | ધૃતરાષ્ટ્રનો વિવાહ. | ... ૧૬૬ |
| ૧૧૧ | કર્ણની ઉત્પત્તિ. | ... ૧૬૭ |
| ૧૧૨ | કુંતીનો પાંડુ સાથે વિવાહ | ... ૧૬૮ |
| ૧૧૩ | બીજી રાણી માદ્રીને માટે માગણી. | ... ૧૬૮ |
| ૧૧૪ | વિદૂર વિવાહ. | ... ૧૭૦ |
| ૧૧૫ | ધૃતરાષ્ટ્રને સો પુત્રો થયા. | ... ૧૭૦ |
| ૧૧૬ | દુઃશલાની ઉત્પત્તિ. | ... ૧૭૨ |
| ૧૧૭ | ધૃતરાષ્ટ્રના પુત્રોનાં લગ્ન. | ... ૧૭૨ |
| ૧૧૮ | પાંડુને થયેલો શાપ. | ... ૧૭૨ |
| ૧૧૯ | પાંડુરાજાનું ચરિત. | ... ૧૭૪ |
| ૧૨૦ | પુત્ર વગર ઉદ્ધાર નહિ. | ... ૧૭૫ |
| ૧૨૧ | વ્યુષિતાશ્વનું આખ્યાન. | ... ૧૭૬ |
| ૧૨૨ | પાંડુ ને કુંતીનો સંવાદ. | ... ૧૭૭ |
| ૧૨૩ | કુંતીને થયેલા પુત્રો. | ... ૧૭૮ |

| અધ્યાય. | વિષય. | પૃષ્ઠ. |
|---|---|---|
| ૧૨૪ | માદ્રીને પુત્ર વિલાપ. | ... ૧૮૦ |
| ૧૨૫ | પાંડુનું મૃગશાપથી મૃત્યુ. | ... ૧૮૧ |
| ૧૨૬ | પાંડવોનું હસ્તિનાપુર આવવું. | ૧૮૨ |
| ૧૨૭ | પાંડુની ઉત્તર ક્રિયા. | ... ૧૮૪ |
| ૧૨૮ | ભીમને નદીમાં નાંખી દીધો.... | ૧૮૪ |
| ૧૨૯ | ભીમ જીવતો થઇ આવ્યો. ... | ૮૭ |
| ૧૩૦ | કૃપાચાર્યની ઉત્પત્તિ. | ... ૧૮૮ |
| ૧૩૧ | દ્રોણ ને દ્રુપદ. | ... ૧૯૦ |
| ૧૩૨ | દ્રોણાચાર્ય પાસે કુંવરોનો અભ્યાસ | ૧૯૩ |
| ૧૩૩ | અર્જુનની એકલક્ષતા. | ... ૧૯૬ |
| ૧૩૪ | અસ્ત્રવિદ્યાની પરીક્ષા. | ... ૧૯૭ |
| ૧૩૫ | કુંવરોના જાહેર પરીક્ષા. | ... ૧૯૮ |
| ૧૩૬ | અંગદેશની ગાદી કર્ણને આપી. | ૧૯૯ |
| ૧૩૭ | ભીમે કર્ણને મારેલું મહેણું. | ૨૦૧ |
| ૧૩૮ | દ્રોણે માગેલી ગુરુદક્ષિણા. | ... ૨૦૨ |
| ૧૩૯ | યુધિષ્ઠિરને મળેલું યૌવરાજ્ય. ... | ૨૦૪ |
| ૧૪૦ | કણિકનીતિ. | ... ૨૦૫ |
| ૧૪૧ | લાક્ષાગૃહ દાહ. | ... ૨૦૬ |
| ૧૪૨ | પાંડવોનું કાસલ કાઢવાનો વિચાર. | ૨૧૦ |
| ૧૪૩ | પાંડવોને વારણાવત મોકલવાનો યુક્તિ. | ... ૨૧૧ |
| ૧૪૪ | સળગી ઉઠે એવા મહેલનું નિર્માણ | ૨૧૨ |
| ૧૪૫ | વિદુરે આપેલી ચેતવણી ... | ૨૧૩ |
| ૧૪૬ | યુધિષ્ઠિર ને ભીમની મસલત... | ૨૧૪ |
| ૧૪૭ | લાક્ષાગૃહમાં લાય. | ... ૨૧૫ |
| ૧૪૮ | લાક્ષાગૃહમાં લાય. | ... ૨૧૬ |
| ૧૪૯ | વિદુરે રાખેલો ઉતરવાનો બેત | ૨૧૭ |
| ૧૫૦ | પાંડવદાહની ખબર. | ... ૨૧૭ |
| ૧૫૧ | ભીમનું જળ લેવા જવું. | ... ૨૧૮ |
| ૧૫૨ | હિડિંબાને ભીમનો મોહ. | ... ૨૨૦ |
| ૧૫૩ | ભીમ હિડિંબ યુદ્ધ. | ... ૨૨૧ |
| ૧૫૪ | હિડિંબ વધ. | ... ૨૨૩ |
| ૧૫૫ | હિડિંબાની કામના. | ... ૨૨૫ |
| ૧૫૬ | વ્યાસનો મેળાપ. | ... ૨૨૬ |
| ૧૫૭ | એકચક્રાપુરીમાં વાસ. | ... ૨૨૬ |
| ૧૫૮ | બ્રાહ્મણીનો બકભક્ષ થવા આગ્રહ | ૨૨૯ |
| ૧૫૯ | બ્રાહ્મણ કન્યાની તૈયારી. | ... ૨૩૦ |
| ૧૬૦ | કુંતીનો પ્રશ્ન | ... ૨૩૨ |
| ૧૬૧ | ભીમ બક પાસે જવા કબુલ થયો | ૨૩૩ |
| ૧૬૨ | કુંતી ને ધર્મનો સંવાદ | ... ૨૩૪ |
| ૧૬૩ | ભીમ ને બકનું યુદ્ધ. | ... ૨૩૫ |
| ૧૬૪ | બકનું મરણ. | ... ૨૩૬ |
| ૧૬૫ | દ્રૌપદીની ઉત્પત્તિ વિષે. | ... ૨૩૭ |
| ૧૬૬ | દ્રુપદના મનમાં રહેલું વેર. | ... ૨૩૮ |
| ૧૬૭ | દ્રુપદનાં બે સંતાન | ... ૨૩૯ |
| ૧૬૮ | પાંચાળ પ્રતિગમન. | ... ૨૪૧ |
| ૧૬૯ | દ્રૌપદીના પૂર્વજન્મની કથા. ... | ૨૪૨ |
| ૧૭૦ | ગંધર્વ સાથે ઝગડો. | ... ૨૪૨ |
| ૧૭૧ | તપત્યાખ્યાન | ... ૨૪૫ |
| ૧૭૨ | તપત્યુપાખ્યાન ( ચાલુ )... | ૨૪૭ |
| ૧૭૩ | તપત્યુપાખ્યાન. ( ચાલુ ) ... | ૨૪૮ |
| ૧૭૪ | પુરોહિત કરવાનો બોધ. | ... ૨૪૯ |
| ૧૭૫ | વસિષ્ઠ વિશ્વામિત્ર કલહ. | ... ૨૫૦ |
| ૧૭૬ | કલ્માષપાદને શાપ. | ... ૨૫૨ |
| ૧૭૭ | વસિષ્ઠને પુત્ર શોક. | ... ૨૫૪ |
| ૧૭૮ | ક્ષત્રિયોનાં દ્રવ્યહરણ. | ... ૨૫૬ |
| ૧૭૯ | ઔર્વની ઉત્પત્તિ. | ... ૨૫૭ |
| ૧૮૦ | ઔર્વનું લોકનાશક તપ. | ... ૨૫૮ |
| ૧૮૧ | રાક્ષસોનાશક યજ્ઞ. | ... ૨૫૯ |
| ૧૮૨ | વાસિષ્ઠનું આખ્યાન. | ... ૨૬૦ |
| ૧૮૩ | ધૌમ્યને પુરોહિતપદ. | ... ૬૧ |
| ૧૮૪ | બ્રાહ્મણો સાથે સ્વયંવર પ્રતિગમન | ૨૬૧ |
| ૧૮૫ | સ્વયંવરનું વર્ણન. | ... ૨૬૨ |
| ૧૮૬ | રાજાઓનાં નામ. | ... ૨૬૩ |
| ૧૮૭ | દેવ ગંધર્વ વગેરે સદસ્યો. ... | ૨૬૪ |
| ૧૮૮ | અર્જુને કરેલો મત્સ્યવેધ. ... | ૨૬૬ |
| ૧૮૯ | રાજાઓનું ઉશ્કેરાવું. | ... ૨૬૭ |
| ૧૯૦ | રાજાઓ સાથે ભીમ અર્જુનનું યુદ્ધ | ... ૨૬૮ |
| ૧૯૧ | પાંચે ભાઇઓની ભિક્ષા—ભાર્યા. | ૨૭૦ |
| ૧૯૨ | દ્રૌપદી પરિણય. | ... ૨૭૧ |
| ૧૯૩ | દ્રુપદે કરેલી વિવાહની તૈયારી. | ૨૭૨ |
| ૧૯૪ | દ્રુપદે કરેલું પાંડવ પરીક્ષણ. ... | ૨૭૪ |



# श्री म न् म हा भा र त.

# आदिपर्व.

## અધ્યાય ૧ લો. મંગળાચરણ ને કથારંભ.

### अनुक्रमणिकापर्व.

नारायणं नमस्कृत्य नरं चैव नरोत्तमम् ।
देवीं सरस्वतीं चैव ततो जयमुदीरयेत् ॥
रोमहर्षणपुत्रउग्रश्रवाः सौतिः पौराणिको ।
नैमिशारण्ये शौनकस्य कुलपतेर्द्वादशवार्षिके सत्रे ॥

નારાયણ તેમજ નરમાં ઉત્તમ એવા નરને તથા દેવી એવાં સરસ્વતીને નમસ્કાર કરી પછી જય* ઉચ્ચરીએ, અર્થાત્ જયનો વિસ્તાર કરીએ.

નૈમિશારણ્યમાં, કુળનાપતિ જે શૌનક ઋષિ, તેમના બાર વર્ષના યજ્ઞમાં સુખે કરીને બેઠેલા મોટા વ્રતવાળા બ્રહ્મ ઋષિઓની પાસે એક વખતે સૂત જાતિમાં ઉત્પન્ન થયેલા, અને પુરાણની કથા કહેવામાં ઘણા કુશલ એવા રોમહર્ષણના પુત્ર ઉગ્રશ્રવા, વિનયથી નમતા નમતા આવ્યા. ત્યારે તે ઠેકાણે બેઠેલા ઋષિઓએ વિચિત્ર પ્રકારની કથાઓ સાંભળવા વાસ્તે તેમનો સત્કાર કર્યો, અને તેમણે પણ મુનિઓને હાથ જોડી પ્રણામ કરીને તેઓના તપની વૃદ્ધિ પૂછી. પછી સર્વ ઋષિઓ પોતપોતાને આસને બેઠા અને સૂતપુરાણી પણ તેમણે આપેલા આસન ઉપર ખુશીથી બેઠા. ત્યાં સર્વ ઋષિયોની મધ્યે કેટલાકે કથા સાંભળવા વાસ્તે તેઓને આવી રીતે પ્રશ્ન પૂછયો કે, કમળપત્ર સરખાં નેત્રવાળા હે સૂત! તમે કયાંથી આવો છો અને આટલો વખત કયાં ગયા હતા? તે કહો. એ સાંભળી સૂતપુરાણી ઋષિઓની મોટી સભામાં, રાજાદિકો તથા મુનિઓનાં જેમાં ચરિત્ર છે એવું યથાર્થ વચન કહેવા લાગ્યા.

સૌતિ–સૂતપુરાણી–રાજાઓમાં શ્રેષ્ઠ અને મહાત્મા એવા, પરિક્ષિતના પુત્ર જનમેજય રાજાના સર્પયજ્ઞમાં, સૌની પાસે વૈશંપાયન ઋષિએ વિવિધ પ્રકારની વ્યાસજીએ કહેલી એવી ભારતની કથા કહી, તે મેં ત્યાં સાંભળી. પછી કેટલાંક તીર્થો અને ક્ષેત્રોની પરિક્રમા કરીને બ્રાહ્મણોએ સેવેલા સમંતપંચક નામના દેશમાં ગયો. જ્યાં પૂર્વે કૌરવ પાંડવ તથા બીજા રાજાઓનું મોટું યુદ્ધ થયું હતું, ત્યાંથી હું તમારાં દર્શન કરવા માટે આ યજ્ઞમાં આવ્યો છું.

---

* જય—મહાભારતનું અસલ નામ 'જય' હતું, એમ કહેવામાં આવે છે.

તમે મોટા આયુષ્યવાળા, પરમેશ્વરમાં એકાગ્રચિત્ત રાખવાવાળા, સૂર્ય અને અગ્નિ સરખા તેજવાળા આ યજ્ઞમાં અભિષેક થએલા, જપ કરવાવાળા, અગ્નિમાં હોમ કરવાવાળા અને પવિત્ર છો તેથી તમારા જેવાને સમાગમ મારા જેવાને દુર્લભ છે, માટે હે ઋષિઓ ! મહાત્મા એવા તમે, આસનની ઉપર સ્વસ્થ થઇને બેસી, મને આજ્ઞા કરો કે પુરાણાદિકોમાંથી હું શું આપને સંભળાવું ? પવિત્ર એવી પુરાણુ સંહિતા, વા મોક્ષ અને રાજધર્મવાળી કથાઓ, નળરામાદિકોનું ચરિત્ર, ભૃગુઆદિ ઋષિઓનું ચરિત્ર, અને પતિવ્રતા સ્ત્રીઓનાં ચરિત્ર, એમાંથી હું આપને શું સંભળાવું, તે કહો ?

ઋષિઓ—પરમ ઋષિ વ્યાસજીએ કહેલો પુરાતન ઇતિહાસ, જે સાંભળી દેવતાઓ તથા બ્રહ્મર્ષિઓએ પોતપોતાના લોકમાં જેની પ્રશંસા કરી છે એવો, અને વળી આખ્યાને કરી શ્રેષ્ઠ, વિચિત્ર પ્રકારની પદ પર્વની રચનાવાળો, સૂક્ષ્મ અને ન્યાયે કરી યુક્ત, વેદના અર્થે કરી શોભિતો એવો ભારતરૂપી ઇતિહાસ, તેની ગ્રંથના અર્થે કરી યુક્ત, પાપ અને ભયને ટાળનારી, નાના શાસ્ત્રે કરી યુક્ત, પદાદિકનો બોધ કરનારી એવી પવિત્ર કથાઓ જે વ્યાસજીની આજ્ઞાએ કરીને વૈશંપાયને જનમેજય રાજાના સર્પયાગમાં પ્રસન્નતાથી કહી હોય, તે અમે સાંભળવા ઇચ્છીએ છીએ.

સૂત—સત્ય, સનાતન વ્યાપક, એક બ્રહ્મરૂપ, એવા આદિ પુરૂષ અવ્યક્ત એવા ઇશ્વર, વ્યક્ત, ઘણાઓએ સ્તુતિ કરેલા યજ્ઞ ભગવાન, વિરાટરૂપ, અનાદિ, અવિનાશી, સૃષ્ટિને ઉત્પન્ન કરનાર એવા વિષ્ણુ, કલ્યાણને આપનાર, કલ્યાણરૂપ, યજ્ઞરૂપ, આદર કરવા યોગ્ય, શુદ્ધ, દોષરહિત ઇંદ્રિયોના નિયંતા અને ચરાચર વિશ્વના ગુરૂ એવા હરિ ભગવાનને નમસ્કાર કરીને, સર્વ લોકોએ પૂજેલા મહાત્મા જે વ્યાસજી તેનો પવિત્ર મત હું કહું છું. આ ઇતિહાસને પૂર્વે પૃથ્વી ઉપર કેટલાકો કહી ગયા, હાલ કેટલાકો કહે છે, અને ભવિષ્ય કાળમાં પણ કેટલાએકો કહેશે. જે વેદનું જ્ઞાન બ્રાહ્મણ ક્ષત્રિય અને વૈશ્યો માત્ર ધારણ કરી શકે છે, તે જ્ઞાન, આ સુંદર શબ્દે કરી યુક્ત વૈદિક અને લૌકિક સંકેતવાળા, નાના પ્રકારના છંદ અને વૃત્તવાળા, અને વિદ્વાનોને પ્રિય એવા ઇતિહાસરૂપે કરીને ત્રણે લોકમાં, જાતિથી ઉત્તમ, મધ્યમ, અને અધમ લોકમાં પણ રહ્યું છે. પરિણામ ન પામે એવું, દિવ્ય, ચાર પ્રકારના પ્રાણીઓનું ઉત્પત્તિસ્થાન, અદ્દભુત, ચિંતન કરવામાં નહીં આવે એવું, સર્વ ઠેકાણે સમતાને પામેલું, અવ્યક્ત કારણ, અને કહેવાઇ નહીં શકાય એવું પ્રજાનું બીજ, જ્યારે રૂપાદિક આકાર અને માયાએ રહિત તથા સર્વત્ર અંધારાએ કરીને વીંટાયલું હતું, ત્યારે પ્રથમ સૃષ્ટિ કાળમાં બ્રહ્માંડરૂપ થયું. જે થકી પ્રજાના પતિ પરમેષ્ટિ, પ્રાચેતસ દક્ષ અને દક્ષના સાત પુત્રો, એ રીતે બ્રહ્માની વિભૂતિરૂપ એકવીસ પ્રજાપતિઓ થયા. વિશ્વેદેવ, આદિત્ય વસુ, અને અશ્વિનીકુમાર એટલા વિષ્ણુની વિભૂતિરૂપ થયા. યક્ષ, સાધ્ય, પિશાચ, પિતૃ, બ્રહ્મર્ષિ, સર્વ ગુણોએ યુક્ત ઘણાક રાજ ઋષિઓ, જળ, આકાશ, પૃથ્વી, વાયુ, અને દિશાઓ ઇત્યાદિક રૂદ્રની વિભૂતિરૂપ થયાં. પછી સંવત્સર, ઋતુ, માસ, પક્ષ, દિવસ, રાત્રિ, અને બીજું પણ જે કંઇ લોક સાક્ષિક, અને સ્થાવર જંગમ છે, તે સર્વે ઉત્પન્ન થયું. ફરી પ્રલયકાળની વખતે તે પોતાના કારણમાં લીન થાય છે. જેમ દરેક ઋતુના ગુણો તે તે ઋતુમાં તેવાજ રૂપે દેખાય છે, તેમ યુગ યુગને વિષે સર્વે પદાર્થો તેવાજ દેખાય છે. એવી રીતે અનાદિ, અનંત, અને પ્રાણીઓનો સંહાર કરનારૂં આ કાળચક્ર લોકને વિષે ફર્યા કરે છે. તેત્રીસ હજાર તેત્રીસસો

ને તેત્રીસ એટલી દેવતાઓની સંક્ષેપે સૃષ્ટિ છે. બૃહદ્ભાનુ, ચક્ષુઆત્મા, વિભાવસુ, સવિતા, રૂચિક, અર્કભાનુ, આશાવહ, એ સર્વ સૂત્રાત્માના અવયવો છે. સૂર્યના સર્વ પુત્રોમાં મનુ શ્રેષ્ઠ થયા તેના પુત્ર દેવભ્રાટ થયા, તે સુભ્રાટના ધણી પ્રજાવાળા અને વિખ્યાત ત્રણ પુત્રો થયા. જેઓનાં નામ દશજ્યોતિ, શતજ્યોતિ અને સહસ્રજ્યોતિ છે. તેમાં મહાત્મા એવા દશજ્યોતિના દશ હજાર પુત્રો, તેથી દશગણા શતજ્યોતિના પુત્રો, અને તેથી દશગણા સહસ્રજ્યોતિના પુત્રો થયા. એ અગ્નિ, ચંદ્ર અને સૂર્યથી ક્રમે કરીને, બ્રાહ્મણ, કુરૂ, યદુ, ભરત, યયાતિ અને ઇક્ષ્વાકુ, ઈત્યાદિક રાજાઓના વંશો ઉત્પન્ન થયા; અને બીજા પ્રાણીઓ પણ ઘણા ઉત્પન્ન થયા. તે સર્વે ભૂત પ્રાણીમાત્રનાં ઠેકાણાં, શહેરો, કિલ્લાઓ, તીર્થો, ક્ષેત્રો, ધર્મ, અર્થ અને કામનું રહસ્ય, કર્મ ઉપાસના અને જ્ઞાનકાંડ, ધર્મ અર્થ અને કામને પ્રતિપાદન કરવાવાળાં વિવિધ પ્રકારનાં શાસ્ત્ર, લોકોનો નિર્વાહ ચાલે એવા આયુર્વેદ અને ગાંધર્વ વેદનું વિધાન, એ સર્વે વ્યાસજીએ યોગબળે કરીને જોયાં. પછી આ ગ્રંથમાં અર્થવાળા ઇતિહાસો, તથા વિવિધ પ્રકારની શ્રુતિયો, ઈત્યાદિ સર્વે અનુક્રમે વિદ્વાનોની પ્રીતિ માટે સંક્ષેપથી અને વિસ્તારથી કહ્યાં છે. શબ્દોના અનેક અર્થ છે, તેથી કેટલાક અર્થ કરવામાં અને ગ્રંથને ધારણ કરવામાં કુશળ એવા બુદ્ધિમાન પુરૂષો વિવિધ પ્રકારના જ્ઞાનનો પ્રકાશ કરે છે. સત્યવતીના પુત્ર મોટા વ્રતવાળા અને વિદ્વાન એવા પારાશર વ્યાસજીએ, તપ અને બ્રહ્મચર્યથી સનાતન વેદના વિભાગો કરીને, આ પવિત્ર ભારતરૂપી ઇતિહાસ કર્યો. તે કરીને વ્યાસજી વિચાર કરવા લાગ્યા કે, આ હું શિષ્યોને કેવી રીતે ભણાવું ? તે જાણીને લોકના ગુરૂ એવા બ્રહ્માજી, વ્યાસજીને પ્રસન્ન કરવા માટે, અને લોકોના કલ્યાણ વાસ્તે ત્યાં પધાર્યા. તે જોઇ સર્વ મુનિઓએ વિંટાયલા અને આશ્ચર્ય પામેલા વ્યાસજીએ, હાથ જોડી પ્રણામ કરીને તેઓને આસન આપ્યું. બ્રહ્મા તે સુંદર આસન ઉપર વિરાજ્યા. તેમની પાસે વ્યાસ હાથ જોડી ઉભા રહ્યા. તે જોઇ બ્રહ્માએ આજ્ઞા કરી, એટલે વ્યાસ પ્રસન્ન થઇને, તેઓના આસન પાસે બેઠા. પછી મોટા તેજવાળા વ્યાસજીએ બ્રહ્માને કહ્યું કે હે ભગવાન ! આ ઉત્કૃષ્ટ કાવ્ય મેં રચ્યું છે, જેમાં વેદનું રહસ્ય, અંગોએ અને ઉપનિષદોએ સહિત વેદોનો વિસ્તાર, ઇતિહાસ ને પુરાણોનો પ્રકાશ, ભૂત ભવિષ્ય અને વર્તમાનકાળ, જન્મ મૃત્યુ ભય અને વ્યાધિની ઉત્પત્તિ, પ્રજાઓના વિવિધ પ્રકારના ધર્મ, આશ્રમોનાં લક્ષણ, ચારે વર્ણની સ્થિતિ, સમગ્ર પુરાણો, તપ, બ્રહ્મચર્ય, પૃથ્વી ચંદ્ર સૂર્ય ગ્રહ નક્ષત્ર અને તારાઓનું યુગ સહિત પ્રમાણ, ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ, જ્ઞાન, શિક્ષા, ચિકિત્સા, દાન, હેતુ સહિત અંતર્યામીનું માહાત્મ્ય, દેવતા અને મનુષ્યોના જન્મ, પવિત્ર તીર્થો, દેશો, નદીઓ, પર્વતો, વનો, સમુદ્રો, દિવ્ય પુરાણ, ધનુર્વેદ અને શસ્ત્રાદિકની વિધિઓ, યુદ્ધનું ચાતુર્ય, સ્તુતિ, નિંદા, ન્યાય, દેશાદિકનાં નીતિશાસ્ત્ર ઇત્યાદિ અને સર્વવ્યાપક જે કંઇ છે તે સર્વે મેં પ્રતિપાદન કરેલું છે, પરંતુ એવા કાવ્યનો લખનાર પૃથ્વીમાં કોઇ નથી.

બ્રહ્મા કહે—તપસ્વી અને શ્રેષ્ઠ મુનિયોથી હું તમને ઘણા શ્રેષ્ઠ માનું છું, કારણ કે તમે રહસ્ય જ્ઞાન જાણો છો. જન્મથીજ વેદને કહેનારી તમારી વાણીને હું સત્ય માનું છું, તેથી તમારા બોલવા પ્રમાણેજ એ ઇતિહાસ કાવ્ય કહેવાશે. જેમ બ્રહ્મચર્ય, વાનપ્રસ્થ, સંન્યાસ, એ ત્રણે આશ્રમોનો આશ્રય ગૃહસ્થાશ્રમ છે, તેમ સર્વે કવિયોને કવિતા રચવામાં

આ ઇતિહાસ મોટો આશ્રય છે. હે મુનિ । તમે કહ્યું કે, આ કાવ્યનો પૃથ્વીમાં કોઇ લખનાર નથી, પણ હું કહું છું કે, આ કાવ્ય લખવા વાસ્તે તમે ગણપતિનું સ્મરણ કરો, તે જરૂર લખી શકશે.

સૂત કહે છે—એટલું કહીને બ્રહ્મા પોતાના લોકમાં પધાર્યા. તે પછી સત્યવતીના પુત્ર વ્યાસજીએ ગણેશનું સ્મરણ કર્યું. તરતજ જ્યાં તે સર્વે બેઠા હતા ત્યાં ભક્તોના મનોરથ પૂર્ણ કરનાર ગણપતિ પધાર્યા. વ્યાસજીએ તેઓનું પૂજન કરીને આસન આપ્યું. તે ઉપર તેઓ વિરાજ્યા એટલે વ્યાસ બોલ્યા કે—હે ગણપતિ ! મારા મનમાં ધારેલો ઇતિહાસ હું કહું તે આપ લખો. એ સાંભળી ગણપતિએ કહ્યું કે, હું લખું તો ખરો, પણ મારી કલમ ક્ષણ માત્ર પણ અટકે નહીં. ત્યારે વ્યાસજીએ કહ્યું કે ઠીક. પરંતુ આપે જેટલું લખાણ કરવું તેટલું શ્લોકનો અર્થ જાણ્યા વગર કરવું નહીં. પછી વ્યાસજીની સરત કબુલ રાખીને ગણપતિએ લખવાનો આરંભ કર્યો. વ્યાસજીએ ઉત્સાહથી, કોઇને અર્થ સમજાય નહીં, એવા કેટલાએક ગૂઢ શ્લોકો કર્યા. જે શ્લોકો વિષે પોતેજ પ્રતિજ્ઞા કરી છે કે, આ મહાભારત ગ્રંથમાં આઠ હજાર ને આઠસેં શ્લોકોનો અર્થ હું અથવા શુકદેવજી જાણીએ છીએ; અથવા સંજય જાણે છે, વા નથી જાણતો. એવા કઠણ શ્લોકોનો અર્થ આજ દિવસ સુધી પણ કોઈ ખરો અર્થ તરત જાણી શકતા નથી. ગણપતિને પણ એ કઠણ શ્લોકોનો અર્થ જાણવાને વિચાર કરવો પડતો હતો, તેટલામાં વ્યાસજી બીજા ઘણાક શ્લોકો તૈયાર કરી લેતા હતા. અજ્ઞાનરૂપી અંધારાએ કરી જે લોકો દેખતા નથી તેમને ભારત દેખતા કરે છે, તેઓને જ્ઞાનરૂપી અંજનની શળીએ કરી જ્ઞાન આપે છે, તેજ ભારતરૂપી સૂર્ય, સંક્ષેપ અને વિસ્તારથી કહેલા ધર્મ અર્થ કામ અને મોક્ષે કરીને મનુષ્યોનું અજ્ઞાનરૂપી અંધારૂ ટાળે છે. વળી પુરાણે કરી પૂર્ણ ચંદ્રરૂપ ભારતે, શ્રુતિયોરૂપ ચંદ્રિકા પ્રકાશ કરી અને મનુષ્યોની બુદ્ધિરૂપ કમળોને પ્રફુલ્લિત કર્યાં છે. મોહના પડદાને ટાળનારા આ ઇતિહાસરૂપી મોટા દિવાએ, સર્વે લોકોને રહેવાનું સ્થાન જે બ્રહ્માંડ તેને પ્રકાશ્યું. મહાભારત એક વૃક્ષરૂપ છે, જેના સંગ્રહાધ્યાયરૂપી બીજ, પૌલોમ આસ્તિક ઇત્યાદિ પર્વરૂપી મૂળિયાં, અને ઉત્પત્તિરૂપી મોટી ડાળો છે. જેમાં સભા અને અરણ્ય પર્વરૂપી પક્ષિયોના માળા છે. અર્ણિકપર્વ જેનું રૂપ છે, વિરાટ અને ઉદ્યોગપર્વરૂપી જેનો સાર છે, જેમાં ભીષ્મપર્વરૂપી શાખાઓ, દ્રોણપર્વરૂપી પાંદડાં, કર્ણપર્વરૂપી સફેદ ફૂલ, શલ્યપર્વરૂપી સુગંધ, અને ઐશિકપર્વરૂપી છાયા; શાંતિપર્વ રૂપી મોટાં ફળ, અશ્વમેધ પર્વરૂપી અમૃતરસ, આશ્રમવાસિક પર્વરૂપી બેસવાનું ઠેકાણું અને મૌસલ પર્વરૂપી મોટી ડાંખળીઓ છે, એવો શ્રેષ્ઠ પુરૂષરૂપી પક્ષિઓએ સેવેલો આ અક્ષય ભારતરૂપી વૃક્ષ મેઘની પેઠે સર્વે કવિઓનું ઉપજીવન કરનારો થશે. આ ભારતરૂપી વૃક્ષનાં સ્વાદિષ્ઠ અને પવિત્ર રસવાળાં ધર્મ અને મોક્ષરૂપી ફૂલ અને ફળો છે, જે દેવતાઓથી પણ લેવાતાં નથી.

સત્યવતી નામની માતા અને ગંગાના બુદ્ધિમાન પુત્ર ભીષ્મની આજ્ઞાથી પૂર્વે વીર્યવાન વ્યાસજીએ, વિચિત્રવીર્યની અંબિકાદિક સ્ત્રિઓને વિષે ક્રમે કરીને ધૃતરાષ્ટ્ર, પાંડુ અને વિદુર, એ નામના અગ્નિ સમ તેજવાળા ત્રણ પુત્રો ઉત્પન્ન કર્યા હતા. તે પછી પાછા તપ કરવા વાસ્તે પોતાના આશ્રમે પધાર્યા. ધૃતરાષ્ટ્ર, પાંડુ અને વિદુર, પુત્રપૌત્રાદિક ઉત્પન્ન કરી પરમ ગતિને પામ્યા. પાછી મનુષ્ય લોકમાં જનમેજય રાજા અને બીજા હજારો બ્રાહ્મણ

પૂછવાથી, મહાઋષિ વ્યાસજીએ પોતાની પાસે બેઠેલા વૈશંપાયનને આજ્ઞા કરી કે, તમે આ સર્વને મહાભારત સંભળાવો. ત્યારે યજ્ઞમાં અવકાશની વખતે સભાસદો સહિત જનમેજય રાજાને તેમણે તે સંભળાવ્યું. ભારતમાં વ્યાસજીએ કુરૂવંશનો વિસ્તાર, ગાંધારીની ધર્મશીલતા, વિદુરની બુદ્ધિ, કુંતીનું ધૈર્ય વાસુદેવ ભગવાનનો મહિમા, પાંડવોની સત્યતા અને ધૃતરાષ્ટ્રનું કુટિલપણું ઇત્યાદિ વર્ણવ્યાં છે. પ્રથમ આ ભારતરૂપી સંહિતા વ્યાસજીએ ચોવીસ હજાર શ્લોકોની કરી. પછી મહાત્મા પુરૂષોનાં આખ્યાન લખ્યાં તેથી એ ભારત એક લાખ શ્લોકનું થયું. વળી પર્વ સહિત વૃત્તાંતોની અનુક્રમણિકા વાસ્તે દોઢસો શ્લોક બીજા કર્યા. એવી રીતે આ ભારતની રચના કરીને વ્યાસજીએ તે પોતાના પુત્ર શુકદેવજીને ભણાવ્યું. બીજા કેટલાક યોગ્ય શિષ્યોને પણ શિખવ્યું, તેજ ભારતનો વિસ્તાર વ્યાસજીએ સાઠ લાખ શ્લોકનો કર્યો, તેમાંથી ત્રીસ લાખ દેવલોકમાં, પંદર લાખ પિતૃ લોકમાં, ચૌદ લાખ ગંધર્વલોકમાં, અને એક લાખ શ્લોક મનુષ્યલોકમાં રહ્યા. આ ત્રીસ લાખ શ્લોકનું ભારત નારદે દેવતાઓને શ્રવણ કરાવ્યું, પંદર લાખનું અસિત અને દેવળ ઋષિએ પિતૃદેવને સંભળાવ્યું. ચૌદ લાખનું શુકદેવજીએ ગંધર્વ, યક્ષ અને રાક્ષસોને કહ્યું, અને એક લાખનું ભારત, વેદ જાણવામાં શ્રેષ્ઠ અને ધર્માત્મા એવા વ્યાસજીના શિષ્ય વૈશંપાયને આ મનુષ્યલોકમાં કહી સંભળાવ્યું. હે ઋષિઓ ! તે ભારત આજ હું તમને કહું છું તે શ્રવણ કરો. ક્રોધમય દુર્યોધન રાજારૂપી એક મોટો વૃક્ષ હતો, જેની કર્ણરૂપી મોટી શાખાઓ અને શકુનિરૂપી નાની શાખાઓ હતી, તેનાં દુઃશાસન રૂપી ફળ અને ફૂલો અને બુદ્ધિહીન ધૃતરાષ્ટ્ર રાજારૂપી મૂળ હતાં. વળી બીજો, ધર્મરૂપ યુધિષ્ઠિર રાજારૂપી એક વિશાળ વૃક્ષ હતો. જેની અર્જુનરૂપી મોટી શાખાઓ અને ભીમસેનરૂપી નાની શાખાઓ હતી. જેનાં નકુલ અને સહદેવરૂપી ફળફૂલો, અને શ્રીકૃષ્ણ, વેદ અને બ્રાહ્મણોરૂપી મૂળ હતાં.

બુદ્ધિ અને પરાક્રમે કરી ઘણાક દેશો જીતીને, મૃગયા કરવામાં ઘણા ઉત્સાહવાળા પાંડુ રાજા, મુનિયો સહિત વનમાં જઇને રહ્યા. તે વનમાં કોઇ વખતે, મૃગરૂપ થઇને સંગ કરનાર કોઇ ઋષિને તેમણે માર્યા, તેથી તે " તું સંગ કરતી વખતે મરીશ " એવા પ્રજોત્પત્તિને અટકાવનાર શાપ પામ્યા. એવી આપત્તિ આવી પડી ત્યારે કુંતીએ ધર્મ, વાયુ અને ઇંદ્ર, એ ત્રણ દેવોનું આવાહન કરી, યુધિષ્ઠિર, ભીમ અને અર્જુન નામના ત્રણ પુત્રો ઉત્પન્ન કર્યા, અને માદ્રીએ અશ્વિનીકુમારનું આવાહન કરી નકુલ અને સહદેવને ઉત્પન્ન કર્યા. પછી તે વનમાં પાંડવોના શીલનો રક્ષક, જાતકર્માદિ સંસ્કારરૂપ આચાર વિધિનો ક્રમ કરવામાં આવ્યો. મહત્ પુરૂષોના જ્યાં આશ્રમ છે એવા તે પવિત્ર વનમાં, તપસ્વિયોની સાથે પાંડવો માતાની રક્ષાથી મોટા થયા. સુંદર રૂપવાળા જટાધારી અને બ્રહ્મચારી બાળકોને ઋષિયોએ ધૃતરાષ્ટ્ર પાસે લઇ જઇ કહ્યું કે, તમારા પુત્રો અને દુર્યોધનાદિકના ભાઇઓ, શિષ્યો, અને સગા એવા આ પાંડવો છે. એટલું કહીને તે મુનિઓ અંતર્ધાન થઇ ગયા. પછી પાંડવોને જોઇને શહેરના ચારે વર્ણના ઉત્તમ લોકો અને કૌરવો હર્ષ પામ્યા. કેટલાએક નીચ લોકો શંકા કરવા લાગ્યા કે, આ પાંડુ રાજાના પુત્રો નહિ, ત્યારે કેટલાકે કહ્યું કે, આ પાંડુ રાજાનાજ પુત્રો છે. વળી કેટલાક બોલવા લાગ્યા કે પાંડુ રાજા ઘણો કાળ થયાં મરણ પામ્યા છે, અને આ પુત્રો તો બાળક છે માટે એ તેઓના કેમ હોય ! તેવામાં શહેરના ઉત્તમ લોકો પાંડવો પ્રત્યે બોલ્યા કે, તમે ભલે આવ્યા, આજે અમે પાંડુ

રાજાની સંતતિને જોઇએ છીએ. અમે તમારી પાસે આવ્યા તે સારૂં થયું, એમ પાંડવોએ કહ્યું. એટલામાં સર્વે દિશાઓમાં ઘોષ કરતો આકાશમાં એક મોટો શબ્દ થયો કે, "આ પાંડવો છે." વળી સુગંધીવાળા પુષ્પોનો વર્ષાદ થયો. અને શંખ તથા દુદુંભીના શબ્દ થયા. એ રીતે પાંડવો આવ્યા તે વખતે મોટું આશ્ચર્ય થયું.

શહેરના લોકો પણ પાંડવોની ઉપર પ્રીતિ કરી સ્વર્ગને પહોચે અને કીર્તિને વધારે એવો "સાધુ સાધુ" શબ્દ બોલ્યા. પછી પાંડવો સમગ્ર વેદ અને વિવિધ પ્રકારનાં શાસ્ત્રો ભણીને નિર્ભય થઈ શહેરના માણસોથી માન પામતા ત્યાં રહેવા લાગ્યા. યુધિષ્ઠિર રાજાના શુચિપણાએ કરી, ભીમસેનની ધીરજે કરી, અર્જુનના પરાક્રમે કરી, અને નકુળ સહદેવના વિનય, વડીલોની સેવા અને સહનતા ઇત્યાદિ ગુણોએ કરી રાજ્યના સર્વે કારભારીઓ ઘણા પ્રસન્ન થયા, અને તેમનું શૂરપણું જોઇને સર્વ પ્રજા પણ પ્રસન્ન થઇ. ત્યાર પછી અર્જુન, દ્રૌપદીના સ્વયંવરમાં એકઠા થયેલા રાજાઓની વચમાં મત્સવેધ કરીને દ્રોપદી પરણ્યા ત્યારથી, તે ધનુર્વિદ્યા જાણવાવાળાઓમાં મુખ્ય, અને સૂર્યની પેઠે સંગ્રામને વિષે અસહ્ય પરાક્રમવાળા છે, એમ લોકોએ જાણ્યું. અજો કરીને ગર્વિષ્ટ જરાસંધ રાજાને ભીમસેનના હાથે મરાવી; તેમજ શિશુપાળ રાજાને શ્રીકૃષ્ણના હાથે મરાવીને, ઘણા અન્નદાનવાળો, ઘણી દક્ષિણાવાળો, સર્વ ગુણોએ યુક્ત એવો રાજસૂય નામનો મોટો યજ્ઞ, શ્રીકૃષ્ણના ન્યાયથી અને ભીમ અર્જુનના બળથી યુધિષ્ઠિર રાજાએ કર્યો. યજ્ઞમાં અર્જુન પૃથ્વીના મોટા મોટા રાજાઓને જીત્યો. તે યજ્ઞમાં ચોતરફથી મણિઓ, સુવર્ણ, વજ્ર, વૈડૂર્ય ઇત્યાદિ રત્નો, ગાયો, હાથીઓ, ધન, વિચિત્ર પ્રકારનાં વસ્ત્રો, ઉત્તમ સાલો, મૃગચર્મો, રંકુ નામના મૃગોના રૂંવાની બનાવેલી અનેક તરેહની કંબલો ઇત્યાદિ નજરાણાં દુર્યોધન પાસે આવવા લાગ્યાં. એવી રીતે વૃદ્ધિ પામેલી પાંડવોની લક્ષ્મી જોઈ અદેખાઇથી દુર્યોધનને મોટો ક્રોધ ઉત્પન્ન થયો. વળી મયદાનવની રચેલી વિમાન સરખી પાંડવોની સભા જોઇને પણ દુર્યોધનને મોટો સંતાપ થયો તે અદ્ભુત રચનાવાળી સભામાં જ્યાં સ્થળ ત્યાં જળ ને જળ ત્યાં સ્થળના ભ્રમથી અને વળી દરવાજો નહિ ત્યાં દરવાજાના ભ્રમથી, દુર્યોધન રાજા પડી ગયો. તે જોઇને શ્રીકૃષ્ણ ભગવાનની સમક્ષ ભીમસેન, જેમ કોઇ ગામડિયાની હાંસી કરે તેમ દુર્યોધનની હાંસી કરીને બોલ્યો કે, "ધૃતરાષ્ટ્રનો પુત્ર ખરોની"? (એટલે કે ધૃતરાષ્ટ્ર આંધળો માટે તેનો છોકરો પણ આંધળો) તે દિવસથી દુર્યોધન રાજા નાના પ્રકારના ભોગ અને વિવિધ પ્રકારનાં રત્નો હતો ભોગવતો તોપણ પોતે શરીરે દુબળો અને ઘણો ઉદાસી રહેતો હતો, તે જોઇને, પુત્ર જેને પ્રિય છે એવા ધૃતરાષ્ટ્રે યુધિષ્ઠિર રાજા સાથે જુગટું રમવાની સલાહ આપી. તે સાંભળીને વાસુદેવ ભગવાનને ઘણો ક્રોધ ચડયો તોપણ વિદુરજી,ભિષ્મપિતામહ, દ્રોણાચાર્ય અને કૃપાચાર્ય ઇત્યાદિની શિખામણ કૌરવો ન માને, તેથી કૌરવો અને પાંડવોમાં મોટો કજીઓ થાય, તેમાં પરસ્પર યુદ્ધથી ક્ષત્રિયોનો નાશ કરાવવા માટે, જુગટું આદિ લઇ મહા ઘોર એવા, કૌરવોના અનેક પ્રકારના અન્યાયોને ભગવાને સહન કર્યા. પોતાને અપ્રિય એવો પાંડવોનો જય સાંભળીને રાજા દુર્યોધન, કર્ણ અને શકુનિનો "મૃત્યુ અગર જય થાય તોપણ અર્ધું રાજ્ય આપવું નહીં" એવો મત જાણીને, ધૃતરાષ્ટ્ર રાજાએ ઘણીક વાર સુધી વિચાર કરી સંજયને કહ્યું કે, હે સંજય! હું કહું તે સર્વ સાંભળ. મને નિંદવાને તું લાયક નથી, કેમકે તું શાસ્ત્ર જાણે છે, તેમજ મહા બુદ્ધિમાન છે અને વિદ્વાન પુરૂષોને માનવા યોગ્ય છે

મારી બુદ્ધિ કજીઓ કરવા તરફ છેજ નહીં, કારણ કે કુળના ક્ષયમાં હું રાજી નથી, મને મારા પુત્રોમાં અને પાંડવોમાં કંઇ વિષમ બુદ્ધિ નથી, તેથી વૃદ્ધ એવો હું, તેને ક્રોધી એવા મારા પુત્રો નિંદે છે. હું ચક્ષુ વગર દીન છું, અને પુત્રો ઉપર મને પ્રીતિ છે તેથી સહન કરૂં છું અને થોડી બુદ્ધિવાળો દુર્યોધન જેમ મોહ પામે છે તેમ હું પણ તેની પાછળ મોહ પામું છું. મહા પરાક્રમી પાંડવોના રાજસૂય યજ્ઞમાં તેઓની લક્ષ્મી જોઇને અને ભીમસેનને સભામાં ફરતા અને જોતા એવા મારા પુત્ર દુર્યોધનની મશ્કરી કરી તેથી તેને ઘણો ક્રોધ ચડયો છે. પાંડવોને સંગ્રામમાં જીતે એટલું સામર્થ્ય મારા પુત્રોમાં નથી, તેમ ક્ષત્રિય છે તોપણ યુધિષ્ઠિર રાજાને વશ કરવાનું પણ સામર્થ્ય નથી, તેથી તેમણે "કપટરૂપ જુગટું રમવું" એવો વિચાર શકુનિ સાથે કર્યો છે. હે સંજય! તે જુગટું રમ્યાની અગાઉ અને પાછળ પાંડવોને જીતવાની આશાને તોડનારા જે જે બનાવો બન્યા તે સર્વ હું જાણું છું. સાંભળઃ– બુદ્ધિયુક્ત યથાર્થ મારા વચનને સાંભળીને તુંમને પ્રજ્ઞાચક્ષુ કહેશે. જ્યારે અર્જુને પોતાનું ધનુષ લઇ નિશાનને ભેદી પૃથ્વીમાં પાડયું, ને સર્વ રાજાઓના દેખતાં મત્સવેધ કર્યો એવું મેં સાંભળ્યું ત્યારથી હું જીતવાની આશા રાખતો નથી. દ્વારકામાં મધુવંશમાં ઉત્પન્ન થયેલી સુભદ્રા કન્યાને બળાત્કારથી, યાદવોને પરાભવ પમાડીને અર્જુન હરણ કરી લાવ્યો તોપણ શ્રીકૃષ્ણ અને બળદેવજી તેની ઉપર રોષ ન રાખતાં, ઇન્દ્રપ્રસ્થ પધાર્યા, એ સાંભળ્યું ત્યારથી મને જીતવાની આશા નથી. વર્ષતા એવા ઇન્દ્રને દિવ્ય બાણોએ કરી અર્જુને વારી રાખ્યો, અને ખાંડવ વનને વિષે અગ્નિને તૃપ્ત કર્યો ત્યારથી હે સંજય! હું જીતવાની આશા રાખતો નથી.

લાખના ઘરમાંથી કુંતી સહિત પાંડવોનો બચાવ થયો અને વિદુરજી પાંડવોના હિતમાં છે, એવું સાંભળ્યું ત્યારથી મને જીતવાની આશા નથી. મત્સવેધ કરી અર્જુન દ્રૌપદીને પરણ્યો, ત્યારથી શૂરવીર એવા પાંચાળ દેશના રાજાઓ અને પાંડવો એક બીજાને મળતા છે એમ સાંભળ્યું ત્યારથી હું જીતવાની આશા રાખતો નથી. ક્ષત્રિયોમાં મહા પ્રતાપી એવા મગધ દેશના જરાસંધ રાજાને ભીમસેને ફક્ત હાથથીજ માર્યો, અને દિગ્વિજયમાં પૃથ્વીના સર્વ રાજાઓને જીતીને પાંડવોએ રાજસૂય નામનો મોટો યજ્ઞ કર્યો એવું સાંભળ્યું, ત્યારથી મને જીતવાની આશા નથી. રજસ્વળા અને એક વસ્ત્ર જેણે ધારણ કર્યું હતું એવી દ્રૌપદીને, પાંડવો જેવા પતિ હોવાછતાં અનાથની પેઠે, કૌરવો સભામાં ખેંચી ગયા તેથી તે ઘણા દુઃખને પામી, અને તેની આંખમાંથી ઘણાં આંસુ પડયાં એવું સાંભળ્યું ત્યારથી મને જીતવાની આશા નથી. ધુતારા અને મંદબુદ્ધિવાળા દુઃશાસને દ્રૌપદીનાં ઘણાંક વસ્ત્ર ઉતાર્યા તોપણ વસ્ત્રનો અંત આવ્યો નહીં, એવું સાંભળ્યું ત્યારથી હું જીતવાની આશા રાખતો નથી. પરાક્રમી ભાઇઓ જેની આજ્ઞામાં છે એવા યુધિષ્ઠિર રાજાને, શકુનિએ જુગટામાં પરાજય પમાડી રાજ્ય હરણ કરી લીધું, તેથી પાંડવો વનમાં ગયા ને જતી વખતે પોતાના મોટા ભાઇ યુધિષ્ઠિર રાજાને વિષે ઘણો પ્રેમ છે તેથા દુઃખ પામી સેનાદિકે "પોતાના હાથ સામું જોયું." ઇત્યાદિ અનેક તરેહથી પોતાનું પરાક્રમ સૂચવ્યું એવું સાંભળ્યું ત્યારથી મને જીતવાની આશા નથી. ધર્મ રાજા જ્યારે વનમાં ગયા ત્યારે તેમની પાછળ, ભિક્ષા માગી ભોજન કરનારા મહાત્મા, વિદ્યા અને વ્રત પુરાં થયાં છે જેમનાં, એવા હજારો બ્રાહ્મણો ગયા એમ સાંભળ્યું ત્યારથી હું જીતવાની આશા નથી રાખતો. ભીલનું રૂપ ધારણ કરી

આવેલા દેવના દેવ મહાદેવજીને યુદ્ધમાં પ્રસન્ન કરીને અર્જુને "પાશુપત" નામનું અસ્ત્ર મેળવ્યું ત્યારથી હું જીતવાની આશા રાખતો નથી. વખાણવા લાયક અને સાચી પ્રતિજ્ઞાવાળો અર્જુન, સ્વર્ગમાં જઇને ઇન્દ્રની પાસેથી દિવ્ય એવી અસ્ત્રવિદ્યા ભણી આવ્યો અને ત્યાં દેવતાઓથી ન જીતાય એવા, વરે કરી મદોન્મત્ત કાળકેય અને પૌલોમ નામના દૈત્યોને જીત્યા એ શિવાય બીજા ઘણાક અસુરોને મારવા વાસ્તે અર્જુન સ્વર્ગમાં ગયેલો તે પાછો પૃથ્વી ઉપર આવ્યો એવું સાંભળ્યું, ત્યારથી હે સંજય ! મને જીતવાની આશા નથી. કોઇ પુરુષ જઇ શકે નહીં એવા દેશમાં કુબેર સાથે યુદ્ધ કરવાને ભીમસેન તથા બીજા પાંડવો ગયા, એમ સાંભળ્યું ત્યારથી હું જીતવાની આશા રાખતો નથી. કર્ણની બુદ્ધિએ ચાલનારા દુર્યોધનાદિ કૌરવો ઘોષયાત્રા કરવા ગયા, ત્યારે ત્યાં તેઓને ગંધર્વોએ કેદ કર્યા તે અર્જુને છોડાવ્યા એવું સાંભળ્યું ત્યારથી મને જીતવાની આશા નથી. યક્ષનું રૂપ લઇ યમે યુધિષ્ઠિર રાજાને ઘણાક પ્રશ્ન પૂછ્યા, તેના તેમણે યથાર્થ ઉત્તર આપ્યા તે સાંભળ્યું ત્યારથી હું જીતવાની આશા રાખતો નથી. જ્યારે વિરાટ રાજાના શહેરમાં દ્રૌપદી સહિત છાના રહેલા પાંડવોને મારા પુત્રોએ ન ઓળખ્યા, અને ત્યાં જઇને કૌરવોએ ગાયો વાળી, ત્યારે એક રથે કરી એકલા અર્જુને મારા પુત્રોની સેનાના મોટા મોટા યોદ્ધાઓને નસાડ્યા; વળી વિરાટ રાજાએ પોતાની ઉત્તરા નામની કન્યા અર્જુનને આપી તે પોતાના પુત્ર વાસ્તે અર્જુને ગ્રહણે કરી એવું મેં સાંભળ્યું ત્યારથી હે સંજય ! મને જીતવાની આશા નથી. જુગટું રમાડી જીતી લીધેલા, ધનથી હીણ, વનમાં કાઢી મૂકેલા, અને પોતાના સગાઓથી જૂદા પડેલા, એવા યુધિષ્ઠિર રાજાની જ્યારે મેં સાત અક્ષૌહિણી સેના સાંભળી, ત્યારથી મને જીતવાની આશા નથી. પૃથ્વી જેને એક પગલું માત્ર છે એવા લક્ષ્મીના સ્વામી વાસુદેવ ભગવાન સર્વ પ્રકારે પાંડવોના હિતમાં છે એમ સાંભળ્યું ત્યારથી હું જીતવાની આશા રાખતો નથી.

બ્રહ્મલોકમાં જેનાં દર્શન થાય છે, એવા શ્રીકૃષ્ણ અને અર્જુન નરનારાયણ છે, એવું નારદજીના મુખથી સાંભળી મને જીતવાની આશા રહી નથી. લોકના હિત વાસ્તે અને કૌરવોને સમજાવવા વાસ્તે શ્રીકૃષ્ણ પધાર્યા, પણ કૌરવો ન સમજવાથી તે પાછા ગયા અને કર્ણ તથા દુર્યોધને શ્રીકૃષ્ણ ઉપર દોષ બુદ્ધિ કરી, ત્યારે ભગવાને વિશ્વરૂપ દેખાડ્યું, એવું સાંભળ્યું ત્યારથી હું જીતવાની આશા રાખતો નથી. જતી વખતે પોતાના રથની પાસે, દુઃખી થયેલી એવી કુંતી એકલી આવી ઉભી, ત્યારે ભગવાને તેની સાંત્વના કરી એવું મેં સાંભળ્યું ત્યારથી મને જીતવાની આશા નથી. પાંડવોના મંત્રી શ્રીકૃષ્ણ થયા, શન્તનુના પુત્ર ભિષ્મ પિતામહ પણ તેમના થયા, અને દ્રોણાચાર્યે પણ પાંડવોનું ભલું ચાહ્યું, એવું સાંભળ્યું ત્યારથી હે સંજય ! મને જીતવાની આશા નથી. કર્ણે ભીષ્મ પિતામહને કહ્યું કે જ્યાં સુધી તમો યુદ્ધ કરશો ત્યાં સુધી હું યુદ્ધ કરવાનો નથી, એમ કહીને સૈન્ય મૂકીને ચાલતો થયો, એમ સાંભળ્યું ત્યારથી હું જીતવાની આશા રાખતો નથી. મોટા પરાક્રમી શ્રીકૃષ્ણ ભગવાન, અને ગાંડીવ નામનું ઉત્તમ ધનુષ ધરનાર અર્જુન, એ બે પાંડવોની સેનામાં છે, એવું સાંભળ્યું ત્યારથી મને જીતવાની આશા નથી. મોહ પામીને અર્જુન રથની પાસે ખેદ કરતો હતો, તે સમયે શ્રીકૃષ્ણ ભગવાને પોતાના સ્વરૂપમાં ચૌદ લોક દેખાડ્યા, એવું સાંભળ્યું ત્યારથી હું જીતવાની આશા રાખતો નથી. સંગ્રામમાં શત્રુનો નાશ કરનાર

ભીષ્મ પિતામહ, દરરોજ દશ હજાર રથિઓને મારતા હતા, તોપણ પાંડવોનો કોઈ વિખ્યાત યોદ્ધો મરતો નહોતો, એમ સાંભળ્યું ત્યારથી મને જીતવાની આશા નથી. ધર્મિષ્ટ એવા ભીષ્મે સંગ્રામમાં પોતાનું મૃત્યુ દેખાડી આપ્યું તેથી ખુશી થયેલા પાંડવોએ શિખંડીને આગળ કરીને, કોઇથી સહન ન થાય અને અત્યંત શૂરવીર એવા ભીષ્મને માર્યા, ત્યારથી હે સંજય! હું જીતવાની આશા રાખતો નથી. સોમક નામના ઘણા રાજાઓને મારીને, ઘણાં બાણો જેને વાગ્યાં છે એવા પરાક્રમી અને વૃદ્ધ ભીષ્મ બાણશૈયામાં સુતા, એમ સાંભળ્યું ત્યારથી મને જીતવાની આશા નથી. વળી તે બાણશૈયામાં સુતેલા શન્તનુ રાજાના પુત્ર ભીષ્મે પાણી માટે અર્જુનને આજ્ઞા કરી, ત્યારે તેણે બાણથી પૃથ્વી ભેદી, તેમાંથી પાણી કહાડીને તેઓને તૃપ્ત કર્યા એવું સાંભળ્યું ત્યારથી મને જીતવાની આશા નથી. યુદ્ધમાં પાંડવોને, જય આપે એવો પછવાડેનો વાયુ હતો, અને ચંદ્ર સૂર્ય બેઉ લાભ સ્થાનમાં સાથે રહેલા હતા અને કૌરવોને કૂતરા ને ગધેડા આદિ લઈ પશુઓ ભય પમાડતાં હતાં, એવું સાંભળ્યું ત્યારથી જીતવાની આશા નથી. સંગ્રામમાં વિચિત્ર પ્રકારનું યુદ્ધ કરનારા અને નાના પ્રકારના અસ્ત્રમાર્ગોને દેખાડનારા દ્રોણાચાર્ય અતિ શ્રેષ્ઠ પાંડવોને મારતા નથી, એવું સાંભળ્યું ત્યારથી હું જીતવાની આશા રાખતો નથી. અમારા સંશપ્તક નામના મહારથીઓ અર્જુનને મારવા વાસ્તે ઉભેલા, તેઓને અર્જુને માર્યા એમ સાંભળ્યું ત્યારથી મને જીતવાની આશા નથી. બીજા કોઇથી ભેદાય નહીં એવી વ્યૂહરચના કૌરવોએ રચી હતી, જેના રક્ષક શસ્ત્રધારી દ્રોણાચાર્ય હતા તે છતાં પણ, એકલો શૂરવીર અભિમન્યુ તે વ્યૂહને ભેદીને અંદર પેઠો, હે સંજય! એવું સાંભળ્યું ત્યારથી હું જીતવાની આશા રાખતો નથી. અર્જુનને મારવામાં અસમર્થ એવા અમારી સેનાના મહારથીઓ, અર્જુનના બાળક પુત્ર અભિમન્યુને ચોફેરથી ઘેરી અને મારીને ઘણા પ્રસન્ન થયા ત્યારથી હું જીતવાની આશા રાખતો નથી. અભિમન્યુને મારી મૂઢ એવા કૌરવો હર્ષ પામીને મોઢેથી જય પોકારતા હતા, ત્યારે ક્રોધથી અર્જુને જયદ્રથ વિષે પ્રતિજ્ઞા કરી જે, “ એને મારીશ નહીં તો અગ્નિમાં પ્રવેશ કરીશ ” એ જયદ્રથને મારવાની પ્રતિજ્ઞા શત્રુઓની વચમાં અર્જુને સત્ય કરી, એમ સાંભળ્યું ત્યારથી મને જીતવાની આશા નથી.

અર્જુનના ઘોડા થાકી ગયા ત્યારે ઘોડાને છોડી પાણી પાઇ, ઘોડા પાછા રથને જોડી ભગવાને રથ હાંકયો ત્યાં સુધી રથની પાસે ઉભેલા અર્જુને સર્વે યોદ્ધાઓને વારી રાખ્યા એમ સાંભળ્યું ત્યારથી મને જીતવાની આશા નથી. હાથિયોના બળે કરીને, યુદ્ધ કરતી, કોઇથી ભેદાય નહીં એવી દ્રોણાચાર્યની સેનાનો તિરસ્કાર કરીને, જ્યાં શ્રીકૃષ્ણ અને અર્જુન હતા, ત્યાં સાત્યકિ યાદવ આવી પહોચ્યા, એમ સાંભળ્યું ત્યારથી હું જીતવાની આશા રાખતો નથી. જ્યારે કર્ણની સાથે ભીમસેન યુદ્ધ કરવા આવ્યો, ત્યારે કર્ણે કેટલાક દુર્વચનો કહી, ધનુષે કરી તેને ટોંચીને તેનો તિરસ્કાર કર્યો, પણ મારવાની ઇચ્છા કરી નહિ એમ સાંભળ્યું ત્યારથી હું જીતવાની આશા નથી રાખતો. દ્રોણાચાર્ય, કૃતવર્મા, કૃપાચાર્ય, કર્ણ, અશ્વત્થામા, શૂરવીર શલ્ય રાજા, એ સર્વે જયદ્રથને અર્જુને માર્યો તે સહન કરી રહ્યા, એવું સાંભળ્યું ત્યારથી મને જીતવાની આશા નથી. ઇન્દ્રે આપેલી દિવ્ય એવી શક્તિ, જે કર્ણે અર્જુનને મારવા વાસ્તે રાખી હતી, તે ઘટોત્કચની સાથેના યુદ્ધમાં કર્ણે તેની ઉપર નાખી; એવી રીતે શ્રીકૃષ્ણે ઘોર એવા ઘટોત્કચ રાક્ષસને વિષે તે શક્તિ વ્યર્થ કરાવી, એવું મેં સાંભળ્યું ત્યારથી

હું જીતવાની આશા રાખતો નથી. રથની પાસે, મારવા વાસ્તે નિશ્ચલ થઇ ઉભેલા દ્રોણાચાર્યને ધૃષ્ટદ્યુમ્ન રાજાએ અધર્મથી માર્યા, ત્યારથી હું જીતવાની આશા રાખતો નથી. અશ્વત્થામા જેવા યોદ્ધાએ જ્યારે માદ્રિના પુત્ર નકુલ સાથે યુદ્ધ કરવા માંડયું, ત્યારથી મને જીતવાની આશા નથી. દ્રોણાચાર્યને માર્યા ત્યારે તેઓના પુત્ર અશ્વત્થામાએ દિવ્ય એવું નારાયણાસ્ત્ર પાંડવોના નાશ વાસ્તે મોકલ્યું, પણ પાંડવોનો નાશ થયો નહીં એમ સાંભળ્યું ત્યારથી મને જીતવાની આશા નથી. ભીમસેને યુદ્ધમાં ભાઇ જેવા દુઃશાસનનું રૂધિર પીધું ત્યારે કોઇએ પણ તેને વાર્યો નહીં, એવું સાંભળ્યું ત્યારથી હું જીતવાની આશા રાખતો નથી. "કર્ણ અમારો ભાઈ છે" એ વાતથી પાંડવો અજાણ્યા રહેવાથી, તેઓને કર્ણની સાથે યુદ્ધ થયું, તેમાં મોટા શૂરવીર એવા કર્ણને અર્જુને માર્યો, એવું સાંભળ્યું ત્યારથી મને જીતવાની આશા નથી. શૂરવીર અશ્વત્થામા, દુઃશાસન, ઉગ્રતેજવાળા કૃતવર્મા, એઓને જ્યારે યુધિષ્ઠિર રાજા જીત્યા, અને રથ હાંકવાની વિદ્યામાં શ્રીકૃષ્ણની અદેખાઇ કરનાર, અને સંગ્રામમાં શૂરવીર એવા શલ્ય રાજાને યુધિષ્ઠિરે માર્યા, એમ સાંભળ્યું ત્યારથી મને જીતવાની આશા નથી. કલેશરૂપી જુગટાના મૂળરૂપ ઘણા કપટી અને પાપરૂપ શકુનિને યુદ્ધમાં સહદેવ પાંડવે માર્યો, એમ સાંભળ્યું ત્યારથી મને જીતવાની આશા નથી. થાકી ગયેલો અને રથ વગરનો શક્તિ હીણ દુર્યોધન પાણીના હ્રદ પાસે જઇ, તેના પાણીનું સ્થંભન કરી તેમાં પોતે એકલો સુતો, ત્યારે પાંડવો ભગવાન સહિત દુર્યોધનની પાસે જઇ તેનો તિરસ્કાર કરવા લાગ્યા, તે મારો પુત્ર અશક્ત હતો છતાં પણ સહન કરી શકયો નહીં, એવું સાંભળ્યું ત્યારથી મને જીતવાની આશા નથી. ગદાયુદ્ધમાં નાના પ્રકારના માર્ગોમાં ચોફેર ફરતા એવા મારા પુત્ર દુર્યોધનને, શ્રીકૃષ્ણની બુદ્ધિથી ભીમસેને કપટે કરીને માર્યો, એમ સાંભળ્યું ત્યારથી મને જીતવાની આશા નથી; અશ્વત્થામાદિકે પાંચાલ દેશના રાજા અને દ્રૌપદીના બાળકોને સુતેલા માર્યા એવું અપકીર્તિને કરનારૂં ભયંકર કર્મ કર્યું, એવું સાંભળ્યું ત્યારથી મને જીતવાની આશા નથી. ભીમસેન જેની પછવાડે દોડયો છે, એવા અશ્વત્થામાએ ક્રોધે કરી ઉત્તરાનો ગર્ભ તોડવા માટે બ્રહ્માસ્ત્ર મોકલ્યું, તે જાણી વ્યાસજીએ તેને શાપ આપ્યો, એવું સાંભળ્યું ત્યારથી મને જીતવાની આશા નથી. છેતટ હે સંજય! અશ્વત્થામાનું મોકલેલું બ્રહ્માસ્ત્ર, અર્જુને "સ્વસ્તિ" એમ કહી તેની સામે બ્રહ્માસ્ત્ર મોકલી, તે અસ્ત્રને શાંત કર્યું, અને અશ્વત્થામાએ પોતાના મસ્તકમાં જે મણીરૂપી રત્ન હતું તે પણ આપ્યું, એવું સાંભળી હવે મને જીતવાની આશા મુદ્દલ રહીજ નથી.

પુત્રો, પૌત્રો, બંધુઓ, પિતા અને ભાઇઓ વગરની ગાંધારી શોચ કરવા લાયક છે, અને પાંડવો, મોટું કર્મ કરીને શત્રુ વિનાનું આ રાજ્ય પામ્યા છે. અરે! આ મોટું કષ્ટ! જે, ક્ષત્રિયોના આ મોટા ભયંકર સંગ્રામમાં અઢાર અક્ષૌહિણી સેના નાશ પામી તેમાંથી માત્ર સાત પાંડવોના, અને ત્રણ અમારા એ રીતે દશ જણાજ બચ્યા, એવું સાંભળી શોકથી હું આંખે દેખતો નથી, શું કરવું ને શું ન કરવું તે કાંઈ હું જાણતો નથી, મારૂં મન અતિ વ્યાકુળ થાય છે અને મને કાંઈ ખબર પડતી નથી.

સૂત—એટલાં વચન કહીને દુઃખી થયેલો ધૃતરાષ્ટ્ર રાજા વિલાપ કરતાં કરતાં મૂર્છા પામી ગયો, તેને સંજયે સમજાવ્યો ત્યારે ચિત્ત સ્થિર રાખીને ફરી તે આવી રીતે કહેવા લાગ્યો.

ધૃતરાષ્ટ્ર—હે સંજય, આવું થયું માટે હવે થોડા વખતમાં, હું પ્રાણ મૂકવાને ઇચ્છું છું, કારણ મારા જીવવામાં હું હવે કાંઇપણ ફળ દેખતો નથી.

સૂત—એવી રીતે બોલતા, વિલાપ કરતા, સર્પની પેઠે ફુંફાડા મારતા અને વારંવાર મોહ પામતા ધૃતરાષ્ટ્ર રાજાને બુદ્ધિમાન સંજય આવું વચન કહેવા લાગ્યો.

સંજય—હે રાજા, ગુણવાન અને મોટા રાજાઓના વંશમાં ઉત્પન્ન થયેલા, દિવ્ય અસ્ત્રોને જાણનારા, ઇન્દ્રના સરખા તેજવાળા, બળવાન, અને ઘણા ઉત્સાહવાળા રાજાઓને, બુદ્ધિમાન નારદજી અને વ્યાસજીના મુખ થકી તમે સાંભળ્યા છે, તે પણ પૃથ્વીને ધર્મથી જીતી, ઘણી દક્ષિણાવાળા યજ્ઞો કરી, આ લોકમાં નિર્મળ યશને પામીને કાળને વશ થયા. તેમાં મહારથી અને શૂરવીર શૈબ્ય રાજા, જીતવાવાળાઓમાં શ્રેષ્ઠ સંજય રાજા, સુહોત્ર, રંતીદેવ, કાક્ષિવાન, ઔશિજ, બાલ્હીક, દમન, ચૈદ્ય, શર્યાતિ, અજીત એવો નળ, શત્રુને મારનાર વિશ્વામિત્ર, મહા બળવાન અંબરીષ, મરૂત, મનુ, ઇક્ષ્વાકુ, ગય, ભરત, દશરથના પુત્ર શ્રી રામચંદ્રજી, શશબિંદુ, ભગીરથ, મોટા ભાગ્યવાળો કૃતવીર્ય, જનમેજય, શુભ કર્મો કરવાવાળો યયાતિ રાજા જેને દેવતાઓએ યજ્ઞ કરાવ્યો હતો અને જેના યજ્ઞના સ્થંભે કરી આખી પૃથ્વી વ્યાપ્તછે, એવા આ ચોવીસ રાજાઓની કથા પૂર્વે દેવઋષિ નારદજીએ, પુત્રના શોકે કરીને તપેલા શ્વૈત્ય રાજાને તેનો શોક ટાળવા વાસ્તે કહી હતી. તેની પૂર્વે પણ બીજા કેટલાક અતિ બળવાન અને મહારથિયો થઇ ગયા, જેઓનાં નામો આ પ્રમાણે છે–" પૂરૂ, કુરૂ, શૂરવીર યદુ, મોટા તેજવાળો વિશ્વગશ્વ, અણુહ યુવનાશ્વ, કકુત્સ્થ, પરાક્રમી રઘુરાજા, વિજય, વીતિહોત્ર, અંગ, ભવ, શ્વેત, બૃહદ્ગુરૂ, ઉશીનર, શતરથ, કંક, દુલિદુહ:દ્રુમ દંભોદ્ભવ, પર, વેન, સગર, સંકૃતિ, નિમિ, કોઇથી જીતાય નહીં એવા પરશુ, પુંદ્ર, શંભુ, અનંગ, દેવાવૃધ, દેવાહવય, સુપ્રતીક, સુપ્રતિમ, બૃહદ્રથ, મોટા ઉત્સાહવાળો અને વિનયવાન, સુક્રતુ, નૈષધ દેશનો રાજા નળ, સત્યવ્રત, શાંતભય, સુમિત્ર, સામર્થ્યવાન સુબળ, જાનુજંઘ, અનરણ્ય, નૌકર જેને પ્રિય છે અને પવિત્ર જેનાં વ્રત છે એવો અક, બળબંધુ, નિરામર્દ, કેતુશૃંગ, બૃહદ્બલ, ધૃષ્ટકેતુ, ગૃહદ્કેતુ, દીપ્તકેતુ, અવિક્ષિત, ચપલ અને ધૂર્ત કૃતબંધુ, પુરાણમાં વર્ણવવા લાયક પ્રત્યંગ, અને શત્રુને મારનાર શ્રુતિ. " એટલા એ, અને બીજા બુદ્ધિમાન, મહાબળવાન, પરાક્રમી, દાન દેવાવાળા, ગુરૂ અને વેદનાં વાક્યો ઉપર વિશ્વાસ રાખનારા, સત્ય બોલનારા દયાવાન, પવિત્ર, કવિયોએ પુરાણમાં વર્ણવેલા, તથા સર્વસમૃદ્ધિ અને ગુણોએ કરી યુક્ત એવા અસંખ્ય રાજાઓ, અનેક તરેહના ભોગોને મૂકીને તમારા પુત્રની પેઠે કાળને વશ થયા'તો પછી તમારા પુત્રો ક્રોધી, દુષ્ટબુદ્ધિવાળા અને નઠારા આચારવાળા મરણ પામ્યા, તેનો તમો શોચ કરવા લાયક નથી; કારણ કે તમો શાસ્ત્ર જાણો છો અને બુદ્ધિમાન તથા પંડિતોમાં માનવા લાયક છો. જેની શાસ્ત્રમાં બુદ્ધિ હોય તે પુરૂષો કોઇ દિવસ મોહ પામતા નથી.

તમોએ પોતાના પુત્રો ઉપર કૃપા રાખી અને પાંડવોની ઉપર અકૃપા કરી, તે તમે જાણો છો, માટે હવે પુત્રોના મરણ ઉપર કાંઇ વિચાર કરવો નહીં. થનાર જે છે તે તેમજ થાય છે તેનો તમો શોક કરવા લાયક નથી. થનાર વસ્તુને બુદ્ધિથી કોણ ટાળી શકે છે? વિધાતાના કહેલા માર્ગને કોઇ ઉલંઘી શકતું નથી. આ સુખ, દુ:ખ, જન્મ, મરણ ઈત્યાદિ

કાળથીજ થાય છે. કાળ પ્રાણીને ઉત્પન્ન કરે છે અને તેનો સંહાર પણ તેજ કરેછે. પ્રજાના સંહાર કરતા કાળનો પણ નાશ કાળજ કરે છે. સર્વ લોકમાં સારા અને નરસા પદાર્થો કાળથીજ થાયછે. તેજ કાળ પ્રજાનો લય કરે છે, ફરી તેની ઉત્પત્તિ પણ કરેછે. સુષુપ્તિ, પ્રલય અને મોક્ષની વખતે પણ કાળની શક્તિ લોપાતી નથી. કાળ કોઇથી ઉલ્લંઘન થતો નથી, સર્વ પ્રાણીઓમાં ફરે છે, કોઇથી ધારણ થતો નથી એ કાળ આત્મા છે. થઇ ગયાં, થશે, અને જે હાલ વર્તે છે, તે સર્વે પદાર્થો કાળે નિર્માણ કરેલા છે, એમ જાણીને જ્ઞાન નિષ્ઠાને મૂકવાને તમે લાયક નથી, કારણ જ્ઞાન વગર શોક ટાળવાને બીજો કોઈ ઉપાય નથી.

સૂત—એ રીતે પુત્રના શોકે કરી પીડિત ધૃતરાષ્ટ્ર રાજાને સંજયે દિલાસો આપીને સ્વસ્થ કર્યો. એજ વિષયનું ભારતરૂપ કથાનક વ્યાસજીએ વર્ણવ્યું, જે અનાદિસિદ્ધ અને પરંપરાથી કવિયો ગાતા આવ્યા છે. આ ભારતના એક શ્લોકના ચરણનો પણ શ્રદ્ધાથી પાઠ કરે તો તેનાં સઘળાં પાપ ટળી જાય, ત્યારે સમગ્ર ભારતનો જે પાઠ કરે અને તેનો અર્થ જાણે તેનાં પાપ ટળે તેમાં આશ્ચર્ય શું ? આ ભારતમાં દેવતાઓનો, દેવઋષિઓનો, બ્રહ્મઋષિઓનો, શુભ કર્મોવાળા યક્ષોનો અને મોટા સર્પોનો વિસ્તાર કર્યો છે. વળી સનાતન વાસુદેવ ભગવાન આ ભારતને વિષે ગવાય છે, જે પોતે બ્રહ્માંડરૂપ, નિત્ય મોટામાં મોટા, નિર્વિકાર અને જ્ઞાન સ્વરૂપ એવા છે; જેનાં દિવ્યકર્મોને બુદ્ધિમાન પુરૂષો ગાય છે. જેમા થકી અનિર્વચનીય અને કાર્યકારણાત્મક વિશ્વ, બ્રહ્માદિક, યજ્ઞાદિક, જન્મ, મૃત્યુ, અને મોક્ષ સર્વે થાય છે, જે ભગવાન, પંચ મહાભૂતના ગુણાત્મક અધ્યાત્મ, અને અવ્યક્તના આદિભૂત નિર્વિશેષરૂપ છે; દર્પણમાં જેમ પ્રતિબિંબને જુએ છે તેમ જે ભગવાનને, સંન્યાસીયોમાં શ્રેષ્ઠ એવા મુક્ત પુરૂષો, ધ્યાનયોગના બળે કરીને પોતાને વિષે અભેદે કરીને જુએ છે. સદા નિયમવાન, ધર્મમાં તત્પર, અને શ્રદ્ધાવાન પુરૂષ, જો આ અનુક્રમણિકા અધ્યાયનો જપ કરે તો પાપ થકી મુક્ત થાય, અને પ્રથમથી આસ્તા રાખીને નિરંતર શ્રવણ કરે તો સંકટની વખતમાં પણ તે દુઃખ પામે નહીં; બેઉ સધ્યાની વખતે આ અધ્યાયના કોઇપણ શ્લોકનો જપ કરે તો દિવસ અને રાત્રિમાં સંચય કરેલા પાપથી મુક્ત થઇ જાય. આ ભારત દેવરૂપ અને બ્રહ્મરૂપ છે. દહીંમાં જેમ માખણ, બે પગવાળામાં જેમ બ્રાહ્મણ, વેદમાં જેમ ઉપનિષદાદિક ભાગ, ઔષધિમાં અમૃત, હ્રદમાત્રમાં જેમ સમુદ્ર અને ચાર પગવાળાઓમાં ગાયોજ શ્રેષ્ઠ છે. શ્રાદ્ધમાં બ્રાહ્મણોને જો આ ભારત સંભળાવે તો તેના પિતૃને અક્ષય તૃપ્તિ થાય. જેને વેદાર્થ જાણવાની ઇચ્છા હોય તેણે આ ભારત જરૂર ભણવું, કારણ ઇતિહાસ પુરાણ જાણ્યા વગર વેદોનો અર્થ યથાર્થ જણાતો નથી, માટે વ્યાસજીએ કરેલા આ વેદને જે વિદ્વાન્ સંભળાવશે, તે પુરૂષાર્થને પામશે, અને બાળહત્યાદિક પાપથી પણ મુક્ત થશે. પવિત્રતાની પર્વણી પર્વણીએ આ અધ્યાયનો પાઠ કરે તેને આખા ભારતનો પાઠ કર્યા જેટલું પુણ્ય થાય, આ ભારત, શ્રદ્ધાએ કરીને જે શ્રવણ કરે, તેનું આયુષ્ય વધે, તેની સત્ય કીર્તિ થાય, અને તે સ્વર્ગને પામે. એક બાજુ ચારે વેદ અને એક બાજુ આ ભારત રાખીને દેવતાઓએ તોલ કર્યું તો, રહસ્યે સહિત ચારે વેદ થકી આ ભારત અધિક થયું એવી રીતે મોટું ને ભારવાળું થયું, જેથી મહાભારત કહેવાય છે. આ ભારતનો અર્થ જે જાણે તે સર્વ પાપ થકી મુક્ત થાય છે.

કૃચ્છ્ર ચાંદ્રાયનાદિક તપ, સ્વાભાવિક વેદવિધિ, વેદ ભણવો, ભૂખ તૃષાનું દુઃખ સહન.

કરી ખેતરમાંથી કણુ વીણી લેવા એ સર્વે પુણ્યરૂપ છે પણ ખરાબ બુદ્ધિથી કરે તો તેજ પાપરૂપ થાય છે.

तपो नकल्कोऽध्ययनं नकल्कः स्वाभाविको वेदविधिर्नकल्कः
प्रसह्य वित्ताहरणं नकल्कस्तान्येव भावोपहतानि कल्कः ॥

इति श्रीमहाभारत आदिपर्वणि अनुक्रमणिकापर्वणि गुर्जरभाषायां प्रथमोऽध्यायः

---

## અધ્યાય ૨ જો. સમંતપંચકાખ્યાન.

## पर्वसंग्रहपर्व.

ऋषय ऊचुः—समंतपंचकमिति यदुक्तं सूतनंदन
एतत्सर्वं यथातत्वं श्रोतुमिच्छामहे वयं १

ઋષિઓ કહે છે—હે સૂત ! પ્રથમ અધ્યાયમાં તમે કહ્યું જે હું સમંતપંચક દેશમાં ગયો, જ્યાં પૂર્વે કૌરવ પાંડવોનું યુદ્ધ થયું હતું, તે સમંતકપંચક દેશ કયો કહેવાય છે અને તે યુદ્ધ કેવી રીતે થયું હતું, તે સર્વે યથાર્થ અમો સાંભળવાને ઇચ્છીએ છીએ.

સૂત—હે બ્રાહ્મણો ! તે સમંતપંચક દેશ અને બીજી પણ સુંદર કથાઓ હું કહું તે આપ શ્રવણ કરો. ત્રેતા અને દ્વાપર યુગની સંધિને વિષે, પોતાના પિતા જમદગ્નિ ઋષિને ક્ષત્રિયોએ માર્યા, તે કારણ માટે અગ્નિ સરખા તેજવાળા અને શસ્ત્ર ધારણ કરનારાઓમાં શ્રેષ્ઠ એવા પરશુરામ, પોતાના પરાક્રમે કરી વારંવાર ક્ષત્રિયોને મારીને સમંતપંચક દેશમાં તેઓના રૂધિરના પાંચ ધ્રહો કર્યા; અને તે ધ્રહોમાં ક્રોધથી ભરેલા પરશુરામે તે રૂધિરે કરીને પિતૃનું તર્પણ કર્યું. એ તર્પણથી તૃપ્ત થયા એવા રૂચિક આદિ પિતૃદેવ ત્યાં આવીને પરશુરામને કહેવા લાગ્યા કે હે રામ ! હે રામ ! હે મહાભાગ ! હે ભાર્ગવ ! આ તમારી પિતૃભક્તિ અને પરાક્રમે કરીને અમે પ્રસન્ન થયા છીએ, માટે હે મોટા તેજવાળા ! તમારૂં કલ્યાણ થાઓ અને ઇચ્છામાં આવે એવું વરદાન માગો. પરશુરામ કહે છે—હે પિતૃદેવ ! તમે જો પ્રસન્ન થયા હો અને મારી ઉપર દયા કરવાને ચહાતા હો તો હું એવું વરદાન માગું છું કે મારા કરતાં નિર્બળ એવા ક્ષત્રિયોને ક્રોધથી મેં માર્યા છે, તેના પાપથી હું મુક્ત થાઉં અને મારા કરેલા આ પાંચ ધ્રહો પૃથ્વીમાં પ્રખ્યાત અને તીર્થરૂપ થાય. તે વે સાંભળી પિતૃદેવ બોલ્યા કે "જાઓ તે રીતે થશે" ને હવે તમે ક્ષમા કરો. એમ કહી તેઓને વાર્યા ત્યારથી પરશુરામ હિંસાથી વિરામ પામ્યા. પરશુરામના કરેલા પાંચ ધ્રહોની પાસેનો જેટલો દેશ તે સમંતપંચક દેશ કહેવાય છે, કારણ કે એકઠા થયેલા રાજાઓ ત્યાં નાશ પામ્યા ને તેઓના રૂધિરના પાંચ ધ્રહો થયા તેજ કાંટા વગરની અને સરખી જમીનવાળા પરમપવિત્ર સમંતપંચક દેશમાં, કલિયુગ અને દ્વાપરની સંધિને વિષે કૌરવ પાંડવોની સેનાઓનું યુદ્ધ થયું, જેમાં લડવા વાસ્તે આવેલું અઢાર અક્ષૌહિણી સૈન્ય નાશ પામ્યું. એવો પવિત્ર અને રમણીય સમંતપંચક પ્રદેશ મેં તમોને કહ્યો.

ઋષિઓ કહે છે—હે સૂત ! અક્ષૌહિણીનો પ્રમાણ અમે જાણવાને ઇચ્છીએ છીએ,

તેમાં પુરૂષો, ઘોડાઓ, રથો અને હાથિયો કેટલા હોય છે તે તમો જાણો છો માટે અમોને કહો.

સૂત—એક રથ, એક હાથી, પાંચ પ્યાદા, અને ત્રણ ઘોડા મળીને એક પત્તિ કહેવાય છે. ત્રણ પત્તિઓને એક સેનામુખ કહે છે. ત્રણ સેનામુખને એક ગુલ્મ કહે છે. ત્રણ ગુલ્મને એક ગણ કહે છે. ત્રણ ગણો એક વાહિની કહેવાય છે. ત્રણ વાહિનીને એક પૃતના કહે છે. ત્રણ પૃતના મળી એક ચમૂ થાય છે ત્રણ ચમૂની એક અનીકિની થાય છે અને દશ અનીકિની મળી એક અક્ષૌહિણી થાય છે. કુલ અક્ષૌહિણીમાં રથની સંખ્યા ૨૧૮૭૦ )ની. હાથીઓની ૩૧૮૭૦ )ની, પ્યાદાઓની ૧૦૯૩૫૦ )ની અને ઘોડાઓની ૬૫૬૧૦ )ની હોય છે. એ પ્રકારે અક્ષૌહિણીનું પ્રમાણ મેં તમોને કહ્યું. એટલી સંખ્યાવાળી અઢાર અક્ષૌહિણી સેના કૌરવ પાંડવોના યુદ્ધમાં એકઠી મળી હતી ને તે સાંજ•કૌરવોના નિમિત્તે કરી કાળને વશ થઇ. પરમ અસ્ત્રને જાણનારા ભીષ્મપિતામહે દશ દિવસ સુધી યુદ્ધ કર્યું. પાંચ દિવસ દ્રૌણાચાર્યે કૌરવોની સેનાની રક્ષા કરી, બે દિવસ સુધી શત્રુના સૈન્યને પીડનાર કર્ણે યુદ્ધ કર્યું, અર્ધ દિવસ દુર્યોધને ગદાયુદ્ધ કર્યું, તેજ દિવસની રાત્રિએ અશ્વત્થામા, કૃતવર્મા અને કૃપાચાર્યે વિશ્વાસથી સુતેલું યુધિષ્ઠિરનું સૈન્ય માર્યું. હે શૌનક! આ તમારા યજ્ઞમાં ઉત્તમ એવું ભારતાખ્યાન જે હું કહું છું, તે વ્યાસજીના બુદ્ધિમાન શિષ્ય વૈશંપાયને જનમેજય રાજાના યજ્ઞમાં કહ્યું હતું. તેમાં પૈષ્ય, પોલોમ અને આસ્તિક પર્વ તથા રાજાઓના વશ તથા પરાક્રમ કહેવા સારૂ તેઓએ પ્રથમથી સ્મરણ કર્યું હતું. મોક્ષને ઇચ્છનારા પુરૂષોને જેમ વૈરાગ્ય મોક્ષ આપે છે તેમ વિચિત્ર પ્રકારના અર્થ, પદ અને આખ્યાનવાળું; અનેક સંકેતે કરી યુકત આ ભારત વિદ્વાનોને મોક્ષ આપનારૂં છે. સમજવા લાયક વસ્તુઓમાં જેમ આત્મજ્ઞાન મુખ્ય છે અને પ્રિય વસ્તુઓમાં જેમ પોતાનું જીવિત મુખ્ય છે, તેમ પરમેશ્વરની પ્રાપ્તિ કરાવનારૂ આ ભારત, સર્વ શાસ્ત્રોમાં મુખ્ય છે. શરીરનું ધારણ જેમ આહાર કર્યા વગર થતું નથી, તેમ પૃથ્વીમાં જેટલી કથાઓ છે તે સર્વે આ ભારતનો આશ્રય લીધા વગર થઇ નથી. જેમ પોતાના ઉદયને ઇચ્છનાર નોકરો કુલવાન સ્વામીનો આશ્રય કરે છે, તેમ કાવ્ય રચનાર પુરૂષો અદ્ભુત કાવ્યની રચના કરવામાં આ ભારતરૂપી ઇતિહાસનું પર્વ સંગ્રહ પ્રકરણ અનુક્રમણિકા સહિત હું કહું, તે આપ શ્રવણ કરો. મહાત્મા વ્યાસજીએ એકસો પ્રકરણે કરી આ ભારતની કથા કહી છે તે હું અઢાર પર્વે કરીને આપને કહું તે સાંભળો.

પ્રથમ આદિપર્વમાં ઓગણીશ પ્રકરણો છે તેમાં પહેલું સંક્ષેપ તથા બીજું પર્વ સંગ્રહ પ્રકરણ છે. ત્રીજા પૌષ્ય નામના પ્રકરણમાં ઉત્તંકનો મહિમા વર્ણવ્યો છે. ચોથા પ્રકરણ પૌલોમમાં ભ્રગુ ઋષિના વંશનો વિસ્તાર કહ્યો છે. પાંચમા આસ્તીક પ્રકરણમાં સર્વ સર્પ તથા ગરૂડની ઉત્પત્તિ, ક્ષિર સમુદ્રનું મંથન, ઉચ્ચૈઃશ્રવાનો જન્મ અને સર્પ યજ્ઞ કરતા એવા જનમેજય રાજાની કથા કહી છે. છઠ્ઠા સંભવ નામના પ્રકરણમાં ભરત કુળના મહાત્મા રાજાઓની વિવિધ પ્રકારની ઉત્પત્તિ, બીજા પણ શૂરવીર રાજાઓની તથા વ્યાસજીની ઉત્પત્તિ, દેવતાઓના અંશે કરીને અવતારો, મહા પરાક્રમી એવા દૈત્યો, દાનવો, યક્ષો, નાગો, સર્પો, પક્ષિયો, અને બીજા વિવિધ પ્રકારના પ્રાણિયોની ઉત્પત્તિ, તપસ્વી અને મોટા કણ્વ ઋષિના આશ્રમમાં દુષ્યંત થકી શકુંતલાને વિષે ભરત રાજાનો જન્મ થયો તે કથા, તથા

મહાત્મા વસુદેવતાઓની શન્તનુ રાજાના ઘરમાં ગંગાજીને વિષે ભીષ્મની ઉત્પત્તિ, ભિષ્મની રાજ્યથી નિવૃત્તિ પામીને બ્રહ્મચર્ય વ્રતમાં સ્થિતિ અને પોતાની પ્રતિજ્ઞાનું પાલન, ચિત્રાંગદના મરણ પછી પોતાના નાના ભાઇ વિચિત્રવીર્યની રક્ષા, તેને રાજ્ય ઉપર બેસાડવું, ધર્મરાજાની અણીમાંડવ્યના શાપથી મનુષ્યને વિષે ઉત્પત્તિ, વરદાનથી કૃષ્ણ એવા વ્યાસજી થકી ધૃતરાષ્ટ્ર અને પાંડુ રાજાની ઉત્પત્તિ અને પાંડવોની ઉત્પત્તિ એટલી કથા કહી છે. સાતમાં જાતુષ નામના પ્રકરણમાં વારણાવત યાત્રાને વિષે દુર્યોધનનો વિચાર, પછી દુર્યોધને પાંડવોને કપટથી લાખના ઘર પ્રત્યે મોકલ્યા, વિદુરજીએ રસ્તામાં ધર્મરાજાને તેના હિતને વાસ્તે મ્લેચ્છ ભાષામાં ઉપદેશ કર્યો, વિદુરજીના કહેવાથી લાખના ઘરમાંથી ભોંયરાનો આરંભ કર્યો, તે ઘરમાં પાંચ પુત્રોએ સહિત સુતેલી ભીલની સ્ત્રી અને પુરોચનનું બળી જવું, એટલી કથા કહી છે. આઠમા હિડિંબવધ પ્રકરણમાં ઘોર વનને વિષે પાંડવોએ હિડિંબા રાક્ષસીને જોઇ અને ત્યાં મહા બળવાન ભીમસેને તેના બાપ હિડિંબને માર્યો. તે હિડિંબાને વિષે ભીમસેન થકી ઘટોત્કચ નામે પુત્ર ઉત્પન્ન થયો, ત્યાં મોટા તેજવાળા વ્યાસજીએ દર્શન આપ્યું, એટલી કથા કહી છે. નવમા બકવધ પ્રકરણમાં વ્યાસજીની આજ્ઞાએ કરી કોઇ ન ઓળખે એવી રીતે, પાંડવો એકચક્ર નામના શહેરમાં બ્રાહ્મણના ઘરમાં રહ્યા, ત્યાં બકાસુરને માર્યો. તેથી શહેરના માણસો વિસ્મય પામ્યા; દ્રૌપદી તથા ધૃષ્ટદ્યુમ્નની ઉત્પત્તિ બ્રાહ્મણો પાસેથી સાંભળીને પાંડવોએ વ્યાસજીના કહેવાથી પાંચાલ દેશમાં દ્રુપદ રાજાને ત્યાં દ્રાપદીના સ્વયંવરમાં તેને પામવા વાસ્તે જવાનો વિચાર કર્યો, એટલી કથા કહી છે. દશમા ચૈત્રરથ પ્રકરણમાં, અર્જુને ગંગાજીને કિનારે અંગારપર્ણને જીતીને તેની સાથે મિત્રાઇ કરી, અને તેની પાસેથી તાપત્ય, વાસિષ્ઠ, તથા ઔર્વ ઇત્યાદિ આખ્યાનો સાંભળ્યાં, એટલી કથા કહી છે. અગીઆરમા સ્વયંવર પ્રકરણમાં, પાંચાલ દેશમાં અર્જુન ભાઇઓ સહિત ગયા ને ત્યાં પાંચાલ નગરમાં નિશાનને ભેદીને સર્વ રાજાઓની વચમાં દ્રૌપદીને પામ્યા; જે ઠેકાણે ભીમ તથા અર્જુન બળવાન રાજાઓને જીત્યા અને શલ્ય તથા કર્ણને પણ તેઓએ તરત જીતી લીધા. એવું ભીમ અર્જુનનું અમાનુષ પરાક્રમ જોઇને શ્રીકૃષ્ણ અને બળદેવજી પાંડવોને મળવા સારૂ કુંભારના ઘરમાં, જ્યાં પાંડવો ઉતર્યા હતા ત્યાં ગયા, એટલી કથા કહી છે. બારમા વૈવાહિક પ્રકરણમાં, પાંચ જણાઓને એક દ્રૌપદી પરણાવવી તે વિષે દ્રુપદરાજાનો વિચાર, પછી અદ્દ્ભુત એવું પાંચ ઇંદ્રોનું ઉપાખ્યાન, તથા દ્રૌપદીનો વિવાહ દેવોએ કરેલો એવો અમાનુષ છે, એટલી કથા કહી છે. તેરમા વિદુરાગમન પ્રકરણમાં, ધૃતરાષ્ટ્રના પુત્રે વિદુરજીને પાંડવો પાસે મોકલ્યા છે. ચૌદમા રાજ્ય લાભ પ્રકરણમાં, વિદુરજીની પ્રાપ્તિ, શ્રીકૃષ્ણનું દર્શન, ઇંદ્રપ્રસ્થમાં નિવાસ, અર્ધા રાજ્યનું મળવું અને નારદજીની આજ્ઞાએ કરી દ્રૌપદીની સમય સમયની ક્રિયા, એટલી કથા કહી છે. પંદરમા વનવાસ પ્રકરણમાં, સુંદ અને ઉપસુંદનું આખ્યાન, દ્રૌપદીસહિત બેઠેલા યુધિષ્ઠિર રાજા પાસે, અર્જુનને બ્રાહ્મણના કામ વાસ્તે આયુધ લેવા જવું પડયું, તેથી કબુલાત પ્રમાણે અર્જુન વનમાં ગયા. ત્યાં માર્ગમાં ઊલૂપિ નામની સ્ત્રી સાથે સમાગમ થયો, તે સ્ત્રી થકી બભ્રુવાહન નામે પુત્ર ઉત્પન્ન થયો. અર્જુન પવિત્ર એવા તીર્થોમાં ફરવા ગયા, તપસ્વી બ્રાહ્મણના શાપથકી મગરની યોનિને પામેલી સુંદર પાંચ અપ્સરાઓને અર્જુને મુક્ત કરી અને પ્રભાસ ક્ષેત્રમાં શ્રીકૃષ્ણની સાથે સમાગમ થયો, એટલી કથા કહી છે. સોળમા સુભદ્રાહરણ પ્રકરણમાં, દ્વારકામાં શ્રીકૃષ્ણના

મતથી અર્જુને સુભદ્રાનું હરણ કર્યું, પછી તે સુભદ્રાને વિષે ઉત્તમ તેજવાળો અભિમન્યુ નામે પુત્ર ઉત્પન્ન થયો અને દ્રૌપદીના પુત્રોની ઉત્પત્તિ એટલી કથા કહી છે. સત્તરમાં હરણાહરણ પ્રકરણમાં અર્જુનને ભગવાને પહેરામણી આપી છે. અઢારમા ખાંડવદહન પ્રકરણમાં, શ્રીકૃષ્ણ અને અર્જુન યમુનાજીને કિનારે વિહાર કરવા ગયા, ત્યાં ચક્ર અને ધનુષ પામ્યા, પછી ખાંડવવનનું બળવું, એટલી કથા કહી છે ઓગણીશમા મયદર્શન પ્રકરણમાં, મયદાનવ અને એક સર્પનો બચાવ, તથા મંદપાલ ઋષિએ શાર્ડિને વિષે પુત્ર ઉત્પન્ન કર્યો એટલી કથા કહી છે; ઉપર કહી એવી કથાઓ વિસ્તારથી આદિપર્વમાં આવશે. આદિપર્વમાં ૨૨૭ અધ્યાય છે, તેમાં આઠ હજાર આઠસે ને ચોરાશી શ્લોકો છે. ઘણીક વૃત્તાંતોવાળું બીજું સભાપર્વ છે, જેમાં સભારચન પ્રકરણ આદિ લઇ નવ પ્રકરણો છે; તેમાં પાંડવોને મયદાનવે સભા રચી આપી, કિંકર નામે રાક્ષસ જાતિને મયદાનવે જોઇ, નારદજીએ લોકપાલ દેવતાઓની સભા વર્ણવી, રાજસૂય યજ્ઞનો આરંભ, જરાસંધનો વધ તથા જરાસંધે ગિરિવ્રજમાં રૂંધી રાખેલા રાજાઓને શ્રીકૃષ્ણે છોડાવ્યા, પાંડવોનો દિગ્વિજય, રાજાઓનું નાના પ્રકારની ભેટો લેઇને રાજસૂયમાં આવવું, રાજસૂય યજ્ઞમાં પ્રથમ પૂજા કોની કરવી, એ સંવાદમાં શિશુપાળ રાજાનો વધ; પછી તે યજ્ઞમાં પાંડવોની વિભૂતિ જોઇને દુઃખ અને ક્રોધ પામેલા દુર્યોધનની ભીમસેને સભામાં હાંસી કરી. એ હાંસીથી તેને ઘણોજ ક્રોધ ચઢ્યો, તેથી તેણે પાંડવોને જુગટું રમાડ્યું; જુગટામાં શકુનિએ ધર્મરાજાને કપટથી હરાવ્યા પછી જેમ સમુદ્રમાં બૂડેલાને વહાણ તારે, તેમ જુગટારૂપી સમુદ્રમાં બૂડેલી અનેતેથી દુઃખી થયેલી એવી, પોતાના પુત્ર પાંડવોની સ્ત્રી દ્રૌપદીને મહા બુદ્ધિમાન ધૃતરાષ્ટ્રે તારી એવી રીતે પાંડવોને જુગટાના દુઃખથી છૂટેલા જાણીને દુર્યોધને ફરીથી તેઓને જુગટું રમવા વાસ્તે બોલાવ્યા, અને તેમાં ફરીથી જીતીને તેઓને વનવાસ મોકલ્યા, એટલી કથા કહી છે. એ સભાપર્વમાં ૭૮ અધ્યાય ને તેમાં ૨૫૧૧ શ્લોકો કહ્યા છે. ત્રીજું મોટું વન પર્વ છે, તેમાં સોળ પ્રકરણો છે. જેમાં–મહાત્મા એવા પાંડવો વનમાં ગયા ત્યારે તેઓની પાછળ શહેરના લોકોનું જવું, અન્ન તથા ઔષધિ વાસ્તે અને બ્રાહ્મણોના પોષણ માટે મહાત્મા પાંડવોએ સૂર્યનું આરાધન કર્યું, ધૌમ્ય ઋષિના ઉપદેશે કરી, સૂર્યને પ્રસન્ન કરીને તેઓ પાસેથી અન્ન અને ઔષધિ મેળવ્યાં. પોતાને હિત કહેવાવાળા વિદુરજીનો ધૃતરાષ્ટ્રે ત્યાગ કર્યો, પછી વિદુરજી પાંડવો પાસે ગયા, ફરી ધૃતરાષ્ટ્રની આજ્ઞાથી તેની પાસે આવ્યા. કર્ણના કહેવાથી દુર્બુદ્ધિવાળા દુર્યોધને વનમાં રહેલા પાંડવોને મારવાનો વિચાર કર્યો. દુર્યોધનની એવી દુષ્ટ ભાવના જોઇ વ્યાસજીએ તેની પાસે જલદી આવીને તેને ખરાબ બુદ્ધિથી વાર્યો, સુરભીનું આખ્યાન મૈત્રેય ઋષિનું આવવું, રાજાને શિખામણ, તેજ મૈત્રેયનું દુર્યોધનને શાપ પ્રદાન કે " શત્રુ તારા સાથળો ભેદશે. " ભીમસેને લડાઇમાં કિર્મિરને માર્યો, યાદવો તથા પાંચાલ દેશના રાજાઓનું પાંડવો પાસે આવવું, શકુનિએ પાંડવોને જુગટામાં છળેકરી જીતી લીધા, તે સાંભળી ભગવાનને ક્રોધ ચડ્યો, અર્જુને તે શમાવ્યો; પછી ભગવાનની પાસે દ્રૌપદીએ વિલાપ કર્યો, ત્યારે દુઃખી થયેલી દ્રોપદીને ભગવાને ધીરજ આપી, અને સૌભવધનું આખ્યાન કહ્યું. પછી પોતાની બેન સુભદ્રાને પુત્ર સહિત શ્રીકૃષ્ણ દ્વારકા તેડી ગયા અને દ્રૌપદીના પુત્રોને ધૃષ્ટદ્યુમ્ન તેડી ગયા. તે પછી સુંદર એવા દ્વૈત વનમાં પાંડવો ગયા, ત્યાં દ્રૌપદીને યુધિષ્ઠિર રાજા સાથે સંવાદ થયો, તથા ભીમસેને પણ યુધિષ્ઠિર સાથે સંવાદ કર્યો,

ત્યાં પાંડવોની પાસે મહર્ષિ વ્યાસજી આવ્યા અને રાજા યુધિષ્ઠિરને વિદ્યા આપીને પાછા ગયા. પાંડવો કામ્યક વનમાં ગયા. પછી અસ્ત્રોની પ્રાપ્તિ વાસ્તે ઘણા તેજવાળા અર્જુન પ્રવાસમાં નીકળ્યા, ભીલનું રૂપ ધરી આવેલા મહાદેવજી સંગાથે અર્જુને યુદ્ધ કર્યું ને તેમને લોકપાલ દેવતાઓનાં દર્શન થયાં તથા પાશુપત નામના અસ્ત્રની પ્રાપ્તિ થઇ. વળી બીજાં અસ્ત્રો મેળવવા વાસ્તે અર્જુન મહેન્દ્ર લોકમાં ગયા, જે સાંભળી ધૃતરાષ્ટ્રને મોટી ચિંતા ઉત્પન્ન થઇ. પાંડવોને બૃહદશ્વ નામના: પવિત્ર ઋષિનાં દર્શન થયાં, તે ઋષિએ દુઃખી થયેલા યુધિષ્ઠિર રાજાનું દુઃખ સાંભળી વિલાપ કર્યો ત્યારે ધર્મિષ્ટ અને કરૂણાનો ઉદય છે જેમાં, એવું સુંદર નળરાજાનું આખ્યાન કહ્યું; તેમાં દમયંતીનું ધૈર્ય અને નળરાજાનું ચરિત્ર કહી દેખાડયું. તેજ ઋષિથકી પાસા રમવાની વિદ્યાનું શિખવું, પછી સ્વર્ગમાંથી પાંડવો પાસે લોમશ ઋષિનું આવવું, વનવાસ કરતા એવા મહાત્મા પાંડવોને સ્વર્ગથી આવેલા લોમશ ઋષિએ અર્જુનની સ્વર્ગ સંબંધી સર્વે વાત કહી. અર્જુનના સંદેશાથી પાંડવો સર્વે તીર્થોમાં ફરવા લાગ્યા. તીર્થોના ફળની પ્રાપ્તિ અને તેઓના પવિત્રપણાની કથા. મોટા ઋષિ નારદજીએ પુલસ્ત્ય નામના તીર્થયાત્રા કહી, તે યાત્રા પણ પાંડવોએ કરી. કર્ણ પાસેથી ઇન્દ્રે કુંડળ માગી લીધાં, ગય રાજાના યજ્ઞની વિભૂતિ, અગસ્ત્ય ઋષિનું આખ્યાન, જેમાં તેઓ વાતાપિ દૈત્યનું ભક્ષણ કરીને પ્રજાવાસ્તે લોપામુદ્રા નામની પોતાની સ્ત્રી પાસે ગયા. બાલ્યાવસ્થાથી અખંડિત બ્રહ્મચર્યવાળા ઋષ્યશૃંગ ઋષિનું ચરિત્ર, ઘણા તેજવાળા જમદગ્નિના પુત્ર પરશુરામનું ચરિત્ર, જે ચરિત્રમાં સહસ્રાર્જુન તથા તેના પુત્રોનો વધ કહ્યો છે. પછી પ્રભાસ તીર્થમાં પાંડવોની સાથે યાદવોનો સમાગમ, સુકન્યાનું આખ્યાન, ચવન ઋષિની કથા, શર્યાતિ રાજાના યજ્ઞમાં ચવન ઋષિએ અશ્વિનીકુમારને સોમનો ભાગ આપ્યો અને અશ્વિનીકુમારે ચવન ઋષિને ઔષધે કરી યુવાવસ્થા આપી. માન્ધાતા રાજાનું આખ્યાન, જંતુનું ઉપાખ્યાન, જેમાં સોમક રાજા, પુત્રો વાસ્તે પુત્રરૂપી પશુએ કરી યજ્ઞ કરીને સો પુત્રોને પામ્યો. પછી સ્યેન કપોતનું આખ્યાન, જેમાં શિબિરાજાની ઇન્દ્ર, અગ્નિ, અને ધર્મે પરીક્ષા કરી. અષ્ટાવક્રનું ઉપાખ્યાન જેમાં જનક રાજાના યજ્ઞમાં અષ્ટાવક્રનો બંદિજન સાથે વિવાદ થયો. ન્યાયશાસ્ત્રના જાણનારાઓમાં મુખ્ય એવા વરૂણના પુત્રે, વિવાદે કરી બંદિજનનો પરાજય કર્યો. સમુદ્રમાં ગયેલા પોતાના પિતાને અષ્ટાવક્ર પામ્યો. યવક્રીતનું આખ્યાન, મહાત્મા રૈભ્યનું આખ્યાન, ગંધમાદન પર્વતની યાત્રા, નારાયણના આશ્રમમાં નિવાસ, દ્રૌપદીએ ગંધમાદનમાંથી ભીમસેનને કમળ લાવવા વાસ્તે કહ્યું, ત્યાં રસ્તામાં જતાં ભીમસેને, કેળના ઝાડોની વચમાં બેઠેલા મહા બળવાન એવા પવનના પુત્ર હનુમાન દીઠા. પછી તે કમળ વાસ્તે ભીમસેને કમળના વેલાને હલાવ્યો, તેથી મણિમત જેમાં મુખ્ય છે એવા યક્ષો અને રાક્ષસો સાથે ભીમસેનને મોટું યુદ્ધ થયું; જટાસુર નામના રાક્ષસને ભીમસેને માર્યો. વૃષપર્વા રાજાનું આવવું, આર્ષ્ટિષેણના આશ્રમમાં પાંડવોનું જાઇને રહેવું, મહાત્મા એવા ભીમસેનનાં દ્રૌપદીએ વખાણ કર્યાં. ભીમસેનનું કૈલાસ પર્વત ઉપર ચડવું, ત્યાં બળવાન યક્ષો સાથે યુદ્ધ થયું. પછી કુબેર સાથે પાંડવોનો સમાગમ, ત્યાંજ અર્જુનનો ભાઇઓ સાથે મેળાપ; દિવ્ય અસ્ત્રો પામેલા અર્જુનનું હિરણ્યપુરવાસી નિવાતકવચ નામના દૈત્યો સાથે યુદ્ધ અને બીજા પણ દેવતાઓના શત્રુ કાલકેય તથા પૌલોમ નામના દૈત્યો સાથે યુદ્ધ અને તેથી તેઓનો નાશ થયો, બુદ્ધિમાન અર્જુને રાજા યુધિષ્ઠિરને તે કહીને પોતે મેળવેલાં અસ્ત્રો દેખાડયાં. પછી દેવર્ષિ નારદજીએ

અર્જુનને વાર્યા, અને પાંડવો ગંધમાદન પર્વત ઉપરથી નીચે ઉતર્યા, ત્યાં ગાઢા વનમાં પર્વત જેવા શરીરવાળા અજગરે ભીમસેનને ગળ્યો, તેને યુધિષ્ઠિર રાજાએ પ્રશ્નનો ઉત્તર દઇને મૂકાવ્યો. ફરીથી મહાત્મા એવા પાંડવો કામ્યક વનમાં આવ્યા. તે વનમાં રહેલા પુરૂષોમાં શ્રેષ્ઠ પાંડવોને જોવા સારૂ વાસુદેવ ભગવાનનું ત્યાં આવવું, માર્કંડેયની સંઘાતે રહીને કેટલાક આખ્યાનોની કથા સાંભળી, જેમાં પૃથુરાજાનું આખ્યાન પાંડવોએ સાંભળ્યું. પછી મહાત્મા એવા તાર્ક્ષ્યઋષિ અને સરસ્વતીનો સંવાદ, મત્સ્યનું ઉપાખ્યાન, માર્કંડેય સાથે રહેવું, ઇન્દ્રદ્યુમ્નનું ઉપાખ્યાન, પતિવ્રતાનાં આખ્યાનો, અંગિરાનું આખ્યાન, દ્રૌપદી અને સત્યભામાનો સંવાદ, ફરીથી પાંડવોનું દ્વૈતવનમાં આવવું, જ્યાં કૌરવો ઘોષયાત્રા કરવા આવેલા તેમાં દુર્યોધનને ગંધર્વોએ બાંધી લીધો ત્યારે તે લજ્જા પામેલા મંદ બુદ્ધિવાળા દુર્યોધનને અર્જુને છોડાવ્યો, પછી ધર્મરાજાને મૃગસ્વપ્ન દર્શન, વળી પાંડવોનું કામ્યક વનમાં આવવું, ઘણાક વિસ્તારવાળું વ્રીહિદ્રૌણિક આખ્યાન, દુર્વાસા ઋષિનું ઉપાખ્યાન, ત્યાં જયદ્રથ રાજાએ દ્રૌપદીને હરણ કરી તે જોઇ વાયુ સરખા વેગવાળા ભીમસેને તેની પછવાડે દોડી, તેને પકડીને પાંચ શિખાવાળો કર્યો. પછી ઘણાક વિસ્તારવાળું શ્રી રામાયણનું ઉપાખ્યાન જેમાં યુદ્ધને વિષે શ્રીરામચંદ્રજીએ પરાક્રમથી રાવણને માર્યો. સાવિત્રિનું ઉપાખ્યાન, ઇન્દ્રને કર્ણે કુંડળ આપ્યાં તેના બદલામાં પ્રસન્ન થઇને ઇન્દ્રે, કર્ણને એક જણાનો વધ કરે એવી શક્તિ આપી. પછી આરણેય ઉપાખ્યાનમાં યમરાજાએ પોતાના પુત્રને શિખામણ આપી, અને પાંડવો વરદાન પામીને પશ્ચિમ દિશામાં ગયા, એટલી કથા કહી છે. આ વનપર્વમાં ૨૬૯ અધ્યાય અને ૧૧૬૬૪ શ્લોકો છે.

હવે ચોથું વિસ્તારવાળું વિરાટ પર્વ કહું છું તે સાંભળો. તેમાં ચાર પ્રકરણો છે, જેમાં વિરાટ નગરમાં જઇ પાંડવોએ સ્મશાનમાં એક મોટા શમીના વૃક્ષ ઉપર પોતાનાં આયુધ રાખ્યાં, અને તેઓ જૂદા જૂદા વેષ ધારણ કરીને ત્યાં છુપા રહ્યા. તહિં દ્રૌપદીને વિષે આસક્ત થયેલા અને કામથી પીડિત, એવા દુષ્ટ બુદ્ધિવાળા કીચકને ભીમસેને મારી નાંખ્યો. પાંડવોને શોધવા સારૂ દુર્યોધને પોતાના હોશિઆર સંબંધીઓને સર્વ દિશાઓમાં મોકલ્યા પણ મહાત્મા એવા પાંડવોની પ્રવૃત્તિ જણાઇ નહીં. પછી દુર્યોધનના મોકલેલા ત્રિગર્ત દેશના રાજાઓએ એક તરફ વિરાટ રાજાની ગાયો વાળી અને વિરાટરાજાએ તેઓની સાથે મોટું યુદ્ધ કર્યું, તે યુદ્ધમાં વિરાટ રાજાને તેઓ લઇ ગયા પણ ભીમસેને મૂકાવ્યા, ને તેની ગાયો પણ પાંડવોએ પાછી વાળી. બીજી તરફ કૌરવોએ વિરાટ રાજાની ગાયો હરણ કરી, ત્યારે અર્જુન બધા કૌરવોને યુદ્ધમાં જીતીને પરાક્રમથી તે ગાયો પાછી લઇ આવ્યો, તેથી પ્રસન્ન થઇને વિરાટ રાજાએ પોતાની ઉત્તરા નામની કન્યા શત્રુને મારનાર એવા સુભદ્રાના પુત્ર અભિમન્યુને વાસ્તે અર્જુનને આપી, એટલી કથા કહી છે. આ વિસ્તારવાળું વિરાટ પર્વ મેં કહ્યું તેના ૬૫ અધ્યાય છે, ને કુલ ૨૦૫૦ શ્લોકો છે.

હવે પાંચમું ઉદ્યોગ પર્વ કહું તે શ્રવણ કરો. તેનાં અગીઆર પ્રકરણો છે, જેમાં જીતવાની ઇચ્છા વાસ્તે પાંડવો ઉપલવ્ય સ્થાનમાં ગયા. પછી દુર્યોધન અને અર્જુન બેઉ શ્રીકૃષ્ણ પાસે ગયા, અને તે બેઉએ પોતપોતાને વાસ્તે તેઓની પાસેથી સંગ્રામમાં સહાયતા માગી. સર્વજ્ઞ એવા શ્રીકૃષ્ણે કહ્યું કે, હે દુર્યોધન! અને હે અર્જુન! તમોએ યુદ્ધમાં મારી મદદ માગી માટે સાંભળો. એક બાજુ હું "મંત્રિપણું કરીશ પણ યુદ્ધ નહીં કરૂં," અને બીજી

બાજું એક અક્ષૌહિણી સેના આપીશ, આમાંથી તમો દરેકને જે જોઇએ તે માગી લ્યો. તે વખતે પોતાના સ્વાર્થને જાણનાર અને નથી સ્થિર ચિત્ત જેનું એવા દુર્યોધને અક્ષૌહિણી સેના માગી લીધી. શ્રીકૃષ્ણના પ્રભાવને તે જાણતો નહીં હતો, અને અર્જુને યુદ્ધ નહીં કરે એવા શ્રીકૃષ્ણના મંત્રીત્વની માગણી કરી, કારણ તેઓના પ્રભાવને તે જાણતો હતો. પછી શલ્યરાજા પાંડવો પાસે આવતા હતા, ત્યાં રસ્તામાં દુર્યોધન રાજાએ તેની ચાકરી કરી તેને છેતરીને તેની પાસેથી સંગ્રામમાં સહાયતા કરવાનું વચન માગ્યું. શલ્ય રાજાએ ભોળેભાવે " હું તને સહાયતા કરીશ " એવું વચન આપ્યું. તે વાત પાંડવોને કહીને શલ્ય રાજા દુર્યોધનની સેનામાં ગયા, તે પ્રસંગમાં શાંતિપૂર્વક ઇન્દ્રના વિજયનું કહેવું, પછી પાંડવોએ પુરોહિતને કૌરવો પાસે મોકલ્યો, તે પુરોહિતે ઇન્દ્રના વિજયનું તાત્પર્ય છે જેમાં એવાં પાંડવોનાં વચન કહી સંભળાવ્યાં. પાછું પુરોહિતનું જવું, પછી સલાહની ઇચ્છા રાખનાર પ્રતાપવાન્ ધૃતરાષ્ટ્ર રાજાએ પાંડવો પાસે સંજય નામના દૂતને મોકલ્યો. વાસુદેવ ભગવાન પાંડવોની સહાયતામાં છે, એ વાત સાંભળી ધૃતરાષ્ટ્ર રાજાને ચિંતાએ કરી ઉંઘ આવી નહીં, ત્યારે વિદુરજીએ તેમના કલ્યાણરૂપ એવાં વિચિત્ર પ્રકારનાં વચનો કહી સંભળાવ્યાં, તેમજ સનતસુજાત ઋષિએ ઉત્તમ એવું જ્ઞાન સંભળાવ્યું, તોપણ શોકમાં આસક્ત થએલા ધૃતરાષ્ટ્રના મનનો સંતાપ દૂર થયો નહીં. સવારમાં રાજાની સભામાં સંજયે વાસુદેવ ભગવાન અને અર્જુનની એકતા કહી દેખાડી. પછી સર્વજ્ઞ, દયાળુ, અને સલાહને ઇચ્છનાર શ્રીકૃષ્ણે, શાંતિ કરવા સારૂ પોતે હસ્તિનાપુર પધારીને, બેઉ પક્ષનું કલ્યાણ થાય તેવી રીતે દુર્યોધનને સમજાવ્યો, તોપણ દુર્યોધન સમજ્યો નહીં. ત્યાંજ દંભોદ્દભવ રાજાનું આખ્યાન, મહાત્મા એવા ઇન્દ્રના સારથિ માતલિનું પોતાની કન્યા વાસ્તે વર ખોળવા નીકળવું, મહર્ષિ એવા ગાલવ ઋષિનું ચરિત્ર, વિદુલાના પુત્રને શિક્ષા આપી તેની કથા, કર્ણ અને દુર્યોધનાદિકનો દુષ્ટ વિચાર જાણીને, શ્રીકૃષ્ણે રાજાઓને પોતાનું યોગેશ્વરપણું દેખાડયું. શ્રીકૃષ્ણે કર્ણને પોતાના રથમાં બેસાડીને યુક્તિથી સમજાવ્યો, તોપણ ગર્વે કરીને કર્ણે માન્યું નહીં. પછી શત્રુને મારનાર એવા શ્રીકૃષ્ણે, હસ્તિનાપુરથી પાછા ઉપલવ્ય સ્થાનમાં આવી, જેટલી વાત ત્યાં બની હતી તે સર્વે પાંડવોને કહી. તે વાત સાંભળીને પાંડવોએ પોતાનું હિત થાય એવો વિચાર કરીને લડાઇની સામગ્રી તૈયાર કરી. તે પછી યુદ્ધ કરવા સારૂ હસ્તિનાપુરથી નરો, ઘોડાઓ, રથો અને હાથીઓ નીકળ્યા. ત્યાં બેઉ સેનાના બળની ગણત્રી કરી. પછી ધૃતરાષ્ટ્ર રાજાએ પાંડવો પ્રત્યે ઉલૂકને મોકલ્યો. ભીષ્મ પિતામહે બીજે દિવસે થનાર મોટા યુદ્ધમાં બેઉ સેનાના રથી અને અતિરથીની સંખ્યા કરી, ને ત્યાં અંબાનું ઉપાખ્યાન કહ્યું, એટલી કથા કહી છે. એ ઘણાક વિસ્તારવાળું અને સંધિવિગ્રહવાળું ઉદ્યોગ પર્વ મેં તમોને કહ્યું, તેના ૧૮૬ અધ્યાય છે, ને કુલ ૬૬૯૮ શ્લોકો છે.

હવે વિચિત્ર પ્રકારના અર્થવાળું છઠ્ઠું ભીષ્મપર્વ કહું છું તે શ્રવણ કરો. તેમાં ચાર પ્રકરણો છે, જેમાં જંબુખંડની રચના સંજયે કહી, યુધિષ્ઠિરનું સૈન્ય ખેદને પામ્યું, દશ દિવસ સુધી મહાઘોર એવું યુદ્ધ થયું, અર્જુન મોહ પામ્યા ત્યારે સર્વજ્ઞ શ્રીકૃષ્ણે જ્ઞાન આપીને તેનો મોહ ટાળ્યો, યુધિષ્ઠિરના હિતમાં પ્રીતિ રાખનાર અને કોઇથી નહીં ડરનાર એવા શ્રીકૃષ્ણ, વેગથી રથ ઉપરથી કૂદીને હાથમાં ચાબુક લેઇ ભીષ્મપિતામહને

મારવા દોડયા, પછી શ્રીકૃષ્ણનાં ખૂંચે એવાં વચનો સાંભળીને, સર્વ શસ્ત્ર ધારણ કરનારાઓમાં શ્રેષ્ઠ અને મોટું ધનુષ ધરનાર એવા અર્જુને, શિખંડીને આગળ રાખીને તીક્ષ્ણ બાણોએ કરી ભીષ્મ પિતામહને રથમાંથી નીચે પાડયા, તેથી શરીરમાં ખૂંચી ગયેલા બાણરૂપી શૈયા ઉપર ભિષ્મ પિતામહ રહ્યા, એટલી કથા કહી છે. એ ભીષ્મપર્વના ૧૧૭ અધ્યાય છે અને તેમાં ૫૮૮૪ શ્લોકો કહ્યા છે.

હવે ઘણાક વૃત્તાંતોવાળું દ્રોણપર્વ કહું છું. તેનાં આઠ પ્રકરણો છે. જેમાં દ્રોણાચાર્યને સેનાપતિ કર્યા, ત્યારે મોટા અસ્ત્રને જાણનાર તે દ્રોણાચાર્યે દુર્યોધનને પ્રસન્ન કરવા માટે પ્રતિજ્ઞા કરી જે " હું ધર્મ રાજાને પકડી આપીશ. " તે પછી સંસપ્તક નામના યોદ્ધાઓ અર્જુનને રણસંગ્રામમાંથી દૂર લેઈ ગયા. યુદ્ધમાં ઈન્દ્રના સરખા પરાક્રમવાળા ભગદત્ત રાજાને સુપ્રતિક નામના હાથી સહિત અર્જુને માર્યો; જયદ્રથ જેમાં મુખ્ય છે એવા કૌરવોની સેનાના ઘણાક મહારથીઓએ ભેગા થઇને બાળક અને શૂરવીર એવા એકલા અભિમન્યુને માર્યો, તેથી અર્જુને કોપાયમાન થઈ, સંગ્રામમાં સાત અક્ષોહિણી સેના મારીને જયદ્રથને માર્યો. મોટી ભુજાવાળા ભીમસેન અને મહારથી સાત્યકિ યાદવ, યુધિષ્ઠિરની આજ્ઞાએ કરીને અર્જુનને ખોળવા વાસ્તે, દેવોથી પણ સહન ન થાય એવી કૌરવોની સેનામાં પેઠા; સંસપ્તક ગણમાંથી બાકી રહેલાઓને પણ અર્જુને મારી નાખ્યા. ધૃતરાષ્ટ્રના પુત્રો, પાષાણથી લડાઇ કરનારા નારાયણ નામના ગણ, વિચિત્ર પ્રકારનું યુદ્ધ કરનારા અલંબુષ, શ્રુતાયુ, જલસંધ, સોમદત્તનો પુત્ર ભૂરિશ્રવા, વિરાટ, મહારથી દ્રુપદ, તથા ઘટોત્કચાદિક બીજા રાજાઓ સર્વે નાશ પામ્યા. યુદ્ધમાં દ્રોણાચાર્ય પરલોકને પામ્યા ત્યારે અશ્વત્થામાએ ક્રોધથી નારાયણ નામનું અસ્ત્ર મોકલ્યું, પછી વ્યાસજીનું આવવું, તથા શ્રીકૃષ્ણ અને અર્જુનનું મહાત્ય. એટલી કથા કહી છે. આ સાતમું દ્રોણપર્વ કહ્યું તેમાં ઘણું કરીને શૂરવીર રાજાઓ નાશ પામ્યા છે. તેના ૧૭૦ અધ્યાય છે અને તેમાં ૮૯૦૯ શ્લોકો કહ્યા છે.

હવે અદ્ભુત એવું આઠમું કર્ણપર્વ કહું છું. તેમાં એક પ્રકરણ છે, જેમાં મદ્રદેશના બુદ્ધિમાન્ શલ્યરાજા કર્ણના સારથી થયા, ત્રિપુરાસુરની કથા, સંગ્રામમાં જતી વખતે કર્ણ અને શલ્યનો કઠોર સંવાદ, તિરસ્કારવાળું હંસ અને કાગડાનું આખ્યાન, મહાત્મા અશ્વત્થામાએ પાંડયને માર્યો. દંડસેનના દંડને હણ્યો, સંગ્રામમાં કર્ણે સર્વના દેખતાં યુદ્ધિષ્ઠિરને સંશય પમાડયો. તેથી યુધિષ્ઠિર અને અર્જુનનો પરસ્પર ક્રોધ થયો અને તે ઠેકાણે શ્રીકૃષ્ણે અર્જુનનો વિનય કહ્યો. સંગ્રામમાં પ્રતિજ્ઞાપૂર્વક દુઃશાસનની છાતી ભેદીને ભીમસેને તેનું રૂધિર પીધું, તથા અર્જુને સંગ્રામમાં કર્ણને માર્યો. એટલી કથા કહી છે. એ આઠમું કર્ણપર્વ કહ્યું તેના ૬૯ અધ્યાય છે, અને તેમાં ૪૯૬૪ શ્લોકો કહ્યા છે.

હવે નવમું શલ્યપર્વ કહું છું. તેમાં ચાર પ્રકરણો છે, જેમાં મોટા શૂરવીર રાજાઓ નાશ પામી ગયા ત્યારે શલ્યરાજાને દુર્યોધને સેનાપતિ કર્યો, કુમારનું આખ્યાન, અભિષેકનું કર્મ, વિભાગેકરી રથીઓના યુદ્ધ, કૌરવોના મુખ્ય યોદ્ધાઓનો નાશ, મહાત્મા ધર્મરાજાએ શલ્યને અને સહદેવ પાંડવે શકુનિને માર્યો. એવી રીતે બધું સૈન્ય જ્યારે નાશ પામ્યું અને કંઈક અવશેષ રહ્યું ત્યારે દુર્યોધન કોઇ પાણીના હૃદયમાં પ્રવેશકરી તેનું જલ સ્તંભન કરીને અંદર બેઠો; તે વાત પારધિઓએ ભીમસેનને કહી, તે સાંભળી પાંડવોએ દુર્યોધનની પાસે આવીને તેનો તિરસ્કાર કર્યો. તે સહન નહીં થવાથી અતિક્રોધી એવો દુર્યોધન, પાણીના

હૃદયમાંથી બાહાર નીકળ્યો, અને ભીમસેનની સાથે ગદાયુદ્ધ કરવા લાગ્યો; એવી રીતે બેઉનું યુદ્ધ થતી વખતે બળદેવજી ત્યાં પધાર્યા. તેઓએ સરસ્વતી તથા બીજાં તીર્થોની પવિત્રતા કહી. પછી દુર્યોધનના સાથળો ભીમસેને ભયંકર વેગવાળી ગદાએ કરીને ભાગ્યા, એટલી કથા કહી છે. એ નવમું શલ્યપર્વ કહ્યું તેના ૫૯ અધ્યાય અને ૩૨૨૦ શ્લોક કરેલા છે.

હવે દશમું દારૂણ એવું સોસૌપ્તિકપર્વ કહું છું તે સાંભળો. તેમાં ત્રણ પ્રકરણો છે, જેમાં પાંડવો ગયા પછી, સાથળો જેના ભાગી ગયા છે એવા દુર્યોધન રાજાની પાસે, સાંજની વખતે કૃતવર્મા, કૃપાચાર્ય અને અશ્વત્થામા આવ્યા અને તેને રણભૂમિમાં પડેલો જોઇને દૃઢ ક્રોધવાળા મહારથી અશ્વત્થામાએ પ્રતિજ્ઞા કરી કે "ધૃષ્ટદ્યુમ્ન જેમાં મુખ્ય છે, એવા પાંચાલ દેશના સર્વ રાજાઓ તથા પ્રધાનો સહિત પાંડવોને માર્યા વગર હું કવચ નહીં ઉતારૂં." એ પ્રમાણે દુર્યોધનને કહી સૂર્યાસ્તની વખતે, અશ્વત્થામા કોઇ વનમાં જઇને એક મોટા વડના ઝાડ નીચે બેઠા; તે ઝાડ ઉપર રહેનાર ઘણા કાગડાઓને એક ઘુડપક્ષિયે માર્યા, તે જોઇને અશ્વત્થામાને ઘણો ક્રોધ ઉત્પન્ન થયો. પછી પોતાના પિતાના વધને સંભારીને, નિદ્રાવશ થયેલા પાંચાલદેશના રાજાઓને મારી નાખવાનો વિચાર કરી તે પાંડવોના તંબુના દરવાજા પાસે ગયો, ત્યાં વિકરાળ રૂપવાળા કોઈ રાક્ષસને તેણે સુતેલાઓની ચોકી કરતો જોયો. પછી અશ્વત્થામાએ સુતેલાઓ ઉપર અસ્ત્રો નાખ્યાં, પણ તે રાક્ષસે નાખેલાં અસ્ત્રોનો નાશ કર્યો, તે જોઇને તેણે તેજ વખતે મહાદેવનું આરાધન કર્યું. પછી કૃતવર્મા, કૃપાચાર્ય, અને અશ્વત્થામાએ, એકઠા મળીને, વિશ્વાસથી પરિવાર સહિત સૂતેલા ધૃષ્ટદ્યુમ્ન આદિ લઈ પાંચાલદેશના રાજાઓને તથા દ્રૌપદીના પુત્રોને માર્યા. તેમાં પાંચ પાંડવો તથા સાત્યકી યાદવ શ્રીકૃષ્ણના આશ્રયથી બચ્યા, બાકી સર્વે નાશ પામ્યા. તે સર્વે વાત ધૃષ્ટદ્યુમ્નના સારથીયે પાંડવોને કહી. પછી પોતાના પિતા અને ભાઇઓના મરણથી પીડિત એવી દ્રોપદીએ પોતાના પુત્રનો નાશ જોઇને સંકલ્પ કર્યો જે "મારા પુત્રોના મારનારને મરાવ્યા પછી હું અન્ન પાણી લઇશ," એવો સંકલ્પ કરીને પોતાના સ્વામીની પાસે ગઇ. ત્યારે ભયંકર પરાક્રમવાળા ભીમસેન, દ્રોપદીનાં વચન સાંભળીને તેનું ગમતું કરવા વાસ્તે મોટી ગદા લઇને ગુરૂના પુત્ર અશ્વત્થામાની પછવાડે રીસ કરીને દોડયા. ભીમસેનના ભયથી, દૈવે પ્રેર્યા એવા અશ્વત્થામાએ, પાંડવ વિનાની પૃથ્વી કરવા સારૂ ક્રોધથી બ્રહ્માસ્ત્ર મોકલ્યું. ત્યારે શ્રીકૃષ્ણે અર્જુનને કહ્યું કે "તું પણ તેજ જાતનું અસ્ત્ર નાંખી શાંતિ કર" પછી પાપિષ્ઠ એવા અશ્વત્થામાની દ્રોહબુદ્ધિ જોઇને વ્યાસજીએ તેને શાપ આપ્યો, તેના બદલામાં તેણે પણ વ્યાસજીને શાપ આપ્યો. પછી તે અશ્વત્થામાના મસ્તકમાં જે મણિ હતો તે છીનવી લઇને પાંડવોએ દ્રૌપદીને આપ્યો, એટલી કથા કહી છે. એ દશમું સૌપ્તિકપર્વ મેં કહ્યું, તેના ૧૮ અધ્યાય છે ને તેમાં ૮૭૦ શ્લોકો કહ્યા છે.

હવે કરૂણાનો ઉદય જેમાં છે એવું અગીઆરમું સ્ત્રીપર્વ કહુંછું. તેનાં પાંચ પ્રકરણો છે, જેમાં પુત્રના શોકે કરીને તપેલા અને ભીમસેન ઉપર દ્વેષ બુદ્ધિ રાખનાર ધૃતરાષ્ટ્ર રાજાએ, તેની પાસે શ્રીકૃષ્ણે રખાવેલી એવી ભીમની લોઢાની બનાવેલી મૂર્તિ ભાગી નાખી. તે શોકથી તપેલા ધૃતરાષ્ટ્ર રાજાની ઉત્તમ વચનોએ કરીને વિદુરજીએ આશ્વાસના કરી. પછી તે શોકથી પીડાયલા ધૃતરાષ્ટ્રનું સ્ત્રીયો સહિત કૌરવોના યુદ્ધસ્થાનમાં જવું. ત્યાં શૂરવીરોની સ્ત્રીયોનો અતી કરૂણા ઉપજે એવો વિલાપ, ગાંધારી અને ધૃતરાષ્ટ્રને ઘણો ક્રોધ અને મોહ

ઉત્પન્ન થયો. યુદ્ધસ્થાનમાં ક્ષત્રિયોની સ્ત્રીયોએ, લડાઇમાં પાછા હઠે નહીં એવા પોતાના પુત્રો, ભાઇઓ, અને પિત્રાઇઓને નાશ પામેલા જોયા. પછી પુત્ર પૌત્રના નાશથી પીડાયેલી ગાંધારીનો ક્રોધ શ્રીકૃષ્ણે શમાવ્યો. સર્વ ધર્મ જાણનારાઓમાં શ્રેષ્ઠ એવા યુધિષ્ઠિરે, મરણ પામેલા રાજાઓનાં શરીરો શાસ્ત્ર વિધિથી દહન કરાવ્યાં અને તે રાજાઓનું દરેકનાં નામ લઇને તેમણે તર્પણ કર્યું; ત્યારે પોતાનો છાનો ઉત્પન્ન કરેલો કર્ણ નામનો પુત્ર કુંતીએ જણાવ્યો, એટલી કથા કહી છે. સજ્જનના મનને ખેદ કરનારૂં અને અશ્રુની પ્રવૃત્તિ કરનારૂં, તથા શોક અને વિહવલતાથી ભરેલું આ અગીઆરમું સ્ત્રી પર્વ મેં તમને કહ્યું, તેના ૨૭ અધ્યાય છે તે તેમાં ૭૭ શ્લોકો છે.

હવે બુદ્ધિને વધારનારૂં શાન્તિપવ હું કહું તે આપ શ્રવણ કરો. તેમાં ચાર પ્રકરણો છે, જેમાં પિત્રાઇઓ, સંબંધી, તથા મામા એ સર્વને મરાવીને યુધિષ્ઠિર રાજા વૈરાગ્યને પામ્યા, ત્યારે તેઓને બાણરૂપી શૈયા ઉપર પોઢેલા ભીષ્મ પિતામહે, રાજાઓને જાણવા લાયક નાના પ્રકારના ધર્મો કહ્યા. તેમાં દુષ્કાળ, વૈર અને રોગ ઇત્યાદિ આપત્તિ આવી પડે, તે વખતે કેવી રીતે વર્ત્તવું તે પણ કહ્યું. ભીષ્મે કહેલા ધર્મોને જે કોઇ પુરૂષ સારી રીતે શ્રવણ કરે તે સર્વજ્ઞપણાને પામે. પછી ઘણાક વિસ્તારથી વિચિત્ર પ્રકારના મોક્ષ ધર્મો કહ્યા છે, એટલી કથા કહી છે. આ બુદ્ધિમાન્ ને પ્રિય એવું બારમું શાંતિપર્વ કહ્યું, તેમાં ૩૨૯ અધ્યાય ને તેમાં ૧૪૭૩૨ શ્લોકો છે.

હવે ઉત્તમ એવું તેરમું અનુશાસન પર્વ કહું છું. તેનું એકજ પ્રકરણ છે, જેમાં ગંગાના પુત્ર ભીષ્મ પાસેથી ધર્મો સાંભળીને યુધિષ્ઠિર રાજાનું સ્વસ્થ થવું, ધર્મ અને અર્થમાં હિતરૂપ એવો સમગ્ર આચાર, વિવિધ પ્રકારનાં દાનોનાં ફળ, તેમજ પાત્રનાં લક્ષણ, દાનનો પરમ વિધિ આચારનો વિધિ, સત્યની પરમ ગતિ, ગાયો તથા બ્રાહ્મણોનું માહાત્મ્ય, અને દેશકાળને લાયક એવું ધર્મોનું રહસ્ય, એ સર્વ કહ્યું છે. આ ઘણાક વૃત્તાંતવાળું ઉત્તમ અનુશાસનપર્વ મેં કહ્યું, તેમાં ભીષ્મપિતામહની સ્વર્ગ પ્રાપ્તિ પણ કહી છે. ધર્મનો નિશ્ચય કરાવનારૂં એ તેરમું પર્વ છે, તેમાં ૧૩૬ અધ્યાય ને તેમાં ૮૦૦૦ શ્લોકો છે.

હવે ચૌદમું અશ્વમેધિકપર્વ કહું છું. તેનાં બે પ્રકરણો છે, જેમાં સંવર્ત અને મરૂતનું ઉત્તમ આખ્યાન, સુવર્ણના ભંડારની પ્રાપ્તિ, પરિક્ષિત રાજાનો જન્મ, અશ્વત્થામાના બાણરૂપી અગ્નિથી ગર્ભની અંદર પરિક્ષિતનું બળવું, તેની શ્રીકૃષ્ણે રક્ષા કરી. પછી પૃથ્વીમાં પાંડવોએ ઘોડો ફરવા મોકલ્યો તેની પાછળ પોતે ગયા, ત્યાં કેટલાક ક્રોધી એવા રાજાઓની સાથે યુદ્ધ થયું. ચિત્રાંગદાના પુત્ર બભ્રુવાહનના હાથે ગંગાના શાપથી અર્જુન મૃત્યુ પામ્યા. અશ્વમેધ યજ્ઞમાં નોળીયાનું આખ્યાન, એટલી કથા કહી છે. આ અદ્ભુત એવું અશ્વમેધિકપર્વ કહ્યું, તેના ૧૦૩ અધ્યાય છે ને તેમાં ૩૩૨૦ શ્લોકો કહ્યા છે.

તે પછી પંદરમું આશ્રમવાસિક પર્વ કહું છું. તેનાં ત્રણ પ્રકરણો છે, જેમાં રાજ્ય મૂકીને ગાંધારી સહિત ધૃતરાષ્ટ્ર રાજા અને વિદુરજી હિમાલયમાં ચાલી નીકળ્યા. તે જોઇને સતી એવી કુંતી પણ પોતાના પુત્રોનું રાજ્ય મૂકીને તેઓની પાછળ ગઇ; ત્યાં નાશ પામેલા પોતાના પુત્ર, પૌત્ર અને બીજા પણ શૂરવીર રાજાઓને વ્યાસજીના પ્રસાદ થકી જોઇને ગાંધારી સહિત ધૃતરાષ્ટ્રરાજાએ શોકનો ત્યાગ કર્યો. પછી તેઓ પરમ ગતિને પામ્યા. વિદુરજી પણ પોતાના સ્થાનમાં ગયા, કારભારીઓ સહિત સંજય પણ સિદ્ધિને પામ્યો. પછી

નારદજીએ ધર્મરાજા પાસે આવીને યાદવોના નાશની વાત કહી, એટલી કથા કહી છે. આ આશ્રમવાસિકપર્વ કહ્યું, તેના ૪૨ અધ્યાય છે ને તેમાં ૧૫૦૬ શ્લોકો કહ્યા છે.

હવે મહાદારૂણ એવું સોળમું મૌસલપર્વ કહું છું તેમાં એક પ્રકરણ છે, જેમાં બ્રાહ્મણના શાપને લીધે, યુદ્ધની વખતે પુરૂષોમાં સિંહરૂપ યાદવો મદિરાપાન કર્યાથી પરાધિન થઇ ગયા અને દૈવે પ્રેર્યા તેથી ખારા સમુદ્રની પાસે, શસ્ત્રના સ્પર્શે કરીને અને નદીને કાંઠે ઉગતા એવા એરકાના ઝાડરૂપી વજ્રે કરીને મરણ પામ્યા. રામ અને શ્રીકૃષ્ણે સર્વ યાદવોનો ક્ષય કરીને પોતે બ્રહ્મરૂપ છે તો પણ પ્રાપ્ત થયેલા કાળને ઉલ્લંઘન ન કર્યો, ત્યાં મુખ્ય મુખ્ય યાદવોના શરીરનો સંસ્કાર થયો. પછી અર્જુન વૃદ્ધ અને બાળક જનોને દ્વારકાથી હસ્તિનાપૂર લઇ ગયા. રસ્તામાં સંકટની વખતે ગાંડીવ ધનુષનો પરાભવ જોઇને બીજાં દિવ્ય અસ્ત્રોની વિદ્યા પણ નિષ્ફળ જોઇને તથા યાદવોની સ્ત્રીયોનો નાશ જોઇને, વ્યાસજીના વાક્યે કરી પ્રેરાતાં વૈરાગ્યને પામ્યા એવા અર્જુને, ધર્મરાજા પાસે જઇને રાજ્ય ત્યાગ કરવા વિષે વિચાર કર્યો, એટલી કથા કહી છે. એ સોળમું મૌસલપર્વ કહ્યું, તેના આઠ અધ્યાય છે ને તેમાં ૩૨૦ શ્લોકો કહ્યા છે.

હવે સત્તરમું મહાપ્રસ્થાનિકપર્વ કહું છું. તેમાં એકજ પ્રકરણ છે, જેમાં પુરૂષમાં શ્રેષ્ઠ એવા પાંડવો રાજ્ય મૂકીને દ્રૌપદી સહિત ઉત્તર દિશામાં ચાલી નીકળ્યા. રસ્તામાં તેઓને અગ્નિનું દર્શન થયું; તે અગ્નિની આજ્ઞાથી પોતાનું ઉત્તમ ગાંડીવ ધનુષ અર્જુને તેને આપ્યું. પછી ત્યાં પડી ગયા એવા ભાઇઓ અને દ્રૌપદીને જોઈ યુધિષ્ઠિર રાજા તેઓને મૂકીને, ફરી તેઓ તરફ નજર ન કરતાં ચાલતા થયા, એટલી કથા કહી છે. એ સત્તરમું મહાપ્રસ્થાનિકપર્વ કહ્યું. તેના ૩ અધ્યાય છે ને તેમાં ૩૨૦ શ્લોકો કહ્યા છે.

હવે અઢારમું સ્વર્ગારોહણપર્વ કહું છું. તેમાં પણ એકજ પ્રકરણ છે, જેમાં દેવતાઓનો રથ પ્રાપ્ત થયો, તોપણ દયાળુ ધર્મરાજાએ, કૂતરા વગર તે રથમાં બેસવાની ઇચ્છા નહીં કરી. એ પ્રકારે મહાત્મા ધર્મરાજાની ધર્મમાં અચલ સ્થિતિ જોઇને કૂતરાએ પોતાનું સ્વરૂપ ત્યાગ કરીને પોતાનું યમ રાજાનું અસલ સ્વરૂપ ધારણ કર્યું. તેની સાથે યુધિષ્ઠિર રાજા સ્વર્ગમાં ગયા. પછી દેવતાના દૂતે યુધિષ્ઠિર રાજાને નર્ક દેખાડ્યું, જ્યાં પોતાના ભાઇઓની દીનવાણી સાંભળીને તેઓ પણ થોડીવાર ત્યાંની પીડા જોઇ દુઃખ પામ્યા. ત્યાં યમરાજા અને ઇન્દ્ર યુધિષ્ઠિરની પાસે આવ્યા. પછી યુધિષ્ઠિર રાજા, આકાશ ગંગામાં સ્નાન કરી, પોતાનું મનુષ્ય શરીર ત્યાગ કરી, દિવ્ય શરીર ધારણ કરીને સ્વર્ગમાં પોતાના ધર્મથી મળેલા સ્થાનને પામ્યા અને બધા દેવતાઓથી સન્માન પામીને ઘણા ખુશી થયા, એટલી કથા કહી છે. એ અઢારમું સ્વર્ગારોહણપર્વ મેં કહ્યું, તેના પાંચ અધ્યાય છે ને તેમાં ૨૦૯ શ્લોકો કહ્યા છે. એવી રીતે અઢાર પર્વો કહ્યાં. ભારતમાં અઠ્ઠાણું પ્રકરણો અને આશરે ચોરાશી હજાર શ્લોકો છે. બાકી, બીજો હરિવંશ ગ્રંથ, જે આ ભારતથી જૂદોજ ભાગ છે તેમાં બે પ્રકરણો અને આશરે સોળ હજાર શ્લોકો છે તે સર્વે મળી એક સો પ્રકરણ અને એક લાખ શ્લોકનું ભારત થયું છે. જે કોઇ બ્રાહ્મણ, અને ઉપનિષદો સહિત ચારે વેદને જાણતો હોય ને આ ભારતરૂપી આખ્યાન ન જાણતો હોય, તો તે વિચક્ષણ ગણાય નહિ. આજ ભારતની અંદર વ્યાસજીએ અર્થશાસ્ત્ર, ધર્મશાસ્ત્ર, કામશાસ્ત્ર, અને મોક્ષશાસ્ત્ર, એ સર્વે કહ્યાં છે. જેમ કોયલની વાણી સાંભળીને રૂક્ષ એવી કાગડાની વાણી સાંભળવી

કોઇને ગમતી નથી, તેમ આ ભારતરૂપી આખ્યાન જે શ્રવણ કરે તેને બીજું કાંઈ સાંભળવામાં રૂચિ થતી નથી. જેમ પંચ મહાભૂતો થકી અધ્યાત્મ, અધિભૂત અને અધિદૈવની રચના થાય છે, તેમ આ ભારતથી કવિયોની બુદ્ધિ કવિતા રચવામાં થાય છે. જેમ આકાશમાં જરાયુજ, અંડજ, સ્વેદજ અને ઉદ્‌ભિજ, એ ચાર પ્રકારની પ્રજા કહી છે, તેમ આ ભારતમાં અઢારે પુરાણો કહ્યાં છે. જેમ સર્વ ઇન્દ્રિયોનો આશ્રય મન છે, તેમ સર્વ શાસ્ત્રાર્થનો આશ્રય આ ભારત છે. નિરંતર આ ભારતનું ચિંતન કરવાવાળા તમે તેની ધર્મને વિષે બુદ્ધિ થાઓ, કારણ પરલોકમાં એક ધર્મજ સહાયતા કરનાર છે. ડાહ્યા પુરૂષો ધન અને સ્ત્રીયોને સેવે છે, તો પણ પરલોકમાં તે ધન અને સ્ત્રીયોથી તેઓનું રક્ષણ થતું નથી, તેમજ તે ધન અને સ્ત્રીયો સ્થિર પણ રહેતાં નથી. વ્યાસજીના મુખમાંથી નીકળેલું આનાથી ઉત્કૃષ્ટ બીજું કાંઇ નથી એવું, પવિત્ર, કલ્યાણરૂપ, અને પાપને હરનારૂં આ ભારતરૂપી આખ્યાન જે જાણે છે તેને સર્વ તીર્થોનું ફળ પ્રાપ્ત થાય છે, અને બીજી પણ તેના મનની ઇચ્છા પૂર્ણ થાય છે. જે કોઇ પુરૂષ, ઘણા શાસ્ત્ર અને વેદને જાણનાર બ્રાહ્મણને સોનાના શિંગડાવાળી સો ગાયોનું દાન આપે, તેને જેટલું ફળ થાય છે, તેટલુંજ ફળ, જે કોઇ આ પવિત્ર ભારતની કથા નિરંતર સાંભળે તેને થાય છે.

**यो गो शतं कनकशृंगमयं ददाति विप्राय वेदविदुषे च बहुश्रुताय ।**
**पुण्यां च भारतकथां शृणुयाच्च नित्यं तुल्यं फलं भवति तस्य च तस्य चैव ॥**

**इति श्रीमहाभारते आदिपर्वणि पर्वसंग्रहपर्वणि गुर्जरभाषायां द्वितीयोऽध्यायः ॥ २ ॥**



## અધ્યાય ૩ જો. સરમાનો જનમેજયને શાપ.

### पौष्यपर्व.

**सूत उवाच—जनमेजयःपरिक्षितः सहभ्रातृभिः कुरुक्षेत्रे दीर्घसत्रमुपास्ते**
**तस्य भ्रातरस्त्रयः श्रुतसेन उग्रसेनो भीमसेन इति**
**तेषु तत्सत्रमुपासीनेष्वागच्छत्सारमेयः ॥ १ ॥**

સૂત કહે છે—શ્રુતસેન, ઉગ્રસેન, અને ભીમસેન નામના પોતાના ત્રણે ભાઇઓ સહિત પરિક્ષિતના પુત્ર જનમેજય રાજા, કુરૂક્ષેત્રમાં ઘણાં વર્ષ ચાલે એવો યજ્ઞ કરતા હતા. તે યજ્ઞમાં કોઇ કૂતરો જનમેજય રાજાના ભાઇઓ જ્યાં બેઠા હતા ત્યાં આવ્યો. તેને તે ત્રણે ભાઇઓએ માર્યો, તેથી તે કૂતરો અતીશે રડતો રડતો પોતાની મા પાસે ગયો. તેને રડતો જોઇ તેની માયે પૂછ્યું કે હે પુત્ર! તું શું કરવા રડે છે? તને કોણે માર્યો? ત્યારે કૂતરો બોલ્યો જે મને જનમેજય રાજાના ત્રણે ભાઇઓએ માર્યો. એવું સાંભળી માએ કહ્યું કે પુત્ર, તેં કાંઈ પણ અપરાધ કર્યો હશે. કૂતરે જવાબ આપ્યો જે મેં કાંઇ પણ અપરાધ કર્યો નથી. તેઓના હોમવાનાં પદાર્થો મેં જોયાં નથી, તેમ ચાટયાં પણ નથી. તે સાંભળી તે કૂતરી પોતાના પુત્રના દુઃખથી પીડાતી યજ્ઞમાં જ્યાં ભાઇઓ સહિત બેઠેલા જનમેજય રાજા પાસે ગઇ, અને તેણે તે રાજાને ક્રોધથી કહ્યું કે, મારા પુત્રે તમારો કાંઇ

પણું અપરાધ કર્યો નથી, તમારા હોમવાના પદાર્થો જોયા નથી, તેમ ચાટયા પણ નથી, ત્યારે તેને શું કરવા માર્યો ? એવાં કૂતરીનાં વચન સાંભળી તેઓએ કાંઇ ઉત્તર આપ્યો નહીં, તે જોઇ કૂતરીએ જનમેજય રાજાને શાપ આપ્યો કે "આ મારા નિરપરાધી પુત્રને તમોએ માર્યો, માટે નહીં ધારેલું ભય તમારી ઉપર આવી પડશે." તે શાપ સાંભળી જનમેજય રાજા અત્યંત ભય અને ખેદને પામ્યા. હે બ્રાહ્મણો ! એ કથાંથી વ્યાસજીએ એવી સૂચના કરી જે નિરપરાધી પ્રાણીને દુઃખ આપનારને તત્કાળ દુઃખ થાય છે. પછી તે યજ્ઞ સમાપ્ત કરી જનમેજય રાજા હસ્તિનાપુરમાં જઈને, પોતાને તે કૂતરીથી જે શાપ થયો હતો, તેને શમાવે એવા કોઇ યોગ્ય પુરોહિતને ખોળવાનો પ્રયત્ન કરતા હતા. તેવામાં કોઈ વખતે, તે રાજા પોતાના કોઇ દેશમાં મૃગયા કરવા ગયા. ત્યાં તેઓએ કોઇ પણ ઋષિનો આશ્રમ જોયો, તેમાં કોઇ શ્રુતશ્રવા નામે ઋષિને તથા તેના પુત્ર તપસ્વી એવા સોમશ્રવાને જોયા. પ્રથમ તે પુત્ર પાસે જનમેજય રાજાએ જઇને કહ્યું જે હે સોમશ્રવા ! મારા તમે પુરોહિત થાઓ, એવી હું પ્રાર્થના કરૂં છું. એટલું કહી તેના પિતા પાસે જઇ તેને નમસ્કાર કરીને તેઓ બોલ્યા જે, આ તમારા પુત્ર મારા પુરોહિત થાય એવી હું ઇચ્છા રાખું છું. એવું સાંભળી તે ઋષિ બોલ્યા કે આ મારો પુત્ર તપસ્વી, વેદ જાણનાર તથા મારા તપ અને પરાક્રમને ધારણ કરનાર એવો છે; અને એ, મારૂં વીર્યપાન કરનારી કોઇ સર્પ જાતિની સ્ત્રીનાં ઉદરથકી ઉત્પન્ન થયો છે; તેથી એ અલૌકિક શક્તિમાન્ છે. માટે હે રાજા ! એક મહાદેવજીના શાપ વગર તમોને જેટલા શાપ થયા હોય, તે સર્વ ટાળવાને તે સમર્થ છે. પણ એનો એવો એક છૂપો નિયમ છે, જે હરકોઈ બ્રાહ્મણ એની પાસે આવીને જે કાંઇ માગે તે તેને આપે છે. એ નિયમ તમારાથી સચવાય તો તમે એને તેડી જાઓ. તે સાંભળી જનમેજય રાજાએ શ્રુતશ્રવા ઋષિને કહ્યું કે "હે ઋષિ ! હું તમે કહ્યું તેમ કરીશ." એમ કહીને તે સોમશ્રવાને પુરોહિત કરી તેને સાથે લઇ રાજા પોતાને ઘેર ગયા; અને તેઓએ પોતાના ભાઇઓને કહ્યું જે, આ સોમશ્રવા નામના બ્રાહ્મણને આપણા પુરોહિત કર્યા છે, માટે તે જે તમોને આજ્ઞા કરે તે પ્રમાણે તમારે વર્તવું; એમાં કાંઇ વિચાર કરવો નહીં. એ પ્રમાણે જનમેજયના કહેવાથી તેના ભાઇઓ તે ઋષિની આજ્ઞા પ્રમાણે વર્તવા લાગ્યા. તે પછી તક્ષશિલા નામે કોઇ દેશમાં જઇ જનમેજય રાજાએ તે દેશ જીતી પોતાને વશ કર્યો. હવે કોઇ ઉત્તંક નામના ઋષિએ જનમેજય રાજાને સર્પ યજ્ઞ કરવા ઉશ્કેર્યો. તે વાત કહેવા સારૂ ધૌમ્ય ઋષિના શિષ્યોની કથા કહું છું, તે શ્રવણ કરો. કોઈ એક અપોદ ઋષિના પુત્ર ધૌમ્ય ઋષિ હતા, તેના ઉપમન્યુ, આરૂણિ અને વેદ નામના ત્રણ શિષ્યો હતા. તેઓની પરીક્ષા જોવા સારૂ ધૌમ્ય ઋષિએ ઉપર કહેલા ત્રણ શિષ્યોમાંથી આરૂણિ નામનો શિષ્ય જે પાંચાલ દેશનો રહેવાસી હતો, તેને આજ્ઞા કરી કે હે શિષ્ય ! તું ખેતરમાં જઇને ક્યારાની પાળ બાંધ. ગુરૂની એવી આજ્ઞા સાંભળીને તે શિષ્યે ખેતરમાં જઈ પાળ બાંધવા માંડી, પણ પાણી આવવાનો વેગ ઘણો, તેથી પાળ બાંધી શક્યો નહીં. ત્યારે મનમાં ખેદ પામીને તેણે વિચાર કર્યો જે, પાળ નહીં બંધાય તો પાણી ક્યારામાં ઘણું આવશે અને તેથી વાવેલાં બીજ નાશ પામશે. માટે આ વખતે ક્યારાની પાળની વચમાં હું સુઈ જાઊં તો પાણી બંધ રહે, એ વગર બીજો કાંઈ ઉપાય નથી. એવું વિચારી પોતે તે પાળની વચમાં સુઇ ગયો, તેથી પાણી બંધ થઇ રહ્યું. તે પછી કોઇ વખતે

ધૌમ્ય ઋષિએ પોતાની પાસેના બીજા શિષ્યોને પૂછ્યું જે હે શિષ્યો ! પાંચાલ દેશનો રહે-વાસી આરૂણિ શિષ્ય ક્યાં ગયો છે ? શિષ્યોએ કહ્યું જે હે ગુરૂ ! તમેજ તેને ખેતરના ક્યારા બાંધવા માટે મોકલ્યો છે. ત્યારે ગુરૂએ કહ્યું જે, ચાલો આપણે તેને જોવા જઇએ. એમ કહી શિષ્યો સહિત પોતે ત્યાં ગયા ને હાક મારી બોલ્યા કે " હે પુત્ર આરૂણિ ! તું ક્યાં છે ? અહીં આવ. " એવી ગુરૂની વાણી સાંભળી તે આરૂણિ શિષ્ય ક્યારામાંથી ઉભો થઇને ગુરૂની પાસે ગયો અને બોલ્યો કે " આ રહ્યો મહારાજ. " ક્યારાની પાળમાં ઘણું પાણી આવતું હતું, તેને રોકવા વાસ્તે તેમાં હું સુતો હતો. તે તમારો શબ્દ સાંભળી તત્કાળ ક્યારાની પાળ ભાગીને તમારી પાસે આવ્યો છું, અને તમોને વંદન કરૂં છું. હવે આપ આજ્ઞા કરો તે પ્રમાણે કરૂં. એવાં શિષ્યનાં વચન સાંભળી ધૌમ્ય ઋષિએ કહ્યું કે, તું ક્યારાની પાળ ભાગી ઉભો થયો માટે ઉદ્દાલક એવું તારૂં નામ પડશે. એમ કહી તેની ઉપર કૃપા કરીને વળી બોલ્યા જે હે શિષ્ય ! મારૂં વચન તેં યથાર્થ પાળ્યું, માટે તારૂં કલ્યાણ થશે, ને સર્વ વેદ તથા ધર્મશાસ્ત્રો જે તું ભણ્યો છે, તે સર્વ તને નિરંતર યાદ રહેશે. ગુરૂનો એવો આશીર્વાદ લઇને આરૂણિ પોતાના દેશમાં ગયો. પછી ધૌમ્ય ઋષિયે પોતાના બીજા ઉપમન્યુ નામના શિષ્યને આજ્ઞા કરી જે હે પુત્ર ઉપમન્યુ ! તું ગાયોની રક્ષા કર. એવી ગુરૂની આજ્ઞા પ્રમાણે તે શિષ્ય ગાયોની રક્ષા કરવા લાગ્યો. તે દરરોજ દિવસે ગાયો ચારીને સાયંકાળે ગુરૂને ઘેર આવી, હાથ જોડી સામે ઉભો રહેતો હતો. તેને શરીરે પુષ્ટ જોઇને કોઈ વખતે ગુરૂએ પૂછ્યું જે હે પુત્ર ઉપમન્યુ ! તું અત્યંત પુષ્ટ છે, તે શાથી તારી જીવિકા ચલાવે છે ? ત્યારે તેણે કહ્યું જે હું ભિક્ષા માગીને જીવિકા ચલાવું છું. ગુરૂએ કહ્યું કે, તું જે કાંઈ અન્ન માગી લાવે તે સર્વે તારે મારી પાસે મૂકવું ને હું આજ્ઞા આપું ત્યારે ખાવું. ગુરૂની એવી આજ્ઞા થઇ તેથી તે શિષ્યે માગી લાવેલું અન્ન ગુરૂને આપ્યું. ગુરૂએ તે પોતાની પાસે રાખીને કહ્યું કે હમેશ તારે આ રીતે કરતા જવું. તે પ્રમાણે તે શિષ્ય કરતો થકો દિવસે ગાયો ચારીને સાયંકાળે ગુરૂને ઘેર આવી તેઓની પાસે ઉભો રહી નમસ્કાર કરતો. વળી તેને શરીરે પુષ્ટ દેખીને ગુરૂએ પૂછ્યું જે હે પુત્ર ઉપમન્યુ ! જે કાંઈ અન્ન તું માગી લાવે છે તે સર્વે હું લઇ લેઉં છું, ત્યારે હમણાં તું તારી જીવિકા શાથી ચલાવે છે ? શિષ્યે જવાબ આપ્યો જે એક વાર માગી લાવીને તમોને આપું છું, ને બીજી વખત માગી લાવીને મારી જીવિકા ચલાવું છું. તે સાંભળી ગુરૂએ કહ્યું જે એવી રીતે ગુરૂની સેવા કરવી યોગ્ય નથી; કારણ બીજા પણ ભીખ માગી જીવનારા છે, તેની જીવિકા તું બે વખત માગીને ઓછી કરે છે, માટે તેમ ન કરવું. શિષ્યે કહ્યું જે " ઠીક હવેથી તેમ નહીં કરૂં " એટલું બોલી તે ગાયોની રક્ષા કરવા લાગ્યો, ને પ્રથમ પ્રમાણેજ ગુરૂની પાસે આવી ઉભો રહેવા લાગ્યો. ફરી તેને શરીરે પુષ્ટ જોઇને ગુરૂએ પૂછ્યું જે હે પુત્ર ઉપમન્યુ ! તારૂં માગી લાવેલું અન્ન સર્વે હું લઈ લઉં છું ને બીજી વખત તું માગતો નથી, તોપણ શરીર અત્યંત પુષ્ટ છે, તે શાથી તારી જીવિકા ચલાવે છે ? શિષ્યે જવાબ આપ્યો જે હે ગુરૂ આ ગાયોનું દૂધ પીને હું જીવું છું. ગુરૂએ કહ્યું જે મારી આજ્ઞા વિના તારે ગાયોનું દૂધ પીવું યોગ્ય નથી. ત્યારે " તેમ નહીં કરૂં " એમ કહીને તેણે આગળનીજ પેઠે ગાયો ચારવા માંડી, ને તે પ્રથમ પ્રમાણેજ ગુરૂની પાસે ઉભો રહેવા લાગ્યો. ફરી તેને શરીરે પુષ્ટ જોઇને ગુરૂએ પૂછ્યું જે હે પુત્ર ઉપમન્યુ ! માગી લાવેલું અન્ન મને આપે છે, બીજી વખત માગતો

નથી, ગાયોનું દૂધ પીતો નથી, તોપણ તું શરીરે પુષ્ટ થયો છે, તે હાલ તારી જીવિકા શાથી ચલાવે છે? શિષ્યે કહ્યું જે હે ગુરૂ! ગાયોને વાછડા ધાવે છે ત્યારે જે ફીણ ઉડે છે, તે પીને હું મારી જીવિકા ચલાવું છું. તે સાંભળી ગુરૂ બોલ્યા જે, એ ગુણવાન વાછડાઓ તારી ઉપર દયા કરીને ઘણાં ફીણ ઉડાડે છે, તેથી તે વાછડાઓની જીવિકા ઓછી થાય છે, માટે ફીણ પણ પીવા તારે લાયક નથી. ત્યારે "ઠીક તેમ નહીં કરૂં" એમ કહીને તે શિષ્ય ફરી ગાયો ચારવા ગયો. એવી રીતે ગુરૂએ ચોફેરથી તે શિષ્યની જીવિકા બંધ કરી, ત્યારે ઘણી ભૂખ લાગી છે જેને એવા તે ઉપમન્યુએ, કોઈ વખતે અરણ્યમાં, ખારાં, તીખાં, કડવાં, રૂક્ષ અને ઉદરમાં ઘણી ગરમી પેદા કરે એવાં આકડાનાં પાંદડાં ખાધાં. આથી તેની આંખે ગરમી ચડવાથી તે આંધળો થયો. પછી તે આંધળો વનમાં જ્યાં ત્યાં ફરતાં કોઈ કૂવામાં પડી ગયો, હવે સૂર્ય અસ્ત થતાં સુધી તે શિષ્ય ઘેર આવ્યો નહીં, ત્યારે ધૌમ્ય ઋષિએ બીજા શિષ્યોને પૂછ્યું જે હજી ઉપમન્યુ કેમ આવ્યો નથી? તેઓએ કહ્યું જે તે ગાયો ચારવા ગયો છે. ગુરૂ બોલ્યા જે મેં ઉપમન્યુની જીવિકા ચોફેરથી બંધ કરી, તેથી જરૂર તેને ક્રોધ ચડયો હશે, માટેજ ઘણોક વખત થયો છતાં આવ્યો નથી. હવે આપણે તેને ખોળવા જવું. એમ કહી શિષ્યો સહિત ધૌમ્ય નામના ગુરૂ અરણ્યમાં ગયા ને હાક મારી બોલ્યા જે હે પુત્ર ઉપમન્યુ! તું ક્યાં છે? અહિં આવ. તે સાંભળીને કૂવામાંથી ઉપમન્યુ મોટેથી બોલ્યો જે હે ગુરૂ, હું કૂવામાં પડી ગયો છું. ગુરૂએ પુછ્યું જે પુત્ર! આ કૂવામાં તું કેમ પડી ગયો? શિષ્યે કહ્યું જે, આકડાનાં પાંદડાં ખાઇને આંધળો થયો તેથી પડી ગયો. ત્યારે ગુરૂએ કહ્યું જે દેવતાઓના વૈદ્ય અશ્વિનીકુમારને સ્તુતિ કર, તે તને આંખો આપશે. એવાં ગુરૂનાં વચન સાંભળી શિષ્ય વેદની ઋચારૂપ વાણીએ કરીને અશ્વિનીકુમારની સ્તુતિ કરવા લાગ્યો જે, હે અશ્વિનીકુમાર! તમે ચૈતન્યરૂપે કરીને બ્રહ્મરૂપ, કાળને નિયમમાં રાખનારા, અને સૃષ્ટિના પ્રવર્તક, ઇત્યાદિ અનેક ગુણે કરી સંપન્ન છો. વળી શરણે આવેલા પ્રાણિયોના સર્વ રોગને ટાળનાર છો; તેની સ્તુતિ કરવાને હું સમર્થ નથી. હું આ કૂવામાં પડી ગયેલો અને ચક્ષુએ હીન છું, તેથી મુંઝાઇને કેવળ તમારે શરણે આવ્યો છું. એ પ્રકારે તેણે સ્તુતિ કરી એટલે અશ્વિનીકુમાર ત્યાં પધાર્યા; અને તેઓએ તેને કહ્યું કે, તારી સ્તુતિએ કરી અમે તારી ઉપર ઘણા પ્રસન્ન થયા છીએ, આ માલપુડા નામનું પકવાન તને આપીએ છીએ, તે તું ખાઈ જા. ઉપમન્યુ બોલ્યો જે, તમે કહોછો તે ખરૂં, પણ ગુરૂને નિવેદન કર્યા વગર હું ખાવાની ઇચ્છા કરતો નથી. અશ્વિનીકુમારે કહ્યું જે, તારા ગુરૂએ પણ તારી પેઠે અમારી સ્તુતિ કરી હતી. ત્યારે અમે તેને માલપુડો આપ્યો હતો તે તેણે પોતાના ગુરૂને નિવેદન કર્યા વગર ખાધો હતો, માટે તું પણ ખા. તે સાંભળી ફરી ઉપમન્યુ બોલ્યો જે તમે કહ્યું તે ઠીક પણ હું તો ગુરૂને નિવેદન કર્યા વગર ખાઇશ નહીં. ત્યારે અશ્વિનીકુમારે કહ્યું કે, આવી તારી ગુરૂભક્તિ જોઇ અમે પ્રસન્ન થયા છીએ. તારા ગુરૂની વાણી ઘણી કઠોર છે, કારણ તારી પરીક્ષા જોવામાં તેને કાંઇ દયા આવી નહીં. પણ જા, તું તારા શિષ્યો ઉપર ઘણો દયાવાન થઇશ, આંખે દેખતો થઇશ, અને જ્ઞાનને પણ પામીશ. એવાં અશ્વિનીકુમારનાં વચનથી ઉપમન્યુને નેત્ર પ્રાપ્ત થયાં. પછી તે પોતાના ગુરૂ પાસે જઇ પ્રણામ કરી ઉભો રહ્યો, અને જેટલી બની હતી તેટલી સર્વ વાત કહી દેખાડી. તે સાંભળી ગુરૂ ઘણા પ્રસન્ન

થયા ને તેને કહ્યું કે, અશ્વિનીકુમારના કહેવા પ્રમાણે તું જ્ઞાનને પામીશ. સર્વ વેદ અને ધર્મશાસ્ત્ર જે તું ભણ્યો છે તે સર્વ નિરંતર તને યાદ રહેશે. એવી રીતે ઉપમન્યુની ગુરૂએ પરીક્ષા લીધી. હવે ત્રીજા વેદ નામના શિષ્યની પરીક્ષા લેવા સારૂ ધૌમ્ય ઋષિએ તેને આજ્ઞા કરી જે, હે પુત્ર! મારે ઘેર તું કેટલાક કાળ સુધી મારી સેવામાં તત્પર રહે, એટલે તારૂં કલ્યાણ થશે, ત્યારે 'ઠીક, બહુ સારૂં,' એમ કહી તે શિષ્ય ગુરૂને ઘેર રહ્યો. પછી બળદની પેઠે ગુરૂએ ઘરના કાર્યરૂપી ધોંસરીમાં જોડેલો એવો તે શિષ્ય, ટાઢ તડકો ભૂખ તૃષા ઇત્યાદિ દુઃખને સહન કરી ગુરૂને અનુકૂલ રહેતો. એ રીતે ઘણાક કાળ સુધી ગુરૂની સેવા કરી તેઓને પ્રસન્ન કરીને તે કલ્યાણ અને સર્વજ્ઞપણાને પામ્યો. એ પ્રમાણે વેદ નામના શિષ્યની ગુરૂએ પરીક્ષા લીધી. પછી તે વેદનામનો શિષ્ય ગુરૂની આજ્ઞા લઇ પોતાને ઘેર જઇ ગૃહસ્થાશ્રમી થયો. તેના પણ ત્રણ શિષ્યો થયા. પણ તે પોતાના શિષ્યોને પોતાની સેવા અથવા કાંઈ પણ કામ કરવા કેહેતો નહીં. કારણ કે ગુરૂને ઘેર ભણવા વખતનું દુઃખ તે જાણતો તેથી તે પોતાના શિષ્યોને, જેમાંથી કોઇ જાતનું દુઃખ થાય એવું કામ બતાવતો ન હતો. કોઇ વખતે એ વેદ નામના બ્રાહ્મણની પાસે, જનમેજય અને પૌષ્ય નામના બે ક્ષત્રિયોએ આવીને, તેને પોતાના પુરોહિત કર્યો. હવે કોઈ સમય તે યજમાનને ઘેર કંઇ યજન કરાવવા માટે તે વેદ નામના બ્રાહ્મણને જવું પડયું. ત્યારે તેણે પોતાના ત્રણ શિષ્યોમાંથી ઉત્તંક નામના શિષ્યને રોજ અગ્નિમાં હોમ કરવાનું ઇત્યાદિ ઘરનું સર્વ કામ સોંપ્યું; અને તેને કહ્યું કે, હે શિષ્ય ઉત્તંક! અમારે ઘેરે જે કંઇ થઇ રેહે તે તારે લાવી આપવું. એવી આજ્ઞા કરીને તે વેદ બ્રાહ્મણ પોતે યજમાનને યજન કરાવવા માટે બહાર ગામ ગયા. પછવાડે તે ઉત્તંક શિષ્ય ગુરૂની આજ્ઞા પ્રમાણે વર્તતો ગુરૂના ઘરમાં રહ્યો. કોઈ વેળા ગુરૂના આશ્રમમાં રહેનારી સ્ત્રીયોએ એમઠી મળીને ઉત્તંકને તેની પરીક્ષા જોવા સારૂં કહ્યું કે હે ઉત્તંક! તારા ગુરૂની સ્ત્રી હાલમાં ઋતુકાળમાં આવી છે, ને તારા ગુરૂ બહાર ગામ ગયા છે, માટે એનો આ ઋતુકાળ વૃથા ન જાય તેમ તું કર. આ તારા ગુરૂ વગર ખેદ પામે છે. એવું સાંભળી તે સ્ત્રીયોને ઉત્તંકે જવાબ આપ્યો જે, તમારા કહેવાથી આ ન કરવાનું કામ હું નહિ કરૂં, કારણ મારા ગુરૂની સ્ત્રી તે મારી માતા છે. માટે હે સ્ત્રીયો! અનર્થરૂપ વચન મને શું કરવા સંભળાવો છો? એમ કહી ઉત્તંક પોતાના મનમાં ઘણોજ દીલગીર થયો. પછી થોડાક કાળમાં તે વેદ બ્રાહ્મણ બાહાર ગામથી ઘેર આવ્યો, ત્યારે તેઓને ઉત્તંકે પછવાડે જેટલી વાત બની હતી તે સર્વ યથાર્થ કહી સંભળાવી. તેથી ગુરૂએ પ્રસન્ન થઇને ઉત્તંકને કહ્યું જે હે પુત્ર ઉત્તંક! તારૂં હું શું પ્રિય કરૂં? કારણ તેં મારા ધર્મની સેવા કરી છે, તેથી તારી ઉપર હું ઘણો પ્રસન્ન થયો છું. તું તારે ઘેર જા, તારી સર્વ કામના પરિપૂર્ણ થશે. એવાં ગુરૂનાં વચન સાંભળી ઉત્તંકે કહ્યું જે હે ગુરૂ! તમોને હું ગુરૂ દક્ષિણા શું આપું? કારણ વૃદ્ધ પુરૂષોએ કહેલું છે જે ભણાવનાર ગુરૂ દક્ષિણા લઇને ભણાવે અને ભણનાર શિષ્ય દક્ષિણા આપીને ભણે, એ તેઓનો ધર્મ છે. માટે જો શિષ્ય દક્ષણા આપે ને ગુરૂ ન લે તો ગુરૂનો અધર્મ અને જો શિષ્ય દક્ષિણા ન આપે તો શિષ્યનો અધર્મ, વાસ્તે તમારી આજ્ઞાથી તમારે માટે તમોને ગમતી દક્ષિણા લઇ આવવા હું ઇચ્છું છું. ત્યારે ગુરૂ બોલ્યા કે હે પુત્ર ઉત્તંક! તારી દક્ષિણા લેઇશું, હમણાં નહિ. તે પછી કોઇ સમયે તે ઉત્તંક બોલી ઉઠયો જે, મહારાજ! તમારે વાસ્તે શું દક્ષિણા

લઇ આવું ? તેની આજ્ઞા કરો. ગુરૂએ કહ્યું કે પુત્ર ઉત્તંક ! વારંવાર તું મને ગુરૂ દક્ષિણા વિષે કહે છે તો હું તને આજ્ઞા કરૂં છું કે તારી ગોરાણી માતા પાસે જઇને પૂછ, "શું ગુરૂ દક્ષિણા આપું?" એ જે કહે તે લઈ આવ. તે સાંભળી પોતાની ગોરાણીમાતા પાસે જઇ તેણે પૂછ્યું કે હે માતા ! મારા ગુરૂએ આજ્ઞા આપી છે જે, "તું તારી ગોરાણીમાતાને પૂછ, તે કહે તે ગુરૂ દક્ષિણા આપી, ગુરૂના ઋણથી મુક્ત થઇને ઘેર જા." માટે આપ આજ્ઞા કરો જે, હું શું ગુરૂ દક્ષિણા આપું ? ત્યારે ગોરાણીએ કહ્યું કે હે પુત્ર ! પૌષ્ય રાજા પાસ જઈને તેની સ્ત્રીએ કાનમાં પહેરેલાં કુંડળ મારે વાસ્તે માગી લાવ. આજથી ચોથે દિવસે પુણ્યક નામે એક વ્રત છે, તે વખતે તે કુંડળ પેહેરીને બ્રાહ્મણોને પિરસવાની હું ઈચ્છા રાખું છું. એ મારી ઇચ્છા તું પૂર્ણ કરશે તો તારૂં કલ્યાણ થશે. ગુરૂ પત્નિનાં એવાં વચન સાંભળી ઉત્તંક પૌષ્ય રાજાના દેશ પ્રત્યે ચાલ્યો. રસ્તામાં જતાં તેણે એક મોટો બળદ દીઠો, જેની ઉપર એક મોટો પુરૂષ બેઠેલો હતો. તે પુરૂષે ઉત્તંકને કહ્યું કે હે ઉત્તંક ! આ બળદનું છાણ તું ખા. ઉત્તંકે તે ખાવાની ઇચ્છા નહીં કરી, એટલે ફરીથી તે પુરૂષ બોલ્યો જે ઉત્તંક ! એ ખાવામાં તું કાંઇ વિચાર નહીં કર, કારણ પૂર્વે તારા ગુરૂએ પણ ખાધું છે. એવાં વચન સાંભળી તે બળદનું મૂત્ર અને છાણ ઉત્તંકે ખાધું. પછી ઉતાવળને લીધે બરાબર મુખ ધોયા વગર ઉભે ઉભેજ આચમન કરી ઉત્તંક ચાલતો થયો; ને પૌષ્ય નામના ક્ષત્રિય પાસે જઇ, તેને આશીર્વાદ આપી બોલ્યો જે હે રાજન ! હું તમારી પાસે યાચના કરવા આવ્યો છું. તે સાંભળી તેને નમસ્કાર કરી રાજાએ કહ્યું કે હે ભગવન્ ! હું શું કરૂં ? તેની આપ આજ્ઞા કરો. ઉત્તંક બોલ્યો જે હું મારા ગુરૂ વાસ્તે તમારી સ્ત્રીએ પહેરેલાં કુંડળ લેવા આવ્યો છું, તે તમો આપવાને લાયક છો. રાજાએ જવાબ આપ્યો જે તમે અંતઃપુરમાં જઇ મારી સ્ત્રી પાસે માગો. ત્યારે ઉત્તંક અંતઃપુરમાં ગયો, પણ તેણે તે રાજાની સ્ત્રીને દીઠી નહીં, તેથી પાછો તેની પાસે આવી બોલ્યો જે, હે રાજન ! તમે મને ખોટું સમજાવો છો, તે તમોને લાયક નથી; કારણ અંતઃપુરમાં તો તમારી સ્ત્રી દેખાતી નથી. એવું સાંભળી પૌષ્ય રાજાએ ક્ષણ માત્ર વિચાર કરીને ઉત્તંકને કહ્યું કે, ખરેખર તમે તમારૂં મુખ બરોબર ધોયેલું નથી, તેથી તમે ઉચ્છિષ્ટ અને અપવિત્ર છો; તે તમે યાદ કરી જુઓ. કારણ મારી સ્ત્રી પતિવ્રતા છે, તેનું દર્શન અપવિત્ર માણસને થતું નથી. એવું પતિવ્રતા સ્ત્રીયોનું માહાત્મ્ય છે. ત્યારે ઉત્તંક યાદ કરીને બોલ્યો કે ખરી વાત, રસ્તામાં ચાલતાં ચાલતાં જે મેં આચમન કર્યું તે નહીં કર્યા જેવુંજ હતું. પૌષ્યે કહ્યું જે બરાબર એવીજ રીતે કર્યાથી તમોને મારી સ્ત્રીનું દર્શન થયું નહીં. ત્યારે ઉત્તંક ખરૂં એમ કહી, ઉગમણે મુખે બેસી સારી રીતે હાથ પગ ને મોઢું ધોઈ, ફીણ વગરના સ્થિર અને ઠંડાં પાણીએ કરી હૃદયને પોહોંચે એવી રીતે ત્રણ વખત આચમન કરી. ફરી બે વખત મોઢું ધોઈ, અને જળે કરીને ઇન્દ્રિયોને સ્પર્શ કરી પાછો અંતઃપુરમાં જ્યાં પૌષ્ય રાજાની સ્ત્રી હતી ત્યાં ગયો, તો તેને દીઠી. એટલે તે સ્ત્રીએ ઉભી થઇ પ્રણામ કરીને ઉત્તંકને કહ્યું જે હે બ્રાહ્મણ ! તમે ભલે પધાર્યા, તમારે શું કામ છે ? તે મને આજ્ઞા કરો. ઉત્તંક બોલ્યો જે હે રાજાની સ્ત્રી ! મારા ગુરૂ વાસ્તે હું તમારાં કુંડળ માગવા આવ્યો છું, તે તમે આપવાને લાયક છો. તે સાંભળી રાજાની સ્ત્રીએ પ્રસન્ન થઇને મનમાં વિચાર્યું જે, આ બ્રાહ્મણને ગુરૂ ઉપર એવી ભક્તિ છે, તેથી એ પાત્ર છે, તેને પાછો

વાળવો નહીં. એમ માની પોતાનાં કુંડળ ઉતારીને તેને આપ્યાં અને કહ્યું કે હે બ્રાહ્મણ! હે ઉત્તંક! આ કુંડળ મેળવવાને સર્પનો રાજા તક્ષક નાગ ઘણીજ ઇચ્છા રાખે છે, માટે તમે સાવધાન થઇને લઇ જજો. તે સાંભળી ઉત્તંક બોલ્યો જે હે ભગવતિ! તમે નિશ્ચિંત રહો, મારી પાસેથી કુંડળ લઇ જવાને તક્ષક નાગ સમર્થ નથી. એમ કહી પૌષ્યની સ્ત્રીની આજ્ઞા લઇ ઉત્તંગ પૌષ્ય પાસે આવ્યો ને બોલ્યો જે હે પૌષ્ય રાજન! હું પ્રસન્ન થયો છું. રાજાએ કહ્યું કે હે બ્રાહ્મણ! તમારા જેવા પાત્ર અને ગુણવાન અતિથિ કોઇ સમયેજ મળે છે; માટે એક ક્ષણ માત્ર ઉભા રહો હું શ્રાદ્ધ કરવા ઇચ્છું છું. ઉત્તંક બોલ્યો જે ઠીક હું ઉભો છું. પણ તમે જલદી થાય તેમ કરો; અને કાંઇ તૈયાર અન્ન હોય તે મને આપો. તે સાંભળી રાજાએ તેને ઘરમાં જે કંઇ તૈયાર અન્ન હશે તે આપ્યું તે અન્ન ઉત્તંકે ટાઢું અને કેશવાળું જોયું, એટલે એ અપવિત્ર છે, એમ માની, તે રાજાને કહ્યું કે તમે મને અપવિત્ર અન્ન આપો છો, માટે આંધળા થશો. તે સાંભળી રાજાએ કહ્યું કે તમે પણ મારા સારા અન્નને ખરાબ કહો છો, માટે તમોને પ્રજા નહીં થાય. એવું સાંભળી ઉત્તંક બોલ્યો જે હે રાજન! અપવિત્ર અન્ન આપીને સામો શાપ દેવો એ તમોને યોગ્ય નથી. તમે અન્ન તપાસી જુઓ. પછી પૌષ્યે તે અન્ન જોયું તો અપવિત્ર હતું. ત્યારે તેણે જાણ્યું જે છૂટા કેશ રાખી, સ્ત્રીએ આ અન્ન રાંધેલું છે તેથી એમાં કેશ પડયા છે, માટે એ અપવિત્ર ખરૂં, એમ માની તે ઉત્તંકને પ્રસન્ન કરવા લાગ્યો કે હે બ્રાહ્મણ! અજાણથી આ કેશવાળું અને ટાઢું અન્ન તમોને અપાયું તે આપ ક્ષમા કરો, હું આંધળો ન થાઉં તેવી દયા કરો. ઉત્તંકે કહ્યું કે મારૂં વચન ખોટું ન થાય, માટે તમે એક વખત આંધળા તો થશો, પણ થોડાક કાળમાં પાછા દેખશો. હવે તમે મને જે શાપ આપ્યો છે, તેમ મને ન થાય એવું કરો. તે સાંભળી પૌષ્ય બોલ્યો કે મારા આપેલા શાપને ટાળવાને હું સમર્થ નથી. કારણ હજી તમારા ઉપરથી મારો ક્રોધ જતો નથી; તેના સબબથી તમોને ખબર નથી, પણ તે હું કહું છું તે સાંભળો. બ્રાહ્મણનું હૃદય માંખણ જેવું કોમળ અને વાણી ઘણી કઠોર હોય છે, તેમ ક્ષત્રિયની વાણી માંખણ જેવી નરમ અને હૃદય ઘણું કઠોર હોય છે. તે પ્રમાણે મારૂં હૃદય ઘણું કઠોર હોવાથી, તમોને આપેલો શાપ હું ટાળી શકતો નથી; માટે તમે હવે જાઓ. ઉત્તંકે કહ્યું કે તમોએ અન્ન જોયા વગર મને સામો શાપ આપ્યો જે, "મારા સારા અન્નને તમે ખરાબ કહો છો વાસ્તે તમોને પ્રજા નહીં થાય." પણ તમે તે અન્ન જોયું ત્યારે ખરાબ હતું, તેથી તમારો વૃથા દીધેલો શાપ મને નહીં લાગશે એવી મને ખાતરી છે.

સૂત—હે ઋષિયો! ઉપલી કથાથી વ્યાસજીએ એવું સૂચવ્યું જે, કોઇપણ સત્પાત્ર ઘેર જમવા આવે તેને કેશવાળું અથવા સડી ગયેલું અન્ન પિરસવું નહીં, કારણ તેમ કર્યાથી જમાડનાર આંધળો થાય છે; માટે તપાસીને અન્ન પિરસવું. એજ કથામાં એ પણ સૂચના કરી છે જે, કોઇ નિરપરાધીને શાપ આપે છે તો તે શાપ તેને લાગતો નથી. પછી તે કુંડળ લેઇ ઉત્તંક ચાલતો થયો. રસ્તામાં તેણે ભિક્ષુકનો વેષ ધારણ કરેલા કોઇ એક નગ્ન પુરૂષને આવતો જોયો. તે ઘડીકમાં દેખાતો અને ઘડીકમાં નહીં દેખાતો હતો. એટલામાં કોઇ ઠેકાણે પાણી આવ્યું ત્યારે તે કુંડળ પૃથ્વી ઉપર મૂકીને ઉત્તંક તેમાં ન્હાવા તથા સંધ્યા કરવા ગયો. પછવાડેથી તે ભિખારીનો વેષ ધરનાર પુરૂષ

આવ્યો, ને પૃથ્વી ઉપર પડેલાં કુંડળ લઇને નાશી ગયો. ઉત્તંક જળમાં સ્નાન કરી, પવિત્ર થઇ, ગુરૂ તથા દેવતાઓને નમસ્કાર કરી, ત્યાં આવીને જુએ છે તો કુંડળ મળે નહી. ત્યારે તેણે ધાર્યું જે તેજ ભિખારીએ એ કુંડળ લીધાં છે. એવું ધારી તેની પછવાડે દોડયો ને તેને પકડી લીધો. એટલે ભિખારી જે તક્ષક નાગ હતો, તે પોતાનું અસલ સ્વરૂપ ધારણ કરી તત્કાળ પૃથ્વીમાં કોઈ મોટું છિદ્ર હતું, તેમાં પેસી નાગલોકમાં પોતાને ઘેર જતો રહ્યો. ત્યારે પૌષ્ય રાજાની સ્ત્રીએ કહેલાં વચન જે, "આ કુંડળ તમો સાચવજો, એની તક્ષક નાગ ઘણી ઇચ્છા રાખે છે;" તે યાદ કરીને તેણે જાણ્યું કે, નિશ્ચય એ કુંડળ તક્ષક નાગજ લેઇ ગયો છે. પછી જે છિદ્રમાં તક્ષક પેઠો હતો તે છિદ્ર ઉત્તંકે લાકડીથી ખોદવા માંડયું. પણ તે ખોદાયું નહીં, તેથી તે ઘણો દુઃખી થયો. તે જોઇ ઇન્દ્રે પોતાના વજ્રને "જા આ બ્રાહ્મણને સહાયતા કર" એમ કહી ઉત્તંકની પાસે મોકલ્યું. ત્યારે તે વજ્રે ઉત્તંકની લાકડીમાં પેસી તે છિદ્રને ખોદીને અંદર જવાનો માર્ગ કર્યો. એટલે ઉત્તંક તેમાં પેસીને નાગલોકમાં ગયો; ને તે સુંદર નાગલોક જોઈ નાગોની સ્તુતિ કરવા લાગ્યો જે, હે અનેક તરેહના રૂપવાળા પાતાળના રહેવાસી નાગો ! હું તમોને નમસ્કાર કરૂં છું. અને ગંગાને કિનારે રહેનાર નાગોને પણ નમસ્કાર કરૂં છું. જેનો નિવાસ પૂર્વે કુરૂક્ષેત્રમાં અને ખાંડવ વનમાં હતો, એવા નાગ માત્રના રાજા તક્ષકની પણ હું સ્તુતિ કરૂં છું. એ પ્રકારે સર્પોની સ્તુતિ કરી તોપણ કુંડળ મળ્યાં નહીં, તેથી ઉત્તંક ઘણી ચિંતા કરવા લાગ્યો. એટલામાં તેણે ત્યાં બે સ્ત્રીયોને સફેદ અને કાળા સૂત્રથી કંઇ કાપડ વણતાં જોઇ. અને છ છોકરાને ફેરવતા હતા, એવું એક બાર આરાવાળું પૈડું જોયું; વળી એક પુરૂષને અને એક મનોહર ઘોડાને પણ દીઠો. તે સર્વેને ઉત્તંકે સ્તુતિ કરીને નમસ્કાર કર્યા. એટલે તે પુરૂષે ઉત્તંકને કહ્યું કે, તારી સ્તુતિથી હું પ્રસન્ન થયો છું, માટે તારૂં શું પ્રિય કરૂં ! ઉત્તંક બોલ્યો જે સર્પો મારે વશ થાય તેમ કરો. પુરૂષે કહ્યું કે આ અગ્નિરૂપી ઘોડો છે તેને તું ફુંકણીએ કરીને ધમ. તે સાંભળી ઉત્તંકે તે અગ્નિરૂપી ઘોડાને ફુંકણીથી ધમ્યો. ત્યારે તે ઘોડાના અંગના છિદ્રમાંથી ધુમાડા સહિત અગ્નિની જ્વાળાઓ નીકળી, અને તેથી આખો નાગલોક વ્યાપ્ત થઇ ગયો. ધુમાડાથી મુંઝાઇને તે કુંડળ લઈ ઉત્તંકની પાસે આવી બોલ્યો જે, આ તમારાં કુંડળ લ્યો. ઉત્તંકે તે કુંડળ લઇને વિચાર કર્યો જે, મને ગુરૂપત્નિએ કહેલા વ્રતનો દિવસ તો આજે છે, માટે તેની પાસે મારે આજે પહોંચવું જોઇએ; પણ હું તો ઘણો દૂર આવેલો છું, તેથી આજે પહોંચવું કેમ બનશે ! એમ વિચાર કરનાર ઉત્તંકને તે પુરૂષે કહ્યું કે હે ઉત્તંક ! તું આ અગ્નિરૂપી ઘોડા ઉપર બેસ, તે તને ક્ષણ માત્રમાં ગુરૂને ઘેર પહોંચાડી દેશે. 'ઠીક બહુ સારૂ' એમ કહી તે ઘોડા ઉપર બેસી ગુરૂને ઘેર ગયો. ત્યાં ગુરૂની સ્ત્રી નાહીને પોતાના કેશ કાંસકીએ કરી કોઈ પાસે સમા કરાવતી હતી, ને મનમાં વિચારતી હતી જે હજી ઉત્તંક આવ્યો નહીં, માટે એને શાપ દેવો. એટલામાંજ ઉતંકે ત્યાં આવી, ગુરૂની સ્રીને પ્રણામ કરી, તેને કુંડળ આપ્યાં, તે લઇ ગુરૂ પત્નિએ કહ્યુ કે હે ઉતંક ! બરાબર વખતસર તું આવી પોહોંચ્યો. તું નિરપરાધીને મેં શાપ નહીં આપ્યો એટલામાંજ તું આવ્યો, માટે તું જ્ઞાન અને સિદ્ધિને પામીશ. એવો આશીર્વાદ સાંભળી પોતાના ગુરૂ પાસે જઇ ઉત્તંકે નમસ્કાર કર્યો. ગુરૂએ પૂછ્યું જે ઉત્તંક ! તું આવ્યો તો ઠીક, પણ વાર કેમ લાગી. ઉત્તંક બોલ્યો જે હે ગુરૂ ! નાગના રાજા તક્ષકે

મને અડચણ કરી, માટે મારે નાગલોકમાં જવું પડયું, તેથી મને વાર લાગી, ત્યાં મેં કોઈ બે સ્ત્રીઓને એક યંત્ર ઉપર વસ્ત્ર વણતાં જોઇ. તે વસ્ત્રમાં કાળું અને સફેદ સૂત્ર હતું. વળી બાર આરાવાળું એક ચક્ર જોયું, તે ચક્રને છ છોકરાઓ ફેરવતા હતાં. એક પુરૂષ અને એક અતિ મોટા ઘોડો જોયો. વળી રસ્તામાં જ્યારે હું જતો હતો ત્યારે એક બળદને દીઠો, તે ઉપરના એક પુરૂષે મને કહ્યું કે, “ હે ઉત્તંક! આ બળદનું છાણ તું ખા, તારા ગુરૂએ પણ ખાધું છે. ” એવાં તેનાં વચનથી મેં તે છાણ ખાધું. હે ગુરૂ ! એ સર્વે કોણ હતાં તે હું જાણવાને ઇચ્છું છું, માટે ખુલાસાથી કહો. તે સાંભળી તેના ગુરૂએ કહ્યું જે હે ઉત્તંક ! તેં જે સ્ત્રીઓ જોઈ તે ધાતા અને વિધાતા જાણવાં. કાળું અને સફેદ સૂત્ર દીઠું તે રાત અને દિવસ જાણવાં. બાર આરાવાળું જે ચક્ર જોયું તે સંવત્સર જાણવો, ને તેને ફેરવનારાં છ છોકરાઓને છ ઋતુઓ જાણવી. તે પુરૂષને ઈન્દ્ર અને ઘોડાને અગ્નિ જાણવો. રસ્તામાં જતાં જે બળદ જોયો, તે ઈન્દ્રનો ઐરાવત હાથી હતો, ને તેની ઉપર બેઠેલો પુરૂષ ઇન્દ્ર હતો. તેનું છાણ તેં ખાધું તે અમૃત હતું, તેથીજ તું નાગના ઘરમાં ગયો, તો પણ મૃત્યુ પામ્યો નહીં. તે ઇન્દ્ર મારો મિત્ર થાય, માટે એ પ્રમાણે તારી ઉપર તેણે દયા કરી, તેથીજ તું કુંડળ લઇ પાછો ઘેર આવ્યો છે. હવે હે પુત્ર ! તું તારે ઘેર જા, હું જાણું છું જે તારૂં કલ્યાણ થશે. એવી ગુરૂની આજ્ઞા માનીને તક્ષક નાગ ઉપર ઘણી રીસ ચઢી છે જેને એવો ઉત્તંક, પોતાને વિઘ્ન કર્યું છે, માટે તેનું વેર લેવા વાસ્તે, પરભાર્યો હસ્તિનાપૂરમાં જનમેજય રાજા પાસે ગયો. સેહેજ તેની પૂર્વે રાજા તક્ષશિલા દેશમાં જઇ, તે દેશ જીતી આવ્યા હતા, તેથી જ્યારે તે ગયો ત્યારે રાજા પોતાના મંત્રિઓ સહિત ખુશીથી બેઠા હતા; તેને, “ હે રાજન! તમારો જય થાઓ ” એવો આશીર્વાદ દઇને યોગ્યવાણીએ કરી ઉત્તંકે કહ્યું કે હે રાજાઓમાં શ્રેષ્ઠ ! તમે કરવા લાયક કામ તો કરતા નથી ને બાળકની પેઠે બીજું કંઇ કરો છો.

સૂત શૌનકને કહે છે—એવાં ઉત્તંકનાં વચન સાંભળી, જનમેજય રાજાએ ન્યાયથી તેની પૂજા કરી કહ્યું કે હે બ્રાહ્મણ ! અમારો ક્ષત્રિયોનો ધર્મ જે પ્રજાનું પાલન કરવું, તે હું કરૂં છું. તો પણ આ વખતે મારે શું કામ કરવા લાયક છે ? તમે જે કંઇ કહેવા વાસ્તે પધાર્યા હો તેની મને આજ્ઞા કરો. એવાં વચન સાંભળી તે પુણ્યવાન ઉત્તંક બ્રાહ્મણે ઘણા બળવાન એવા જનમેજય રાજાને કહ્યું કે હે રાજન ! તમારૂં પોતાનુંજ કામ છે, તે તમે કરો. તે કામ એ જે તમારા પિતા પરિક્ષિત રાજાને માર્યો છે, માટે દુરાત્માનું સામું વેર લેવું તે કામ કરવા વાસ્તે તમારે હાલ સર્પયજ્ઞ કરવાનો વખત છે, જે કરવાથી મહાત્મા એવા તમારા પિતાના મારનારનું વેર લેવાશે. જેમ વજ્ર મારવાથી ઝાડ નાશ પામે છે, તેમ દુષ્ટ બુદ્ધિવાળા તક્ષક નાગના ડંશવાથી તમારા નિરપરાધિ પિતા નાશ પામ્યા. રાજાઓના વંશોની રક્ષા કરનાર અને દેવતાઓ જેવા રૂપવાન તમારા પિતાને, બળના ગર્વે કરીને મદોન્મત અને નાગોમાં અધમ એવા તક્ષકે ડશી માર્યા, તે ન કરવાનું કામ કર્યું; અને ઝેર ઉતારવા વાસ્તે કસ્યપ નામે બ્રાહ્મણ આવતો હતો, તેને ધન આપીને તે પાપીએ પાછો વાળી દીધો; વાસ્તે બળતા એવા અગ્નિમાં તેને હોમવાને તમો લાયક છો. માટે હે રાજન ! જેમ બને તેમ તત્કાળ સર્પયજ્ઞ કરો. જેથી તમારા પિતાની સેવા થાય, ને મારૂં પણ ઘણું પ્રિય થાય. કારણ હું ગુરૂ વાસ્તે વખતસર કુંડળ લઇને આવતો

હતો તેમાં તેણે અડચણુ કરી હતી. સૂત કહે છે-જેમ અગ્નિમાં હોમ કરવાથી અગ્નિ પ્રદીપ્ત થાય છે, તેમ ઉત્તંકનાં વચન સાંભળી તક્ષક નાગ ઉપર જનમેજય રાજાને ઘણોજ ક્રોધ ચઢ્યો. પછી અત્યંત દુઃખી થયેલા તે રાજાએ ઉત્તંકની સમક્ષજ પોતાના પિતાને સ્વર્ગ પ્રાપ્તિ થવા વાસ્તે, તેણે કહેલા કર્મ વિષે, પોતાના મંત્રીઓ સાથે મનસુબો કર્યો.

अपृच्छत्स तदाराजा मंत्रिणस्तान् सुदुःखितः
उत्तंकस्यैव सान्निध्ये पितुः स्वर्गगतिं प्रति ॥

इति श्रीमहाभारत आदिपर्वणि पौष्यपर्वणि पौष्याख्याने गुर्जरभाषायां तृतीयोऽध्यायः ॥ ३ ॥

## અધ્યાય ૪ થો. ભારતકથા ઉપક્રમ.

## पौलोमपर्व.

पौराणिकः पुराणे कृतश्रमः स कृतांजलिस्तानुवाच
किं भवंत: श्रोतुमिच्छंति किमहं ब्रवाणीति ॥ १ ॥

પુરાણુમાં શ્રમ કર્યો છે જેણે એવા સૂતપુરાણી, હાથ જોડીને ઋષિયોને કહેવા લાગ્યા કે, હવે તમે શું સાંભળવા ઇચ્છો છો ? જે હું કહું. ઋષિઓ કહે છે-હે સૂત ! દેવતા, અસુર, મનુષ્ય, સર્પ, તથા ગંધર્વ, એઓની દિવ્ય કથાઓ જાણુનાર, વ્રત ધારણુ કરનાર, આ યજ્ઞમાં વિદ્વાન અને કુળના પતિ એવા, કર્મકાંડ અને જ્ઞાનકાંડ શિખવનારા, સર્વના ગુરૂ સત્યવાદી તપસ્વી, અને અમો સર્વને માનવા લાયક, એવા શૌનક ઋષિ હાલ અગ્નિના ઘરમાં અગ્નિની સેવા કરે છે. તેઓ અહિં આવી પોતાના સુંદર આસન ઉપર બેસી, તમોને જે કથા પૂછે તે કહેજો, ત્યાં સુધી સબુર કરો. એ સાંભળી સૂત બોલ્યા જે, ઠીક. મહાત્મા એવા શૌનક ઋષિ પધાર્યા પછી, તેઓ પૂછશે તે કથા કહીશ. એટલામાં બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ શૌનક ઋષિ બ્રહ્મયજ્ઞરૂપી વાણીએકરી દેવતાઓને અને જળે કરી પિતૃઓને તૃપ્ત કરી, તથા સર્વ કર્મ વિધિ પ્રમાણે કરીને, જ્યાં સૂતપુરાણી આદિ લઈ વ્રત ધારણુ કરનાર બીજા બ્રહ્મર્ષિયો બેઠા હતા, ત્યાં પધાર્યા; એટલે તે યજ્ઞમાં બેઠેલા સર્વે ઉભા થયા. પછી ઘરના સ્વામિ શૌનક ઋષિ પોતે આસન ઉપર બિરાજ્યા, ત્યારે તે ઋત્વિજ બ્રાહ્મણો અને સર્વે સભાસદો પોતપોતાને આસને બેઠા. પછી શૌનક ઋષિ સૂતને આવી રીતે પૂછવા લાગ્યા.

ऋत्विक्ष्वथसदस्येषु स वै गृहपतिस्तदा
उपविष्टेषूपविष्टः शौनकोथाब्रवीदिदं ॥

इति श्रीमहाभारत आदिपर्वणि पौलोमपर्वणि गुर्जरभाषायां कथाप्रवेशोनाम चतुर्थोऽध्यायः ॥ ४ ॥

## અધ્યાય ૫ મો. પૌલોમાખ્યાન.

शौनक उवाच—पुराणमखिलं तात पिता ते धीतवान् पुरा
कच्चित्त्वमपि तत्सर्वमधीषे लौमहर्षणे ॥ १ ॥

શૌનક પૂછે છે–હે તાત ! હે લોમહર્ષણના પુત્ર ! તમારા પિતા સમગ્ર ઇતિહાસ ભણ્યા હતા, શું તે તમે પણ ભણ્યા છો ? તમારા પિતા પાસેથી પૂર્વે અમે સાંભળ્યું છે કે, ઇતિહાસમાં એવી દિવ્ય કથાઓ અને બુદ્ધિમાન્ પુરૂષોના પૂર્વજોના વંશો કહ્યા છે, તેમાંથી પ્રથમ હું ભૃગુ ઋષિનો વંશ સાંભળવા ઇચ્છું છું. તે કથા તમે જો ઇતિહાસ ભણ્યા હો તો કહો, અમે સાંભળવા ઇચ્છીએ છીએ. સૂત કહે છે કે, વૈશંપાયન જેઓમાં મુખ્ય છે, એવા મહાત્મા બ્રાહ્મણોએ જે ઇતિહાસ વ્યાસજી પાસેથી રૂડી રીતે ભણીને મને કહ્યો છે, અને વળી મારા પિતાએ પણ જે સારી રીતે ભણીને મને ભણાવ્યો છે, તે ઇતિહાસમાંથી પ્રથમ ઇન્દ્રાદિ દેવતાઓએ તથા ઋષિઓએ પૂજેલો પરમ શ્રેષ્ઠ એવો ભૃગુનો વંશ, પ્રાચીન કથા કહેવા વાસ્તે કહું તે આપ શ્રવણ કરો. સ્વયંભૂ એવા બ્રહ્માજીએ વરૂણનો યજ્ઞ કર્યો, તેમાં અગ્નિથકી મહર્ષિ એવા ભૃગુ ઉત્પન્ન થયા એમ મેં સાંભળ્યું છે. તે ભૃગુના અતિ પ્રિય એવા ચ્યવન નામે પુત્ર થયા. ચ્યવનના ધર્મિષ્ઠ એવા પ્રમતિ નામે પુત્ર થયા. પ્રમતિના તેની ઘૃતાચિ નામે સ્ત્રીને વિષે રૂરૂ નામે પુત્ર થયા. રૂરૂની પ્રમદ્વરા સ્ત્રીને વિષે, ધર્માત્મા, સર્વ વેદને જાણનાર, તપસ્વી, યશસ્વી, શાસ્ત્ર સંપન્ન, બ્રહ્મવેત્તાઓમાં શ્રેષ્ઠ, સત્યવાદી, ઇન્દ્રિયોને નિયમમાં રાખનાર, સર્વનું હિત કરનાર તથા પવિત્ર અન્ન ખાનાર, એવા તમારા કુળના મુખ્ય પુરૂષ શુનક નામે પુત્ર થયા. શૌનક ઋષિ કહે છે કે, હે સૂત ! તે મહાત્મા એવા ભૃગુના પુત્ર ચ્યવન ઋષિ માતાના ઉદરમાંથી પડી ગયા, તેથી તેઓનું નામ ચ્યવન પડયું, તે કેમ બન્યું, તે અમે પૂછીએ છીએ, માટે અમને કહો. સૂત કહે છે–યશસ્વી એવા ભૃગુ ઋષિની તેને અત્યંત પ્રિય અને તેના સરખાજ સ્વભાવવાળી ધર્મિષ્ટ એવી પુલોમા નામ સ્ત્રી હતી. તે જ્યારે ઉમરે આવી, ત્યારે મહાત્મા ભૃગુ થકી તેણે ગર્ભ ધારણ કર્યો. પછી કોઈ સમયે ધર્મ પાળનારાઓમાં શ્રેષ્ઠ એવા ભૃગુ ઋષિ સ્નાનાદિક ક્રિયા કરવા સારૂ બહાર ગયા. તેટલામાં કોઇ પુલોમા નામનો રાક્ષસ તેઓના આશ્રમ પ્રત્યે આવ્યો, ને ત્યાં શુદ્ધ એવી ભૃગુની સ્ત્રીને જોઇ, કામાતુર થતો થકો તેની પાસે ગયો. તેનો સુંદર રૂપવાળી પુલોમાએ, કોઇ અતિથિ જાણી વનનાં ફળ મૂળાદિકે કરીને સારો સત્કાર કર્યો ત્યારે તે સ્ત્રીને હરણ કરવાની જેને ઇચ્છા છે, એવો તે કામથી પીડાયલો રાક્ષસ ખુશી થયો, અને મનમાં બોલ્યો જે "આપણું કામ થયું." હે ઋષિઓ ! પૂર્વે પ્રથમ પુલોમા કન્યાને તે રાક્ષસ વર્યો હતો; તે એવી રીતે કે, એક દિવસે બાળપણમાં તે પુલોમા કન્યા રોતી હતી, તેને છાની રાખવા વાસ્તે તેને બીહીવરાવવા સારૂ તેના પિતાએ કહ્યું કે, "હે રાક્ષસ ! આ કન્યાને તું લઇ જા." તેટલામાં ઘરની પાસે તે રાક્ષસ રહેતો હતો તે બોલ્યો જે, "લાવો હું મારી સ્ત્રી વાસ્તે એને વર્યો." પણ પછી તેના પિતાએ શાસ્ત્રવિધિથી તે કન્યા ભૃગુને આપી. ત્યારથી તે રાક્ષસના હૃદયમાં ભૃગુ ઋષિ ઉપર દ્વેષ રહેતો હતો, તે એવો જે, "હું એ સ્ત્રીનું હરણ કરી જાઉં," પણ લાગ આવતો નહોતો, હવે આ વખતે ભૃગુ બહાર ગયા, એ લાગ જોઇને તે આશ્રમમાં આવ્યો, ને તેને હરવાનું મન કરવા લાગ્યો. એટલામાં ત્યાં તેણે અગ્નિના ઘરમાં પ્રદીપ્ત એવા અગ્નિને જોયો, ને તેને પૂછ્યું જે, હે અગ્નિ ! આ કોની સ્ત્રી છે ? તું દેવતાઓનું મુખ છે, માટે યથાર્થ કહે. પ્રથમ આ કન્યાને હું સ્ત્રી કરવા વાસ્તે વર્યો હતો, પણ ખોટું બોલનારા એના પિતાએ એને ભૃગુ ઋષિને આપી. તેજ કન્યા, આ એકાંતે એકેલી ભૃગુની સ્ત્રી હોય તો, તું સાચું બોલ,

મને આ સ્ત્રીને આ આશ્રમમાંથી હરી જવાની ઇચ્છા છે. જ્યારથી મને આપવા કહેલી સ્ત્રીને ભૃગુ પરણ્યા, ત્યારથીજ મારા હૃદયમાં હમેશ મને બાળતો હોયની તેવો ક્રોધ રહે છે. એ પ્રમાણે અગ્નિને કહીને, તે રાક્ષસ મનમાં વિચારવા લાગ્યો જે, " હસતાં હસતાં એ કન્યા મને આપી ને પછી ભૃગુને વિધિપૂર્વક આપી, માટે એ કન્યા મારી કે ભૃગુની !" એમ શંકા કરતો થકો વળી અગ્નિને પૂછે છે કે હે અગ્નિ ! સર્વ તું પ્રાણી માત્રના અંતરને વિષે પુણ્ય પાપમાં સાક્ષિની પેઠે રહ્યો છે. માટે હે સર્વજ્ઞ ! પૂર્વે મને આપેલી કન્યા એજ છે. ભૃગુ ઋષિએ એને ગ્રહણ કરવામાં ખોટું કર્યું છે, એમ જો હોય તો સાચું બોલ, તું દેખતાં હું એને આશ્રમમાંથી હરી જાઉં. એવાં તેનાં વચન સાંભળી અગ્નિ મનમાં દુઃખ પામીને વિચારવા લાગ્યો જે, આ સ્ત્રી ભૃગુની છે, એમ કહીશ તો ખોટું બોલાશે, કારણ કે પ્રથમ આ રાક્ષસને આપેલી હતી, અને રાક્ષસની, એમ કહીશ તો ભૃગુ શાપ આપશે, એવું વિચારી આસ્તે રહી અગ્નિએ "ભૃગુની" એમ કહી તે રાક્ષસને, તું પૂર્વે આ કન્યાને વર્યો હતો ખરો, પણ વિધિથી મંત્રપૂર્વક વર્યો નહતો; ને સારા વરની ઇચ્છાથી એ કન્યાને એના પિતાએ ભૃગુ ઋષિને આપી ત્યારે તે ઋષિ, વૈદિક કર્મ કરી વિધિપૂર્વક મારી સાક્ષિએ એને પરણ્યા. તેજ આ સ્ત્રી છે એમ હું જાણું છું. ખોટું બોલવાની ઇચ્છા હું રાખતો નથી, કારણ હે દાનવોમાં ઉત્તમ ! જગત્‌માં ખોટું હમેશ પૂજાતું નથી.

**सेयमित्यवगच्छामि नानृतं वक्तुमुत्सहे**
**नानृतं हि सदा लोके पूज्यते दानवोत्तम ॥**

**इति श्रीमहाभारत आदिपर्वणि पौलोमपर्वणि पुलोमाग्निसंवादे गुर्जर-भाषायां पंचमोऽध्यायः ॥ ५ ॥**



## અધ્યાય ૬ ઠ્ઠો. અગ્નિને સર્વભક્ષી થવાનો શાપ.

**सूत उवाच—अग्नेरथ वचः श्रुत्वा तद्रक्षः प्रजहारतां**
**ब्रह्मन् वराहरूपेण मनो मारुतरंहसा ॥**

સૂત કહે છે–હે શૌનક ! અગ્નિનાં એવાં વચન સાંભળી તે રાક્ષસે વરાહરૂપે કરી, મન અને વાયુ સરખા વેગથી તે સ્ત્રીને હરણ કરી. ત્યારે તે સ્ત્રીના ઉદરમાં સૂર્ય સરખા તેજવાળો ભૃગુઋષિનો ગર્ભ હતો, તે ક્રોધથી બહાર પડયો. તેને જોતાંજ તે રાક્ષસ, તે સ્ત્રીને મૂકી દઇ પૃથ્વી ઉપર પડી, બળીને ખાખ થઇ ગયો. પછી દુઃખી થએલી અને જેની આંખમાંથી અશ્રુ ચાલ્યાં જાય છે એવી તે શુદ્ધ ભૃગુની સ્ત્રી, પોતાના ચ્યવન નામના પુત્રને લઇને ત્યાંથી ચાલતી થઇ. રસ્તામાં પોતાને આશ્રમે જતાં તે એટલી બધી રડી કે, તેનાં અશ્રુથી તેના ચાલવાને રસ્તે એક મોટી નદી ઉત્પન્ન થઇ. તે જોઇને બ્રહ્માજીએ, તે દુઃખી થએલી પોતાના પુત્રની સ્ત્રીની સાંત્વના અને તે નદીનું નામ વધુસરા એવું પડયું. એટલામાં ભૃગુ ઋષિ સ્નાનાદિક કરીને પાછા આશ્રમે આવ્યા, ને એ પ્રમાણે ઉત્પન્ન થએલા પ્રતાપવાન પોતાના ચ્યવન પુત્ર અને પુલોમા સ્ત્રીની હકીકત જાણી, તેઓએ કોપ કરીને પૂછ્યું જે હે સ્ત્રી ! એ હરણ કરવાને ઇચ્છનાર રાક્ષસને કોણે કહ્યું જે, "તું વર્યો હતો તેજ આ સ્ત્રી છે;" કારણ એ રાક્ષસને એ વિષે કાંઇ ખબર ન હતી. માટે એને કહી દેનાર

કોણ તે મને કહે, હું તેને ક્રોધથી શાપ દેવાને ઇચ્છું છું. મારા શાપ થકી કોણ નથી બીહિતો ? અને મને ઉલ્લંઘન કરનાર કોણ છે ? પુલોમા કેહે છે કે હે સ્વામિ ! તે રાક્ષસને મારા વિષે અગ્નિએ કહી દીધું, તેથી તે રાક્ષસ ટીટોડીની પેઠે પોકારતી એવી હું તેને લઇ ગયો. પણ આ તમારા પુત્રના તેજવડે કરીને તેના દુઃખથી હું મુક્ત થઈ; ને તે મને મૂકી પૃથ્વી ઉપર રાખ થઇ પડ્યો. પોતાની સ્ત્રી પુલોમા થકી એવું સાંભળી, ક્રોધી એવા ભૃગુ ઋષિએ અતિ કોપ કરીને અગ્નિને શાપ આપ્યો જે, "તું સર્વભક્ષી થઇશ,"

इति श्रुत्वा पुलोमाया भृगुः परममन्युमान् ॥
शशापाग्निमतिक्रुद्धः सर्वभक्षो भविष्यसि ॥

इति श्रीमहाभारत आदिपर्वणि पौलोमपर्वणि अग्निशापे गुर्जरभाषायां षष्ठोऽध्यायः ॥ ६ ॥

## અધ્યાય ૭ મો. અગ્નિની શાપ મુક્તિ.

सूत उवाच—शप्तस्तु भृगुणावन्हिः क्रुद्धो वाक्यमथाब्रवीत् ॥
किमिदं साहसं ब्रह्मन् कृतवानसिमांप्रति ॥

સૂત કહે છે—ભૃગુએ જેને શાપ આપ્યો એવો અગ્નિ ક્રોધથી ભૃગુને કહે છે જે હે બ્રાહ્મણ, તમે મારા પ્રત્યે હમણાં આ શું સાહસ કરો છો ? ધર્મને વિષે યત્ન કરતો અને પક્ષપાત મૂકી યથાર્થ બોલતો એવો હું, તે રાક્ષસે પૂછ્યું ત્યારે સાચું બોલ્યો, તેમાં મેં શો અપરાધ કર્યો ? કારણ કહેલું છે કે, કોઇ સાક્ષીને પૂછવામાં આવે, ને તે સાક્ષિ જાણતો હોય તો પણ ખોટું બોલે તો, તે પોતાના કુળમાં થઇ ગયેલી સાત અને થનાર સાત, મળી ચૌદ પેહેડીયોને નરકમાં નાખે છે. તેમજ જે કોઇ કંઇ યથાર્થ જાણતો હોય, ને તેને પૂછવામાં આવે તો તે પ્રમાણે તે યથાર્થ ન બતાવે, તો તેનાં કુળ પણ તેજ પ્રમાણે નરકમાં પડે છે. હે ભૃગુ ! તમોને શાપ દેવાને હું સમર્થ છું પણ બ્રાહ્મણ મારે માન્ય છે તેથી નથી આપતો. તમે જાણો છો, તો પણ હું કહું તે સાંભળો. ગાર્હપત્ય અને દક્ષિણાગ્નિ ઇત્યાદિ મૂર્તિઓને વિષે, સત્રયજ્ઞને વિષે, ગર્ભાધાનાદિક સ્માર્ત ક્રિયા વિષે, જ્યોતિષ્ટોમાદિક યજ્ઞને વિષે, યોગસિદ્ધિના બળે કરી મારા આત્માને બહુ રૂપ કરીને હું રહ્યો છું. વેદે કહ્યા એવા વિધિએ કરી મારે વિષે જે હોમવાના પદાર્થો હોમાય છે, તેથી દેવતાઓ અને પિતૃઓ તૃપ્ત થાય છે, ને મારે વિષે હોમ કરનારને દેવલોક તથા પિતૃલોકની પ્રાપ્તિ થાય છે. અમાવાસ્યા તથા પૂર્ણિમા સંબંધિ કર્મ છે, તે કરવાથી પિતૃઓ અને દેવતાઓ થવાય છે. દેવતાઓ અને પિતૃઓમાં કાંઇ ભેદ નથી, સર્વે એકજ છે, પણ અમાવાસ્યાદિક પર્વણિને વિષે જુદાપણાએ કરીને તેઓનું યજન થાય છે. અમાવાસ્યાને દિને પિતૃ, ને પૂર્ણિમાને દિવસે દેવતાઓ મારા મુખે કરીને પૂજાય છે, ને મારા વિષે જે કાંઇ હોમાય છે તે તેઓ પામે છે. તેઓનું જે હું મુખ છું, તે સર્વ ભક્ષી કેમ ? સૂત કહે છે એટલું કહી અગ્નિ વિચાર કરી અંતર્ધાન થઇ ગયો. ત્યારે બ્રાહ્મણોના અગ્નિહોત્ર, યજ્ઞ, અને બીજી જે કાંઇ ક્રિયાઓ, તેમાં ઓંકાર, વષટ્કાર, સ્વાહા, સ્વધા, ઇત્યાદિ, અગ્નિ વગર લોપ થઇ ગયાં; તેથી પ્રજા સર્વે દુઃખ પામવા લાગી. ત્યારે સર્વે ઋષિઓએ દેવતાઓ પાસે જઇને

કહ્યું કે; હે દેવતાઓ ! અગ્નિ અંતર્ધાન થઇ ગયો, તેથી અગ્નિહોત્રાદિ ક્રિયાનો લોપ થયો છે ને ત્રણે લોક શું કરવું ને શું ન કરવું, તે વિષે મૂઢ થઇ ગયા છે; માટે અગ્નિ પ્રગટ થાય એવો તત્કાળ ઉપાય કરો. એવું સાંભળી ઋષિઓ સહિત દેવતાઓએ બ્રહ્માજી પાસે જઇને અગ્નિને ભૃગુથકી થએલા શાપ વિષે, તથા અગ્નિ અંતર્ધાન થઇ ગયો, ને સર્વ ક્રિયા લોપ થઇ, તે વિષે કહી બતાવ્યું: અને કહ્યું જે હે મહાભાગ ! કંઈ કારણ માટે ભૃગુએ અગ્નિને શાપ આપ્યો, તેથી દેવતાઓના મુખરૂપ અને યજ્ઞના ભાગને પ્રથમ ગ્રહણ કરનાર એવો અગ્નિ, તે સર્વ લોકમાં સર્વભક્ષી કેમ થાય ? દેવતાઓનાં એવાં વચન સાંભળી બ્રહ્માજીએ, પ્રાણીઓના કર્તા અને અવિનાશિ એવા અગ્નિને બોલાવી તેને આવી રીતે સુંદર વચનો કહ્યાં-જે હે અગ્નિ ! તમે સર્વ લોકના કર્તા છો, સંહાર કર્તા પણ તમો છો, અને ત્રણ લોકને ધારણ પણ તમે કરો છો. તથા સર્વ ક્રિયાઓના પ્રવર્તક પણ તમેજ છો. માટે લોકના ઇશ્વર થઇને કેમ તમે એવી રીતે મૂઢ થઇ ગયા છો? જગતમાં પવિત્ર તમે છો, સર્વ લોકની ગતિ પણ તમે છો, તમે બધા શરીરે કરીને સર્વ-નહીં થશો. હે અગ્નિ! અપાનવાયુને વિષે જે તમારી જ્વાળાઓછે તે, અને મનુષ્યાદિકના અપવિત્ર માંસને ખાનારી જે તમારી મૂર્તિ છે તે સર્વ ભક્ષણ કરશે. જેમ સૂર્યનાં કીરણોના સ્પર્શથી સર્વ પવિત્ર થાય છે, તેમ તમારી જ્વાળાથી જે દહન થયું હોય તે સર્વ પવિત્ર તેમ પરમ તેજરૂપ થાય છે, માટે ઋષિના મોઢામાંથી નીકળી ગએલો શાપ તમે તમારા પ્રભાવ અને તેજથી સાચો કરો; ને દેવતાઓનો અને તમારો પોતાનો ભાગ તમારા મુખમાં હોમાય તે ગ્રહણ કરો. ત્યારે 'ઠીક બહુ સારૂં,' એમ બ્રહ્માજીને કહીને અગ્નિ તેઓની આજ્ઞા પ્રમાણે જગતમાં પાછો પ્રગટ થયો. દેવતાઓ અને ઋષિઓએ પૂર્વની પેઠે સર્વ ક્રિયાઓ કરવા માંડી. સ્વર્ગમાં સર્વ દેવતા રાજી થયા તથા લૌકિક પ્રાણી માત્ર પણ ખુશી થયાં. અગ્નિ પણ શાપથી મુક્ત થયો. તેથી આનંદને પામ્યો, એ પ્રમાણે અગ્નિના શાપથી પૂર્વે થએલો આ ઇતિહાસ, પુલોમા રાક્ષસનો નાશ, અને ચ્યવન ઋષિની ઉત્પત્તિ રૂપ છે.

एवमेष पुरा वृत्तं इतिहासोग्निशापजः
पुलोम्नश्च विनाशोयं च्यवनस्य च संभवः २९

इति श्रीमहाभारत आदिपर्वणि पौलोमपर्वणि अग्निशापमोचने गुर्जरभाषायां सप्तमोऽध्यायः ॥ ७ ॥

## અધ્યાય ૮ મો. પ્રમદ્વરાને સર્પદંશ.

सूत उवाच—स चापि च्यवनो ब्रह्मन् भार्गवोजनयत्सुतम्
सुकन्यायां महात्मानं प्रमतिं दीप्ततेजसं ॥

સૂત કહે છે—હે બ્રાહ્મણો ! તે ભૃગુના પુત્ર ચ્યવનને પણ પોતાની સુકન્યા સ્ત્રીને વિષે મહાત્મા અને મોટા તેજવાળો પ્રમતિ નામે પુત્ર ઉત્પન્ન કર્યો. પ્રમતિએ પોતાની ઘૃતાચિ સ્ત્રીને વિષે રૂરૂ નામે પુત્ર ઉત્પન્ન કર્યો. તે રૂરૂ થકી તેની પ્રમદ્વરા સ્ત્રીને વિષે સ્થિર યશવાળો અને તીવ્ર તપ કરનારો શુનક નામે પુત્ર ઉત્પન્ન થયો, એ વાત તમોને પ્રથમ કહેલી છે. તેમાં ઘણાક તેજવાળા રૂરૂનું ચરિત્ર વિસ્તારથી કહું તે તમે શ્રવણ કરો.

પૂર્વે તપ અને વિદ્યાએ કરી યુક્ત, સર્વના કલ્યાણમાં પ્રીતિમાન્ એવા સ્થૂલકેશ નામે મોટા ઋષિ હતા. તે કાળમાં વિશ્વાવસુ નામે ગંધર્વોનો રાજા હતો, તેણે મેનકા અપ્સરાને વિષે ગર્ભ ઉત્પન્ન કર્યો. પણ તે લજ્જા વગરની અને નિર્દય એવી મેનકા, દેવતાના ગર્ભ જેવી કાંતિ અને શોભાવાળા પોતાના કન્યારૂપ ગર્ભને સ્થૂલકેશ ઋષિને આશ્રમે—નદીને કિનારે જ્યાં કોઇ માણસ નહોતું એવે ઠેકાણે મૂકીને જતી રહી. પછી કોઇ પણ જેનું સગું નથી, એવી તે કન્યાને તેજસ્વી એવા સ્થૂલકેશ ઋષિએ જોઇ; અને દયા કરી પોતાને આશ્રમે લઇ આવીને તેનુ પોષણ કર્યું. એ પ્રમાણે પોષણ થવાથી તે કન્યા આશ્રમમાં મોટી થઇ તેના જાત કર્માદિ સંસ્કાર પણ ક્રમે કરીને વિધિ પૂર્વક તે ઋષિએજ કર્યા. પછી રૂપ ગુણ અને બુદ્ધિએ કરી, સર્વ સ્ત્રીઓમાં તેને શ્રેષ્ઠ જોઇને તેનું પ્રમદ્વરા નામ પાડયું. હવે કોઈ સમયે તે પ્રમદ્વરા કન્યાને રૂરૂએ જોઈ, તેથી તે કામાતુર થયો; ને પોતાના મિત્રોની મારફતે પોતાને પોતાની તે કન્યાને વરવાની ઇચ્છા હતી, તે કહેવરાવી. એટલે તેના પિતા સ્થૂલકેશે તે કન્યાને પ્રથમ વાણીએ કરી રૂરૂને આપી, અને ઉત્તરાફાલ્ગુનિ નક્ષત્રમાં તેના વિવાહનો નિશ્ચય કર્યો. પછી પરણવાની જેને ઇચ્છા છે એવી તે કન્યા, પરણવાને થોડા દિવસનો વિલંબ હતો, તેટલામાં પોતાની સખિઓ સહિત રમતી હતી, ત્યાં રસ્તામાં કોઇ સર્પ આડો સૂતેલો હશે, તેને કાળની પ્રેરણાથી અજાણ્યમાં તે કન્યાએ કચર્યો: તેથી તે સર્પે ઝેરથી ભરેલા દાંતે કરી તેને કરડી. તેજ વખતે સર્પના ઝેરથી તે કન્યા પૃથ્વી ઉપર પડી ગઇ. તેનું મનોહરણપણું જતું રહ્યું. ભયંકર દીસવા લાગી. પછી જેમ ઉંઘી ગઇ હોય તેમ, સર્પના વિષથી પીડાએલી તે કન્યાને પ્રાણ રહિત જોઇને, તેના પિતા સ્થૂલકેશ ખેદ પામવા લાગ્યા. પાસેના આશ્રમ નિવાસી ઉદ્દાલક શ્વેત, ભરદ્વાજ, ગૌતમ, પુત્રે સહિત પ્રમતિ ઇત્યાદિ અને બીજા પણ વનવાસી બ્રાહ્મણો ત્યાં આવ્યા. સર્પના વિષથી પ્રાણ રહિત થએલી તે કન્યાને જોઇ, તે શ્રેષ્ઠ બ્રાહ્મણો ત્યાંજ બેઠા, અને દયાએ કરી રોવા લાગ્યા. રૂરૂ તો પીડાતો થકો બહાર જતો રહ્યો.

**रुरुदु: कृपयाविष्टा रुरुस्त्वार्तो बहिर्ययौ**
**ते च सर्वे द्विजश्रेष्ठास्तत्रैवोपाविशंस्तदा २७**

**इति श्रीमहाभारत आदिपर्वणि पौलोमपर्वणि प्रमद्वरा सर्पदंशे गुर्जरभाषायां अष्टमोऽध्यायः ॥ ८ ॥**

## અધ્યાય ૯ મો. રૂરૂ પ્રમદ્વરા વિવાહ.

**सूत उवाच—तेषु तत्रोपविष्टेषु ब्राह्मणेषु महात्मसु ॥**
**रुरुश्चुक्रोश गहनं वनं गत्वातिदु:खित: ॥**

સૂત કહે છે—તે સર્વે મહાત્મા બ્રાહ્મણો ત્યાં બેઠા હતા, અને રૂરૂ તો ગાઢવનમાં જઇને અતિ દુ:ખ પામતો થકો મોટેથી પોકારવા લાગ્યો. શોકથી હણાઇ ગએલો, અને દયા આવે એવી રીતે ઘણો વિલાપ કરતો એવો તે, પોતાની પ્રમદ્વરા સ્ત્રીને યાદ કરીને શોચ કરતો થકો એવું બોલવા લાગ્યો જે, મારા શોકને વધારનારી સ્ત્રી આ વખતે પૃથ્વી ઉપર સુતી છે. મારા સર્વે સંબંધિઓને એ ઉપરાંત બીજું શું દુ:ખ છે ? જો મેં કાંઇ

દાન કર્યું હોય, અને વડીલોની સારી રીતે સેવા કરી હોય, તો તેથી આ મારી સ્ત્રી જીવતી થાઓ. મેં જન્મથી મારા આત્માને નિયમમાં રાખ્યો હોય અને યથાર્થ વ્રત ધારણ કર્યાં હોય, તો તેથી આ પ્રમદ્વરા નામની મારી સ્ત્રી ઉભી થાઓ. એ પ્રમાણે રૂરૂ સ્ત્રી વાસ્તે વિલાપ કરતો અને દુઃખી થતો હતો, એટલામાં તે વનમાં દેવતાનો કોઇ દૂત આવીને તેને આવું વચન કહેવા લાગ્યો કે, હે રૂરૂ! દુઃખથી તું આવું બોલે છે, તે વૃથા છે. કારણ આયુષ્ય જેનું થઇ રહ્યું છે, તેને આયુષ્યનો લાભ થતો નથી, ગંધર્વ અને અપ્સરાથી પેદા થએલી આ કન્યાનું આયુષ્ય થઇ રહ્યું છે, માટે તારા મનમાં તારે કાંઇ શોક કરવો નહીં. પણ પૂર્વે મહાત્મા દેવોએ એક ઉપાય કહ્યો છે, તે જો તું કરે તો તારી સ્ત્રી જીવતી થાય. રૂરૂએ કહ્યું કે હે દેવદૂત, દેવતાઓએ કહેલો ઉપાય મને કહે, હું તેમ કરીશ. તું મારી રક્ષા કરવાને યોગ્ય છે. દેવદૂતે કહ્યું કે હે ભૃગુનંદન, તારૂં અર્ધું આયુષ્ય તું તે સ્ત્રીને આપ, એમ કરીશ તો તારી પ્રમદ્વરા સ્ત્રી જીવતી થશે રૂરૂએ કહ્યું કે હે દેવદૂત! મારૂં અર્ધું આયુષ્ય મારી સ્ત્રીને આપું છું તેથી સુંદર રૂપવાળી તે જીવતી થાઓ. સૂત કહે છે પછી તે કન્યાને ઉત્પન્ન કરનાર વિશ્વાવસુ નામનો ગંધર્વ અને તે દેવદૂત બેઉ જણા ધર્મરાજા પાસે જઇ કહેવા લાગ્યા કે, હે ધર્મરાજા! રૂરૂની મરી ગએલી પ્રમદ્વરા સ્ત્રી રૂરૂના અર્ધા આયુષ્યે કરી, જો તમે માન્ય કરો તો જીવતી થાય. ધર્મરાજાએ કહ્યું કે હે દેવદૂત! રૂરૂના અર્ધા આયુષ્યે કરી તેની પ્રમદ્વરા સ્ત્રી જીવતી થાય, એમ તું ઇચ્છે છે, તો જા તેમ થાઓ. કારણ એ સ્ત્રી પુરૂષ વચ્ચે પરસ્પર સ્નેહની એકતા છે. સૂત કહે છે—એમ યમરાજાએ કહ્યું ત્યારે તે કન્યા જેમ સુતી હોય ને ઉઠે, તેમ ઉઠીને બેઠી થાય. હે બ્રાહ્મણો અર્ધું આયુષ્ય, સ્ત્રીને આપવાથી સ્ત્રી જીવતી થાય, એ વાત માત્ર ઉત્તમ તેજવાળા રૂરૂનાજ ભવિષ્યમાં જોઇ. પછી સારો દિવસ જોઈ હર્ષે કરીને તે કન્યા અને રૂરૂનો, તેઓના માબાપે વિવાહ કર્યો. તેથી પરસ્પર કલ્યાણને ઇચ્છનારાં તે બેઉ જણાં ગૃહસ્થાશ્રમનું સુખ સારી રીતે ભોગવવા લાગ્યાં. પછી પોતાની સ્ત્રીને સર્પે કરડી હતી, તે દ્વેષથી રૂરૂએ એવું પણ લીધું જે, મારે સર્પ માત્રને મારવા. તેથી તે હાથમાં મોટો સોટો લઇને ફરતો, ને જ્યાં સર્પને દેખતો ત્યાં મારતો. કોઇ સમયે તે રૂરૂ મોટા વનમાં નીકળી ગયો, ત્યાં વિષ વગરની ડુંડુભ જાતીના એક વૃદ્ધ સર્પને સૂતેલો જોયો. તેનાં ઉપર કાળદંડ સરખા પોતાના સોટાને ઉગામીને ક્રોધથી મારવા ગયો, તેટલામાં તે ડુંડુભ સર્પ બોલ્યો જે હે બ્રાહ્મણ! મેં હાલ તારો કાંઈ પણ અપરાધ કર્યો નથી, ક્રોધથી મને શું કરવા મારે છે?

नापराध्यामि ते किंचिदहमद्य तपोधन
संरंभाच्च किमर्थं मामभिहंसि रुषान्वितः ॥ २९ ॥

इति श्रीमहाभारत आदिपर्वणि पौलोमपर्वणि प्रमद्वराजीवन गुर्जरभाषायां नवमोऽध्यायः ॥ ९ ॥

## અધ્યાય ૧૦ મો. રૂરૂ ડુંડુભનો સંવાદ.

रुरुरुवाच—मम प्राणसमा भार्या दष्टासीद्भुजगेन ह ॥
तत्र मे समयो घोर आत्मनारेगवै कृतः

રૂરૂ કહે છે–મારી પ્રાણ સમાન સ્ત્રીને સર્પે દંશી હતી, તેથી મેં એવું પણ લીધું છે, જે કોઇ પણ સર્પને દેખું તો તેને મારવો; માટે હમણાં તને મારીને જીંદગીથી મુક્ત કરૂં છું. ડુંડુભ કહે છે કે હે બ્રાહ્મણ! જે સર્પો માણસોને કરડે છે તે બીજા છે, વાસ્તે સર્પના સરખાપણાએ કરી ડુંડુભ જાતીના સર્પને તું મારવાને લાયક નથી. આથી તો એકનો વાંક અને દુ:ખ બીજાને થાય છે, અને ધર્મ તો એવો છે કે જેનો વાંક હોય, તેનેજ દંડ દેવો જોઈએ. તે તું જાણે છે માટે મને મારવો યોગ્ય નથી. સૂત કહે છે તે ભયથી પીડાએલા ડુંડુભ સર્પનાં એવાં વચન સાંભળી રૂરૂએ તેને કોઇ ઋષિ જાણીને માર્યો નહીં; ને પોતાના ક્રોધને શમાવી તેને આ પ્રમાણે પૂછ્યું કે, હે સર્પ! તું કોણ છે? આવી સર્પની યોનિને તું કેમ પામ્યો છે? ડુંડુભે કહ્યું કે હે રૂરૂ! પૂર્વે હું સહસ્રપાત એવે નામે ઋષિ હતો, તે બ્રાહ્મણના શાપે કરી આ યોનિને પામ્યો છું. રૂરૂ કહે છે કે હે સર્પમાં ઉત્તમ! તે બ્રાહ્મણે ક્રોધથી તને શું કરવા શાપ આપ્યો, ને આ તારૂં શરીર કેટલા કાળ સુધી રહેશે?

**किमर्थं शप्तवान्क्रुद्धो द्विजस्त्वां भुजगोत्तमम्**
**कियंतं चैव कालं ते वपुरेतद्भविष्यति ॥**

**इति श्रीमहाभारते आदिपर्वणि पौलोमपर्वणि रूरुडुंडुभ संवादे गुर्जरभाषायां दशमोऽध्यायः ॥ १० ॥**

## અધ્યાય ૧૧ મો. ડુંડુભ ચરિત.

**डुंडुभ उवाच--सखा बभूव मे पूर्वं खगमो नाम वै द्विजः ॥**
**भृशं संशितवाक्तात तपोबलसमन्वितः ॥**

ડુંડુભ કહે છે—પૂર્વે, અત્યંત તીક્ષ્ણ વાણીવાળો અને તપોબળે કરી યુક્ત ખગમ એવે નામે બ્રાહ્મણ મારો મિત્ર હતો. કોઇ સમય, બાળકપણામાં રમતાં રમતાં મેં એક ઘાસનો સર્પ કરીને, તે બ્રાહ્મણને, જ્યારે તે એકાગ્ર ચિત્તથી અગ્નિમાં હોમ કરતો હતો, ત્યારે બીહીવરાવ્યો, જેથી તે બેભાન થઇ ગયો. પછી જ્યારે તે સાચી વાણીવાળો બ્રાહ્મણ સાવચેત થયો, ત્યારે કોપે કરી બાળી દેતો હોયની, તેમ તેણે આ પ્રમાણે કહ્યું, જે "મને બીહીવરાવવા સારૂ જેવા પરાક્રમવાળો સર્પ તેં કર્યો છે, તેવાજ પરાક્રમવાળો સર્પ તું મારા શાપથી થઇશ, એવો તને શાપ આપું છું." એ શાપ સાંભળી મને અત્યંત ખેદ થયો, કારણ હું તેના તપોબળને જાણતો હતો. પછી હું નમ્ર થઇ, તેને હાથ જોડી, તેની આગળ ઉભો રહી, આ પ્રમાણે બોલ્યો જે, હે મિત્ર! મેં તો હસતાં હસતાં તમારી ઉપર સર્પ નાખ્યો, તે ક્ષમા કરવાને તમે લાયક છો; માટે આ આપેલો શાપ ટાળી નાખો. એ પ્રકારે મને ખેદ કરતો જોઇ તે બ્રાહ્મણ ક્રોધથી શ્વાસોશ્વાસ ભરીને બોલ્યો જે, "મારૂં કહેલું મિથ્યા નહીં થાય, તોપણ એક વાક્ય કહું તે સાંભળીને તારા હૃદયમાં રાખ. પવિત્ર પ્રમતિનો પુત્ર રૂરૂ નામે થશે, તેને જ્યારે તું જોઈશ, ત્યારે તત્કાળ શાપ થકી મુક્ત થઇશ." તેજ તું પ્રમતિનો પુત્ર રૂરૂ છે, માટે હવે હું મારા સ્વરૂપને પામીને તારા હિત વાસ્તે કહું તે સાંભળ, એમ કહી તે સર્પના શરીરને મૂકી પોતાના પ્રકાશમાન સ્વરૂપને પામ્યો; અને

રૂરૂ પ્રત્યે બોલ્યો જે, કોઈ પણ પ્રાણિની હિંસા કરવી નહીં, એ પરમધર્મ છે. વાસ્તે બ્રાહ્મણે કોઇ વખતે પણ તેમ કરવું નહીં, કારણ વેદમાં એવી શ્રુતિ છે જે 'બ્રાહ્મણનો સ્વભાવ દીનજ હોવો જોઇએ." વેદ તથા વેદનાં અંગ જાણવાં, કોઇ પ્રાણિને ભય કરવો નહીં, તેમ તેની હિંસા પણ કરવી નહીં; સાચું બોલવું, ક્ષમા રાખવી, ભણેલા વેદ ધારણ કરી રાખવા, ઇત્યાદિ બ્રાહ્મણના પરમ ધર્મ છે. ક્રોધીપણું, દંડ ધારણ કરવો, પ્રજાનું પાલણ કરવું, ઇત્યાદિ ક્ષત્રિયોનું કર્મ છે. પૂર્વે જનમેજય રાજાના સર્પયજ્ઞમાં સર્પોની હિંસા થતી હતી, ત્યારે તે ભય પામેલા સર્પોની રક્ષા, તપ વીર્ય અને બળે કરીને યુક્ત, વેદ ને વેદાંગને પાર પામેલા, અને બ્રાહ્મણોમાં મુખ્ય એવા આસ્તીક નામના બ્રાહ્મણે પણ કરી હતી.

तपोवीर्यबलोपेताद्वेदवेदांगपारगात्
आस्तीकाद्विजमुख्याद्वै सर्पसत्रे द्विजोत्तम ॥ १९ ॥

इति श्रीमहाभारत आदिपर्वणि पौलोमपर्वणि डुंडुभशापमोक्षे गुर्जरभाषायां एकादशोऽध्यायः ॥ ११ ॥

## અધ્યાય ૧૨ મો. સર્પસત્ર પ્રસ્તાવ.

रुरुरुवाच-- कथं हिंसितवान्सर्पान् स राजा जनमेजयः
सर्पा वा हिंसितास्तत्र किमर्थं द्विजसत्तम ॥

રૂરૂ કહે છે—હે બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ! જનમેજય રાજાએ સર્પોને શું કરવા માર્યા, ને શા અપરાધથી સર્પો માર્યા ગયા? અને બુદ્ધિમાન એવા આસ્તિકે સર્પોને કેમ બચાવ્યા? તે સર્વ વાત હું સાંભળવા ઇચ્છું છું. સહસ્રપાતે કહ્યું જે હે રૂરૂ! મોટું એવું આસ્તિકનું ચરિત્ર તું બ્રાહ્મણો પાસેથી સાંભળીશ, એમ કહી તે અંતર્ધ્યાન થઇ ગયો. સૂત કેહે છે કે પછી તે અંતર્ધ્યાન થઇ ગયેલા બ્રાહ્મણને ખોળવા વાસ્તે રૂરૂ ચોફેર વનમાં ફરવા લાગ્યો, પણ ફરતાં ફરતાં થાકી જવાથી પૃથ્વી ઉપર પડી ગયો, અને મોહ પામીને બેભાન જેવો થઇ ગયો. પછી તેણે તે બ્રાહ્મણનાં વચન સાચાં છે, એમ વારંવાર વિચાર કરીને હુશિઆર થઈ, પોતાના પિતા પાસે આવી તેને સર્વે વાત કહી અને આસ્તિકનું ચરિત્ર પુછ્યું, ત્યારે તેના પિતાએ તે સર્વે કહી સંભળાવ્યું.

लब्ध संज्ञोरुरुश्चायात्तदाचख्यौ पितुस्तदा*
पिता चास्य तदाख्यानं पृष्टः सर्वं न्यवेदयत् ॥ ७ ॥

इति श्रीमहाभारत आदिपर्वणि पौलोमपर्वणि सर्पसत्र प्रस्तावनायां गुर्जरभाषायां द्वादशोऽध्यायः ॥ १२ ॥

## અધ્યાય ૧૩ મો. જરત્કારૂનું આખ્યાન.

### आस्तीक पर्व.

शौनक उवाच--किमर्थं राजशार्दूलः सराजा जनमेजयः
सर्पसत्रेण सर्पाणां गतोंतं तद्वदस्व मे ॥

* આની પછી ચાર પદ મદ્રાસની પ્રતમાં વધારે છે.

શૌનકે પૂછ્યું કે—રાજાઓમાં સિંહરૂપ એવા જનમેજય રાજાએ સર્પયજ્ઞ કરી સર્પોનો શું કરવા નાશ કર્યો ? અને જીતેન્દ્રિયોમાં શ્રેષ્ઠ એવા આસ્તિક નામના બ્રાહ્મણે પ્રદિપ્ત એવા અગ્નિ થકી સર્પોને શું કરવા મૂકાવ્યા ? વળી તે સર્પ યજ્ઞ કરનાર જનમેજય રાજા કોનો પુત્ર, અને આસ્તિક બ્રાહ્મણ પણ કોનો પુત્ર તે સર્વ અમોને કહો.

સૂત—વ્યાસજીએ કહેલું અને પૂર્વે તમોએ મારા પિતા લોમહર્ષણને પૂછેલું, પ્રાચીન એવું સર્વ પાપને હરનારૂં આ આસ્તિકનું આખ્યાન, તમારા પૂછવાથી હું કહું છું તે શ્રવણ કરો. આસ્તિકનો પિતા, બ્રહ્મચારી, આહારને નિયમમાં રાખનારો, ઉગ્ર તપવાળો, તીક્ષ્ણ વ્રતવાળો, અને હરકોઈ ગામમાં એકજ રાત્ર રેહેવું એવા વ્રતવાળો ને ગૃહસ્થ બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ, એવો જરત્કારૂ નામે બ્રાહ્મણ હતો. તે કોઇ સમયે તીર્થયાત્રા કરવા સારૂ આખી પૃથ્વીમાં ફરવા નીકળ્યો ત્યાં ફરતાં રસ્તામાં કોઇ વખતે, તેણે એક મોટા ખાડામાં, એક ઘાસનું ભોથું જોયું. એ ભોથું તેજ ખાડામાં હમેશ રેહેનાર કાળરૂપી ઉંદરથી ખવાએલું હતું. તે ભોથામાં ઊંધે મસ્તકે ટીંગાએલા કોઇ પિતૃઓને તેણે જોયા, ને તેઓને પૂછ્યું કે તમે કોણ છો. તે સાંભળી પિતૃ બોલ્યા જે, હરકોઇ ગામમાં એકજ રાત્રિ રેહેનારા તીક્ષ્ણ વ્રતવાળા અમે ઋષિઓ છીએ, તે અમારા વંશના ક્ષયથી નીચે પૃથ્વીમાં પડીએ છીએ. એવા અલ્પ ભાગ્યવાળા અમે, તેના વંશમાં જરત્કારૂ એવે નામે એક મંદ ભાગ્યવાળો અને મૂઢ પુરૂષ છે, જે માત્ર તપ કરવામાંજ આસક્ત છે. પુત્રોત્પત્તિ વાસ્તે સ્ત્રી પરણતો નથી, તેથી અમારા વંશનો ક્ષય થશે; માટે આ ખાડામાં ઊંધા લટકીએ છીએ. પાપીયોની પેઠે અમે અનાથ છીએ, કારણ અમારી ઉપર નાથ છે, તે તો જરત્કારૂ જેવો છે ! હે શ્રેષ્ઠ ! શોચ કરવા લાયક જે અમે તેનો તું બંધુની પેઠે શોચ કરે છે, માટે તું કોણ છે ? તે કહે. અમે સાંભળવાને ઇચ્છીએ છીએ. જરત્કારૂ બોલ્યો તમારા કહેવાથી એવું જણાય છે કે તમે મારા પિતામહાદિક પિતૃઓ છો, કારણ જે જરત્કારૂ વિષે તમે બોલો છો તે હું પોતેજ છું, માટે હું શું કરૂં ? તેની મને આજ્ઞા કરો. પિતૃઓ કહે છે—હે પુત્ર ! ધર્મ જાણીને, અમારા વાસ્તે તેમજ તારે પોતાને માટે કુળની વૃદ્ધિ થાય તેવો યત્ન કર. કારણ કે જે ગતિને પુત્રોથી પમાય છે, તે ગતિને ઘણાક દિવસ સુધી સંપાદન કરેલા એવા તપોએ કરી, અને ધર્મના ફળે કરીને પણ પમાતું નથી. માટે હે પુત્ર ! અમારી આજ્ઞાથી સ્ત્રી પરણવામાં અને સંતતિ ઉત્પન્ન કરવામાં તારૂં મન કર, જેથી અમારૂં પરમ હિત થાય. જરત્કારૂ કહે છે ધન અથવા સ્ત્રીને હું ભોગ વાસ્તે સંપાદન નહીં કરૂં. ફક્ત તમારા હિત વાસ્તે, જો મારા સરખા નામવાળીજ સ્ત્રી, તેના કુટુંબી મને સ્નેહથી ભિક્ષા દાખલ આપશે તો હું તેને વિધિથી પરણીશ. વિશેષ કરીને તો મને દરિદ્રને સ્ત્રી કોણ આપશે ? પણ જો કોઇ આપશે તો હું તે ભિક્ષા પ્રમાણે લઈશ. હે પિતામહો ! એ પ્રમાણે હું સ્ત્રી મેળવવાનો પ્રયત્ન કરીશ, બીજી રીતે નહીં કરૂં. તે સ્ત્રીને વિષે તમોને તારવા વાસ્તે પુત્ર ઉત્પન્ન થશે, માટે હે મારા પિતૃઓ ! તમે અવિનાશી એવા લોકમાં રહીને આનંદ પામો.

**तत्र चोत्पत्स्यते जंतुर्भवतां तारणाय वै**
**शाश्वतं स्थानमासाद्य मोदंतां पितरो मम ॥ ३३ ॥***

* આ અધ્યાયનું તાત્પર્ય એટલું છે જે, મનુષ્યોએ ધનનો સંગ્રહ કરવો તે પરોપકાર વાસ્તે, માત્ર ભોગ વાસ્તે નહીં; અને સ્ત્રીનો સંગ્રહ કરવો તે પુત્રોત્પત્તિ વાસ્તે વિષય વાસ્તે નહીં.

इति श्रीमहाभारत आदिपर्वणि आस्तीकपर्वणि जरत्कारुतत्पितृसंवादे गुर्जरभाषायां त्रयोदशोऽध्यायः ॥ १३ ॥

## અધ્યાય ૧૪ મો. વાસુકિની બ્હેન સાથે જરત્કારૂનો વિવાહ.

सूत उवाच--ततो निवेशाय तदा स विप्रः संशितव्रतः
महीं चचार दारार्थी न च दारानविंदत ॥

સૂત કહે છે—પછી તીક્ષ્ણ વ્રતવાળો જરત્કારૂ સ્ત્રી વાસ્તે સર્વ પૃથ્વીમાં ફર્યો, તોપણ સ્ત્રી મળી નહીં. કોઇ એક સમયે તે બ્રાહ્મણ વનમાં જઇ પોતાના પિતૃનાં વચન સંભારીને, ત્રણ વાર આ પ્રમાણે ધીમે ધીમે બોલ્યો જે "મને કન્યાની ભિક્ષા આપો." એ સાંભળી વાસુકી નાગ ત્યાં આવીને તેને પોતાની બેન આપવા લાગ્યો. પણ તે મોટા તપવાળા જરત્કારૂએ વિચાર્યું જે, એ કન્યા મારા સરખા નામવાળી નહીં હોય તો એને હું ગ્રહણ નહીં કરૂં. એમ વિચારી વાસુકી નાગને પૂછ્યું જે હે સર્પ ! તારી બેનનું નામ શું છે ? તે મને સત્ય કહે. વાસુકીએ કહ્યું જે હે જરત્કારૂ ! આ મારી નાની બેન છે, તેનું નામ પણ તમારા જેવુંજ જરત્કારૂ છે. હે બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ ! તમારે વાસ્તે મેં એને પ્રથમથીજ સાચવી રાખી છે, માટે તમે એને ગ્રહણ કરો. એમ કહી વાસુકીએ પોતાની વરને વરવાયોગ્ય બેન, જરત્કારૂ બ્રાહ્મણને સ્ત્રી વાસ્તે આપી ત્યારે તે બ્રાહ્મણે વિધિએ કરી તેને ગ્રહણ કરી.

एवमुक्त्वा ततः प्रादाद्भार्यार्थे वरवर्णिनीं
एष तां प्रतिजग्राह विधिदृष्टेन कर्मणा ॥ ७ ॥

इति श्रीमहाभारत आदिपर्वणि आस्तीकपर्वणि वासुकिस्वसृवरणे गुर्जरभाषायां चतुर्दशोऽध्यायः ॥ १४ ॥

## અધ્યાય ૧૫ મો. આસ્તીકની ઉત્પત્તિ.

सूत उवाच--मात्रा हि भुजगाः शप्ता पूर्वं ब्रह्मविदांवर
जनमेजयस्य वो यज्ञे धक्ष्यत्यनिलसारथिः ॥

સૂત કહે છે—હે વેદ જાણવાવાળાઓમાં શ્રેષ્ઠ ! પૂર્વે સર્પોની માએ સર્પોને શાપ આપ્યો હતો જે, "જનમેજય રાજાના યજ્ઞમાં અગ્નિ તમોને બાળશે" તે શાપની શાંતિ થવા વાસ્તેજ, વાસુકીએ પોતાની બેન મોટા વ્રતવાળા અને મહાત્મા જરત્કારૂ ઋષિને આપી. પછી તે સ્ત્રીને વિષે જરત્કારૂ ઋષિએ તપસ્વી અને વેદને જાણનાર, માતપિતાના પક્ષનાઓના ભયને ટાળનાર, તથા સર્વ લોકમાં સમાન બુદ્ધિવાળો આસ્તિક નામે પુત્ર ઉત્પન્ન કર્યો. તે પછી ઘણે કાળે પાંડવોના વંશમાં ઉત્પન્ન થયેલા જનમેજય રાજાએ મોટો સર્પયજ્ઞ કર્યો, એમ અમે સાંભળ્યું છે. તે ભયંકર એવો સર્પયજ્ઞ સર્પોના નાશ વાસ્તે શરૂ થયો ત્યારે મોટા તપવાળા તે આસ્તિક બ્રાહ્મણે, સર્પોને તે યજ્ઞમાં નાશ પામતા બચાવ્યા. એ પ્રમાણે જરત્કારૂના પુત્રથી સર્પોનો બચાવ ને પિતૃઓનો ઉદ્ધાર થયો. પછી તે જરત્કા-

રૂએ વિવિધ પ્રકારના વ્રતે કરી, વેદના અધ્યયને કરી, અને વિવિધ પ્રકારની દક્ષિણાવાળા યજ્ઞોએ કરીને દેવતાઓને, બ્રહ્મચર્ય વ્રતે કરીને ઋષિઓને, અને સંતતિએ કરીને પિતામહાદિક પિતૃઓને તૃપ્ત કર્યા. એવી રીતે તે જરત્કારૂ આસ્તિક નામે પુત્ર અને ઉત્તમ એવા ધર્મને પામીને તથા પિતૃઓનું દુઃખ ટાળીને, સર્વ ઋણથી મુક્ત થયો; ને ઘણેક કાળે પોતાના પિતામહાદિક પિતૃઓ સાથે સ્વર્ગમાં જઇ રહ્યો. આ આસ્તિકનું આખ્યાન જેમ હતું તેમ મેં તમોને કહ્યું હે ભૃગુ કુળમાં સિંહરૂપ ! હવે હું બીજું શું કહું ? તેની મને આજ્ઞા કરો.

एतदाख्यानमास्तीकं यथावत्कथितं मया
प्रब्रूहि भृगुशार्दूल किमन्यत्कथयामि ते ॥ ११ ॥

इति श्रीमहाभारत आदिपर्वणि आस्तीकपर्वणि सर्पाणामातृशापप्रस्तावे गुर्जरभाषायां पंचदशोऽध्यायः ॥ १५ ॥

## અધ્યાય ૧૬ મો. સર્પાદિકની ઉત્પત્તિ.

शौनक उवाच--सूतत्वं कथयस्वेमां विस्तरेण कथां पुनः
आस्तीकस्य कवेः साधोः शुश्रूषा परमा हि नः ॥

શૌનક પૂછે છે—હે સૂત ! એ વિદ્વાન અને સત્પુરૂષ એવા આસ્તીકની કથા વિસ્તારથી સાંભળવાની અમને ઘણીજ ઇચ્છા છે, માટે ફરીથી કહો. તમારા પિતાની પેઠે તમે પણ મનોહર અક્ષર અને પદવાળી મધુર કથા કહો છો, તેથી અમે ઘણા પ્રસન્ન થયા છીએ. તમારા પિતા પણ અમોને કથા સંભળાવવામાં ઘણા પ્રીતિમાન્ હતા, ને તેઓ જે પ્રમાણે આખ્યાનો સ્પષ્ટ કહેતા હતા, તે પ્રમાણે તમે પણ કહો છો. સૂત કહે છે હે મોટા આયુષ્યવાળા શૌનક ! પૂર્વે મારા પિતા પાસેથી જે પ્રમાણે મેં સાંભળ્યું છે તે પ્રમણે આ આસ્તીકનું આખ્યાન વિસ્તારથી તમોને કહું છું. પૂર્વે સત્યયુગમાં દક્ષપ્રજાપતિની અદ્ભુત રૂપવાળી કદ્રુ અને વિનતા નામની બે કન્યાઓ હતી. તે બેઉ બેનો કસ્યપ ઋષિને આપેલી હતી. કોઇ વખતે તે બેઉ સ્ત્રીઓ ઉપર કસ્યપ ઋષિ પ્રસન્ન થયા. તેઓને કહ્યું કે, તમે "વરદાન માગો." તે સાંભળીને બેઉ સ્ત્રીઓ પરમ આનંદ પામી. પછી કદ્રુએ "સરખી કાન્તિવાળા હજાર સર્પો મારે પુત્ર થાય." એમ માગ્યું ને વિનતાએ કદ્રુના હજાર પુત્રોના બળ કરતાં અધિક બળવાળા, તેજ શરીર, અને પરાક્રમે કરીને પણ અધિક, એવા બે પુત્રો માગ્યા. કસ્યપ ઋષિએ કહ્યું કે "જાઓ તે રીતે થશે." તે સાંભળી તે બેઉ સ્ત્રીઓ સંતોષ પામી. પછી મોટા તપવાળા કસ્યપ ઋષિ, વરદાનથી પ્રસન્ન થએલી પોતાની બેઉ સ્ત્રીઓને, "પ્રયત્નથી ગર્ભ સાચવજો" એમ કહી વનમાં ગયા. સૂત કહે છે–તે પછી ઘણેક કાળે કદ્રુએ એક હજાર ઇંડાં અને વિનતાએ બે ઇંડા ઉત્પન્ન કર્યાં. તે બેઉનાં ઇંડાં તેઓની પ્રસન્ન થએલી દાસીઓએ હુંફવાળા વાસણમાં પાંચસેં વર્ષ સુધી રાખ્યાં. પછી કદ્રુનાં ઇંડામાંથી પુત્રો નીકળ્યા, પણ વિનતાના ઇંડાંમાંથી કાંઇ નીકળ્યું નહીં. તેથી તે પુત્રની ઇચ્છાવાળી વિનતાએ, પોતાની શોક્યની પુત્ર સમૃદ્ધિથી લજ્જા પામી પોતાનું એક ઇંડું ફોડયું, તો તેમાં પુત્ર દીઠો. એનું ઉપલું અર્ધ અંગ પરિપૂર્ણ અને નીચેનું અર્ધું અંગ અપૂર્ણ હતું. તે પુત્રે ક્રોધથી વિનતાને શાપ.

આપ્યો જે, "હે માતા! પુત્રના લોભથી તેં જલદીથી ઇંડું ફોડયું, તેથી મારૂં શરીર અધુરૂં રહી ગયું; માટે જેની તું અદેખાઇ કરે છે, તેની પાંચસેં વર્ષ સુધી દાસી થઇશ. હવે જો આ બીજા પુત્રને પણ મારી પેઠે ઇંડું ભેદીને અર્ધા અંગવાળો નહીં કરશે, તો તે તને દાસીપણાથી મૂકાવશે. માટે ઘણા બળવાન પુત્રને ઇચ્છતી એવી તું, ધીરજ રાખીને પાંચસેં વર્ષથી પણ અધિક વખત સુધી એના જન્મની વાટ જોજે." એ પ્રમાણે વિનતાને શાપ આપ્યા પછી તે અરૂણ નામે પુત્ર આકાશમાં ગયો, જે પ્રભાત સમયે સૂર્યોદયની પેહેલાં પ્રકાશરૂપે દેખાય છે, અને સૂર્યનું સારથિપણું કરે છે. વિનતાના બીજા ઇંડામાંથી વખતસર સર્પને ખાનારો એવો ગરૂડ ઉત્પન્ન થયો. ભૃગુકુળમાં સિંહરૂપ, ઉત્પન્ન થતાંજ તે ભૂખ્યો એવો પક્ષીઓનો રાજા ગરૂડ, પોતાની માતા વિનતાને મૂકીને, વિધાતાએ નિર્માણ કરેલું એવું પોતાને ખાવા લાયક અન્ન ગ્રહણ કરવા વાસ્તે આકાશમાં ઉડયો.

आदास्यन्नात्मनो भोज्यमन्नं विहितमस्य यत्
विधात्रा भृगुशार्दूल क्षुधितः पतगेश्वरः ॥

इति श्रीमहाभारत आदिपर्वणि आस्तीकपर्वणि सर्पादीनामुत्पत्तौ गुर्जरभाषायां षोडशोऽध्यायः ॥ १६ ॥

## અધ્યાય ૧૭ મો. સમુદ્ર મંથન.

सूत उवाच—एतस्मिन्नेव काले तु भगिन्यौ ते तपोधन
अपश्यतां समायान्तं उच्चैःश्रवसमंतिकात् ॥

સૂત કહે છે—હે તપોધન! એટલામાં તે વિનતા અને કદ્રુ નામની બેઉ બેનોએ ઉચ્ચૈઃશ્રવા નામના ઘોડા પાસે જઇ, તેને જોયો. જે ઘોડો ઘોડાઓ માત્રમાં ઉત્તમ, ઘણો બળવાન, શોભાયમાન, ઘોડાના શુભ લક્ષણે કરી યુક્ત, જરા વગરનો અને સમુદ્ર મંથનને વિષે ઉત્પન્ન થએલો એવો પ્રસન્ન રૂપવાળો છે અને જેની દેવતાઓ પણ પૂજા કરે છે. શૌનક પૂછે છે—હે સૂત! દેવતાઓએ સમુદ્રનું મંથન કેવી રીતે અને કયે ઠેકાણે કર્યું જેમાંથી તે ઘોડો ઉત્પન્ન થયો? સૂત કહે છે-સૂર્યની કાન્તિનો પણ તિરસ્કાર કરે એવા સુવર્ણના સરખા શિખરોવાળો, ઘણા તેજવાળો, દેવતાઓ અને ગંધર્વો જેમાં રહે છે એવો, અધર્મિ માણસોને દેખાય નહીં એવો, ભયંકર સર્પો જેમાં રહે છે એવો, દિવ્ય ઔષધિઓથી ભરેલો, ઘણો ઊંચો, નદીઓ અને વૃક્ષોએ કરીને યુક્ત, અને મનોહર એવો કેટલાક પક્ષીઓનો સુંદર શબ્દ જેમાં થઇ રહ્યો છે એવો જે મેરૂ પર્વત, તેના ઘણાક રત્નોથી ભરેલા શિખર ઉપર, કોઈ વખત તપ અને નિયમવાળા અને મહા પરાક્રમી એવા દેવતાઓ જઇને બેઠા, અને અમૃત વાસ્તે વિચાર કરવા લાગ્યા. એટલામાં નારાયણ ભગવાને બ્રહ્માને કહ્યું કે દેવતા અને અસુરો બેઉ મળી સમુદ્ર મંથન કરે તો તેમાંથી જરૂર અમૃત ઉત્પન્ન થાય. એમ કહી ભગવાન દેવતાઓને કેહે છે હે દેવતાઓ! આ સમુદ્રનું મંથન કરો, જે કર્યાથી તમે સર્વ ઔષધિ, રત્નો, અને અમૃતને પામશો.

सर्वौषधीः समावाप्य सर्वरत्नानि चैव ह
मंथध्वमुदधिं देवा वेत्स्यध्वममृतं ततः ॥ १३ ॥

इति श्रीमहाभारत आदिपर्वणि आस्तीकपर्वणि अमृतमंथने गुर्जरभाषायां सप्तदशोऽध्याय: ॥ १७ ॥

## અધ્યાય ૧૮ મો. અમૃત કલશદાન.

सूत उवाच—ततोभ्रशिखराकारै गिरिशृंगैरलंकृतं
मंदरं पर्वतवरं लताजालसमाकुलं ॥

સૂત કહે કે-પછી વાદળાંની ટોચ જેવા શિખરોથી શોભાયમાન, પર્વતોમાં શ્રેષ્ઠ, ઘણીક લતાઓથી વીંટાએલો, જેમાં નાના પ્રકારનાં પક્ષીઓના સુંદર શબ્દો થઇ રહ્યા છે, અનેક તરેહનાં દાઢવાળાં જનાવરો વસી રહ્યાં છે, જેમાં કિન્નર, અપ્સરાઓ અને દેવતાઓનો વાસ છે, જે અગિયાર હજાર યોજન ઉંચો ને તેટલોજ પૃથ્વીમાં રહેલો છે, એવા મંદરાચલને સમુદ્ર મંથન વાસ્તે સર્વે દેવતાઓ લેવા ગયા, પણ તે ઘણો મોટો હોવાંથી લેઇ શક્યા નહીં. ત્યારે તેઓ વિષ્ણુ તથા બ્રહ્માની પાસે જઇ બોલ્યા જે, “ આ કામમાં અમારૂં કલ્યાણ થાય તેવી બુદ્ધિ કરીને, અમારા હિત વાસ્તે આ મંદરાચલ પર્વત અહિંથી સમુદ્ર પાસે લઇ જવાય એવો યત્ન કરો. તે સાંભળી બ્રહ્મા સહિત, કમળ સરખાં નેત્રવાળા અને જેનું સ્વરૂપ તર્કમાં પણ નથી આવતું એવા વિષ્ણુએ, દેવતાઓનું કામ કરી આપવા શેષને આજ્ઞા કરી, ત્યારે મહા બળવાન અને અનંત એવા શેષ, મંદરાચલ પર્વતને, વન અને વનના પ્રાણિયો સહિત ત્યાંથી ઉપાડીને, દેવતાઓની સાથે સમુદ્ર કાંઠે લઇ ગયા. ત્યાં જઇને દેવતાઓએ સમુદ્રને કહ્યું કે “ તારા જળને અમે અમૃત વાસ્તે મંથન કરીશું. ” ત્યારે સમુદ્ર બોલ્યો જે, “ મારે વિષે મંદરાચલના ફરવાથી મારા શરીરનું મર્દન થશે, તે હું સહન કરીશ, પણ મને તેથી કાંઈ ફાયદો થાય તેમ કરજો. ” પછી દેવતા અને અસુરોએ એકઠા થઇને કચ્છપરૂપી ભગવાનને કહ્યું જે, “હે કૂર્મ ભગવાન ! આ નિરાધાર મંદરાચલ પર્વત પાણીમાં બૂડી ન જાય, તે રીતે તેને તમારા વાંસા ઉપર ધારણ કરવાને તમે યોગ્ય છો. ” તે સાંભળી કચ્છપ ભગવાને પોતાના વાંસા ઉપર મંદરાચલ ધારણ કર્યો. પછી તે પર્વતની રવાઇ અને વાસુકી નાગનું નેત્રું કરીને, ઈન્દ્રે સહિત દેવતા અને અસુરોએ, અમૃત વાસ્તે સમુદ્ર મથવાનો આરંભ કર્યો. તેમાં વળી દૈત્યોએ વાસુકીના મુખની તરફનો ભાગ અને બીજી બાજું દેવતાઓએ પૂંછડાની તરફનો ભાગ ધારણ કર્યો. પછી વાસુકી નાગના મુખમાંથી ધુમાડા અને જ્વાળાએ સહિત વારંવાર વાયુ નીકળવા લાગ્યો, જે વિજળી સહિત મેઘ થઇને, મંથન કરવાની મહેનતથી તપેલા એવા દેવતાઓની ઉપર વર્ષવા લાગ્યો. તે ફરતા એવા મંદરાચલનાં શિખરો ઉપરથી દેવતા અને અસુરોની ઉપર ફૂલની વૃષ્ટિ થવા લાગી. એ પ્રમાણે દેવતા અને અસુરો મંદરાચલ પર્વતે કરી સમુદ્રને મથતા હતા, ત્યારે તે સમુદ્રમાંથી, મોટા મેઘના શબ્દની ઉપમા જેને અપાય, એવો શબ્દ થવા લાગ્યો. તે ખારા સમુદ્રમાં મંદરાચલ પર્વતના ફરવાથી, હજારો મત્સ્યાદિક જળચર પ્રાણિઓ, અને સમુદ્રના તળિઆમાં રહેનારા, જેઓના શરીરમાં પાણીનો અંશ વધારે છે એવા કેટલાક પ્રાણિયો નાશ પામવા લાગ્યા. એ પ્રકારે સુર અને અસુરો તે પર્વત સમુદ્રમાં ફેરવતા હતા, ત્યારે તેનાં શિખરો ઉપરથી, પક્ષિયો સહિત

મોટા વૃક્ષો પરસ્પર ઘસાતા થકા સમુદ્રમાં પડવા લાગ્યા. તે વૃક્ષોના પરસ્પર ઘસાવાને લીધે જ્વાળાથી પ્રકાશમાન એવો અગ્નિ ઉત્પન્ન થયો, અને વિજળી જેમ કાળા મેઘને વારંવાર વીંટી લે છે, તેમ તેણે મંદરાચલને વીંટી લીધો. તે પર્વતમાંથી નીકળતા એવા સિંહો તથા હાથીઓને બાળી દીધા. બાકીના પણ તે પર્વતમાં રહેનારા વિવિધ પ્રકારના પ્રાણિયો પ્રાણ મુક્ત થઇ ગયા. પછી એ પ્રમાણે ચોફેરથી બાળતા એવા અગ્નિને, દેવતાઓમાં શ્રેષ્ઠ એવા ઈન્દ્રે, મેઘ વર્ષાવીને શમાવી દીધો. તેથી સમુદ્રના પાણીમાં મોટાં ઝાડો તથા ઔષધિઓના અમૃત સરખા પરાક્રમવાળા ઘણાક રસો આવી મળ્યા. તેથી અને તે સુવર્ણમય પર્વતમાંથી જે પાણી ઝરીને સમુદ્રમાં પડયું તેથી ખારૂં પાણી હતું તે દૂધ જેવું થઇ ગયું. તે દૂધ પણ ઉત્તમ રસોએ કરી યુક્ત હતું, તેથી તેમાંથી ઘી પણ થયું. પછી દેવતાઓએ વરદાન આપનારા બ્રહ્માને કહ્યું કે હે બ્રહ્મન ! એક નારાયણ વિના અમે સર્વે થાકી ગયા છીએ, અને ઘણી વાર થઇ મંદરાચલને ફેરવીએ છીએ, તો પણ અમૃત ઉત્પન્ન થતું નથી. તે સાંભળી બ્રહ્માએ નારાયણ ભગવાનને કહ્યું કે હે વિષ્ણુ ! આ કામમાં તમારોજ આશ્રય છે, માટે તમે એ સઘળાઓને બળ આપો. ભગવાને કહ્યું કે ઠીક, આ કામમાં જેઓ લાગેલા છે, તે સઘળાઓને હું બળ આપું છું, માટે મંદરાચલને ફેરવીને સમુદ્રનું પુષ્કળ મંથન કરો.

સૂત કહે છે કે નારાયણ ભગવાનનાં વચન સાંભળી, બળવાન એવા સુર અને અસુરોએ, સમુદ્રના દૂધને ફરીથી અત્યંત વલોવ્યું. ત્યારે તેમાં થકી શીતલ કિર્ણોવાળો, પ્રસન્નરૂપ અને ઉજ્વલ એવો ચંદ્ર ઉત્પન્ન થયો. તે પછી શ્વેત વસ્ત્ર જેણે પહેર્યાં છે એવી લક્ષ્મી, મદિરા, ઉચ્ચૈઃશ્રવા નામનો સફેદ ઘોડો, કિર્ણોએ કરી ઉજ્વલ અને દિવ્ય એવો કૌસ્તુભમણિ, એ સર્વે ઉત્પન્ન થયાં તે કૌસ્તુભમણિ ભગવાને પોતાના કંઠમાં ધારણ કર્યો. લક્ષ્મી, મદિરા, ચંદ્રમા અને મન સરખા વેગવાળો ઘોડો, એટલાં વાનાં દેવતાઓની તરફ ગયાં. પછી અમૃતથી ભરેલો સફેદ કળશ જેના હાથમાં છે એવા સુંદર શરીરવાળા ધનવંતરી દેવ ઉત્પન્ન થયા. એ આશ્ચર્ય જોઇને દૈત્યોએ અમૃતનો કળશ લઇ લીધો, અને માંહોમાંહે "મારો છે મારો છે" એમ બોલવા લાગ્યા. પછી ચાર દાંતવાળો મોટો ઐરાવત નામે હાથી ઉત્પન્ન થયો, તે ઈન્દ્રે લીધો. પછી અતિ મંથન થકી ધુમાડા સહિત અગ્નિની પેઠે કોઇથી સહન નહીં થાય એવું કાળકૂટ વિષ નીકળ્યું, જેનો ગંધ આવવાથી ત્રણે લોક મોહ પામી ગયા. ત્યારે તેઓની રક્ષા વાસ્તે બ્રહ્માના વચનથી મંત્રમૂર્તિ એવા મહાદેવજીએ, તે વિષ પી જઇને કંઠમાં ધારણ કર્યું. ત્યારથી તેઓ નીલકંઠ કહેવાના. એ આશ્ચર્ય જોઇને સર્વે દૈત્યો નિરાશ થઇ ગયા, ને અમૃત તથા લક્ષ્મી વાસ્તે દેવતાઓ સાથે મોટું વેર બાંધી બેઠા. પછી નારાયણ ભગવાન મોહિનીરૂપ ધારણ કરીને દૈત્યો પાસે ગયા. ત્યારે તે સ્ત્રીરૂપ ભગવાનને જોઇને, તેમાં ગયું છે મન જેનું એવા મૂઢ ચિત્તવાળા સર્વે દાનવો અને દૈત્યોએ, તે અમૃત મોહિની રૂપ સ્ત્રીને આપી દીધું.

ततस्तदमृतं तस्यै ददुस्ते मूढचेतसः
स्त्रियै दानवदैतेयाः सर्वे तद्गतमानसाः ॥

इति श्रीमहाभारत आदिपर्वणि आस्तीकपर्वणि अमृतमंथने गुर्जरभाषायां अष्टादशोऽध्यायः ॥ १८ ॥

## અધ્યાય ૧૯ મો. દેવાસુર યુદ્ધ.

**सूत उवाच--अथावरणमुख्यानि नानाप्रहरणानि च ।**
**प्रगृह्याभ्यद्रवन्देवान् सहिता दैत्यदानवाः ॥**

સૂત કહે છે–પછી દૈત્યો, ઉત્તમ એવાં કવચ અને હથીઆરો ધારણ કરી એકઠા થઈ, દેવતાઓની સાથે લડવા ગયા. એટલામાં તે દૈત્યો પાસેથી લીધેલું અમૃત, મોહિનીએ દેવતાઓને પીવા આપ્યું. તે અમૃત દેવતાઓ પીતા હતા તેવામાં રાહુ દૈત્યે પણ દેવતાનું રૂપ ધરીને અમૃત પીધું. તે રાહુના કંઠમાં ગયું એટલામાંજ દેવતાઓના કલ્યાણને ઇચ્છનારા ચંદ્ર અને સૂર્યે ભગવાનને કહી દીધું, જે આ દૈત્ય છે. ત્યારે ભગવાને અમૃતપાન કરનાર તે દૈત્યનું પર્વત સરખું શોભાયમાન મોટું મસ્તક ચક્રે કરીને કાપી નાખ્યું. કાપતાં માત્રમાંજ તે ભયંકર મસ્તકે આકાશમાં જઈ શબ્દ કર્યો; અને તે રાહુનું કંઠ વગરનું ધડ, પર્વત વન અને દ્વીપે સહિત પૃથ્વીને કંપાવતું થકું પૃથ્વી ઉપર પડયું. ત્યારથી રાહુના મુખે ચંદ્ર અને સૂર્યની સાથે વૈર બાંધ્યું, તે હજુ સુધી બેઉને નડે છે. આ ઉપરથી સિદ્ધ થાય છે, કે કોઇ નીચની સાથે વૈર કરવું નહીં. કારણ નીચ માણસ મરતાં સુધી પાછું વૈર મૂકતો નથી. પછી ભગવાન પણ પોતાનું સ્ત્રીરૂપ મૂકી નાના પ્રકારના શસ્ત્રે કરીને દૈત્યોને કંપાવવા લાગ્યા. ખારા સમુદ્રની પાસેજ દેવતાઓ અને અસુરોનો અત્યંત ભયંકર એવો મોટો સંગ્રામ થયો. જેમાં હાથથી ફેંકાય એવા તીક્ષ્ણ ભાલાઓ, તીક્ષ્ણ અણીવાળી મોટી બરછીઓ, ખડ્ગો, શક્તિઓ, ગદાઓ, અને વિવિધ પ્રકારનાં હજારો શસ્ત્રો પડવા લાગ્યાં. જેથી ભેદાયાં છે શરીર જેમનાં એવા દૈત્યો, ઘણુંક રૂધિર ઓકતા ઓકતા પૃથ્વીમાં પડવા લાગ્યા. તે યુદ્ધમાં ઉત્તમ સુવર્ણની માળા જેઓએ પહેરી છે, એવાં દૈત્યોનાં મસ્તકો પડયાં, અને રૂધિરથી ખરડાએલા કેટલાક દૈત્યોનો મોટો હાહાકાર થઇ રહ્યો. સૂર્ય પણ લાલ દેખાવા લાગ્યો. જ્યારે દેવતા અને દૈત્યો ભેટાભેટ થતા ત્યારે લોઢાની કડીઆળી તથા મૂઠીએ કરી એક બીજાને મારતા. અને ચોફેરથી મારો મારો, દોડો દોડો, પાડો પાડો પાસે આવો, એવા ભયંકર શબ્દો, જાણે સ્વર્ગને પોહોંચતા હોયની તેમ થતા હતા. એવો ભયંકર સંગ્રામ થયો ત્યારે નર નારાયણ બેઉ જણા ત્યાં પધાર્યા. નારાયણ ભગવાને નરનું દિવ્ય એવું ધનુષ જોઈને, દૈત્યોનો નાશ કરનારૂં, શત્રુને તપાવનારૂં, સૂર્ય સરખા તેજવાળું, અખંડિત, સંગ્રામમાં ભયંકર, અત્યંત બળવાન, ને પ્રલય સમયના અગ્નિ સરખા તેજવાળું, એવું સુદર્શન ચક્ર સંભાર્યું. તે સંભારતા માત્રમાંજ આકાશમાંથી આવ્યું. નારાયણ ભગવાને પોતાના હાથીની સુંઢ સરખા હાથમાં તે ચક્ર લેઈ સંગ્રામમાં ફેંકયું, એટલે તે ચક્ર હજારો દૈત્યોનો નાશ કરતું થકું ચોફેર સંગ્રામમાં ફરવા લાગ્યું. ત્યારે સફેદ વાદળાં જેવી કાંતિવાળા, મોટા બળવાન, અને શૂરવીર એવા હજારો દૈત્યો, આકાશમાં જઇને મોટા પર્વતો ઉપાડીને દેવતાઓ ઉપર નાખવા લાગ્યા, જેથી પૃથ્વી પણ કંપવા લાગી. તે વખતે નર ભગવાને, સોનું જેમાં જડેલું છે એવા પોતાના બાણોએ કરી દૈત્યોએ નાખેલા પર્વતોના શિખરો તોડી નાખ્યાં. બાણોએ કરી આકાશ ઘેરી લીધું. પછી કોપેલું એવું સુદર્શન ચક્ર આકાશમાં આવેલું જોઇને, દેવતાઓથી પીડાયલા એવા દૈત્યો પૃથ્વીમાં અને ખારા સમુદ્રમાં પેસી ગયા. દેવતાઓએ જય પામીને, મંદરાચલ પર્વતને તેની પૂજા કરી પાછો તેના સ્થાનકે મૂકયો;

અને અમૃત મેળવીને તેઓ આકાશ તથા સ્વર્ગમાં વાજીત્ર વગાડતા થકા, જેવી રીતે આવ્યા હતા તેવી રીતે પાછા ગયા. પછી તેઓએ ઘણા પરમ આનંદ પામીને તે અમૃત સારી રીતે રહે એવા પાત્રમાં રાખ્યું. તે પાત્ર દેવતાઓ સહિત ઇન્દ્રે, સાચવવા સારૂ નરને આપ્યું.

ततस्तं निहितमेव चक्रिरे सुराः परां मुदमभिगम्य पुष्कलां
ददौ च तं निधिममृतस्य रक्षितुं किरीटिने बलभिदथामरैः सह* ॥

इति श्रीमहाभारत आदिपर्वणि आस्तीकपर्वणि गुर्जरभाषायां अमृतमंथनो नामैकोनविंशोऽध्यायः ॥ १९ ॥

## અધ્યાય ૨૦ મો. સર્પોને કદ્રુનો શાપ.

सूत उवाच—एतत्ते कथितं सर्वममृतं मथितं यथा
यत्र सोश्वः समुत्पन्नः श्रीमानतुलविक्रमः ॥

સૂત કહે છે કે-જે પ્રમાણે અમૃત મંથન કર્યું તે પ્રમાણે મેં સર્વ તમોને કહ્યું, જેમાંથી ઘણાક પરાક્રમવાળો અને શોભાયમાન ઉચ્ચૈઃશ્રવા નામે ઘોડો ઉત્પન્ન થયો. તે વાત સાંભળીને કદ્રુએ વિનતાને કહ્યું કે "હે બેન! તે ઉચ્ચૈઃશ્રવા ઘોડાનો વર્ણ કેવો હશે? તે મને તરત કહો." વિનતાએ કહ્યું કે "તે ઘોડો સફેદ છે; તું તેનો વર્ણ કેવો માને છે? તે કહે, અને એ વિષે આપણે બેઉ જણીઓ સરત રમીએ." તે સાંભળી કદ્રુ બોલી જે, "હું તે ઘોડાને તો સફેદ માનું છું, પણ તેના વાળ કાળા માનું છું. આવ જે હારે તે દાસી થાય, એવી આપણે સરત કરીએ." સૂત કહે છે-એવી રીતે બેઉ જણીઓ પરસ્પર સરત કરી "કાલે આપણે ઘોડાને જોવા જઇશું," એમ કહી પોતાના ઘરમાં ગઇઓ. પછી કપટ કરવા ઇચ્છતી એવી કદ્રુએ, પોતાના હજાર પુત્ર-સર્પોને આજ્ઞા કરી કે, હે પુત્રો! જેમ હું દાસી ન થાઉં તેમ તમે તે ઘોડા પાસે જઇ તેના વાળમાં વીંટાઇ જાઓ, જેથી તે ઘોડાના વાળ કાજળ જેવા કાળા દેખાય. એવાં કદ્રુનાં વચન જે સર્પોએ ન માન્યાં તેઓને તેણે શાપ આપ્યો જે, "પાંડવોના વંશમાં જનમેજય રાજા થશે, તેના સર્પયાગમાં અગ્નિ તમોને બાળશે." દૈવયોગથી કદ્રુએ પુત્રોને અતિ ક્રૂર એવો આ શાપ આપ્યો, તે વિષે બ્રહ્માએ દેવતાઓના ગણે સહિત સાંભળીને, પ્રજાના કલ્યાણ વાસ્તે કહ્યું કે, તીક્ષ્ણ પરાક્રમ અને વિષવાળા મહા બળવાન સર્પો પૃથ્વી ઉપર ઘણા થઈ ગયા છે. એવા પારકાઓને પીડા કરનાર સર્પોને કદ્રુએ જે શાપ આપ્યો તે ઠીકજ કર્યું, કારણ તેઓને દૈવના ઘરથી એવો પ્રાણાંત શાપ થવોજ જોઇએ. એમ કહી કદ્રૂને પણ કહ્યું કે "તમે એ કામ ઠીક કર્યું." પછી કશ્યપને બોલાવીને બ્રહ્મા આ પ્રમાણે

* આ સમુદ્ર મંથનની કથાથી એટલું સમજવું જે, સમુદ્ર મંથનમાં દેવતા તથા દૈત્યોની મેહેનત સરખી હતી, તો પણ દેવતાઓને અમૃત મળ્યું. તેનું કારણ એ જે, દેવતાઓ મેહેનતનું ફળ આપનારો ઇશ્વર છે એમ માનતા હતા, અને દૈત્યો મેહેનતનું ફળ પોતાની મેળેજ મળે છે, કોઇ આપનારો નથી, એમ માનતા હતા, માટે ફળ આપનારો ઇશ્વર છે, એમ માની જે કોઇ હમેશ ઉદ્યોગ કર્યાં જશે, તો તેની મહેનતનું ફળ ઈશ્વર આપશે, તેમાં કાંઈ પણ શક નથી.

કહેવા લાગ્યા " હે નિષ્પાપ ! તારાથી આ મોટા અને વિષવાળા સર્પો ઉત્પન્ન થયા, પણ તેઓની મા કદ્રુએ શાપ આપ્યો, તેમાં હે પુત્ર ! તારે કોઇ રીતે ક્રોધ કરવો નહીં." સૃષ્ટિના કરતા બ્રહ્મદેવે એ રીતે પ્રજાપતિને પ્રસન્ન કરીને મહાત્મા કશ્યપને વિષને હરનારી વિદ્યા આપી.

इत्युक्त्वा सृष्टिकृद्देवस्तं प्रसाद्य प्रजापतिं
प्रादाद्विषहरीं विद्यां कश्यपाय महात्मने ॥

इति श्रीमहाभारत आदिपर्वणि आस्तीकपर्वणि गुर्जरभाषायां सौपर्णे विंशोऽध्यायः ॥ २० ॥

## અધ્યાય ૨૧ મો. ઉચ્ચૈઃશ્રવાનું દર્શન.

सूत उवाच—ततो रजन्यां व्युष्टायां प्रभातेऽभ्युदिते रवौ
कद्रूश्च विनता चैव भगिन्यौ ते तपोधन ॥

સૂત કહે છે—હે તપોધન ! તે રાત્રિ ગયા પછી સવારમાં સૂર્યોદય થયો ત્યારે, ક્રોધથી ભરેલીઓ અને દાસીપણાની સરત જેઓએ કરી છે એવી તે કદ્રૂ અને વિનતા બેઉ બેનો તૈયાર થઇને ઉચ્ચૈઃશ્રવા નામના ઘોડાને જોવા ગઇયો. ત્યાં રસ્તામાં મોટા શબ્દવાળો, જેમાં કાચબા, ઝુંડ, સર્પો મગરમચ્છ, અને કેટલીક જાતનાં માછલાં, ઇત્યાદિ અનેક પ્રકારના રૂપવાળાં હજારો પ્રાણીઓ વસે છે એવો સર્વ રત્નોની ખાણરૂપ, વરૂણનું સ્થાન, નદીઓનો પતિ, વાડવાનલ અગ્નિને રહેવાનું ઠેકાણું, અસુરોને આશ્રય આપનાર, અમૃતનું ઉત્પતિ સ્થાન, સર્વ પ્રાણીઓને ભય આપનાર, અને પાંચજન્ય શંખને ઉત્પન્ન કરનારો એવો અત્યંત ચલાયમાન, લેહેરરૂપી હાથે કરીને જાણે નાચતો હોયની એવો દેખાતો ગંભીર જેમાં ભમરીઓ પડે છે, ચંદ્રમાની વૃદ્ધિ અને ક્ષયને દિવસે એટલે પુનમે અને અમાસે જેની ઘણીક વૃદ્ધિ થાય છે, જેનું જળ પૃથ્વી લેવા ગયા ત્યારે ઘણા પરાક્રમવાળા વરાહરૂપી ભગવાને હલાવ્યું ત્યારથી હાલે છે, જેનું તળીયું બ્રહ્મર્ષિ અને વ્રત કરવાવાળા અત્રિ ઋષિએ સો વર્ષ સુધી શોધ્યું, તોપણ જેનો પાર લાગ્યો નહીં એવો, નાશ રહિત, પ્રલયકાળને વખતે અધ્યાત્મ યોગનિદ્રાને સેવતા એવા ઘણા તેજવાળા પદ્મનાભ વિષ્ણુની શય્યારૂપ, વજ્રના પડવાથી બીહીતા એવા મૈનાક પર્વતને અભય આપનાર, ગંભીર, નાનાં મોટાં માછલાં અને મગરમચ્છોથી ભરેલો અને ભયંકર જળચર જીવના ભયંકર શબ્દોએ કરી ગર્જતો એવો વિસ્તીર્ણ આકાશના જેવો પ્રકાશમાન, અગાધ પાણીનો ભંડાર અને પાર જેનો નથી એવો સમુદ્ર તેઓએ દીઠો.

गंभीरं तिमिमकरोग्रसंकुलं तं गर्जंतं जलचररावरौद्रनादैः
विस्तीर्णं ददृशतुरंबरप्रकाशं तेगाधं निधिमुरुमंभसामनंतं ॥

इति श्रीमहाभारत आदिपर्वणि आस्तीकपर्वणि सौपर्णे गुर्जरभाषायां एकविंशतितमोऽध्यायः ॥ २१ ॥

## અધ્યાય ૨૨ મો. કદ્રુ વિનતાનું સમુદ્ર પાર જવું.

सूत उवाच—नागाश्च संविद्यं कृत्वा कर्तव्यमिति तद्वचः
निःस्नेह वै दहेन्माता ह्यसंप्राप्तमनोरथा ॥

સૂત કહે છે--એટલામાં કેટલાક સર્પોએ માંહેમાંહે વિચાર કર્યો જે, આપણે માના કહેવા પ્રમાણે કરવું, કારણ જો તેમ નહીં કરીએ તો તેનો મનોરથ પૂરો થશે નહીં, તેથી તે આપણી ઉપર સ્નેહ રહિત થઇને આપણને બાળી નાંખશે; ને જો પ્રસન્ન થશે તો આપણને શાપ થકી મૂકાવશે. માટે આપણે ઘોડાનું પૂછડું કાળું કરવું, એમાં સંશય નહીં. એવું વિચારીને સર્પો તે ઘોડા પાસે જઇ તેના પૂંછડામાં જેમ કાળા વાળ લાગે, તેમ વીંટાઇ રહ્યા. એટલામાં દક્ષ પ્રજાપતિની કન્યાઓ કદ્રુ અને વિનતા, સમુદ્રને જોતી જોતી આકાશ માર્ગે કરીને સમુદ્રને પાર ગઇઓ.

कद्रुश्च विनता चैव दाक्षायण्यौ विहायसा
जग्मतुः परयाप्रीत्या परं पारं महोदधेः* ॥

इति श्रीमहाभारत आदिपर्वणि आस्तीकपर्वणि सौपर्णे गुर्जरभाषायां समुद्रदर्शनं नाम द्वाविंशोऽध्यायः ॥ २२ ॥

## અધ્યાય ૨૩ મો. ગરૂડની ઉત્પત્તિ.

सूत उवाच--तं समुद्रमतिक्रम्य कद्रूर्विनतया सह
न्यपतत्तुरगाभ्याशे न चिरादिव शीघ्रगा ॥

સૂત કહે છે-એ પ્રમાણે જલદીથી જનારી એવી કદ્રુ, વિનતાએ સહિત સમુદ્રને પાર પામીને, થોડા વખતમાં તે ઘોડાની પાસે જઇ ઉભી. ત્યાં તેઓએ ચંદ્રમાના કિર્ણો સરખા શોભાવાળા અને મોટા વેગવાન એવા ઉચ્ચૈઃશ્રવા ઘોડાના પૂંછડામાં ઘણા વાળો જોયા. તેથી વિનતા ઘણું દુઃખ પામી અને કદ્રુએ તેને પોતાની દાસી કરી. એ પ્રમાણે સરત હારવાથી વિનતા દાસી થઇને ઘણું દુઃખ પામવા લાગી. એટલામાં વખતસર ઈંડું ભેદીને ગરૂડ પોતાની મેળે ઉત્પન્ન થયો. ઉત્પન્ન જતાંજ તે મોટા તેજવાળો, ઘણો બળવાન, ઇચ્છામાં આવે એવું રૂપ ધરનાર, જ્યાં મરજી થાય ત્યાં જઇ શકનાર, અગ્નિ સરખો પ્રકાશમાન, અતિ ભયંકર, વિજળી સરખી સ્વચ્છ પીળી આંખોવાળો, મોટા શરીરવાળો, જાણે બીજો વાડવાનલ અગ્નિ હોયની એવો ગરૂડ, સર્વ દિશાઓને પ્રકાશતો થકો આકાશમાં ઉડયો. તેને જોઇને સર્વે દેવતાઓ અગ્નિને શરણે ગયા ને તેને પ્રણામ કરીને કહ્યું કે હે અગ્નિ! તમારા તેજનો આ વધ્યો એવો મોટો સમુદાય આવે છે. તે તમો વધો માં, કારણ અમને બાળવાને તમે ઇચ્છતા નથી. અગ્નિ કહે છે-હે દેવતાઓ ! તમે એને અગ્નિ માનો છો, પણ તે અગ્નિ નથી, એ તો બળવાન એવો ગરૂડ છે, તે તેજથી મારા સરખો દેખાય છે. વિનતાના આનંદને વધારનારો અને મહા તેજસ્વી એવો તે હમણાંજ ઉત્પન્ન થયો

* મદ્રાસવાળી પ્રતમાં આની પછી લગભગ છ સાત શ્લોક વધારે છે.

છે. તેને જોઈ તમોને મોહ થયો, પણ એ તમોને દુઃખ દેનારો નથી. એ તો કશ્યપનો પુત્ર મહા બળવાન છે, તે સર્પોનો ક્ષય કરનાર, દેવતાઓના હિતમાં યુક્ત અને દૈત્યો તથા રાક્ષસોનો શત્રુ છે; માટે કોઈ રીતે પણ તમારે ભય પામવું નહીં. અગ્નિનાં એવાં વચન સાંભળી ઋષિઓ સહિત દેવતાઓ ગરૂડની પાસે જઈ, થોડેક દૂર ઉભા રહીને તેની સ્તુતિ કરવા લાગ્યા કે–હે ગરૂડ ! તમે ઋષિ, મોટા ભાગ્યવાળા, પક્ષિઓના રાજા, દેવતાઓનું રક્ષણ કરનાર અને ક્રોધથી સહન થાય એવા તેજવાળા છો. કિર્ણોએ કરી જેવો સૂર્ય દેખાય તેવા તમે દેખાઓ છો. અગ્નિ સરખી કાંતિવાળા, મોટા પરાક્રમવાળા અને દયાવાન એવા, કશ્યપના તમે પુત્ર છો. તમારા વજ્ર સરખા શબ્દે કરી સ્વર્ગ, પૃથ્વી, અને અમારાં હૃદય ચળાયમાન થાય છે તેથી હે અગ્નિ સરખા ગરૂડ ! આ તમારા રૂપને શમાવો, અમે દેવતાઓ સર્વે તમારે શરણે આવ્યા છીએ; માટે અમારી રક્ષા કરો અને અમારી ઉપર પ્રસન્ન થાઓ. એ પ્રમાણે ઋષિઓ સહિત દેવતાઓએ સ્તુતિ કરી ત્યારે, ગરૂડે પોતાનું તેજ શમાવી લીધું ને કહ્યું કે, મારા ભયંકર રૂપથી પ્રાણિઓ ભય પામ્યા માટે હું તેજનો સંહાર કરૂં છું ને હવે મારા દેહને જોઈ કોઈ પ્રાણી ભય પામશે નહીં.

**भीमरूपात्समुद्विग्ना स्तस्मात्तेजस्तु संहरे**
**न मे सर्वाणि भूतानिं बिभि[य]र्देहदर्शनात्* ॥**

**इति श्रीमहाभारत आदिपर्वणि आस्तीकपर्वणि सौपर्णे गुर्जरभाषायां त्रयविंशोऽध्यायः ॥ २३ ॥**

## અધ્યાય ૨૪ મો. રાહુએ કરેલો ઉપદ્રવ.

**सूत उवाच—ततः कामगमः पक्षी कामवीर्यो विहंगमः**
**अरुणं चात्मनः पृष्ठमारोप्य स पितुर्गृहात् ॥**

સૂત કહે છે–પછી ઇચ્છામાં આવે ત્યાં જઈ શકનાર ને ઇચ્છામાં આવે એવું પરાક્રમ કરનાર ગરૂડપક્ષી, પોતાના અરૂણ નામના ભાઈને વાંસા ઉપર બેસાડીને પોતાના બાપના ઘર થકી મોટા સમુદ્રની પેલે પાર, માની પાસે જવા નીકળ્યો. તે રસ્તામાં, જ્યારે સૂર્યે અતિ ઉગ્ર તેજ કરીને લોકોને બાળવાનું મન કર્યું ત્યારે તેણે મોટા તેજવાળા પોતાના અરૂણ ભાઈને પૂર્વ દિશામાં રાખ્યો ને પોતે માની પાસે ગયો. શૌનક પૂછે છે–ભગવાન સૂર્યે લોકોને બાળવાનું મન શું કરવા કર્યું ? ને સૂર્યનું દેવતાઓએ શું બગાડયું હતું ? જેથી તેને ક્રોધ ચઢ્યો ? સૂત કહે છે–જ્યારે રાહુ દૈત્યે અમૃત પીધું તે, ચંદ્ર અને સૂર્યે ભગવાનને કહી દીધું, તેથી ભગવાને તેને માર્યો ત્યારે તેણે ચંદ્ર અને સૂર્ય સાથે તેણે વેર બાંધ્યું. સૂર્યે મનમાં વિચાર્યું જે બધા દેવતાઓ વાસ્તે રાહુની સાથે મેં વેર બાંધ્યું, પણ દુઃખ તો હું એકલોજ ભોગવું છું. કારણ જે વખતે રાહુ આવીને મને નડે છે ત્યારે સર્વે દેવતાઓ તે સહન કરે છે, પણ કોઈ મારી સહાયતા કરતા નથી. એવા વિચારથી સૂર્યને દેવતાઓ ઉપર ઘણો ક્રોધ ચઢ્યો તેથી " હું લોકનો નાશ કરૂં " એમ ધારીને અસ્તાચલ પર્વત પ્રત્યે ગયો ને લોકનો નાશ કરવા સારૂ અસ્ત છતાં સર્વેને

* મદ્રાસની પ્રત પ્રમાણે આ અધ્યાયોમાં ઘણા શ્લોકો ફેરફેર છે.

તપાવવા આવ્યો. સર્વ ઋષિઓએ દેવતાઓ પાસે જઇને કહ્યું કે, આજ અર્ધરાત્રિ સમયે સર્વ લોકને ભય આપે અને ત્રણે લોકનો નાશ કરે એવો દાહ થાય છે, તે જો સૂર્ય ઉદય થશે તો સર્વને બાળી ભસ્મ કરશે. તે સાંભળી દેવતાઓ ઋષિયો સહિત બ્રહ્મા પાસે ગયા ને કહ્યું કે, આજે હમણાં મોટો દાહ થયો છે! સૂર્ય તો દેખાતો નથી ને આવો દાહ થયો છે તે શું છે? જગતનો ક્ષય નજીક આવ્યો લાગે છે. હે બ્રહ્મન્! સૂર્ય ઉદય થશે ત્યારે કેમ થશે? બ્રહ્મા કહે છે-લોકોનો નાશ કરવા સારૂ સૂર્ય તૈયાર થયો છે, તે જેવો ઉદય થશે કે લોકોને બાળી નાખશે. પણ તેનો ઉપાય પૂર્વેંજ મેં કરી રાખ્યો છે. કશ્યપનો પુત્ર બુદ્ધિમાન, ઘણો તેજસ્વી, અને મોટા શરીરવાળો અરૂણ નામે કરીને વિખ્યાત છે, તે સૂર્યની પાસેજ, આગળ ઉભો રહીને તેનું સારથિપણું કરશે ને તેનું તેજ હરણ કરશે તેથી દેવતાઓ, ઋષિયો અને લોકોનું કલ્યાણ થશે. સૂત કહે છે-પછી પિતામહની આજ્ઞા પ્રમાણે અરૂણે કર્યું ને અરૂણ સહિત સૂર્ય ઉદય થયા. સૂર્યને ક્રોધ થવાનું કારણ અને અરૂણે તેનું સારથિપણું જે પ્રમાણે કર્યું તે સર્વે કથા મેં તમોને કહી, હવે તમોએ જે બીજો પ્રશ્ન પૂર્વે પૂછ્યો હતો, તે ફરીથી સાંભળો.

**अरुणश्च यथैवास्य सारथ्यमकरोत्प्रभुः**
**भूय एवापरं प्रश्नं शृणु पूर्वमुदाहृतं ॥**

**इति श्रीमहाभारत आदिपर्वणि आस्तीकपर्वणि गुर्जरभाषायां चतुर्विंशोऽध्यायः ॥ २४ ॥**



## અધ્યાય ૨૫ મો. ઇન્દ્રની સ્તુતિ.

**सूत उवाच—ततः कामगः पक्षी महावीर्यो महाबलः**
**मातुरंतिकमागच्छत् परं पारं महोदधेः ॥**

સૂત કહે છે-પછી ઇચ્છામાં આવે ત્યાં જનારો, મહા પરાક્રમી અને બળવાન એવો ગરૂડ, પોતાની મા વિનતા, જે સરત હારી જવાને લીધે દાસીપણાને પામવાથી દુઃખી થયેલી હતી તેની પાસે સમુદ્રને પેલે પાર ગયો. ત્યાં એક વખતે વિનતા પોતાના પુત્રની પાસે નમ્રતાથી ઉભેલી તેને કદ્રુએ બોલાવીને કહ્યું જે, હે બેન,! સમુદ્રની વચમાં એકતિ સર્પોને રહેવાનું મનોહર સ્થાન છે, જેનું નામ રમણક દ્વીપ છે, ત્યાં મને લઇ જા. કદ્રુનાં એવાં વચન સાંભળી વિનતાએ તેને ઉપાડી, અને ગરૂડે માતાની આજ્ઞાથી સર્પોને ઉપાડયા. પછી ગરૂડ સૂર્યની સામે ચાલ્યો, ત્યારે તેના કિરણોથી અતિ તપીને સર્પો મૂર્છા પામી ગયા. તે જાણી કદ્રુ ઇન્દ્રની સ્તુતિ કરવા લાગી જે, હે સર્વ દેવના દેવ! નમુચિ દૈત્યને મારનાર! હે શચિના પતિ! હે સહસ્રાક્ષ! હું તમોને નમસ્કાર કરૂં છું. હે દેવતાઓમાં શ્રેષ્ઠ! અમારૂં રક્ષણ કરનાર તમેજ છો, ઘણું જળ વર્ષાવવાને તમે સમર્થ છો, તથા બ્રહ્મરૂપે કરી તમે સર્વરૂપ છો; માટે સૂર્યથી તપેલા સર્પોને પાણીએ કરી તમે ઠંડા કરો. હે મહા બળવાન! ફળ વાસ્તે બ્રાહ્મણો નિરંતર તમારૂં યજન કરે છે, વેદોના અંગોમાં પણ તમે ગવાઓ છો. તમારી પ્રાપ્તિ વાસ્તે યજન કરનાર બ્રાહ્મણો સર્વ યત્ને કરીને વેદનાં અંગો ભણે છે.

त्वं विप्रैः सततमिहेज्यसे फलार्थं वेदांगेष्वतुलबलौघ गीयसे च
त्वद्धेतोर्यजनपरायणा द्विजेंद्रा वेदांगान्यभिगमयंति सर्वयत्नैः ॥

इति श्रीमहाभारत आदिपर्वणि आस्तीकपर्वणि सौपर्णे गुर्जरभाषायां पंचविंशोऽध्यायः ॥ २५ ॥

## અધ્યાય ૨૬ મો. ઇંદ્રે કરેલું જલવર્ષણ.

सूत उवाच—एवं स्तुतस्तदा कद्रूवा भगवानहरिवाहनः
नीलजीमूतसंघातैः सर्वमंबरमावृणोत् ॥

સૂત કહે છે-એ પ્રકારે કદ્રૂએ સ્તુતિ કરી ત્યારે ઘોડા જેના રથમાં જોડ્યા છે એવા ઇન્દ્રે કાળાં વાદળાંઓના સમુદાયથી આખું આકાશ વીંટી લીધું ને મેઘોને આજ્ઞા કરી કે "તમે સુંદર પાણી વર્ષો." ઇન્દ્રનાં એવાં વચનથી, વિજળીએ કરી ઉજ્વળ એવા મેઘો આકાશમાં ગર્જતા થકા, જાણે પ્રલય સમયનો વર્ષાદ હોયની તેની પેઠે વર્ષવા લાગ્યા. તે વખતે આકાશ વર્ષાદની ધારાઓની લહેરે કરી જાણે નાચતું હોયની તેવું દેખાતું હતું. અને તેમાં એવા મોટા વર્ષાદથી સૂર્ય ચંદ્રનાં કિરણો પણ દેખાતાં નહતાં. એ પ્રકારના વર્ષાદથી સર્પોને મોટો હર્ષ થયો ને તે નિર્મળ અને શીતળ જળ ઠેઠ રસાતલ સુધી ગયું. તે વખતે આખી પૃથ્વી પાણીની અનેક લહેરોએ કરી ઢંકાઇ ગઇ ને માએ સહિત સર્પો રમણુક દ્વીપ પ્રત્યે પહોંચ્યા.

तदा भूरभवच्छन्ना जलोर्मिभिरनेकशः
रामणीयकमागच्छन् मात्रा सह भुजंगमाः ॥

इति श्रीमहाभारत आदिपर्वणि आस्तीकपर्वणि सौपर्णे गुर्जरभाषायां षड्विंशोऽध्यायः ॥ २६ ॥

## અધ્યાય ૨૭ મો. દાસ્યમાંથી છુટકારો.

सूत उवाच—तं द्वीपं मकरावासं विंहितं विश्वकर्मणा
तत्र ते लवणं घोरं ददृशुः पूर्वमागताः ॥

સૂત કહે છે--વિશ્વકર્માએ રચેલો અને મગરમચ્છો જેમાં વસે છે એવા દ્વીપમાં આવી ગરૂડ સહિત સર્પોએ પ્રથમ લવણાસુરને જોયો. પછી એક મનોહર વન જોયું, જેમાં સમુદ્રનું પાણી ઉડી રહ્યું હતું. અનેક પક્ષીઓના શબ્દો થઇ રહ્યા હતા, વિચિત્ર પ્રકારનાં ફળફૂલોવાળી વનરાજીથી તે વીંટાયલું હતું. પ્રસન્ન જળથી ભરેલા કેટલાક મનોહર હ્રદોથી શોભાયમાન હતું, અને સુગંધવાળો પવિત્ર વાયુ ત્યાં વ્હાતો હતો. વાયુથી ચલાયમાન થએલાં મલયાચલનાં વૃક્ષોથી તે શોભાયમાન દેખાતું હતું. વનમાં કેટલાક વૃક્ષો ઉપરથી પવનને લીધે ફૂલો નીચે પડતાં હતાં, તે જાણે ત્યાંના રહેવાસી નાગોની ઉપર ફૂલરૂપી પાણીની વૃષ્ટિ થતી હોયની, તેમ દેખાતું હતું. મનને હર્ષ કરનારૂં, ગંધર્વ અને અપ્સરાઓને પ્રિય એવું, સર્વ મનોહર પદાર્થોએ કરી તે રમણીય હતું. મદોન્મત્ત ભ્રમરો જેમાં ગુંજાર કરી રહ્યા હતા એવા

તે વનમાં જઇ સર્પોએ વિહાર કરી ફરી પક્ષિઓના રાજા ગરૂડને કહ્યું કે નિર્મળ જેમાં જળ છે એવા બીજા દ્વીપ પ્રત્યે અમને લઈ જાઓ. તેમ કરવાથી તારા જોવામાં પણ કેટલાક મનોહર દેશો આવશે. સર્પોનાં એવાં વચન સાંભળી ગરૂડે વિચાર કરીને પોતાની મા વિનતાને કહ્યું કે, હે મા ! આ સર્પોના કહેવા પ્રમાણે મારે શું કરવા ચાલવું ? વિનતાએ કહ્યું કે, હે પુત્ર ! મારી શોક કદ્રૂ સાથે મને વાદ થયો હતો કે ઉચ્ચૈઃશ્રવા ઘોડો સફેદ છે, પણ કદ્રૂએ તેના વાળ કાળા કહ્યા હતા. તે વાત ખરી પાડવા સારૂ કદ્રુએ સર્પોને તે ઘોડાના વાળ સાથે વીંટાઇ જવા કહ્યું. તે પ્રમાણે થવાથી તે ઘોડાના વાળ કાળા દેખાયા. એવા કપટથી કદ્રૂએ મને દાસી કરી છે. કારણ અમારે એવો વાદ હતો કે, જે હારે તે દાસી થાય. એ પ્રમાણે માના દાસીપણાનું કારણ સાંભળીને, માના દુઃખથી દુઃખી થએલા ગરૂડે સર્પોને કહ્યું કે, હે સર્પો ! શું લાવીને અથવા શું જાણીને અગર શું પરાક્રમ કરીને તમારા દાસપણાથી મારી મા છૂટે તે તમે સાચું કહો.

સૂત કહે છે–ગરૂડનાં એવાં વચન સાંભળી સર્પોએ કહ્યું કે, હે ખેચર ! હે આકાશમાં ફરનારા ! પરાક્રમ કરીને તું અમૃત લઇ આવશે તો તારી માતા દાસપણાથી છુટશે.

श्रुत्वा तमब्रुवन् सर्पा आहरामृतमोजसा
ततो दास्याद्विप्रमोक्षो भविता तव खेचर ॥

इति श्रीमहाभारत आदिपर्वणि आस्तीकपर्वणि सौपर्णे गुर्जरभाषायां सप्तविंशोऽध्यायः ॥ २७ ॥

## અધ્યાય ૨૮ મો. ગરૂડનું અમૃત લેવાજવું.

सूत उवाच—इत्युक्तो गरूडः सर्पैस्ततोमातरमब्रवीत्
गच्छाम्यमृतमाहर्तुं भक्ष्यमिच्छामि वेदितुं ॥

સૂત કહે છે–એ પ્રમાણે સર્પોએ ગરૂડને કહ્યું ત્યારે તેણે પોતાની માને કહ્યું કે, હું અમૃત લેવા જાઉ છું, માટે કાંઇ ખાવાલાયક ચીજ જાણવા ઇચ્છું છું. વિનતાએ કહ્યું કે સમુદ્રની વચમાં એકાંતે ભીલોનું ઉત્તમ એવું સ્થાન છે, તેમાં હજારો હજાર ભીલો વસે છે. તેઓને ખાઇને તું અમૃત લઈ આવ. પણ કોઇ વખતે તારે બ્રાહ્મણને મારવો નહિ. એ કોઇને પણ યોગ્ય નથી, સબબ બ્રાહ્મણ અગ્નિ મુખો છે ને તે કોપ્યો તો, અગ્નિ વિષ, સૂર્ય અને શસ્ત્રરૂપ થાય છે. સર્વે પ્રાણિયોનો બ્રાહ્મણ ગુરૂ છે, એમ સત્પુરૂષોએ કહેલું છે માટે હે પુત્ર ! તને કોઇ કાળે ક્રોધ આવે તોપણ તારે બ્રાહ્મણને હણવો નહીં, અને તેનો દ્રોહ પણ કોઇ કાળે કરવો નહીં. કારણ તીક્ષ્ણ વ્રતવાળો બ્રાહ્મણ કોપે કરી જેમ બાળી દે છે, તેમ અગ્નિ અને સૂર્ય પણ બાળતા નથી. એ પ્રકારના ઉત્તમ બ્રાહ્મણો છે એમ તારે નક્કી જાણવું. સર્વ પ્રાણી થકી બ્રાહ્મણ પ્રથમ ઉત્પન્ન થયેલો, વર્ણ માત્રમાં શ્રેષ્ઠ, સર્વના ગુરૂરૂપ છે. ગરૂડ કહે છે કે–હે મા ! બ્રાહ્મણનું રૂપ કેવું હોય છે ? અને સ્વભાવ તથા પરાક્રમ કેવાં હોય છે ? શું બ્રાહ્મણ અગ્નિ જેવો ઉગ્ર કે શાંત દર્શનવાળો હોય છે ? માતાજી ! જેમ હું જાણી શકું તેમ એનાં શુભ લક્ષણો કહેવાને તું યોગ્ય છે. વિનતા કહે છે–જેમ માછલાને વિંધવાનો કાંટો કંઠમાં ખૂંચે, તેમ જે તારા કંઠમાં જઇને અંગારાની પેઠે બાળે અને જે

ઉદરમાં જઇને પચે નહીં તેને તારે ઉત્તમ બ્રાહ્મણ જાણવો. પછી પ્રસન્ન થયેલી, પણ સર્પોએ તિરસ્કાર કરવાથી અતિ દુઃખે પીડાયલી વિનતા, પોતાના પુત્રનું અતુલ પરાક્રમ જાણે છે, તોપણ પુત્રના સ્નેહથી તેને આશીર્વાદ દેવામાં તત્પર થતી થકી તેને આ પ્રમાણે કહેવા લાગી. વાયુ દેવતા તારી બે પાંખોની, ચંદ્ર અને સૂર્ય તારી પીઠની, અગ્નિ તારા મસ્તકની, અને વસુદેવતાઓ ચોફેરથી તારા શરીરની રક્ષા કરો. હે પુત્ર! હું અહિં બેઠી બેઠી તારૂં સુખ અને કલ્યાણ કરવામાં સદા તત્પર રહીશ. હવે નિર્વિઘ્નપણે જેમ કામની સિદ્ધિ થાય તેમ તું શુભ માર્ગ પ્રત્યે જા સૂત કહે છે કે, એ પ્રમાણે માનાં વચન સાંભળી ભૂખ્યો અને બળવાન એવો ગરૂડ, પોતાની પાંખો વિસ્તારીને આકાશમાં ઉંચે ઉડયો. તે જ્યાં ભીલો રહેતા હતા ત્યાં જાણે બીજો કાળ હોયની તે પ્રમાણે ઉતરી પડ્યો. પોતાની પાંખોએ કરી આકાશને સ્પર્શ કરે એવી રીતે જળ ઉડાડીને, સમુદ્રની વચમાં પાણી શોષણ કરતો થકો, અને પાસેના વૃક્ષોનો નાશ કરતો કરતો ભીલોનો પણ નાશ કરવા લાગ્યો. તે એવી રીતે કે ભીલોને આવવાનો જ્યાં રસ્તો હતો ત્યાં જઇને પોતાનું મુખ તેણે પહોળું કર્યું. પછી, જેમ વનના વૃક્ષોમાં બેઠેલા હજાર પક્ષીઓ, પવન અને રજથી મોહ પામીને પીડાતા થકા આકાશમાં જાય તેમ ગરૂડની પાંખોએ કરી ઉડેલી રજથી મોહ પામીને ભીલો, અજાણપણાથી તેના મોટા મુખમાં જઈ પડ્યા. એટલે તે ચંચળ, મહા બળવાન, શત્રુને તપાવનાર અને ભૂખ્યા એવા પક્ષિઓના રાજા ગરૂડે, માછલાં પર જીવનારા તે ઘણાક ભીલોનો નાશ કરવા સારૂ પોતાનું મુખ બંધ કર્યું.

**ततः खगो वदनममित्रतापनः समाहरत्[illegible] महाबलः**
**निषूदयन्बहुविधमत्स्यजीविनो बुभुक्षितोगगनचरेश्वरस्तदा ॥**

**इति श्रीमहाभारत आदिपर्वणि आस्तीकपर्वणि सौपर्णे गुर्जरभाषायां अष्टाविंशोऽध्यायः ॥ २८ ॥**

## અધ્યાય ૨૯ મો. ગજકચ્છપનું પૂર્વ વૃત્તાંત.

**सूत उवाच—तस्य कंठमनुप्राप्तो ब्राह्मणः सह भार्यया**
**दहन्दीप्त इवांगारस्तमुवाचांतरिक्षगः ॥**

સૂત કહે છે—તેના કંઠમાં તે ભીલોની સાથે સ્ત્રી સહિત એક બ્રાહ્મણ આવી ગયો હતો જે પ્રદીપ્ત અગ્નિની પેઠે તેના કંઠને બાળવા લાગ્યો. ત્યારે ગરૂડે તેને કહ્યું જે, હે બ્રાહ્મણ-માં ઉત્તમ! તત્કાળ આ મારા ઉઘાડેલા મુખમાંથી બહાર નીકળી જા. કારણ બ્રાહ્મણ જે પાપિષ્ટ હોય તોપણ મારે મારવા લાયક નથી. ગરૂડનાં વચન સાંભળી બ્રાહ્મણ બોલ્યો કે, મારી સ્ત્રી ભીલડી છે, તે પણ મારી સાથે બહાર નીકળે. ગરૂડે કહ્યું જે ઠીક, મારા તેજથી પણ પચ્યો નહીં એવો તું, તારી ભીલડીને લઈ જલદીથી બહાર નીકળીને બચી જા. સૂત કહે છે—ગરૂડે એમ કહેતાંજ તે બ્રાહ્મણ ભીલડી સહિત બહાર નીકળ્યો ને તેને આશિષ આપી પોતાને ગમતે સ્થાનકે ગયો. પછી મન સરખા વેગવાળો બળવાન ગરૂડ પોતાની પાંખો વિસ્તારીને આકાશમાં ઉડયો. ત્યાં રસ્તામાં તેણે પોતાના પિતાને દીઠા, ને તેઓને પોતે જે કામ વાસ્તે જતો હતો તે કહી સંભળાવ્યું. તે સાંભળી તેના પિતા કશ્યપ મુનિ-

એ તેને પૂછ્યું કે હે પુત્ર! શું તું કુશળ છે? તારે ખાવા માટે આ મનુષ્ય લોકમાં ઘણું અન્ન છે? ગરૂડે કહ્યું જે, હે પિતા! મારી મા ને મારો ભાઇ, સર્વે કુશળ છીએ, પણ મને ઘણું ભોજન મળતું નથી. સર્પોએ મને અમૃત લેવા મોકલ્યો છે, તે હું મારી માનું દાસીપણું મૂકાવવા વાસ્તે હમણાંજ લઇ આવીશ. મારી માએ ભીલોને ખાવાની મને આજ્ઞા કરી, તે પ્રમાણે મેં હજારો ભીલોને ખાધા, તોપણ મને તૃપ્તિ થઇ નથી. માટે હે ભગવન્! હે પિતા! મને કાંઈ બીજું ઘણુંખરૂં ખાવાનું હોય તો બતાવો, જે ખાધાથી અમૃત લેવા જવાને હું સમર્થ થાઉં. કશ્યપે કહ્યું જે, દેવ લોકમાં પણ વિખ્યાત એવું આ મહા પવિત્ર તળાવ છે. તેમાં કાચબાની યોનિને પામનાર મોટા ભાઇને હસ્તિની યોનિને પામનાર નાનો ભાઇ, પોતની સુંઢે કરી નિરંતર ખેંચે છે. તે બેઉ ભાઇઓ વચ્ચે જન્માંતરનું વેર તથા તે બેઉ જણાના શરીરનું હમણાંનું પ્રમાણ વિસ્તારીને કહું છું તે સાંભળ. એક વિભાવસુ નામે અત્યંત ક્રોધી મોટા ઋષિ હતા, ને તેનો સુપ્રતિક નામે ઘણા તપવાળો એક નાનો ભાઇ હતો. તે બેઉ ભાઇઓનું ધન એકઠું પડેલું હતું. તે વેહેંચી લેવા મોટા ભાઇ રોજ કહેતો કે, "ભલે એકઠું પડેલું છે, વિભાગ કરીશું નહીં" તોપણ નાના ભાઈ સુપ્રતીક માન્યું નહીં ત્યારે મોટા ભાઇ વિભાવસુએ તેને કહ્યું કે, કેટલાક અજ્ઞાની માણસો ધન વેહેંચી લેવા નિરંતર ઇચ્છે છે, અને વેહેંચ્યા પછી પરસ્પર ધનમાં મોહ પામીને ક્રોધ કરે છે માટે તે મૂઢોને તેઓના શત્રુઓ મિત્રરૂપ થઈ પરસ્પર ભેદ પમાડે છે. પછી તેઓનાં મન પરસ્પર જૂદાં પડયાં એમ જાણીને, કેટલાક શત્રુઓ, એક બીજાનાં છીદ્રો વધારીને તેઓને કહે છે, જેથી તેઓમાં બેઉનો નાશ કરે એવું મોટું વેર બંધાય છે. એ પ્રકારે ભેદ પામતાં નાશ જલદીથી થાય છે. માટે મોટા ભાઇએ નાના ભાઈને પુત્રની પેઠે જાણવો, ને નાના ભાઇએ મોટા ભાઇને પિતા સરખો જાણવો, એવી શાસ્ત્રની આજ્ઞા, તે પ્રમાણે ચાલનારા ભાઇઓના જૂદાપણાને સત્પુરૂષો ઇચ્છતા નથી. કારણ જો જૂદા થાય છે તો ઉપર કહેલી શાસ્ત્રની આજ્ઞા પ્રમાણે ચલાતું નથી, તેથી એ નિયમમાં રહેવાને તું સમર્થ થતો નથી ને ભેદ રાખી ધનની ઇચ્છા કરે છે માટે હે સુપ્રતીક! જા તું હાથી થઇશ. મોટા ભાઈનો એવો શાપ સાંભળી નાના ભાઈએ તેને સામો શાપ આપ્યો જે, તું પણ જળમાં રહેનારો કાચબો થઇશ એ પ્રમાણે તે મૂઢ ચિત્તવાળા સુપ્રતીક અને વિભાવસુ નામના બેઉ ભાઇઓ, ક્રોધરૂપી દોષના સંબંધે કરી પરસ્પર શાપથી પશુની યોનિને પામ્યા ને પૂર્વનું વેર સંભારનારા એવા તે મોટા શરીરવાળા હમણાં આ તળાવમાં લડે છે. એમ બનવાનું કારણ એવું છે કે, એક વખતે તળાવ પાસે તે હાથીએ આવીને મોટો શબ્દ કર્યો, તે સાંભળી જળમાં રહેનાર મોટો કાચબો આખા તળાવને હલાવતો થકો ઉપર આવ્યો. જેને જોઈ તે હાથી પણ પોતાની સુંઢ લાંબી કરીને, પોતાના દાંત, હાથ અને પૂંછડાથી પાણીને હલાવતો થકો તળાવમાં પડયો ત્યારે કાચબો પણ પોતાનું મુખ ઉંચું કરીને તેની સાથે યુદ્ધ કરવા લાગ્યો. તે હાથીનું શરીર ૭ યોજન ઉંચું ને બાર યોજન પહોળું છે. ને તે કાચબાનું શરીર ત્રણ યોજન ઉંચું ને દશ યોજન પહોળું છે. એ પ્રમાણે એક બીજાને મારવાને ઇચ્છતા એવા તે બે મદોન્મત્તો યુદ્ધ કરે છે. ત્યાં જઇ મેઘ સરખી કાંતિવાળા તે કાચબાને અને પર્વત સરખા ભયંકર તે હાથીને ખાઇ સામર્થ્યવાન થઇ તું અમૃત લઇ આવ.

સૂત કહે છે—એ પ્રમાણે કશ્યપ મુનિએ ગરૂડને કહી તેને આશીર્વાદ આપ્યો કે, "દેવતાઓ

સાથે તું યુદ્ધ કરીશ તેમાં તારો જય થશે. બ્રાહ્મણો, ગાયો, કલ્યાણ કરે એવા જે કંઈ ઉત્તમ પદાર્થો, ઋગ્વેદ, યજુર્વેદ, અને સામવેદના મંત્રો, પવિત્ર એવા હોમવાના પદાર્થો અને સર્વે રહસ્યો, દેવતાઓની સાથેના યુદ્ધમાં તને બળ આપશે." પિતાનાં એવાં વચન સાંભળી ભયંકર જેનો વેગ છે એવો ગરૂડ તે તળાવ પાસે ગયો, ને તેનું નિર્મળ જળ જોઈ પોતાના પિતાનાં વચન સંભારી એક નખે કરી હાથીને ને બીજે નખે કરી કાચબાને ઉપાડી તરત આકાશમાં ઉંચે ઉડયો. પછી તેઓને ખાવા વાસ્તે મેરૂ પર્વતના શિખર ઉપર જઈ, ત્યાં કલ્પવૃક્ષનાં ઝાડો હતાં તે ઉપર બેસવા ગયો, એટલે તેની પાંખના વાયુથી ચલાયમાન એવાં તે ઝાડો, જાણે અમને ભાગી નાખશે એવા ભયથી કંપવા લાગ્યાં. ગરૂડ તે ઝાડોને હાલતાં જોઈને, બીજા કેટલાક અતુલ રૂપવાળા, સુંદર ફળોથી શોભાયમાન, એવા મોટા વૃક્ષો પ્રત્યે ગયો. તે વૃક્ષોમાં અત્યંત વૃદ્ધ ને અતિ મોટો એક વડ હતો. તેણે મન સરખા વેગવાળા ગરૂડને આવતો જોઈને કહ્યું કે આ સો યોજનના વિસ્તારવાળી મારી મોટી શાખા છે તે ઉપર બેશીને આ હાથી અને કાચબાને ખા. એવું સાંભળી તે વેગવાળો ગરૂડ, હજારો પક્ષિઓ જેને સેવે છે, ને પર્વત સરખું જેનું શરીર છે એવા તે વડ પાસે જઈ તેની ઘણાક પાંદડાવાળી શાખા ઉપર બેઠો, એટલામાં તે શાખા ભાગી પડી.

ततो द्रुमं पतगसहस्रसेवितं महीधरप्रतिमवपुः प्रकंपयन्
खगोत्तमो तद्रुमभिपत्य वेगवान् बभंज तामविरलपत्रसंचयाम् ॥

इति श्रीमहाभारत आदिपर्वणि आस्तीकपर्वणि सौपर्णे गुर्जरभाषायां ऊनत्रिंशोऽध्यायः* ॥ २९ ॥

## અધ્યાય ૩૦ મો. બાલખિલ્યનું રક્ષણ.

सूत उवाच--तां भंक्त्वा स महाशाखां स्मयमानो विलोकयन्
अथात्रालंबतोपश्यद् वालखिल्यानधो मुखान् ॥

સૂત કહે છે–તે મોટી શાખાને ભાગી, આશ્ચર્ય પામીને ગરૂડે જોયું તો, તેણે તે શાખામાં ઊંધે મસ્તકે ટીંગાયલા તપસ્વી એવા બાલખિલ્ય ઋષિઓને દીઠા. આ પરથી તેણે મનમાં વિચાર્યું જે, જો હું આ શાખાને મેલી દઈશ, તો ઋષિઓ નાશ પામશે, માટે તેઓનો નાશ થવા દેવો નહીં. એમ વિચારી, શૂરવીર એવા ગરૂડે પોતાના નખે કરીને હાથી અને કાચબાને સારી રીતે પકડયા, અને ઋષિઓના નાશના ભયથી તે શાખાને પોતાના મુખમાં રાખી. વાલખિલ્ય ઋષિઓ દેવતાઓથી ન બને એવું ગરૂડનું કર્મ જોઈ આશ્ચર્ય પામીને બોલ્યા જે, "સર્પને ખાનારો આ પક્ષી ઘણો ભાર ઉપાડીને ઉડયો તેથી એ ગરૂડ કહેવાશે." પછી ગરૂડ પોતાની પાંખોવડે પર્વતોને કંપાવતો થકો ઘણાક

* આ અધ્યાયમાં સુપ્રતીક અને વિભાવસુનું આખ્યાન કહીને, પરમ દયાળુ વ્યાસજીએ એવું દેખાડયું જે, ભાઈઓએ પોતપોતામાં કુસંપ કરવો નહીં; કારણ તેમ કર્યાથી નાશ થાય છે. વળી એ પણ સૂચવ્યું જે માણસોએ અતિ લોભ રાખવો નહીં, કારણ તેમ કર્યાથી સુપ્રતીક અને વિભાવસુની પેઠે, પશ્વાદિક યોનિને વિષે અવતાર લેવો પડે છે.

દેશો પ્રત્યે ઉડતો ગયો, પણ બાલખિલ્ય ઋષિઓની ઉપર દયા લાવી કોઇ ઠેકાણે બેઠો નહીં. એ રીતે ફરતાં ફરતાં, પર્વતોમાં શ્રેષ્ઠ એવા ગંધમાદન પર્વત પ્રત્યે જઇ તપ કરતા એવા પોતાના પિતા કશ્યપને તેણે જોયા. કશ્યપ ભગવાને, તે દિવ્ય રૂપવાળો, પરાક્રમી, બળવાન, મન અને વાયુ સરખો વેગવાન, પર્વતના શિખર જેવો શોભાયમાન, માણસના તર્કમાં આવે નહીં એવો, સર્વ પ્રાણીઓને ભય કરનાર, સાક્ષાત્ અગ્નિ સરખો, દેવ દાનવો અને રાક્ષસોથી પણ જીતાય નહીં એવો, પર્વતોના શિખરોનો નાશ કરનાર, સમુદ્રના પાણીનું શોષણ કરનાર અને કાળ સરખા રૂપવાળો ગરૂડ પક્ષી આવ્યો, તે જોઇ તેના મનનો સંકલ્પ જાણી તેને કહ્યું કે હે પુત્ર ! તું સાહસ કર્મ માં કર અને દુઃખ પણ માં પામ. કારણ સૂર્યનાંજ કિરણોને પિનાર એવા વાલખિલ્ય ઋષિઓ કોપે કરી તને બાળશે નહીં. એટલું કહી કશ્યપ મુનિએ પોતાના પુત્ર વાસ્તે, તે મોટા ભાગ્યવાન, અને તપોબળથી પાપ જેનાં બળી ગયાં છે એવા બાલખિલ્ય ઋષિઓને પ્રસન્ન કરીને કહ્યું કે, હે તપોધનો ! આ ગરૂડ પ્રજાના હિત વાસ્તે મોટું કર્મ કરવા ઇચ્છે છે. માટે તમો એના ઉપર દયા કરવા લાયક છો. સૂત કહે છે કે, કશ્યપનાં એવાં વચન સાંભળી, તપ કરવાની ઇચ્છાવાળા બાલખિલ્ય ઋષિઓ, તે શાખાને મૂકીને પવિત્ર એવા હિમાલય પર્વત પ્રત્યે ચાલતા થયા. પછી વિનતાના પુત્ર ગરૂડે, પોતાના મુખમાં શાખા હોવાથી સમજવામાં ન આવે એવી રીતે કશ્યપ મુનિને પૂછ્યું કે, હે ભગવન્ ! આ વૃક્ષની શાખાને હું કયાં મૂકું ? કોઈ નિર્મનુષ્ય સ્થળ હોય તો બતાવો. ત્યારે કશ્યપ મુનિએ બરફથી ઢંકાયલી જેની ગુફાઓ છે, ને જ્યાં મનથી પણ જવાય નહીં એવો મનુષ્યની વસ્તી વગરનો હિમાલય પર્વત છે તે બતાવ્યો. જ્યાં એક ક્ષણમાત્રમાં શાખા, હાથી અને કાચબાએ સહિત ગરૂડ જઈ પહોંચ્યો; ને ત્યાં પિતાના વચનથી તે શાખાને મૂકી દીધી, જેથી મોટો શબ્દ થયો. ગરૂડની પાંખોના વાયુથી પર્વત કંપવા લાગ્યો, ને તેનાં કેટલાંક શિખરો શિથિલ પડી ગયાં, અને તે પવને કરી વૃક્ષોના હાલવાથી ફુલોનો વર્ષાદ વરસી રહ્યો. તે શાખાના પડવાથી ભાગી ગયેલા કેટલાક વૃક્ષો, વિજળીએ કરી જેમ મેઘ શોભે તેમ સુવર્ણ જેવા ફુલોએ કરી શોભવા લાગ્યા. પછી તે પર્વતના એક શિખર ઉપર બેસીને ગરૂડે તે હાથી અને કાચબાને ખાધા, ને ત્યાંથી પછી આકાશમાં મોટા વેગથી ઉંચે ઉડયો. એટલામાં દેવતાઓને ભય દેખાડનારા કેટલાક ઉત્પાતો થવા લાગ્યા, ઇન્દ્રનું વજ્ર ભયથી બળવા લાગ્યું ને દિવસે ધૂમાડા અને જ્વાળા સહિત આકાશમાંથી ઉંબાડીઆં પડવા લાગ્યાં. વસુ, રૂદ્ર, આદિત્ય, સાધ્ય અને વાયુ, એ સર્વે દેવતાઓના ગણોનાં આયુધો પડી જવા લાગ્યાં, શબ્દ સહિત વાયુ વાવા લાગ્યો. આકાશમાં વાદળાં વગર શબ્દ થવા લાગ્યા. રૂધિરનો વર્ષાદ પડવા લાગ્યો. દેવતાઓની માલતિનાં ફુલોની માળાઓ કરમાઇ જવા લાગી. અગ્નિ સૂર્યાદિકનાં તેજો ઝંખાં દિસવા લાગ્યાં. ધૂળ ઉડવા લાગી ને તેથી દેવતાઓના મુકુટો પડી જવા લાગ્યા. દેવતાઓ સહિત ત્રાસ પામીને ઇન્દ્રે બૃહસ્પતિને પૂછ્યું કે, હે ભગવન્ ! અમોને યુદ્ધમાં જીતે એવા કોઇ શત્રુને હું જોતો નથી, ત્યારે આ ભયંકર ઉત્પાતો કેમ થાય છે ? બૃહસ્પતિ બોલ્યા કે હે દેવના ઇંદ્ર ! હે શતક્રતું ! તારા અપરાધ અને ગફલતપણાથી મહાત્મા એવા વાલખિલ્ય ઋષિઓના તપે કરી કશ્યપ મુનિથકી વિનતાને વિષે ગરૂડ નામે પુત્ર ઉત્પન્ન થયો છે. જે મહા બળવાન, ઇચ્છામાં આવે એવું રૂપ ધરનાર, અને

કોઇથી નહીં બને એવું પરાક્રમ કરનાર છે. તે અહિં અમૃત લેવાને માટે આવે છે. સૂત કહે છે-બૃહસ્પતિનાં એવાં વચન સાંભળી ઇન્દ્રે અમૃતના રખેવાળોને કહ્યું કે, મહાબળ અને પરાક્રમવાળો ગરૂડ પક્ષી અમૃત લેવા આવે છે, માટે હું તમોને જણાવું છું કે, બળે કરી પણ, તે અમૃત લઇ શકે નહીં તે પ્રમાણે તમે સાવધાન રહેજો. અને બૃહસ્પતિએ કહ્યું છે કે ગરૂડ પક્ષીનું બળ અતુળ છે. તે સાંભળી સર્વે શૂરવીર, ઘણાક બળ, વીર્ય અને તેજવાળા, અમૃતની રક્ષામાંજ ચિત્ત રાખવાવાળા, અસુરોના શહેરોને નાશ કરનારા અને અગ્નિ સરખા પ્રકાશમાન એવા દેવતાઓ, વિચિત્ર પ્રકારનાં રત્ન જડિત સુવર્ણમય કવચો ધારણ કરીને, બીજા હસ્તાદિક અંગમાં ચામડાનાં મોજાં પહેરીને, તથા તીક્ષ્ણ ધારવાળા ચક્રો, ગદાઓ, ત્રિશૂલો, ફરશીઓ, વિવિધ પ્રકારની શક્તિઓ અને નિર્મળ એવા ખડ્ગો હાથમાં ધરીને શોભતા ઇન્દ્ર સહિત ચોફેરથી અમૃતને વીંટાઇને ઉભા રહ્યા. એ પ્રમાણે સૂર્યના કિરણોએ કરી પ્રકાશમાન જાણે બીજું આકાશજ હોયની, તેની પેઠે શોભાયમાન ગદાઓથી વ્યાપ્ત એવા ઉત્તમ સંગ્રામ માટે દેવતાઓ તૈયાર થયા.

**इति समरवरं सुरा स्थितास्ते परिघसहस्रशतैः समाकुलं**
**विमलितमिव चांबरांतरं तपनमरिचिविकाशितं बभासे ॥**

**इति श्रीमहाभारत आदिपर्वणि आस्तीकपर्वणि सौपर्णे गुर्जरभाषायां त्रिंशोऽध्यायः ॥ ३० ॥**

## અધ્યાય ૩૧ મો. ગરૂડને મળેલું પક્ષીન્દ્રપણું.

**शौनक उवाच—कोपराधो महेंद्रस्य कः प्रमादश्च सूतज**
**तपसा वालखिल्यानां संभूतागरुडः कथम् ॥**

શૌનક પૂછે છે-હે સૂત! ઇન્દ્રનો શો અપરાધ અને શો પ્રમાદ હતો? ને વાલખિલ્ય ઋષિઓના તપે કરી ગરૂડ કેવી રીતે ઉત્પન્ન થયો? કશ્યપ ઋષિ બ્રાહ્મણ હતા તેનો પુત્ર પક્ષી કેમ થયો? વળી તે પ્રાણિમાત્રથી બળવાન, ઇચ્છામાં આવે ત્યાં જઇ શકનારો અને ચાહે તેવું પરાક્રમ કરનારો કેમ થયો? એ વાત જો પુરાણમાં હોય તો હું સાંભળવા ઇચ્છું છું. સૂત કહે છે કે હે બ્રાહ્મણ! જે વિષે તમે પૂછો છો તે પુરાણનો વિષય છે, અને હું તે સંક્ષેપથી કહું તે સાંભળો, કોઈ વખતે કશ્યપ પ્રજાપતિએ પુત્રની કામના વાસ્તે યજન કરવાની ઇચ્છા કરી ત્યારે, ઋષિઓ, દેવતાઓ, અને ગંધર્વોએ તેમાં સહાયતા આપી. પછી કશ્યપ પ્રજાપતિએ ઇન્દ્રને તથા વાલખિલ્ય ઋષિઓને, તેમજ બીજા દેવતાઓના ગણોને યજ્ઞને માટે લાકડાં લેવા મોકલ્યા. જ્યારે ઇન્દ્ર પોતાના બળ પ્રમાણે લાકડાંનો મોટો ભારો બાંધીને સહેજમાં લઇ આવતો હતો ત્યારે રસ્તામાં તેણે અંગુઠાના પેટ જેવડા શરીરવાળા અતિ દુબળા, આહાર જેઓને નથી એવા તપરૂપીજ ધનવાળા, અને ગાયના એક પગલા જેટલા પાણીમાં પણ ડૂબી જાય એવા બાલખિલ્ય ઋષિઓને જોયા. જેઓએ એકઠા મળીને એક ખાખરાની લાકડી ઉપાડી હતી. તે જોઇ ગર્વથી ઇન્દ્રે તેઓની હાંસી કરી. તેઓને ઉલ્લંઘી તેઓનું અપમાન કરી તત્કાળ તે કશ્યપ પ્રજાપતિ પાસે ગયો. એ પ્રમાણે ઇન્દ્રના તિરસ્કારથી બાલખિલ્ય ઋષિઓને અત્યંત ક્રોધ ચડ્યો,

ને તેઓએ ઇન્દ્રને ભય ઉપજાવે એવું અગ્નિમાં મંત્ર સહિત હોમ કરવાનું મોટું કર્મ આરંભ્યું. તેની મતલબ એ છે જે, "ઇચ્છે ત્યાં જઇ શકનારો અને ઇચ્છે તેવું પરાક્રમ કરનાર, ઇન્દ્રને ભય આપનાર, હાલના ઇન્દ્રના કરતાં સો ગણો પરાક્રમી અને શૂરવીર, મન સરખો વેગવાન અને તીક્ષ્ણ એવો, અમારા તપના ફળે કરી દેવતાઓનો બીજો ઇન્દ્ર થાય." તે વાત સાંભળી ઇન્દ્રે અત્યંત ખેદ પામીને તીક્ષ્ણ વ્રતવાળા કશ્યપમુનિ પાસે જઇ તેમને સર્વે હકીકત કહી. તે સાંભળી કશ્યપ પ્રજાપતિએ બાલખિલ્ય ઋષિઓ પાસે જઇ, તેઓની સાંત્વના કરીને તેઓને કહ્યું કે, "હે તપરૂપી ધનવાળા ! તમે બીજા ઇન્દ્ર વાસ્તે યત્ન કરો છો, પણ આ હમણાં જે ઇન્દ્ર છે, તે બ્રહ્માની આજ્ઞાથી થયેલો છે માટે હે શ્રેષ્ઠો ! બ્રહ્માનું વચન મિથ્યા કરવા તમે લાયક નથી, ને બીજો ઇન્દ્ર થવાનો તમારો સંકલ્પ મિથ્યા ન થાય માટે પક્ષીઓનો ઇન્દ્ર ભલે થાય. હે ઋષિઓ ! એ પ્રમાણે આ ઇન્દ્ર યાચના કરે છે તેની ઉપર તમે પ્રસન્ન થાઓ. મુનિયોમાં શ્રેષ્ઠ એવા કશ્યપ ઋષિનાં વચન સાંભળી બાલખિલ્યો બોલ્યા જે, હે પ્રજાપતિ ! આ અમારો સમારંભ બીજા ઇન્દ્ર વાસ્તે તેમજ તમને પુત્ર થવા વાસ્તે છે, માટે આ સફળ કર્મ તમેજ ગ્રહણ કરી જેમ ભાસે તેમ કરો. એટલામાં પુત્રની ઇચ્છાવાળી તપ કરીને વ્રતમાં તત્પર રહેલી દક્ષની કન્યા વિનતા, ઋતુકાળ વિષે નાહી પવિત્ર થઇને પોતાના સ્વામી કશ્યપ પાસે ગઇ. ત્યારે કશ્યપે કહ્યું કે હે દેવી ! તારૂં ઇચ્છેલું કામ સફળ થશે. બાલખિલ્ય ઋષિઓના તપે કરી અને મારા સંકલ્પથી ત્રિલોકમાં પૂજાય એવા શૂરવીર અને મહા ભાગ્યવાન બે પુત્રો તને થશે. માટે આ મહા ઉદયવાળા ગર્ભને યત્નથી ધારણ કરજે. એ તારા બેઉ પુત્રો પક્ષિઓના રાજા કહેવાશે. વિનતાને એટલાં વચન કહી પ્રસન્ન થઇને કશ્યપ પ્રજાપતિએ ઇન્દ્રને કહ્યું જે, મહા પરાક્રમી એવા એ બે પુત્રો તને સહાયતા કરનાર તારા ભાઇઓ થશે. એઓથી તારૂં નરતું નહીં થશે માટે તું ખેદ મૂકી દે, અને દેવતાઓનો ઇન્દ્ર તુંજ રહીશ. પણ આજથી તારે એવો અત્યંત ક્રોધી અને વજ્ર જેવી વાણીવાળા બ્રહ્મવાદી બ્રાહ્મણોનો ગર્વથી કોઇ કાળે તિરસ્કાર કરવો નહીં, કશ્યપનાં એવાં વચન સાંભળી નિર્ભય થઇ ઇન્દ્ર સ્વર્ગમાં ગયો. વિનતા પણ મનોરથ સિદ્ધ થવાને લીધે ખુશી થઇ, ને તેને અરૂણ અને ગરૂડ નામે બે પુત્ર થયા. તેમાં અધુરા અંગવાળો અરૂણ સૂર્યની પાસે રહ્યો, ને બ્રહ્માએ ગરૂડને પક્ષીઓનો ઇન્દ્ર કર્યો. હે ભૃગુનંદન ! તે ગરૂડનું આ અત્યંત મોટું કર્મ સાંભળો.*

पतत्रीणां च गरुडमिंद्रत्वेनाभ्यषिंचत
तस्यैतत्कर्म सुमहच्छ्रूयतांभृगुनंदन ॥

इति श्रीमहाभारत आदिपर्वणि आस्तीकपर्वणि सौपर्णे गुर्जरभाषायां एकत्रिंशोऽध्यायः ॥ ३१ ॥



* આ અધ્યાયમાં બાલખિલ્ય ઋષિઓની કથાથી એવું સમજવાનું છે જે, કોઈ બળવાન અથવા સમૃદ્ધિવાને કોઇને દુર્બળ દેખી તેની હાંસી કરવી નહીં, કારણ કોઇ કાળે તે દુર્બળ પણ તેને ભય પમાડે છે. જેમ વાલખિલ્યોએ ઇન્દ્રને ભય પમાડયો.

## અધ્યાય ૩૨ મો. ગરૂડનું અમૃત માટે યુદ્ધ.

सूत उवाच--ततस्तस्मिन्द्विजश्रेष्ठ समुदीर्णे तथाविधे
गरुडः पक्षिराट्तूर्णं संप्राप्तो विबुधान्प्रति ॥

સૂત કહે છે–હે બ્રાહ્મણુમાં ઉત્તમ! પછી તે પક્ષિઓનો રાજા ગરૂડ પૂર્વે કહેલા સંગ્રામમાં દેવતાઓની પાસે તત્કાળ આવી પહોંચ્યો. તેને જોઇ દેવતાઓ સર્વે કંપવા લાગ્યા ને તેઓનાં શસ્ત્રો પડી જવા લાગ્યાં. ત્યાં મહા પરાક્રમી અને અગ્નિ સરખો તેજ-વાન દેવતાઓનો શિલ્પી વિશ્વકર્મા અમૃતની રક્ષા કરતો હતો. તેની સાથે ગરૂડે બે ઘડી સુધી મોટું યુદ્ધ કરી પોતાની પાંખો અને મુખે કરી તેને મારીને મરવા સરખો કરી દીધો. પોતાની પાંખોના વાયુથી ઘણી રજ ઉડાડીને દેવતાઓને મોહ પમાડીને રજથી ઢાંકી દીધા, જેથી તેઓના દેખવામાં કંઇ આવ્યું નહીં. એ પ્રમાણે આખા સ્વર્ગને ગરૂડે વ્યાકુળ કરી મૂક્યો ને પાંખો અને મુખના પ્રહારથી દેવતાઓનો નાશ કરવા લાગ્યો. ત્યારે ઇન્દ્રે તત્કાળ વાયુને આજ્ઞા કરી જે હે વાયુ! આ રજની વૃષ્ટિને તું ટાળી નાંખ, એ તારૂં કર્મ છે. તે સાંભળી બળવાન વાયુએ વેગથી તે રજને ટાળી નાંખી. પછી જ્યારે અંધારૂં ટળ્યું ત્યારે દેવતાઓ ગરૂડને મારવા લાગ્યા, તો પણ આકાશમાં રહી મોટા મેઘની પેઠે શબ્દ કરીને તે સર્વ પ્રાણિઓને બ્હીવરાવતો હતો. એ પ્રમાણે આકાશમાં રહેલા ગરૂડની ઉપર સર્વે દેવતાઓ કેટલાક ભાલા, ત્રિશૂલ, ગદા અને પ્રકાશવાળા ચક્રાદિક નાના પ્રકારનાં શસ્ત્રો નાખતા, તો પણ તે જરાએ કંપતો નહીં. આકાશમાં રહીને પોતાની પાંખો અને છાતીએ કરી સર્વે દેવતાઓને જાણે બાળી નાખતો હોયની તેમ મારતો હતો. રૂધિર જેઓના શરીરમાંથી વહેતું જાય છે એવા મહા પરાક્રમી ગંધર્વો સહિત સાધ્ય દેવતાઓ પૂર્વ દિશામાં, રૂદ્રે સહિત વસુ દેવતાઓ દક્ષિણ દિશામાં, આદિત્ય દેવતાઓ પશ્ચિમ દિશામાં અને અશ્વિની દેવતાઓ ઉત્તર દિશામાં વારંવાર સંગ્રામને જોતા જોતા નાશી ગયા. પરાક્રમી અશ્વકંદ, રેણુક, ક્રથન, તપન, ઉલૂક, શ્વસન, નિમેષ, પ્રરૂજ ને પુલિન, એ નવ યક્ષો સાથે પણ ગરૂડે યુદ્ધ કરીને તેઓને પ્રલય સમયના મહાદેવજીની પેઠે કોપ કરીને માર્યા. એ પ્રમાણે સર્વને મુવા જેવા કરી તેઓને મૂકી ગરૂડ અમૃતના સ્થાન પાસે ગયો. ત્યાં ચોફેરથી આકાશને વીંટી લીધેલો મોટી જ્વાળાવાળો તીક્ષ્ણ વાયુથી વધારેલો જાણે બાળતો હોય એવો સૂર્ય સમાન અગ્નિ તેણે જોયો. ત્યારે શત્રુને તપાવનાર ગરૂડે પોતાનાં અઠયાશીસો મુખકરી, તે મુખેકરી નદીઓને પી, પાછો ત્યાં આવી જ્વલાયમાન અગ્નિને તે નદીઓના જળે કરી શાંત કર્યો. પછી અગ્નિને શમાવી અમૃત પાસે જવાની ઇચ્છાવાળા ગરૂડે પોતાનું એક સૂક્ષ્મ બીજું શરીર કર્યું.

ज्वलंतमग्निं तममित्रतापनः समास्तरत्पत्ररथो नदीभिः ॥
ततः प्रचक्रेवपुरन्यदल्पं प्रवेष्टुकामोग्निमभिप्रशाम्य ॥

इति श्रीमहाभारत आदिपर्वणि आस्तीकपर्वणि सौपर्णे गुर्जरभाषायां द्वात्रिंशोऽध्यायः ॥ ३२ ॥

## અધ્યાય ૩૩ મો. વિષ્ણુ ને ગરૂડનો મેળાપ.

**सूत उवाच—जांबूनदमयोभूत्वा मरीचिनिकरोज्वल:**
**प्रविवेश बलात्पक्षी वारिवेग इवार्णवं ॥**

સૂત કહે છે—પછી અનેક કિરણોએ કરી ઉજ્વળ એવું સુવર્ણમય શરીર કરીને, પાણીનો વેગ જેમ સમુદ્ર પ્રત્યે જાય, તેમ ગરૂડ બળે કરીને અમૃત પાસે ગયો. ત્યાં તીક્ષ્ણ ધારવાળું, અને અગ્નિ સરખા તેજવાળું, દેવતાઓએ નિર્માણ કરેલું એક લોહમય ચક્ર, અમૃત આગળ ચોફેરથી ફર્યા કરતું હતું તે જોઈ અત્યંત સૂક્ષ્મ શરીર કરી તે ચક્રના આરામાં થઈને ગરૂડ અંદર ગયો. તો વળી તેણે તે ચક્રની નીચે પ્રદીપ્ત અગ્નિ સરખી કાંતિવાળા, વિજળી સરખી જીભવાળા, ઝેરથી ભરેલી આંખોવાળા, મહા ભયંકર, અને નિરંતર ક્રોપાયમાન એવા બે સર્પોને અમૃતની રક્ષા કરતા જોયા. ગરૂડે પાંખોએ કરી રજ ઉડાડી તેઓની આંખો આંધળી કરીને, તે બેઉના શરીરના કટકા કરી નાંખ્યા; પછી તે અમૃત પાસે ગયો. પછી અમૃત પીધા વગર અમૃતનો કળશ લઇ ચક્રને ભાગી, તે બળવાન અને પરાક્રમી ગરૂડ વેગથી આકાશમાં ઉડ્યો. માર્ગમાં વિષ્ણુ :મળ્યા, તેઓએ ગરૂડનું કર્મ લોભ રહિત જોઇ ઘણા પ્રસન્ન થઇને કહ્યું કે, હે પક્ષી! તું કાંઇ વરદાન માગ, હું તને આપવા ઇચ્છું છું. ગરૂડે કહ્યું જે, હું તમારી ઉપર રહું, ને અમૃત પીધા વગર અજર અને અમર થાઉં. વિષ્ણુએ કહ્યું કે, "જા એ પ્રમાણે થશે" એવાં બે વરદાન મેળવીને ગરૂડે વિષ્ણુને કહ્યું જે હે ભગવન! તમે પણ કાંઇ વરદાન માગો, હું પણ આપવા ઇચ્છું છું. વિષ્ણુ બોલ્યા જે "તું મારૂં વાહન થા" ને તું મારી ઉપર રહીશ. એમ મેં તને વરદાન આપ્યું છે, તે પ્રમાણે તું મારી ધ્વજાને વિષે રહીશ. 'ત્યારે ઠીક એમ થાઓ,' એમ નારાયણ ભગવાનને કહીને, વાયુથી પણ વિશેષ વેગવાળો ગરૂડ ત્યાંથી ચાલતો થયો. રસ્તામાં ઇંદ્રે આવીને ક્રોધથી તેને વજ્ર માર્યું, ત્યારે તેણે હસીને મીઠી વાણીથી કહ્યું કે, હે શતક્રતુ! જે ઋષિના હાડકાનું એ વજ્ર છે, તે ઋષિને તેમજ તને પણ માન આપીને આ મારૂં એક પાંખડું ત્યાગ કરૂં છું જેનો છેડો પણ તું પામશે નહીં. અને તારા વજ્રના વાગવાથી મને કાંઇ પણ પીડા થઈ નથી. એમ કહી તે પક્ષીઓના રાજા ગરૂડે પોતાનું એક પાંખડું મૂકી દીધું. જે ઉત્તમ પાંખડાને જોઇ સર્વે પ્રાણીઓએ પ્રસન્ન થઇને કહ્યું કે, એ ગરૂડનું પાંખડું ઘણું સુંદર છે, માટે એ સુપર્ણ કહેવાશે. એવું આશ્ચર્ય જોઇને હજાર આંખોવાળા ઇન્દ્રે આ પક્ષી કોઈ મોટો છે એમ માનીને તેને કહ્યું કે, હે પક્ષિઓમાં શ્રેષ્ઠ! સર્વથી વધારે એવું તારૂં પરમબળ હું જાણવાને, તેમજ તારી સાથે હમેશના મિત્રપણાને મેળવવા ઇચ્છું છું.

**बलं विज्ञातुमिच्छामि यत्ते परमनुत्तमं**
**सख्यं चानंतमिच्छामि त्वया सह खगोत्तम ॥**

**इति श्रीमहाभारत आदिपर्वणि आस्तीकपर्वणि सौपर्णे गुर्जरभाषायां त्रयस्त्रिंशोऽध्यायः ॥ ३३ ॥**

## અધ્યાય ૩૪ મો. ઇન્દ્ર ગરૂડની મૈત્રી.

**गरुड उवाच—सख्यं मेस्तु त्वया देव यथेच्छसि पुरंदर
बलं तु मम जानीहि महच्चासह्यमेव च ॥**

ગરૂડ કહે છે—હે ઇન્દ્ર ! જેમ તું ઇચ્છે છે તેમ મારૂં મિત્રપણું તારી સાથે થાઓ, અને મારૂં બળ કોઇથી પણ સહન નહીં થાય એવું મોટું તું જાણ. મારા બળની હું સ્તુતિ કરૂં છું તે યોગ્ય નથી. કારણ પોતાની મેળે પોતાના બળનાં વખાણ કરવાં, અથવા પોતાના ગુણો કહી દેખાડવા એ શ્રેષ્ઠ પુરૂષોને યોગ્ય નથી. તો પણ હે મિત્ર ! તું મિત્ર જાણીને પૂછે છે ત્યારેજ હું કહું છું, કેમકે કારણ વગર પોતાનાં વખાણ કરવાં નહીં. મારૂં બળ એટલું જાણ કે, પર્વત, વન, સમુદ્ર અને જળે સહિત આ પૃથ્વી જેમાં તું પણ રહે છે તેને, તેમજ સ્થાવર જંગમ સહિત સર્વ લોકને પણ હું મારી એક પાંખ ઉપર ઉપાડી શકું. સૂત કહે છે-ગરૂડનાં એવાં વચન સાંભળી, સર્વે લોકોનું કલ્યાણ ઇચ્છનારા ઇન્દ્રે કહ્યું જે તું બરાબર કહે છે તે પ્રમાણે તારે વિષે સંભવે છે. હવેથી મારી સાથે અત્યંત મિત્રપણું તારે રાખવું, ને આ અમૃતનું તને કાંઈ કામ નહીં હોય તો મને પાછું આપી દે, કારણ જેને તું અમૃત આપીશ તે અમને દુઃખ દેશે. ત્યારે ગરૂડે કહ્યું જે, આ અમૃત કંઇ કામ વાસ્તે હું લઇ જાઉં છું, પણ તે કોઇને પીવા સારૂ આપીશ નહીં. હે દેવતાના ઇશ્વર ! એ અમૃત હું જે ઠેકાણે મૂકું ત્યાંથી તું હરી જજે. તે સાંભળી ઇન્દ્રે કહ્યું જે, હે પક્ષિઓમાં ઉત્તમ ! એવાં તારાં વચન સાંભળી હું ઘણો પ્રસન્ન થયો છું, માટે તારી ઇચ્છા પ્રમાણે મારી પાસેથી વરદાન માગી લે. સૂત કહે છે-ઇન્દ્રનાં વચન સાંભળી ગરૂડે કદ્રુના પુત્ર સર્પોએ છળે કરી પોતાની માને દાસી કરી છે, તે યાદ કરીને કહ્યું કે, હે ઇંદ્ર ! તારી ઇચ્છા પૂરી કરવા હું સમર્થ છું, ને આ વખતે એવું વરદાન માગું છું કે, મહા બળવાન સર્પો મારા ભક્ષ્ય થાવ. 'ઠીક બહુ સારૂં એમ થશે,' એટલું કહી ઇન્દ્રે, દેવ અને યોગીના ઇશ્વર એવા ભગવાન પાસે જઇ, તેઓને સર્વ હકીકત કહી સંભળાવી. પછી ભગવાને પણ કહ્યું જે ભલે તે પ્રમાણે થાઓ. દેવરાજ ઇન્દ્રે ફરી ગરૂડ પાસે આવીને કહ્યું કે, જે ઠેકાણે તું અમૃત મૂકીશ ત્યાંથી હું હરણ કરી જઇશ. તે પછી ગરૂડ અમૃત લઇ પોતાની મા પાસે જલદીથી આવ્યો. પ્રસન્ન થઇ બધા સર્પોને તેણે કહ્યું જે, આ તમારે વાસ્તે અમૃત લાવ્યો છું, ને તે દર્ભોની ઉપર મૂકું છું, તે તમે સર્વ નાહી પવિત્ર થઇને પીઓ. હવે મારી માનું દાસીપણું ટાળવા વાસ્તે તમે જે મને કામ કરવા કહ્યું હતું તે મેં કર્યું, માટે હવેથી મારી મા દાસી નથી, ત્યારે ઠીક, એમ કહી સર્પો નાહાવા ગયા. તેટલામાં ઇંદ્ર આવી અમૃત લઇ સ્વર્ગમાં જતો રહ્યો. પછી સર્પો, નાહી જપ કરી પવિત્ર થઇને દર્ભોની ઉપર જ્યાં અમૃત મૂક્યું હતું ત્યાં આવ્યા, તો અમૃત હતું નહીં, ત્યારે તેઓએ જાણ્યું જે, જે પ્રમાણે કપટથી આપણે એની માને દાસી કરી હતી, તે પ્રમાણેજ કપટથી એણે અમૃતનું દાન કર્યું છે. પણ આ અમૃતનું સ્થાન છે એમ જાણી તે દર્ભોને તેઓ ચાટવા લાગ્યા, જેથી તેઓની બે જીભો થઇ ને તે અમૃતના સ્પર્શથી દર્ભો પવિત્ર થયા. પછી સર્પને ખાનારા, રૂડી કીર્તિવાળા, અને અત્યંત પ્રસન્ન થયેલા તે ગરૂડે, માતા સહિત તે વનમાં ફરીને સૌને રાજી કર્યાં. આ કથા જે મનુષ્ય નિરંતર બ્રાહ્મણની સભામાં

સાંભળે, અગર પાઠ કરે, તો તે નિશ્ચય મહાત્મા એવા ગરૂડના કીર્તનથી પુણ્યવાન થઈ સ્વર્ગને પામે.*

> इमां कथां यः शृणुयान्नरः सदा पठेतवाद्विजमणमुख्यसंसदि
> असंशयं त्रिदिवामियात्सपुण्यभाक् महात्मनः पतगपतः प्रकीर्तनात् ॥

इति श्रीमहाभारत आदिपर्वणि आस्तीकपर्वणि सौपर्णे गुर्जरभाषायां चतुस्त्रिंशोऽध्यायः ॥ ३४ ॥



## અધ્યાય ૩૫ મો. સર્પોનાં નામ.

> शौनक उवाच—भुजंगमानां शापस्य मात्रा चैव सुतेनच
> विनतायास्त्वया प्रोक्तं कारणं सूतनंदन ।

શૌનક પુછે છે-હે સૂત! સર્પોને મા થકી ને વિનતાને પુત્ર થકી શાપો થયા, તેનું કારણ તમોએ કહ્યું; ને કદ્રૂ તથા વિનતાને તેઓના સ્વામિ કશ્યપ મુનિએ વરદાન આપ્યું તે, તથા વિનતાના બે પુત્રોનાં નામ પણ તમોએ કહ્યાં પણ હજી સર્પોનાં નામ તમોએ કહ્યાં નથી, માટે અમે મુખ્ય સર્પોનાં નામ સાંભળવા ઇચ્છીએ છીએ.

સૂત કહે છે-સર્પો ઘણા હોવાથી તેઓનાં નામ મેં તમોને કહ્યાં નથી. પણ તમારા કહેવાથી તેઓમાંના મુખ્યોનાં નામ હું કહું છું તે સાંભળો. પ્રથમ શેષ ઉત્પન્ન થયા, પછી વાસુકિ, ઐરાવત, તક્ષક, કર્કોટક, ધનંજય, કાલીય, મણિનાગ, આપૂરણ, પિંજરક, એલાપત્ર, વામન, નીલ, અનીલ, કલ્માષ, શબલ, આર્યક, ઉગ્રક, કળશપોતક, સુમન, દધિમુખ, વિમળ, પિંડક, શંખ, વાલિશિક, નિષ્ટાનક, હેમગુહ, નહુષ, પિંગલ, બાહ્યકર્ણ, હસ્તિપદ, મુદ્ગરપિંડક, કંબળ, અશ્વતાર, વૃત, સંવર્તક, પદ્મ, શંખમુખ, કુષ્માંડક, ક્ષેમક, પિંડારક, કરવીર, પુષ્પ, દંષ્ટ્ર, બિલ્વક, બિલ્વપાંડુર, મૂષકાદ, કૌરવ્ય, ધૃતરાષ્ટ્ર, શંખપિંડ, વિરજા, સુબાહુ, શાલિપિંડ, હસ્તિપિંડ, પિઠરક, સુમુખ, કૌનપાશન, કુઠર, કુંજર, પ્રભાકર, કુમુદ, કુમુદાક્ષ, તિતિર, હલિક, કર્દમ, બહુમૂલક, કર્કર, અકર્કર, કુંડોદર, મહોદર, એ સર્વે ઉત્પન્ન થયા. હે શૌનક! સર્પોમાં એટલા સર્પો મુખ્ય છે ને તેઓના વંશમાં હજારો લાખો અને કરોડો સર્પો છે, જેની સંખ્યા થઇ શકતી નથી.

> बहूनीह न नामानि प्रयुतान्यर्बुदानि च
> अशक्यान्येवसंख्यातुं पन्नगानां तपोधन ॥

इति श्रीमहाभारत आदिपर्वणि आस्तीकपर्वणि गुर्जरभाषायां सर्पनामकथने पंचत्रिंशोऽध्यायः ॥ ३५ ॥



---

* પારકાનું બૂરૂં કરનારા માણસો જે મોટી પદવી પામવાની ઇચ્છા રાખે છે, તો તેઓને તે મળવાને બદલે પોતાની અસલ પદવી થકી પણ હલકી પદવી મળે છે; જેમ નીચ સર્પો અમૃત પામવા ગયા તો તેને બદલે ગરૂડના ભક્ષ્ય થઇ પડ્યા.

## અધ્યાય ૩૬ મો. શેષે પૃથ્વી ધારણ કરી.

**शौनक उवाच--आख्याताभुजगास्तात वीर्यवंतो दुरासदाः**
**शापंतं तेमाविज्ञाय कृतवंतः किमुत्तरं ॥**

શૌનક પૂછે છે—હે સૂત ! કોઇથી સહન નહીં થાય એવા પરાક્રમી સર્પો તમોએ કહ્યા, પણ તે સર્પોએ માનો શાપ જાણીને શું કર્યું તે કહો. સૂત કહે છે પોતાની મા કદ્રુનો શાપ સાંભળી તે સર્પોમાં મોટા યશવાળો શેષનાગ, પોતાની માતાને મૂકીને વાયુનો આહાર કરતો થકો ગોકર્ણ, પુષ્કરારણ્ય, ઇત્યાદિ ક્ષેત્રોમાં ફરીને હિમાલયની તળેટીમાં ગંધમાદન પર્વત પ્રત્યે જઇને, બદ્રિકાશ્રમમાં ઇન્દ્રિયો નિયમમાં રાખી, જટા ધારણ કરી અને વનકુલ પહેરીને, ઉગ્ર તપ કરવા લાગ્યો; જેથી તેનું શરીર અત્યંત ક્ષિણ થઇ ગયું. પછી તેને બ્રહ્માએ જોઇને કહ્યું કે, હે શેષ ! તું આ ઉગ્ર તપે કરી પ્રજાને તપાવે છે એ ઠીક નહીં, તારે તો પ્રજાનું કલ્યાણ થાય તેમ કરવું તારા હૃદયની ઇચ્છા હોય તે મારી પાસે કહે. શેષે કહ્યું જે, મારા મંદ બુદ્ધિવાળા ભાઇઓ પરસ્પર શત્રુની પેઠે અદેખાઈ કરે છે, ને વિનતાને દેખી શકતા નથી. વળી મહાત્મા એવા અમારા પિતા કશ્યપના વરદાનથી અત્યંત બળવાન એવો, અમારો બીજો ભાઇ વિનતાનો પુત્ર ગરૂડ આકાશમાં રહેનારો છે, તેનો પણ નિરંતર દ્રેષ કરે છે. માટે એવા ભાઇઓની સાથે હું વસવાને ઇચ્છતો નથી, ને હવેથી હું તેઓને જોવા પણ ખુશી નથી, વાસ્તે તપ કરી મારૂં શરીર ત્યાગ કરીશ. પણ હે બ્રહ્મા ! જન્માંતરમાં પણ મને એઓનો સમાગમ ન થાવ તેમ કરો. બ્રહ્માએ કહ્યું કે તારા સર્વ ભાઇઓનો અભિપ્રાય હું જાણું છું; માના શાપથકી તારા ભાઇઓને મોટું ભય થયું છે. પણ હે શેષ ! એનું નિવારણ મેં પૂર્વેજ કરી રાખ્યું છે, માટે તારે કાંઈ ભાઇનો શોક કરવો નહીં. હવે તારી ઇચ્છામાં આવે એવું વરદાન માગ, ધર્મને વિષે આવી તારી બુદ્ધિ જોઇને હું તારી ઉપર પ્રસન્ન થયો છું, એજ પ્રમાણે હમેશ તારી બુદ્ધિ ધર્મને વિષે સ્થિર થાઓ. શેષે કહ્યું જે હે બ્રહ્મા ! હું પણ એજ વરદાન માગું છું કે ધર્મને વિષે, મન જીતવા વિષે અને તપને વિષે, મારી અચળ બુદ્ધિ રહે. બ્રહ્માએ કહ્યું જે, હે શેષ! તારી શાંતિએ કરી હું તારી ઉપર પ્રસન્ન થયો છું. હવે મારી આજ્ઞાથી પ્રજાના હિતવાળું આ મારૂં વચન તારે માનવું. તે એ કે–પર્વતો, વનો, ગામો અને શહેરો સહિત આ ચળાયમાન પૃથ્વીને સારી રીતે ગ્રહણ કરી, તું તેની નીચે બેસ, જેથી આ પૃથ્વી અચળ થાય. શેષે કહ્યું જે, હે વરદાન આપનારા જગત્પતિ ! તમે જે પ્રમાણે કહો છો તે પ્રમાણે હું પૃથ્વીને ધારણ કરીશ, પણ તે મારા મસ્તક ઉપર તમે મૂકો. બ્રહ્માએ કહ્યું કે હે સર્પમાં ઉત્તમ ! પૃથ્વીની નીચે તમે જાઓ, એ પૃથ્વી પોતે તમોને જવાનો રસ્તો આપશે. આ પૃથ્વીને તમે ધારણ કરશો તો હું પ્રસન્ન થઇશ. સૂત કહે છે કે પછી સર્પ માત્રમાં મોટા અને સમર્થ એવા શેષે, પૃથ્વીએ રસ્તો આપ્યો એટલે તેની નીચે જઇ સમુદ્ર પર્યંત તેને ચોફેરથી ગ્રહણ કરીને પોતાના મસ્તક ઉપર ધારણ કરી. ત્યારે બ્રહ્માએ કહ્યું કે, હે સર્પમાં ઉત્તમ ! હે શેષ ! આ આખી પૃથ્વીને અનંત ફણોવડે ગ્રહણ કરીને તમે એકલાએ ધારણ કરી, માટે તમે પણ ઇંદ્ર અને મારા સરખા દેવ છો. એમ કહી દેવતાઓમાં ઉત્તમ એવા ભગવાન બ્રહ્માએ વિનતાના પુત્ર ગરૂડજીને શેષજીની

સહાયતામાં આપ્યા. સુત કહે છે—એ પ્રમાણે પ્રતાપવાન અને અનંત એવા શેષ બ્રહ્માની આજ્ઞાથી પૃથ્વીને ધારણ કરી તેની નીચે વસે છે એમ કહેવાય છે.

अधोभुमौवसत्येवं नागोनंतःप्रतापवान्
धारयन्वसुधामेकः शासनाद्ब्रह्मणोविभुः ॥

इति श्रीमहाभारत आदिपर्वणि आस्तीकपर्वणि गुर्जरभाषायां शेषवृत्तकथने षट्त्रिंशोऽध्यायः ॥ ३६ ॥

અધ્યાય ૩૭ મો. સર્પયજ્ઞ અટકાવવાના તુરંગ.

सूत उवाच--मातुःसकाशात्तंशापं श्रुत्वावैपन्नगोत्तमः
वासुकिश्चिंतयामास शापोयं नभवेत्कथं ॥

સુત કહે છે—મા થકી થયેલો શાપ સાંભળીને સર્પોમાં શ્રેષ્ઠ એવા વાસુકિ નાગે, એ શાપ કેમ ન લાગે, તે વિષે વિચાર કરવા માંડ્યો; અને ઐરાવત જેમાં આદિ છે એવા પોતાના ધર્મિષ્ટ ભાઇઓને બોલાવીને કહ્યું કે, હે ભાઇઓ! માયે જે પ્રમાણે શાપ આપ્યો તે તમે જાણો છો, માટે તે શાપ ટાળવા સારૂ કંઈ યત્ન કરવાનો આપણે વિચાર કરીએ. કારણ સર્વે શાપ ટાળવાનો ઉપાય છે, પણ માએ આપેલા શાપ ટાળવાનો ઉપાય કંઈ પણ દેખાતો નથી. વળી એ શાપ સત્ય લોકના પતિ બ્રહ્માની સમક્ષ માએ આપ્યો, તે સાંભળી મારૂં હૃદય કંપે છે; ને તે અનંત એવા બ્રહ્માએ તેને શાપ આપતાં વારી પણ નહીં, તેથી આપણુ સર્વેનો નાશ પાસે આવ્યો, એમ મને લાગે છે. માટે સર્વે સર્પોનું કલ્યાણ થાય, તેમ સર્પયજ્ઞની પહેલાં આપણી મુક્તિનો ઉપાય, આપણે વિચાર કરી શોધી કહાડીએ. જેમ પૂર્વે નાશ પામેલા અગ્નિને દેવતાઓએ મંત્રે કરી શોધી કહાડ્યો હતો. હવે જનમેજય રાજાનો યજ્ઞ ન થાય, ને સર્પોનો નાશ થતો અટકે, તેમ આપણે કરવું. સુત કહે છે—તે વાતને સ્વીકારી સર્પો સર્વે એકમત થયા ને પછી પોતપોતાના વિચારો જણાવવા લાગ્યા. તેમાં કેટલાક બોલ્યા જે આપણે બ્રાહ્મણો થઇ જનમેજય રાજા પાસે જઇને માગીએ કે, તમારો યજ્ઞ ન થાય. ત્યારે કેટલાક પંડિતાઇનું અભિમાન રાખનારાઓએ કહ્યું જે, આપણે જનમેજય રાજા પાસે જઇ તેના મંત્રિયો થઇએ, જેથી સર્વે કામોના ઠરાવ વિષે તે આપણને પૂછશે એટલે આપણે યજ્ઞની બાબતમાં કહેવું જે, યજ્ઞ કરવાંમાં ઘણા દોષ છે, ને તેથી આ લોક ને પરલોક બેઉ બગડે છે; એવાં કારણ બતાવી જેમ યજ્ઞ ન થાય તેમ કરીએ. અથવા સર્પયજ્ઞની ક્રિયા કરાવનાર જે ઉપાધ્યાય અને બીજા ઋત્વિજ બ્રાહ્મણો હોય, તે સર્વેને આપણે જઇ કરડીએ, એટલે તે સર્વના મરણ પામવાથી યજ્ઞ અટકી પડે ને આપણું કામ થઈ જાય. તે સાંભળી કેટલાક ધર્માત્મા અને દયાળુ સર્પો કહેવા લાગ્યા જે, એ તમારૂં અજ્ઞાન છે, કારણ બ્રહ્મહત્યા કરવી યોગ્ય નથી. આપત્કાળને વિષે શાંતિ રાખીને નિષ્પાપ હોય એવા ઉપાય કરવા, પણ ઉત્તરોત્તર જેમાં અધર્મ છે એવા ઉપાય કરવા નહીં; કારણ તેમ કર્યાથી આખા જગતનો ક્ષય થાય છે. વળી કેટલાક બોલ્યા જે, યજ્ઞના વધેલા અગ્નિને વિજળિએ સહિત મેઘ થઇને આપણે

ઠારી નાખીએ. કેટલાકોએ કહ્યું જે, યજ્ઞના શ્રુવાદિ પાત્રો આપણે હરી જઇએ, અથવા યજ્ઞમાં જઇ હજારો મનુષ્યને કરડીએ, અથવા તૈયાર કરેલું જે ખાવાનું અન્ન હોય, તેમાં આપણું મૂત્ર અને વિષ્ટા નાખીને તે ખરાબ કરી નાખીએ, જેથી યજ્ઞમાં વિઘ્ન પડવાથી આપણું ભય ટળી જશે. કેટલાક બોલ્યા કે આપણે બ્રાહ્મણનું રૂપ લઈ તે યજ્ઞના ઋત્વિજો થઇ તે યજ્ઞમાં હરકત થાય તેમ કરીએ. ત્યારે બીજાઓએ કહ્યું જે, જ્યારે એ જનમેજય રાજા જળમાં સ્નાન કરવા આવે, ત્યારે તેને ઘેર લાવીને બાંધી મૂકીએ, એટલે યજ્ઞ થશે નહીં. એટલામાં પંડિતાઇની શેખાઇ રાખનારા કેટલાક બોલી ઉઠયા જે, તે રાજાને આપણે ઘેર લાવીને કરડીએ, એટલે આપણા અનર્થનું મૂળજ કપાઇ જાય. એમ પોતપોતાના વિચારો જણાવીને સર્પોએ વાસુકિને કહ્યું જે, હે ભાઇ ! અમારા સર્વના વિચારો અમે તમોને કહ્યા, તેમાંથી જે તમોને યોગ્ય ભાસે તે પ્રમાણે તમે તત્કાળ કરો. એમ કહી સર્વે ચૂપ થઈ ગયા. ત્યારે વાસુકિએ વિચાર કરીને કહ્યું કે, હે સર્પો ! આ તમારા વિચારો પ્રમાણે ચાલવાની મારી બુદ્ધિ થતી નથી, માત્ર મહાત્મા કશ્યપનું પ્રસન્ન થવું તેજ આપણા સર્વનું કલ્યાણ છે, એમ હું માનું છું. જેમ તમારૂં હિત થાય તેમ મારે કરવું, કારણ સારા નરસાનો નિમિત્ત હું છું તેથી એ વિષે મને ઘણીજ કાળજી રહે છે.

**मयाहीदं विधातव्यं भवतां यद्धितं भवेत्**
**अनेनाहं भृशं तप्ये गुणदोषौ मदाश्रयौ ॥**

**इति श्रीमहाभारत आदिपर्वणि आस्तीकपर्वणि वासुक्यादिमंत्रणे गुर्जरभाषायां सप्तत्रिंशोऽध्यायः ॥ ३७ ॥**

## અધ્યાય ૩૮ મો. એલાપત્રે સૂચવેલો ઉપાય.

**सूत उवाच—सर्पाणां तु वच श्रुत्वा सर्वेषामिति चेति च**
**वासुकेश्च वचःश्रुत्वा एलापत्रो ब्रवीदिदं ॥**

સૂત કહે છે—સર્વે સર્પોના તથા વાસુકીના એવાં વચન સાંભળીને એલાપત્ર નામના સર્પે આ પ્રમાણે કહ્યું જે, હે ભાઇઓ ! તે યજ્ઞ પણ થશે ને જે રાજા થકી આપણને ભય છે, તે રાજા પણ એવો નહીં થાય કે જેને આપણે પરાભવ પમાડી શકીશું. જેમ દૈવથી હણાયલો પુરૂષ દૈવનોજ આશ્રય કરે છે, તેમ આપણી ઉપર પણ આ ભય દૈવથીજ આવ્યું છે, માટે આપણે પણ દૈવનોજ આશ્રય રાખવો. હવે હું કહું છું તે શ્રવણ કરો. જે વખતે માએ શાપ આપ્યો તે વખતે ભયથી હું તેના ખોળામાં બેઠો હતો, ત્યાં મેં દેવતાઓને બ્રહ્મા પાસે આ પ્રમાણે બોલતા સાંભળ્યા જે, અહો ! સ્ત્રીઓ અતિ તીક્ષ્ણ સ્વભાવવાળી છે ! હે દેવના દેવ બ્રહ્મા, તીક્ષ્ણ સ્વરૂપવાળી કદ્રુ વિના પોતાના પ્રિય પુત્રોને કોણ શાપ આપે ? વળી તમે તેને શાપ આપતાં વારવાને બદલે કહ્યું કે, “ ભલે તેં શાપ આપ્યો, ” તેનું કારણ શું ? તે અમે જાણવાને ઇચ્છીએ છીએ, ત્યારે બ્રહ્માએ

---

* આ અધ્યાયની કથાથી વ્યાસજીએ એવી સૂચના કરી જે, મનુષ્યોએ હરકોઇ મોટું કામ આરંભવું હોય તો, તે પ્રથમ વિચાર કરી એકમત થઇને આરંભવું.

કહ્યું કે, તીક્ષ્ણ અને ભયંકર રૂપવાળા તેમજ અત્યંત વિષથી ભરેલા એવા ઘણા સર્પો છે, માટે પ્રજાના હિત વાસ્તે મેં તને શાપ આપતાં વારી નહીં, કારણ કે એવા તુચ્છ, પાપી અને ખરાબ આચરણવાળા સર્પો જનમેજય રાજાના યજ્ઞમાં નાશ પામશે, પણ ધર્માચરણ પાળનારા સર્પો નાશ પામશે નહીં. હે દેવતાઓ ! તે વખત આવશે ત્યારે ધર્મિષ્ટ સર્પો કેમ મૂકાશે તે તમને કહું તે સાંભળો. માયાવર બ્રાહ્મણના કુળમાં બુદ્ધિમાન તપસ્વી અને જીતેંદ્રિય એવા જરત્કારૂ નામે ઋષિ થશે, તેનો આસ્તીક નામે પુત્ર થશે, તે જનમેજય રાજાનો યજ્ઞ બંધ કરાવશે, એટલે ધર્માચરણ પાળનારા સર્પો બચી જશે. તે સાંભળી દેવતાઓએ ફરી પૂછ્યું કે, તે મહાતપસ્વી જરત્કારૂ બ્રાહ્મણ, મહાત્મા એવા આસ્તીકને કોને વિષે ઉત્પન્ન કરશે ? બ્રહ્માએ કહ્યું કે, પોતાનાજ સરખા નામવાળી જરત્કારૂ નામે વાસુકિની બેન છે, તેને સ્ત્રી કરીને તેના વિષે તે પરાક્રમી આસ્તીક પુત્રને ઉત્પન્ન કરશે, એમ કહી બ્રહ્મા સ્વર્ગમાં ગયા. હે વાસુકિ ! બ્રહ્મા થકી જે પ્રમાણે મેં સાંભળ્યું છે, તે પ્રમાણે કરવું મને ઠીક લાગે છે; માટે જરત્કારૂ નામે તારી બેન છે, તેને રૂડા વ્રતવાળા અને ભિક્ષાની પેઠે માગનાર જરત્કારૂ ઋષિને, સર્પોના ભયની શાંતિ વાસ્તે તારે આપવી. એજ મેં આપણો મોક્ષ સાંભળ્યો છે.*

भैक्षवद्भिक्षमाणाय नागानां भयशांतये
ऋषयेसुव्रतायैना मेषमोक्षः श्रुतो मया ॥

इति श्रीमहाभारत आदिपर्वणि आस्तीकपर्वणि एलापत्रवाक्ये गुर्जरभाषायां अष्टात्रिंशोऽध्यायः ॥ ३८ ॥

## અધ્યાય ૩૯ મો. વાસુકીએ જરત્કારૂને કુંવારી રાખી.

सूत उवाच—एलापत्रवचः श्रुत्वा तेनागा द्विजसत्तम
सर्वे प्रहृष्टमनसः साधुसाध्वित्यथाब्रुवन् ॥

સૂત કહે છે—હે બ્રાહ્મણમાં શ્રેષ્ઠ ! એલાપત્રનાં વચન સાંભળી પ્રસન્ન થઈને સર્વે સર્પો ઘણું સારૂં, એમ કહેવા લાગ્યા. પછી વાસુકિ નાગ, પોતાની બેન જરત્કારૂને તે ઋષિ વાસ્તે સાચવી રાખીને, પ્રસન્ન થઈ એલાપત્રે કહેલી વાતનો નિશ્ચય કરવા સારૂ દેવતાઓની સાથે બ્રહ્માજી પાસે ગયો. ત્યાં દેવતાઓએ બ્રહ્માને કહ્યું જે, હે બ્રહ્મા ! જ્ઞાતિનું કલ્યાણ ઈચ્છનારો આ વાસુકિ નાગ, માના શાપથકી બીહીને અત્યંત તપે છે, માટે એના મનનું દુઃખ ટાળવાને તમે લાયક છો. વળી વાસુકિ નાગ હમેશ અમોને અનુકૂળ રહે છે, વાસ્તે પ્રસન્ન થઈને એના મનનો તાપ શમાવો. બ્રહ્માએ કહ્યું કે મેં પૂર્વેજ એ વિષે નિશ્ચય કરીને જે કહેલું છે, તે એલાપત્ર થકી એણે સાંભળ્યું છે. માટે વખતસર વાસુકિએ તે પ્રમાણે કરવું, જેથી પાપી નાગો બળી જશે ને ધર્મિષ્ટ નાગોનો બચાવ થશે. તે ઉગ્ર

* આ અધ્યાયનું તાત્પર્ય એટલું છે કે, પ્રાણીઓને દુઃખ દેનારા અને આડે રસ્તે ચાલનારા એવા પાપિષ્ઠ પુત્રોને મા પણ હણે છે, ત્યારે બીજા હણે તેમાં શું ? માટે આડે રસ્તે ચાલનારાઓને દંડ આપવો એ પુણ્યરૂપ છે.

તપવાળો જરત્કારૂ બ્રાહ્મણ હાલ ઉત્પન્ન થઇ ચૂકયો છે, તેને વાસુકિ નાગે પોતાની બેન આપવી. હે દેવતાઓ, એલાપત્ર સર્પે જે વચન કહ્યું છે, તેજ સર્પોનું હિતરૂપ છે, બીજા પ્રકારે સર્પોનું હિત થાય તેમ નથી સૂત કહે છે કે એ પ્રમાણે શાપથી મોહ પામેલા સર્પના રાજા વાસુકીએ, બ્રહ્માનાં વચન સાંભળીને જરત્કારૂ ઋષિને પોતાની બેન આપવી, એવો નિશ્ચય કરીને કેટલાક સર્પોને પોતાની બેનને સાચવવા રાખ્યા, ને તેઓને કહ્યું કે, જરત્કારૂ બ્રાહ્મણ જ્યારે વરવાની ઇચ્છા કરે, ત્યારે મને જલદીથી આવીને કહેવું જેથી આપણું કલ્યાણ થશે.

जरत्कारुर्यदा भार्या मिच्छेद्वरयितुं प्रभुः
शीघ्रमेत्यतदाख्येयं तन्न श्रेयो भविष्यति ॥

इति श्रीमहाभारत आदिपर्वणि आस्तीकपर्वणि जरत्कार्वन्वेषणे गुर्जरभाषायां एकोनचत्वारिंशोऽध्यायः ॥ ३९ ॥

## અધ્યાય ૪૦ મો. પરિક્ષિતનું અપકૃત્ય.

शौनक उवाच--जरत्कारुरितिख्यातो यस्त्वयासूतनंदन
इच्छामि तदहं श्रोतुं ऋषेस्तस्य महात्मनः ॥

શૌનક પૂછે છે–હે સૂત, તમોએ તે મહાત્મા ઋષિનું નામ જરત્કારૂ કહ્યું, પણ એ ઋષિનું એવું નામ કેમ પડયું, તે હું સાંભળવા ઇચ્છું છું; માટે જરત્કારૂ શબ્દનો અર્થ યથાર્થ કહેવાને તમે લાયક છો. સૂત કહે છે જરા એટલે ક્ષય અને કારૂ એટલે ઉન્મત્તપણું એટલે એ ઋષિએ પોતાના શરીરનું ઉન્મત્તપણું ઉગ્ર તપે કરી ધીરે ધીરે ક્ષય કરી નાખ્યું, તેથી એનું જરત્કારૂ એવું નામ પડયું. તેમજ વાસુકિની બેને પણ પોતાનું શરીર તપે કરી દુર્બળ કરી નાખ્યું હતું, તેથી તેનું નામ પણ જરત્કારૂ પડયું. સૂતનાં એવાં વચન સાંભળી શૌનક ઋષિએ હસીને કહ્યું જે, હે સૂત ! સરખી અવસ્થા અને સરખા રૂપવાળાનોજ વિવાહ યોગ્ય કહેવાય છે. હવે એ જરત્કારૂના નામ વિષે તમે કહ્યું તે મેં જાણ્યું, પણ તેનો પુત્ર આસ્તીક કેવી રીતે ઉત્પન્ન થયો તે હું જાણવા ઇચ્છું છું. સૂત કહે છે–હે શૌનક ! તમોએ આસ્તીકની વાત પૂછી, પણ જનમેજય રાજાએ સર્પયજ્ઞ શું કરવા કર્યો, તેનું કારણ વિસ્તારથી કહેવા વાસ્તે હાલ હું તમોને પરિક્ષિત રાજાની વાત કહું તે સાંભળો. કુરૂવંશમાં ઉત્પન્ન થયેલા, મહાબાહુ, અને યુદ્ધની વખતે ધનુષ ધરનારાઓમાં શ્રેષ્ઠ ! જાણે બીજા પાંડુરાજાજ હોયની, એવા પરિક્ષિત રાજાને મૃગયા કરવા વાસ્તે વારંવાર વનમાં જવાની ટેવ હતી. કોઇ સમયે તે રાજા, વનમાં જઇને કેટલાક મૃગો, વરાહો, જરખો, પાડાઓ અને બીજા પણ વિવિધ પ્રકારના વનના પ્રાણિયોને વિંધતો થકો તે વનમાં ફરતો હતો. તેટલામાં એક મૃગની ઉપર તેની નજર પડવાથી, બાણેકરી તેણે તે મૃગને વિંધ્યો, ને મહાદેવજી જેમ યજ્ઞના મૃગને વિંધીને, હાથમાં ધનુષ લઈ તેને ખોળવા વાસ્તે તેની પછવાડે ગયા હતા, તેમ તે નૃપ વિંધેલા મૃગને જોવા માટે તેની પછવાડે ગાઢા વનમાં ગયો. પણ તે મૃગ કયાંય જોવામાં આવ્યો નહીં, તેથી તે રાજા તેની શોધમાં તે વનની અંદર ઘણેજ છેટે નીકળી ગયો, પછી ત્યાં ફરતાં ફરતાં થાકી ગયેલા અને તૃષાથી પીડા-

થયા તે રાજાએ કોઇ શમીક નામના ઋષિને દીઠા, જે ઋષિ ગાયોના સ્થાનને વિષે બેઠેલા હતા; અને ગાયોને ધાવતી વખતે વાછડાઓના મુખમાંથી જે ફીણ નીકળે તેજ ખાનારા, તેમજ તીક્ષ્ણ વ્રત પાળનારા હતા તેની પાસે ઉતાવળથી જઇ, ધનુષ હાથમાં લઇ તે રાજાએ તેને પૂછ્યું જે, હે બ્રાહ્મણ ! હું અભિમન્યુનો પુત્ર પરિક્ષિત રાજા છું. મેં વિંધ્યો એવો મૃગ નાસી ગયો છે, તેને તમોએ ક્યાંય જોયો ? એ રાજાના પ્રશ્નનો ઉત્તર તે મુનિએ કંઇ આપ્યો નહીં, કારણ તે મૌનવ્રત ધારણ કરી બેઠેલા હતા. પરિક્ષિત રાજાએ અતિ ક્રોધ ચડાવી, એક મૂએલા સર્પને, ધનુષના છેડાએ કરી ઉપાડીને તે મુનિના ખભા ઉપર નાખ્યો, પણ તે મુનિ કાંઇ સારૂં નરસું બોલ્યો નહીં. ત્યારે તે મુનિએ દૃઢ સમાધિ ધારણ કરી છે, એમ જાણી રાજા ક્રોધ મૂકી ખેદ પામતો થકો પોતાના શહેરમાં ગયો; ને તે ક્ષમાવાન અને સ્વધર્મમાં તત્પર એવા મહામુનિ, પરિક્ષિત રાજાએ પોતાનો તિરસ્કાર કર્યો તો પણ, તેનો પ્રતીકાર કરવાને બદલે એમને એમ બેસી રહ્યા, એ પ્રમાણે રાજાના સિંહરૂપ અને ભરતકુળમાં શ્રેષ્ઠ એવો પરિક્ષિત રાજા ઋષિને દંભી જાણી તેનો તિરસ્કાર કરીને હસ્તિનાપુરમાં ગયો. એટલામાં તે સમીક મુનિનો મોટા તપવાળો અને મહા ક્રોધી શુંગી નામે પુત્ર, ઇન્દ્રિયો નિયમમાં રાખી સર્વ પ્રાણિનું કલ્યાણ કરતા બ્રહ્માનું ઉપસ્થાન કરી, તેઓની આજ્ઞાથી થોડા કાળમાંજ પોતાને ઘેર આવેલો હતો; તે કોઇ ઋષિના પુત્ર કૃશ નામના પોતાના મિત્રની સાથે રમતો હતો. તેને તે મિત્રે હસતાં હસતાં કહ્યું જે, હે શુંગી ! તું ગર્વ મૂકી દે, કારણ તારા પિતાએ મરી ગયેલા સર્પને ખભા ઉપર રાખ્યો છે. હવેથી કોઈ વખતે ઋષિના છોકરાઓ માંહોમાંહે એમ કહે જે, અમે બ્રહ્મવેત્તા, તપસ્વી અને સિદ્ધ છીએ, તે વખતે તારે કાંઇ બોલવું નહીં, કારણ તારૂં પુરૂષાતન હવે ક્યાં રહ્યું ? એવી અહંકારની વાણી પણ ક્યાં રહી ! કેમકે તારા પિતાને તું સર્પનો શબ ધારણ કરેલો જોઇશ ! હે મુનિમાં શ્રેષ્ઠ ! તારા પિતાનો તિરસ્કાર થયો, તેમાં તેનો અપરાધ નથી; તિરસ્કારથી મારા પિતાનો તિરસ્કાર થયો હોય ને હું દુઃખ પામું, તેમ હું અત્યંત દુઃખ પામ્યો છું.

पित्रा च तव तत्कर्म नानुरूपमिवात्मनः
कृतं मुनिजनश्रेष्ठ येनाहं भृशदुःखितः

इति श्रीमहाभारत आदिपर्वणि आस्तीकपर्वणि परीक्षितुपाख्याने गुर्जरभाषायां चत्वारिंशोऽध्यायः ॥ ४० ॥

## અધ્યાય ૪૧ મો. રાજાને શાપવા માટે ઠપકો.

सूत उवाच—एवमुक्तः स तेजस्वी शृंगी कोपसमन्वितः
मृतधारं गुरुं श्रुत्वा पर्यतप्यत मन्युना ॥

સૂત કહે છે-પોતાના પિતાએ મરી ગયેલો સર્પ ધારણ કરેલો છે, એ વાત સાંભળીને ક્રોધથી ભરેલા તેજસ્વી શુંગીએ, અતિ તપાયમાન થઇ તે કૃશને પૂછ્યું જે, હે કૃશ ! મારા પિતાના ખભા ઉપર મરી ગયેલો સર્પ કોણે નાખ્યો ? કૃશે કહ્યું કે, મૃગયા કરવા ગયેલા પરિક્ષિત રાજાએ નાખ્યો. શૃંગી બોલ્યો જે, તે દુષ્ટ બુદ્ધિવાળા રાજાનો

મારા પિતાએ શો અપરાધ કર્યો હતો ? તે મને યથાર્થ કહે, ને પછી મારા તપનું બળ જો. કૃશે કહ્યું કે, અભિમન્યુનો પુત્ર પરિક્ષિત રાજા મૃગયા કરવા વનમાં ગયો હતો ત્યાં કોઇ ઉતાવળી ગતિવાળા મૃગને બાણે કરી વિંધીને, તેની પછવાડે પોતે એકલો ગયો; પણ તે મોટા વનમાં તે મૃગ તેના જોવામાં આવ્યો નહીં. ત્યારે ભૂખ અને તૃષાના શ્રમથી આતુર થઇને તે રાજાએ, ત્યાં મૌનવ્રત ધારણ કરી બેઠેલા તારા પિતાને વારંવાર તે મૃગ વિષે પૂછ્યું, તેનો ઉત્તર તારા પિતાએ કંઇ આપ્યો નહીં, તેથી ક્રોધ ચડાવી તેણે એક મરી ગયેલા સર્પને, પોતાના ધનુષના છેડાએ કરી તારા પિતાના ખભા ઉપર નાખ્યો. તો પણ હે શૃંગી! તારા પિતા કાંઇ બોલ્યા નહીં, ને તે રાજા પોતાના હસ્તિનાપૂર શહેરમાં ગયો. સૂત કહે છે–તે ઋષિના પુત્ર કૃશ થકી સર્વે હકીકત સાંભળીને, શમીક ઋષિના પુત્ર શૃંગીએ ક્રોધથી લાલ નેત્રે કરીને, જળનું આચમન કરી રાજાને શાપ આપ્યો કે, જે પાપીએ મૌનવ્રત ધારણ કરી બેઠેલા મારા વૃદ્ધ પિતાના ખભા ઉપર મરી ગએલો સર્પ નાખ્યો છે, તે પાપી રાજાને મારા વચનના બળથી પ્રેરાયેલો અત્યંત વિષવાળો સર્પનો રાજા તક્ષક નાગ, આજથી સાતમે દિવસે યમલોકમાં મોકલશે એ પ્રમાણે અતિ ક્રોધથી શાપ આપીને તે શૃંગી પોતાના પિતા પાસે આવ્યો ત્યાં તેમના ખભા ઉપર મૂકેલા સર્પને જોઈ તેની આંખમાંથી અશ્રુ પડયાં, ને ફરી તેને અતિ ક્રોધ ચડયો. તેથી તેણે પોતાના પિતાને કહ્યું કે, હે પિતા ! એ દુરાત્મા પરિક્ષિત રાજાએ તમારો આવી રીતે તિરસ્કાર કર્યો, તે સાંભળી મેં તેને શાપ આપ્યો છે, જે કુરૂકુળમાં અધમ એવા એ પાપીને આજથી સાતમે દિવસે સર્પનો રાજા તક્ષક નાગ યમ લોકમાં મોકલશે. પોતાના ક્રોધી પુત્રનાં એવાં વચન સાંભળી શમીક ઋષિ બોલ્યા જે, હે પુત્ર ! તેં જે કહ્યું તેમાં હું ખુશી થયો નથી, કારણ તપસ્વીને એમ કરવું ઘટતું નથી. એ રાજાના દેશમાં આપણે રહીએ છીએ, ને તે ન્યાયથી આપણી રક્ષા કરે છે, માટે તેનો અપરાધ હું ગણતો નથી. હે પુત્ર ! ક્ષમા રાખવી એજ આપણો ધર્મ છે, ને તે જો મૂકીએ તો આપણને દુઃખ થાય છે, કેમકે આપણું રક્ષણ કરનાર રાજા જો નાશ પામશે, તો આપણને મોટી પીડા થશે, ને સુખે કરી આપણાથી ધર્મ પળાશે નહીં; એમ જાણી રાજાનો અપરાધ તો ક્ષમા કરવો જોઇએ. એ પરિક્ષિત રાજા ઘણું કરીને એના પ્રપિતામહ પાંડુ રાજાની પેઠે આપણી રક્ષા કરે છે, કારણ પ્રજાની રક્ષા કરવી, એજ રાજાનો ધર્મ છે, એવું એ રાજા જાણે છે. હે પુત્ર ! તે રાજા ભૂખ્યો અને થાકી ગયેલો હોવાથી, આ કામ તેણે અજાણપણામાં કર્યું હશે, એમ હું માનું છું. એવા રાજા વગરનો દેશ થશે તો ચોરાદિકની કેટલીક પીડા થઇ પડશે; ત્યારે તેઓને દંડ કોણ આપી શકશે ? ને તેઓના ભયથી ખેદ પામેલી પ્રજા ધર્મ અને ક્રિયા કેવી રીતે પાળી શકશે ? રાજાઓ પ્રજાને ધર્મ પળાવે છે, જેથી દેવતાઓ પ્રસન્ન થઇને વર્ષાદ વર્ષાવે છે, જેથી ઓષધિયો ઉત્પન્ન થાય છે, ને તેથી પ્રજા સુખ પામે છે. એમ મનુએ કહ્યું છે. હે પુત્ર ! બાળકપણાથી ઉતાવળ કરી આ ખરાબ કર્મ તેં શું કરવા કર્યું ? કારણ આપણા થકી એ રાજાને શાપ થવો મુદલ યોગ્ય નથી.

कस्मादिदंत्वयाबाल्यात् सहसादुष्कृतंकृतं
नह्यर्हतिनृपःशाप मस्मत्तःपुत्रसर्वथा ॥

इति श्रीमहाभारत आदिपर्वणि आस्तीकपर्वणि परीक्षिच्छापे गुर्जरभाषायां एकचत्वारिंशोऽध्याय: ॥ ४१ ॥

## અધ્યાય ૪૨ મો. સર્પદંશ થવાની ચેતવણી.

शृंग्युवाच—यद्येतत्साहसं तात यदि वा दुष्कृतंकृतं
प्रियं वाप्यप्रियं वा ते वागुक्तानमृषा भवेत् ॥

શૃંગીએ કહ્યું જે, હે પિતા ! આ મારૂં કરેલું કર્મ તમે ઉતાવળું અને ખરાબ માનો, અગર તમોને એ પ્રિય હોય વા અપ્રિય હોય, તોપણ મારી કહેલી વાણી મિથ્યા થશે નહીં. કારણ હસતાં પણ હું બોલું છું તે ખોટું પડતું નથી, તો આ આપેલો શાપ કેમ ખોટો પડે ? શમીકે કહ્યું જે, હે પુત્ર ! તું ઉગ્ર સ્વભાવવાળો અને સાચી વાણીવાળો છે,. તેથી તારૂં કહેલું મિથ્યા નહીં થાય, એમ હું જાણું છું; તોપણ તને કહું છું. કારણ કે, પુત્ર ઉમરમાં આવ્યો હોય, તોપણ પિતાએ નિરંતર તેને શિખામણ આપવી જોઇએ, જેથી તે પુત્ર ગુણવાન થઇને મોટા યશને પામે. હે ધર્મ પાળનારાઓમાં શ્રેષ્ઠ ! તું તો હજી બાળક છતે મોટું તપ કરી સિદ્ધ થએલો છે, તેથી તને મહાત્મા યોગિયોની પેઠે અતિ ક્રોધ રહે છે; તે હું જાણું છું તોપણ, આ તારા વિષે અવિવેક અને સાહસપણું જોઇને, તું પુત્ર છે, માટે તને ઉપદેશ કરવા હું યોગ્ય છું. હવે તું શાંતિ રાખીને વનના ફળોનો આહાર કરતો થકો ક્રોધ તજી દઈ વનમાં ફર, જેથી તારો ધર્મ નાશ પામશે નહીં. કારણ પરલોક વાસ્તે યત્ન કરનારા પુરૂષોનો ધર્મ ક્રોધથી નાશ પામે છે, ને તેથી તેઓને ધારેલી ગતિની પ્રાપ્તિ થતી નથી. પરલોકમાં કલ્યાણ ઇચ્છનારા પુરૂષોએ સર્વદા ક્ષમા રાખવી, એમાંજ તેઓનું હિત છે. આ લોક ને પરલોક બેઉ ક્ષમાવાનનાજ સુધરે છે, માટે ક્ષમા રાખીને ઇન્દ્રિયો નિયમમાં રાખી તું નિરંતર વનમાં ફર, જેથી બ્રહ્મલોકને પામીશ. હવે હું તો શાંતિ રાખીને જેટલું મારાથી બનશે તેટલું કરીશ, ને તે રાજાને એવો સંદેશો કહેવરાવીશ જે, ક્રોધી અને થોડી બુદ્ધિવાળા મારા પુત્રે, તારા થકી મારો તિરસ્કાર થયેલો સાંભળીને તને આ રીતે શાપ આપ્યો છે. સૂત કહે છે—પછી દયાળુ અને મહાત્મા શમીક ઋષિએ, પોતાના રૂડા સ્વભાવવાળા ગૌરમુખ નામે શિષ્યને, તે શાપની હકીકત કહીને હસ્તિનાપુરમાં પરિક્ષિત રાજા પાસે મોકલ્યો. ત્યાં જઈ તે શિષ્ય દ્વારપાલની મારફતે રાજાની આજ્ઞા લઇ તેની પાસે ગયો, ત્યારે રાજાએ તેનો સત્કાર કર્યો. પછી સ્હેજ વિસામો લઇને તે શિષ્યે, પોતાના ગુરૂ શમીકે જે પ્રમાણે કહેવારાવ્યું હતું, તે પ્રમાણે યથાર્થ તે રાજાને તેના મંત્રિયોની સમક્ષ કહી સંભળાવ્યું. હે રાજન ! તમારા દેશમાં પરમ ધર્મિષ્ટ અને ઇન્દ્રિયોને નિયમમાં રાખનાર એવા મોટા તપસ્વી શમીક નામે ઋષિ છે, તે મૌનવ્રત ધારણ કરી બેઠેલા હતા, ત્યાં તમોએ ધનુષના છેડાએ કરી એક મરી ગયેલા સર્પને તેમના ખભા ઉપર નાખ્યો. ને તમારૂં કર્મ ઋષિ તો ક્ષમા કરી ગયા, પણ તેમના પુત્રે સહન કર્યું નહીં, ને પોતાના પિતાની અજાણમાં તમોને શાપ આપ્યો છે કે આજથી સાતમે દિવસે તક્ષક નાગ થકી તમારૂં મરણ થશે. હવે તમારાથી તમારી જેટલી રક્ષા થાય તેટલી કરો, એમ વારંવાર શમીક ઋષિએ કહેવરાવ્યું છે. કારણું તેના

પુત્રનું વચન કોઈથી ખોટું થાય તેમ નથી. ઋષિ પોતાના ક્રોધી પુત્રને નિયમમાં રાખવા સમર્થ નથી. તેથી તેમણે તમારા હિત વાસ્તે મને તમારી પાસે મોકલ્યો છે. ગૌરમુખનાં એવાં ભયંકર વચન સાંભળી, કુરૂવંશમાં ઉત્પન્ન થયેલો અને દેવતાની ઉપમા અપાય એવો રાજા, મૌનવ્રત ધારણ કરેલા મુનિનો મેં અપરાધ કર્યો, એમ વિચારી અત્યંત ખેદ પામવા લાગ્યો. અપરાધ કર્યો છે તોપણ તેમની પોતા ઉપર એવી દયા જોઇને પોતાનું મરણ સાંભળ્યું તેનું દુઃખ મનમાં ન ધરતાં, તે અપરાધ કર્યાનો ઘણો શોક કરવા લાગ્યો. પછી ગૌરમુખને રજા આપીને કહ્યું જે, શમીક ઋષિ મારી ઉપર એવીજ દયા કરતા રહે. પછી ગૌરમુખ ગયો એટલે તે ખેદ યુક્ત રાજાએ, પોતાના મંત્રિઓ સાથે વિચાર કરીને, એક થાંભલા ઉપર ચોફેરથી બંદોબસ્તવાળો એક મહેલ રચાવ્યો, ને તેમાં ઔષધો સહિત કેટલાક વૈદ્યો, તથા કેટલાક મંત્ર જાણનારા બ્રાહ્મણોને પોતાની રક્ષા વાસ્તે રાખ્યા. પોતે પોતાના કારભારીઓ સહિત તે મહેલમાં બેસીને રાજ્ય કારભાર ચલાવવા લાગ્યો. ત્યાં કોઇનો તો શું પણ વાયુનો પણ સંચાર થઇ શકતો નહીં. પછી સાતમે દિવસે, બ્રાહ્મણમાં શ્રેષ્ઠ અને વિદ્વાન એવો કશ્યપ બ્રાહ્મણ, પરિક્ષિત રાજાને તક્ષક નાગ કરડશે એવું સાંભળીને, "તેનું વિષ ઉતારી હું તેને જીવતો કરીશ તો મને ધન મળશે, ને ધર્મ પણ થશે." એ વિચારી એકાગ્ર મન કરી, પરિક્ષિત રાજા પાસે આવતો હતો. તેને રસ્તામાં એક વૃદ્ધ બ્રાહ્મણના રૂપે તક્ષક નાગ મળ્યો, ને તેને પૂછયું કે, હે બ્રાહ્મણ! તું ઉતાવળથી કયાં જાય છે? ને શું કરવાનો વિચાર છે? કાશ્યપ બોલ્યો જે, શત્રુને દંડ દેનારા અને કુરૂવંશમાં ઉત્પન્ન થયેલા પરિક્ષિત રાજાને, સર્પમાં શ્રેષ્ઠ એવો તક્ષક નાગ આજે કરડશે, ત્યારે તે પાંડવ કુળને વધારનારા ઘણા પરાક્રમી રાજાનું ઝેર ઉતારી, તેને જીવતો કરવા સારૂં હું જાઉં છું. તે સાંભળી તક્ષક બોલ્યો જે, હે બ્રાહ્મણ! તક્ષક નાગ હું પોતેજ છું, ને હુંજ તે રાજાને કરડીશ; માટે તું પાછો જા, કારણ મારા ડશેલાને નિર્વિષ કરવાને કોઈ પણ સમર્થ નથી. ત્યારે કશ્યપે કહ્યું જે, હે તક્ષક! તારા ડશેલા તે રાજાની પાસે જઈ હું તેને નિર્વિષ કરીશ એવી વિદ્યાવાળી અને બળવાન મારી બુદ્ધિ છે.

अहं तं नृपतिं गत्वा त्वया दष्टमपज्वरं
करिष्यामीति मे बुद्धिर्विद्याबलसमन्विता ॥

इति श्रीमहाभारत आदिपर्वणि आस्तीकपर्वणि काश्यपागमने गुर्जरभाषायां द्विचत्वारिंशोऽध्यायः ॥ ४२ ॥

## અધ્યાય ૪૩ મો. ધનલોભી બ્રાહ્મણ પાછો વળ્યો ને નાગ રાજાને ડસ્યો.

तक्षक उवाच—यदि दष्टं मया हि त्वं शक्तः किंचिच्चिकित्सतुं
ततो वृक्षं मया दष्टमिमं जीवयकाश्यप ॥

તક્ષક કહે છે-હે કાશ્યપ? જો મારા ડશેલાને નિર્વિષ કરવાને તું પૂર્ણ સમર્થ હોય તો, હું આ વૃક્ષને ડશું, તેને તું જીવતો કર અને તારા મંત્રનું પરમબળ મને દેખાડ.

તારા દેખતાંજ આ વડને ડશીને હું બાળી નાખું છું. કાસ્યપ બોલ્યો જે હે નાગેંદ્ર! ઠીક તારી મરજી હોય તો તું આ ઝાડને દશ, તેને હું જીવતું કરીશ, સૂત કહે છે કે મહાત્મા કાસ્યપે એ પ્રમાણે કહ્યું ત્યારે, તક્ષક નાગ વડના ઝાડ પાસે જઇ જોરથી તેને ડસ્યો. ડશવા માત્રમાંજ તે વડનું વૃક્ષ તેના ઝેરથી ચોફેરથી બળીને ખાખ થઇ ગયું. એટલે તક્ષકે કાસ્યપને કહ્યું કે હે બ્રાહ્મણમાં શ્રેષ્ઠ! હવે યત્ન કરીને આ વનસ્પતિને જીવતી કર. તે સાંભળતાંજ કાસ્યપ બ્રાહ્મણ, તે બળી ગએલા વૃક્ષની રાખ એકઠી કરીને બોલ્યો કે હે સર્પના રાજા ! મારૂં વિદ્યાબળ આ વનસ્પતિને વિષે આજ બતાવું છું તે જો. તારા દેખતાંજ હું એ વૃક્ષને જીવતું કરૂં છું. એમ કહીને તે વિદ્વાન્ અને ઐશ્વર્યવાન કાસ્યપ બ્રાહ્મણે રાખ થઇ ગએલા વૃક્ષને આ પ્રમાણે ઉભું કર્યું. પ્રથમ તે રાખમાંથી એક સોટો ફુટયો, પછી બે પાંદડાં થયાં તે પછી ઘણાં પાંદડાં તથા મોટી અને નાની શાખાઓ થઇને મોટું ઝાડ થયું. તે જોઇને તક્ષક બોલ્યો કે હે મહાત્મા ! મારૂં તેમજ મારા સરખાનું વિષ, તમારા જેવા સર્વ શક્તિમાન અને બ્રહ્મભૂત ઋષિ ટાળે તેમાં કાંઈ આશ્ચર્ય નથી. પણ હે તપોધન ! શું મેળવવાને વાસ્તે તમો જાઓ છો ? તે ઉત્તમ રાજા પાસેથી જે કંઇ ફળ મેળવવાથી તમારી ઇચ્છા હોય, તે જો દુર્લભ હશે તોપણ હું તમને અહીં આપું છું. કારણ બ્રાહ્મણના શાપથી પરાભવ પામેલા અને ક્ષીણ આયુષ્યવાળા રાજાને વિષે, તમે આ ઉપાય કરવા જશો તો તે સફળ થાય એવો નિશ્ચય નથી, તેથી ત્રણ લોકમાં વિખ્યાતિ પામેલો તમારો યશ, જેમ સૂર્યની કાન્તિ રાહુથી ઢંકાઇ જાય છે તેમ ઢંકાઈ જશે. કાસ્યપે કહ્યું કે હે સર્પ ! ધનવાસ્તે હું ત્યાં જાઉં છું, તે જો તું મને આપે તો, તે લેઇને હું પાછો વળું. તક્ષક બોલ્યો જે હે બ્રાહ્મણમાં ઉત્તમ ! જેટલું ધન તે રાજા પાસેથી માગવાની તમારી ઈચ્છા હોય, તે કરતાં અધિક ધન હું તમને આપું છું તે લઇને તમે પાછા જાઓ. સૂત કહે છે—તક્ષકનાં એવાં વચન સાંભળી, તે મોટા તેજવાળા અને દિવ્ય જ્ઞાનવાળા કાસ્યપ બ્રાહ્મણે, રાજાના મૃત્યુ વિષે ધ્યાન કરીને જોયું તો, તે રાજાનું આયુષ્ય ક્ષીણ છે, એમ તેને જણાયું. પછી તક્ષક પાસેથી પોતાને જોઇતું હતું તેટલું ધન લઇને તે પાછો વળી ગયો. વખતસર તક્ષક નાગ હસ્તિનાપુર શહેરમાં જઈ પહોંચ્યો. ત્યાં સાંભળ્યું જે રાજાની રક્ષામાં કેટલાક મંત્ર જાણનારા બ્રાહ્મણો અને વિષને હરનારાં ઔષધો રાખવામાં આવેલાં છે. ત્યારે તેણે વિચાર્યું જે, કંઇ કપટ કરીને રાજાને છેતરવાનો ઉપાય શોધી કહાડું. એમ વિચારી કેટલાક સર્પોને ફળ, દર્ભ અને પાણી આપીને તપસ્વીના રૂપે રાજાની પાસે મોકલ્યા. મોકલતી વખતે તેઓને કહ્યું કે તમે સાવધાન થઇને આપણું કાર્ય વાસ્તે આ ફળફુલો રાજાને ગ્રહણ કરાવજો. પછી તક્ષકના કહેવા પ્રમાણે તે સર્પો રાજા પાસે જઇ તેને તે ફળ અને ફુલો મહેલ ઉપર મોકલાવ્યાં. તે રાજાએ ગ્રહણ કર્યાં ને પછી તે તપસ્વિયોને પહેરામણી આપીને વિદાય કર્યા. પછી રાજાએ પોતાના સગા અને કારભારીઓને કહ્યું કે, તપસ્વિઓએ મોકલેલાં આ ફળો આપણે સર્વે એકઠા થઇને ખાઇએ. એમ કહી સર્વે જણ ફળો ખાવા લાગ્યા. તેમાં જે ફળમાં તક્ષક નાગ કીડો થઇને રહ્યો હતો તે ફળ દેવની પ્રેરણાથી રાજાએ પોતેજ ખાવાને લીધું. ત્યારે તેમાંથી ત્રાંબા જેવા વર્ણવાળો અને કાળી આંખોવાળો કદરૂપો એક સૂક્ષ્મ કીડો નીકળ્યો. તેને રાજાએ પોતાના હાથમાં લેઇને પોતાના કારભારીઓને કહ્યું કે, હમણાં સૂર્ય અસ્ત થાય

છે, ને હવે મને સર્પના વિષનો ભય રહ્યો નથી માટે તે મુનિની વાણી સત્ય થવાને વાસ્તે આ કીડો છે તે તક્ષક થઇને મને ડશો. જેથી બ્રાહ્મણોનો અપરાધ કરવાનો મારો દોષ દૂર થાય. તે વાત સર્વે કારભારીઓને પણ ગમી. પછી મૃત્યુને વશ થએલા તે રાજાએ, હસીને પોતાની ડોક ઉપર તે કીડાને મૂક્યો, કે તરતજ તક્ષક નાગ પોતાનું શરીર મોટું કરીને તેની ડોકમાં વીંટાઇ પડ્યો, ને મોટો શબ્દ કરીને તેને ડશ્યો.

**वेष्टयित्वा च वेगेन विनद्य च महास्वनं**
**अदशत्पृथिवीपालं तक्षकः पन्नगेश्वरः ॥**

**इति श्रीमहाभारत आदिपर्वणि आस्तीकपर्वणि तक्षकदंशे गुर्जरभाषायां त्रिचत्वारिंशोऽध्यायः ॥ ४३ ॥**

## અધ્યાય ૪૪ મો. જનમેજયનો અભિષેક.

**सूत उवाच—ते तथा मंत्रिणो दृष्ट्वा भोगेन परिवेष्टितं**
**विषण्णवदनाः सर्वे रुरुदुर्भृशदुःखिताः ॥**

સૂત કહે છે–હવે તે રાજાને તક્ષકના શરીરથી વીંટાએલો જોઇને, ખેદ યુક્ત જેનાં મુખ થઇ ગયાં છે એવા સર્વે કારભારીઓ અત્યંત દુઃખ પામતા થકા રોવા લાગ્યા, ને તક્ષકનો શબ્દ સાંભળીને નાસી ગયા. પછી તે અદ્ભુત રૂપવાળા, લાલ કમળ સરખી કાંતિવાળા, સર્પમાં શ્રેષ્ઠ એવા તક્ષક નાગને તેઓએ આકાશમાં જતાં જોયો. જે લાલ હોવાથી કાળા આકાશમાં જાણે સિંદુરની રેખા કરી હોય તેમ શોભતો હતો. તેને જોઇ કારભારીઓ અત્યંત શોકાતુર થયા, ને તેના વિષથી ઉત્પન્ન થએલા અગ્નિએ કરી ચોફેરથી વીંટાયલા અને બળતા એવા તે ઘરને મૂકીને દિશાઓમાં જતા રહ્યા. અને પરિક્ષિત રાજા તો વજ્રના વાગવાથી જેમ પર્વત પડી જાય તેમ પડી ગયો, ને તે નાગના વિષથી નાશ પામ્યો. તેની પરલોકની સત્ક્રિયા પુરોહિત બ્રાહ્મણે અને તેના કારભારીઓએ મળીને કરી. પછી શહેરના સર્વે લોકો અને મંત્રિઓએ મળીને, પરિક્ષિત રાજાનો પુત્ર બાળક, કુરૂકુળમાં શૂરવીર અને શત્રુને તપાવનારો જનમેજય રાજા હતો તેને રાજગાદીનો અભિષેક કર્યો. ત્યારે તે શ્રેષ્ઠ બુદ્ધિવાળો અને રાજાઓમાં ઉત્તમ એવો બાળક જનમેજય, પોતાના મંત્રિઓ અને પુરોહિત સહિત, પોતાના પ્રપિતામહ યુધિષ્ઠિર રાજાની પેઠે, ધર્મથી રાજ્ય કરવા લાગ્યો. તે જોઈ તેના કારભારીઓએ, સુવર્ણનું કવચ જેણે પહેર્યું છે એવા કાશિરાજા પાસે જઇને, તેની વપુષ્ટમા નામની કન્યા પોતાના રાજા વાસ્તે માગી. કાશિરાજાએ પોતાની કન્યા જનમેજયને તેના વિષે પોતાની ખાતરી કરીને આપી. પછી તે કન્યાને પરણીને પ્રસન્ન થઈ જનમેજય રાજા કોઈ કાળે બીજી સ્ત્રીઓને વિષે મન પણ કરતો નહીં, અને પોતાની તે વપુષ્ટમા સ્ત્રીને સાથે લેઇ કેટલાક તળાવોમાં, અને પ્રફુલ્લિત એવાં વનોમાં, પ્રસન્ન ચિત્તથી વિહાર કરતો. જેમ ઉર્વશી અપ્સરાને પામીને પૂર્વે પુરૂરવા રાજા વિહાર કરતો હતો તેમજ અંતઃપુરમાં શોભનારી વિખ્યાત રૂપવાળી, પતિવ્રતા એવી વપુષ્ટમા પણ, જનમેજય રાજા જેવા સ્વામીને પામીને, અત્યંત સ્નેહથી વિહાર કરતી વખતે તેને ખુશી કરતી.

वपुष्टमा चापि वरं पतिव्रता प्रतीतरूपासमवाप्यभूपतिं
भावेन रामारमयां बभूव तं विहारकालेष्ववरोधसुंदरी ॥

इति श्रीमहाभारत आदिपर्वणि आस्तीकपर्वणि जनमेजयराज्याभिषेके गुर्जरभाषायां चतुश्चत्वारिंशोऽध्यायः ॥ ४४ ॥

## અધ્યાય ૪૫ મો. જરત્કારૂના પિતૃઓ.

सूत उवाच--एतस्मिन्नेव काले तु जरत्कारुर्महातपाः
चचार पृथिवीं कृत्स्नां यत्र सायंगृहोमुनिः ॥

સૂત કહે છે-એટલા વખતમાં મહા તપસ્વી, વાયુનું ભક્ષણ કરનાર એટલે કે જેને બીજો આહાર છેજ નહીં, તેથી દિવસે દિવસે સુકાતો અને જ્યાં સાયંકાળ થાય ત્યાં પોતાનું ઘર કરનાર, એવો જરત્કારૂ નામે બ્રાહ્મણ, મોટી દીક્ષા લેઇને સમગ્ર પૃથ્વી પ્રત્યે ચોફેર તીર્થોમાં સ્નાન કરતો ફરતો હતો. તેણે એક ખાડામાં એક ઘાસનું બોથું જોયું, જેને ચોફેરથી ઉંદરો કરડતા હતા. તેના એક તંતુ ઉપર, આહાર વિનાના, દુર્બળ અને દીન થએલા, તથા પોતાનું રક્ષણ ઇચ્છતા એવા પુરૂષોને ઉંધે મસ્તકે ટીંગાયલા તેણે જોયા. ત્યારે તેઓની પાસે જઈ તે આ પ્રમાણે બોલ્યો કે ઊંદર જેને કરડે છે એવા ઘાસનાં બોથાના એકજ તંતુ ઉપર લટકી રહેલા તમે કોણ છો ? ને જો આ ઉંદરોથી ખવાતું એવું દોરડું તુટશે તો તમે ઊંધે મસ્તકે આ ખાડામાં પડી જશો. આવા દુઃખને પામેલા તમને જોઇને મને અતિશય દુઃખ ઉત્પન્ન થાય છે, માટે મને આજ્ઞા કરો કે હું તમારૂં શું પ્રિય કરૂં ? આ મારા તપના ચોથા, ત્રીજા વા અર્ધ ભાગે કરીને પણ, જો તમારી આપત્તિ ટળે એવું હોય તો, મને તરત આજ્ઞા કરો; અથવા મારા સમગ્ર તપેકરી તમે આપત્તિથી મુક્ત થાઓ. આ સર્વે પ્રકારમાંથી જેમ તમારી ઈચ્છા હોય તેમ કરો. તે સાંભળી તેઓ બોલ્યા કે, હે બ્રાહ્મણમાં શ્રેષ્ઠ ! વૃદ્ધ અને બ્રહ્મચારી એવો તું, તપે કરીને અમારી રક્ષા કરવાને ઇચ્છે છે, પણ તેથી અમારૂં દુઃખ ટળી શકે એમ નથી. કારણ હે બોલવાવાળાઓમાં શ્રેષ્ઠ ! આ અમારૂ દુઃખ કેવળ સંતાનના ક્ષયથીજ થયું છે; અને બ્રહ્માએ પણ સંતાનને પરમ ધર્મ કહેલો છે. હે તાત, અહિં ઉંધે મસ્તકે ટીંગાયલા હોવાથી અમોને કંઇ ભાન રહ્યું નથી; તેથી લોકોમાં વિખ્યાત પરાક્રમવાળો જે તું તેને અમે જાણી શકતા નથી. હે બ્રાહ્મણ ! મોટા ભાગ્યવાળો અને વૃદ્ધ એવો તું, અત્યંત દુઃખી અને શોચ કરવા લાયક જે અમે, તેનો દયાએ કરી શોચ કરે છે, માટે અમે કોણ છીએ તે સાંભળ. તીક્ષ્ણ વ્રતવાળા યાયાવર એવે નામે અમે ઋષિ છીએ. તે સંતાનના ક્ષયે કરી પવિત્ર લોક થકી ભ્રષ્ટ થયા છીએ; અને અમારૂં તીવ્રતપ પણ પૂરૂં થયું છે, કારણ અમારા વંશની વૃદ્ધિ નથી, તોપણ હજી અમારા વંશમાં મહા તપસ્વી એવો એક જરત્કારૂ નામે પુત્ર છે, પણ તે નહીં સરખો છે. કારણ તે ફક્ત તપશ્ચર્યામાંજ આસક્ત છે, ને જેણે પોતાના તપના લોભે કરીને અમને આ રીતે દુઃખમાં નાખ્યા છે, તેને સ્ત્રી પુત્ર, કે બાંધવ પણ કોઇ નથી તેથીજ અમે આ ખાડામાં અનાથની માફક બેભાન થઇ લટકીએ છીએ. માટે ક્યારે પણ જો તે તને મળે તો તેને કહેવું કે, " તારા દીન પિતૃઓ અનાથની માફક ઉંધે

મસ્તકે ખાડામાં ટીંગાયલા છે, તેઓને મુક્ત કરવા વાસ્તે તું રૂડી સ્ત્રી પરણીને પ્રજા ઉત્પન્ન કર;" કેમકે અમારા વંશમાં તુંજ બાકી રહ્યો છે એમ પણ કહેજો, અને તે જો તેમ નહીં કરેશે તો જેમ અમે આ ખાડારૂપી નર્કમાં પડવાના છીએ, તેમ તે પણ પ્રજા વગર મરણ પામીને નર્કમાં પડશે, માટે હે બ્રાહ્મણ ! જે પ્રમાણે હાલ અમારી અવસ્થા તું જુવે છે તેજ પ્રમાણે જ્યારે તને જરતકારૂ મળે ત્યારે તેને યથાસ્થિત કેહેજે. પણ હે તપસ્વી ! જેમ કોઇ પોતાના બંધુનો શોચ કરે તેની પેઠે તું અમારો શોચ કરે છે, વાસ્તે અમારા બાંધવોમાંનો તું કોણ છે ? તે અમે સાંભળવાને ઇચ્છીએ છીએ.

कस्त्वंबंधुरिवास्माकमनुशोचसि सत्तम
श्रोतुमिच्छाम सर्वेषां को भवानिह तिष्ठति ॥

इति श्रीमहाभारत आदिपर्वणि आस्तीकपर्वणि जरत्कारुपितृदर्शने गुर्जरभाषायां पंचचत्वारिंशोऽध्यायः ॥ ४५ ॥

## અધ્યાય ૪૬ મો. કન્યાની શોધમાં જરત્કારૂ.

सूत उवाच--एतच्छ्रुत्वा जरत्कारु भृशं शोकपरायणः
उवाच त्वान्पितॄन्दुःखाद् बाष्पसंदिग्धया गिराः ॥

સૂત કહે છે–એવાં વચન સાંભળી જરત્કારૂ અત્યંત શોકાતુર થયો ને તેની આંખમાં આંસુ આવી ગયાં, તેથી દુઃખિત થઇ ગદ્દગદ વાણીએ કરી તેણે કહ્યું કે, તમે મારા પિતામહ સહિત પૂર્વજ પિતૃ છો. માટે તમારા હિતને અર્થે જે કાર્ય કરવાનું હોય તેની મને આજ્ઞા કરો. કારણ તમે તમારો પુત્ર જરત્કારૂ જે કહ્યો, તે તો પાપી અને ખરાબ આકૃતિવાળો હું પોતેજ છું વાસ્તે મને કંઇ શિક્ષા કરો. એવાં તેનાં વચન સાંભળી પિતૃ દેવ બોલ્યા કે હે પુત્ર ! આ વખતે ઇશ્વર ઇચ્છાથી તું અત્રે આવી પોહોંચ્યો એ ઘણુંજ સારૂં થયું, પણ હજુ સુધી તેં સ્ત્રીનો સંગ્રહ શા વાસ્તે નથી કર્યો ! ત્યારે જરત્કારૂએ કહ્યું કે હે પિતૃઓ ! મારા હૃદયમાં એવી ઇચ્છા નિરંતર રહે છે કે, હું મારૂં વીર્ય ઉંચું રાખીને આ શરીરથીજ પરલોકમાં જાઉં; એવો ભાવ હોવાથી મેં સ્ત્રી કરી નથી. હવે હે પિતામહ ! પક્ષીઓની પેઠે ઊંધે મસ્તકે તમોને ટીંગાયલા જોઇને, બ્રહ્મચર્ય થકી મારી બુદ્ધિ હાલ નિવૃત્ત કરીને, તમારૂં પ્રિય કરવા સારૂં હું નિશ્ચય વિવાહ કરીશ. પણ મારા સરખા નામવાળી ભિક્ષાની પેઠે પોતાની મેળે પ્રાપ્ત થાય, અને જેનું પોષણ મારે કરવું નહીં પડે એવી કન્યા જો મળશે તોજ હું પરણીશ, તે શિવાય પરણનાર નથી, એ મારૂં સત્ય કહેવું છે. હે મારા પિતૃઓ, મને આશા છે કે તેવી કન્યા મને મળશેજ, તથા તે સ્ત્રીને વિષે તમને તારવા વાસ્તે પુત્ર પણ ઉત્પન્ન થશે. માટે તમે નિત્ય અને અક્ષય થતા થકા આનંદથી રહો. સૂત કહે છે–એ પ્રમાણે પોતાના પિતૃઓને કહીને જરત્કારૂ બ્રાહ્મણ પૃથ્વીમાં ફરવા લાગ્યો, પણ પોતે વૃદ્ધ હોવાથી કોઇએ સ્ત્રી આપી નહીં. ત્યારે મનમાં ખેદ પામતો થકો પિતૃની આજ્ઞા પાળવા સારૂં અરણ્યમાં જઇને "હું કન્યાની યાચના કરૂં છું" એમ ત્રણ વખત બોલ્યો; અને કહ્યું કે આ જંગલમાં જે કોઇ સ્થાવર જંગમ પ્રાણીઓ છે, તથા જેઓ અહીં અંતર્ધ્યાન થઇને રહેલાં છે, તેઓ સઘળાં આ મારૂં વચન સાંભળજો, કે હું

ઉગ્ર તપ કરનારને સંતાનના દુઃખથી પીડાએલા મારા પિતૃઓએ સંતાન ઉત્પન્ન કરવા વાસ્તે પરણવાની આજ્ઞા કરી છે, તેથીજ પરણવા વાસ્તે સમગ્ર પૃથ્વીમાં હું દરિદ્ર અને દુઃખથી પીડાએલો કન્યાની ભિક્ષા માગું છું, માટે જે પ્રાણીઓને મેં કહ્યું તેઓમાંથી જેને કન્યા હોય તેણે મને આપવી. પણ તે કન્યા મારા સરખા નામની ને જેનું પોષણ મારે કરવું ન પડે એવી હોવી જોઇએ. એવાં વચન સાંભળીને વાસુકિની બેનને સાચવવાને વાસ્તે જે સર્પો રહેલા હતા. તેઓ તેને લઇને વાસુકિ પાસે ગયા ને જરત્કારૂને પરણવા વાસ્તે થએલી ઇચ્છા કહી દેખાડી. એટલે વાસુકિ નાગે, તે કન્યાને શણગારીને પોતાની સાથે લઇ, અરણ્યમાં જ્યાં મહાત્મા જરત્કારૂ બ્રાહ્મણ હતો તેની પાસે જઇને, તેને ભિક્ષાની માફક તે કન્યા આપી. ત્યારે મારા સરખા નામ વાળી નથી તથા પોષણનો પણ મેં વ-દાડ કર્યો નથી, એમ વિચારી તેણે ગ્રહણ કરી નહીં. સૂત કહે છે—પછી જરત્કારૂએ કન્યાનું નામ વાસુકિને પૂછીને કહ્યું કે એનું પોષણ પણ હું નહીં કરૂં.

> ततो नामसकन्यायाः पप्रच्छ भृगुनंदन
> वासुकिं भरणं चास्या नकुर्यामित्युवाच ह ॥

इति श्रीमहाभारत आदिपर्वणि आस्तीकपर्वणि गुर्जरभाषायां वासुकि-जरत्कारुसमागमे षट्चत्वारिंशोऽध्यायः ॥ ४६ ॥

## અધ્યાય ૪૭ મો. જરત્કારૂનો સંસાર.

> सूत उवाच—वासुकिस्त्वब्रवीद्वाक्यं जरत्कारुमृषिं तदा
> सनाम्नी तव कन्येयं स्वसा मे तपसान्विता ॥

સૂત કહે છે—ત્યારે વાસુકિનાગે તે જરત્કારૂ ઋષિને કહ્યું કે તપે કરીને યુક્ત એવી આ કન્યા જે મારી બેન થાય છે, તે તમારા સરખાજ નામવાળી છે, માટે એને ગ્રહણ કરો; મેં તમારે વાસ્તેજ એને રાખેલી છે. એનું પોષણ તેમજ રક્ષણ પણ મારી શક્તિએ કરીને હુંજ કરીશ. એવાં વચન સાંભળીને તે બોલ્યા કે, એનું પોષણ નહીં કરવાને મેં પહેલેથીજ વદાડ કર્યો છે; તથા હાલ બીજો કરાર એ કરૂં છું કે તેણે મારૂં અપ્રિય કરવું નહીં, ને જો કરશે તો હું તેને ત્યાગ કરીશ. પછી મંત્ર જાણનારાઓમાં શ્રેષ્ઠ, તપે કરીને વૃદ્ધ અને મોટાં જેનાં વ્રત છે એવો ધર્માત્મા જરત્કારૂ બ્રાહ્મણ, પોતાના કહેવા પ્રમાણે વાસુકિએ કબુલ કર્યું ત્યારે તેના ઘરમાં ગયો, અને વિધિએ કરી તેની બેનને પરણ્યો, પછી પોતાની પરણેતર સ્ત્રી સહિત તે વાસુકિના અમુલ્ય શય્યાવાળા અને વખાણવા લાયક ઘરમાં જઇને રહ્યો; અને ત્યાં પણ પોતાની સ્ત્રીને આવી રીતે કહ્યું કે, ક્યારેય પણ તારે મારૂં અપ્રિય કરવું નહીં, તેમ અપ્રિય બોલવું પણ નહીં; અને જે વખત મારૂં અપ્રિય થયું કે તરત તને અને તારા ઘરના નિવાસને પણ ત્યાગ કરૂં, એ મારૂં વચન તું કબુલ કરે તો હું રહીશ. પોતાના સ્વામિ જરત્કારૂનાં એવાં વચન સાંભળીને ખેદ પામતી થકી તે બોલી કે, સ્વામિ ! તમારી આજ્ઞા પ્રમાણે હું ચાલીશ. પછી પતિનું પ્રિય ઇચ્છનારી તે વાસુકિની બેન દુઃખદાયક સ્વભાવવાળા પોતાના સ્વામિની કૂતરાંની પેઠે નિરંતર જાગતાં રહી, મૃગની પેઠે ભયથી શકિત રહી, અને કાગડાની પેઠે તેના મનનો અભિપ્રાય જાણી સેવા કરતી હતી.

કોઇ સમય તે વાસુકીની બેન ઋતુકાળે સ્નાન કરી શુદ્ધ થઇને પોતાના સ્વામિની સેવામાં ગઈ, ત્યારે તેને અગ્નિ સરખો તેજસ્વી એવો ઉત્તમ ગર્ભ રહ્યો; જે શુકલ પક્ષના ચંદ્રમાની માફક પ્રતિ દિવસ પેટમાં મોટો થવા લાગ્યો. પછી કેટલેક દિવસે મહાયશસ્વી જરત્કારૂ ઋષિ, થાકેલા માણસની પેઠે પોતાની સ્ત્રીના ખોળામાં મસ્તક મૂકીને સુઇ ગયા. આ પ્રમાણે સુતા હતા એટલામાં સૂર્યનો અસ્ત સમય થવાથી તેની સ્ત્રી જરત્કારૂએ વિચાર્યું કે, એઓનો સાયંકાળ જાય છે, જેથી ધર્મનો લોપ થશે, માટે આ વખતે મારે શું કરવું? એઓને જગાડવા કે નહીં? મારૂં સારૂં શાથી થાય? તથા હું કેવી રીતે કરૂં તો એઓના અપરાધમાં ન આવું! પ્રથમ તે એવો વિચાર કરવા લાગી કે, જો હું જગાડીશ તો કોપ કરશે ને નહીં જગાડું તો ધર્મનો લોપ થશે. એમ વિચારમાં ને વિચારમાં કેટલોક વખત કહાડવા પછી એવો નિશ્ચય કર્યો કે, આ સંધ્યાકાળ જાય છે માટે જો જગાડીશ તો તે ક્રોધ કરશે નહીં. એમ મનમાં લાવી, મહાતપસ્વી અને અગ્નિ સરખી કાન્તિવાળા પોતાના સ્વામી જરત્કારૂને મધુર વચનથી તેણે આ પ્રમાણે કહ્યું કે, હે મહા ભાગ્યવાન! ઉઠો, કારણ આથમણી દિશાને વિષે હમણાં સંધ્યા થઈ છે, જ્યાં સૂર્ય અસ્ત થવા માંડયો છે ને સાયંકાળની એ ઘડી ધર્મનુંજ સાધન છે, તથા અગ્નિમાં હોમ કરવાનો વખત છે. માટે હે સમર્થ! હે ભગવન! જળનું આચમન કરી, મૌનવ્રત ધારણ કરીને સંધ્યાની ઉપાસના કરો. એ પ્રમાણે પોતાની સ્ત્રી બોલી ત્યારે સ્ફુરાયમાન ઓઠ કરી મહાતપસ્વી જરત્કારૂ ઋષિ બોલ્યા કે, હે સર્પની બેન! મારૂં તેં અપમાન કર્યું, વાસ્તે હવેથી હું તારી પાસે રહેનાર નથી. જે રીતે આવ્યો હતો તેજ રીતે પાછો જઇશ. કેમકે હે સુંદરી! મને પક્કી ખાત્રિ છે કે જ્યાં સુધી હું સુતો હોઉં ત્યાં સુધી સૂર્યની અસ્ત થવાની શક્તિ નથી. જ્યારે સાધારણ માણસને પોતાનું અપમાન કરનારની પાસે રહેવું રૂચતું નથી, ત્યારે મને વા મારા જેવા ધર્મિષ્ટ પુરૂષને પોતાનું અપમાન કરનારની પાસે રહેવું કેમજ રૂચે. પોતાના સ્વામિનાં એવાં વચન સાંભળી જરત્કારૂ સ્ત્રી હૃદયમાં કંપતી થકી બોલી કે હે સ્વામિ! મેં આપને અપમાન ખાતર નહીં પણ ધર્મનો લોપ નહીં થાય, વાસ્તે જગાડયા છે. તે સાંભળી ને મહાતપસ્વીએ ત્યાગ કરવાની ઇચ્છાથી અત્યંત ક્રોધાયમાન થઇ તેને કહ્યું કે હે સર્પિણિ! એ વિષે મેં પૂર્વેજ તારી સાથે કરાર કર્યો છે. તેમ મારી વાણી કદી ખોટી થાય નહીં માટે હું તો જઇશજ. હે કલ્યાણિ! આટલા દિવસ હું અહીં સુખેથી રહ્યો અને હવે હું અહીંથી જાઊં છું, તે તારા ભાઇને કહેજે. મારા ગયા પછી તું શોક કરીશ માં. પોતાના સ્વામિનાં એવાં વચન સાંભળીને ચિંતા અને શોકથી તેનું મુખ કરમાઇ ગયું, ને તેની આંખમાંથી અશ્રુની ધારા વહેવા માંડી. એવી સ્થિતિમાં ધૈર્ય રાખી હાથ જોડીને ગદ્ગદ્ કંઠથી પોતાના સ્વામિને તેણે કહ્યું કે, હે સ્વામિ! આપ સરખા ધર્મને જાણનારાએ, મારા સરખી નિરંતર તમારા પ્રિય અને હિતમાં તત્પર રહેનારી, અને ધર્મથી ચાલનારી નિરપરાધી સ્ત્રીને ત્યાગ કરવી એ લાયક નથી. વળી જે કારણને અર્થે, એટલે માના શાપથી બચાવ થવાને વાસ્તે તમારા થકી સંતાનની ઇચ્છા રાખીને મારા ભાઇએ મને તમોને આપી, તે ફળ હજી સુધી મને મળ્યું નથી, તેથી તે મને શું કહેશે? માટે હે બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ! એવી રીતનો તમારી સાથેનો મારો સંબંધ સફળ થવો જોઇએ. વળી મારો મનોરથ પૂરો કર્યા શિવાય આપ મહાત્મા થઇ, અજાણ્યા

ગર્ભવાળી હું નિરપરાધી અબળાને મૂકીને જવા ઇચ્છો છો ? પોતાની સ્ત્રીનાં એવાં વચન સાંભળીને તે બોલ્યા કે, હે ભાગ્યશાળી ! તારા ઉદરમાં અગ્નિ સરખા તેજવાળો ગર્ભ રહ્યો છે; જે વેદ અને વેદાંગને પાર પામીને પરમ ધર્મને જાણનાર એવો ઋષિ થશે. આમ કહી નિશ્ચય કરીને ધર્માત્મા એવા મહર્ષિ જરત્કારૂ ફરીથી ઉગ્ર તપ વાસ્તે ચાલી નીકળ્યા.

**एव मुक्त्वा स धर्मात्मा जरत्कारुमहानृषि**
**उग्राय तपसे भूयो जगाम कृतनिश्चयः ॥**

**इति श्रीमहाभारत आदिपर्वणि आस्तीकपर्वणि जरत्कारुनिर्गमे गुर्जरभाषायां सप्तचत्वारिंशोऽध्यायः ॥ ४७ ॥**

## અધ્યાય ૪૮ મો. આસ્તીકની ઉત્પત્તિ.

**सूत उवाच—गतमात्रं तु भर्तारं जरत्कारुरवेदयत्**
**भ्रातुःसकाशमागत्य यथातथ्यं तपोधन ॥**

સૂત કહે છે–હે શૌનક ! ત્યાર પછી જરત્કારૂ સ્ત્રીએ પોતાના સ્વામિના ગયાના સમાચાર પોતાના ભાઇની પાસે જઇને યથાર્થ રીતે કહ્યા. તે સાંભળી વાસુકિએ અતિશય ખેદ પામી, દીન થએલી પોતાની બેનને આ પ્રમાણે કહ્યું કે, હે કલ્યાણિ ! તને તે ઋષિને આપવાનું કારણ તો તું જાણે છે કે બ્રહ્માએ દેવતાઓને કહ્યું હતું કે, સર્પોના કલ્યાણને વાસ્તે વાસુકિની બેનને પુત્ર થશે. જે સર્પસત્ર થકી સર્પોને મૂકાવશે, માટે હે બેન ! મને કહે કે તે મુનિ થકી તને ગર્ભ રહ્યો છે ? કેમકે મારા ધાર્યા પ્રમાણે તારા બુદ્ધિમાન્ સ્વામિનું દારકર્મ અફળ થવું ન જોઇએ. એ રીતે બેનને પૂછવું મને યોગ્ય તો નથી, પણ લાચાર છું કે આ કાર્ય મોટું પડયું, તેમજ મહા તપસ્વી એવો તારો સ્વામિ પણ ગએલો પાછો આવે નહીં, તેમ છતાં કદાચ હું તેની પછવાડે જાઉં તો તે મને શાપ આપ્યા વગર રહે નહીં. એ પ્રમાણે ચારે તરફથી વિચાર કરીનેજ મેં તને પૂછ્યું છે. માટે હે કલ્યાણિ ! તારા સ્વામિએ જે કહ્યું હોય તે મને કહીને, ઘણા કાળથી મારા હૃદયમાં રહેલા આ ચિંતારૂપી શલ્યનો ઉદ્ધાર કર. પોતાના ભાઇનાં એવાં દીન વચન સાંભળીને આશ્વાસન કરતી તે આ પ્રમાણે બોલી કે, હે વાસુકિભાઇ ! મારા સ્વામિએ જ્યારે જવાનો નિશ્ચય કર્યો, ત્યારે મેં તેઓને સર્વ વાત કહીને પુત્રને વાસ્તે પૂછ્યું, એટલે તેઓએ કહ્યું કે, " હે સર્પિણિ ! તારે વિષે આ જે ગર્ભ છે, તે અગ્નિ સરખા તેજવાળો પુત્ર થશે, માટે તારા કામને વાસ્તે તું જરા પણ સંતાપ કરીશ માં," એમ કહીને ચાલતા થયા. હે ભાઇ ! તે હસતાં હસતાં પણ ખોટું બોલ્યા હોય એવું મને યાદ નથી, તો આ સંકટને સમયે તે કેમજ ખોટું બોલે ? માટે એ વિષે તું ચિંતા રાખ માં. પોતાની બેનનાં એવાં વચન સાંભળીને વાસુકિ નાગ ઘણોજ ખુશી થયો, અને ઘટતી રીતે હરેક તરેહથી તેની આશ્વાસના કરવા લાગ્યો. પછી જરત્કારૂના ઉદરમાં રહેલો ગર્ભ શુકલ પક્ષના ચંદ્રમાની પેઠે પ્રતિ દિવસ વધતો ગયો. તે કાળે કરીને દેવતાના ગર્ભ જેવો કાંતિમાન, તથા મા બાપના ભયને ટાળે એવો પુત્ર ઉત્પન્ન થયો; અને ત્યાંજ મોટો થઇ જરત્કારૂનો પુત્ર ભૃગુઋષિના પુત્ર ચ્યવન ઋષિ પાસે અંગો સહિત વેદ ભણીને, બાલ્યાવસ્થામાંજ બુદ્ધિમાન, ગુણવાન

અને વ્રત કરનાર એવો આસ્તીક નામથી વિખ્યાત થયો. કારણ તેના પિતાએ વનમાં જતી વખતે પોતાની સ્ત્રીને અસ્તિ એક કહ્યું હતું. પછી યત્નથી જેની રક્ષા કરી છે એવો તે મહા બુદ્ધિમાન્ જરત્કારૂનો પુત્ર, મોટો થયો. દેવતાઓના ઇશ મહાતેજસ્વી એવા ભગવાન મહાદેવજીની પેઠે બધા સર્પોને હર્ષ પમાડવા લાગ્યો.

भगवानिव देवेश शूलपाणिर्हिरण्मय:
विवर्द्धमान: सर्वास्तान् पन्नगानभ्यहर्षयत् ॥

**इति श्रीमहाभारत आदिपर्वणि आस्तीकपर्वणि आस्तीकोत्पत्तौ गुर्जरभाषायां अष्टचत्वारिंशोऽध्याय: ॥ ४८ ॥**



## અધ્યાય ૪૯ મો. પરિક્ષિતનું ચરિત.

**शौनक उवाच—यद् पृच्छत्तदा राजा मंत्रिणो जनमेजय:**
**पितु: स्वर्गगं तितन्मे विस्तरेण पुनर्वद ॥**

શૌનક પૂછે છે–હે સૂત ! જનમેજય રાજાએ પોતાના પિતાના મરણ વિષે કારભારીઓને જે પૂછ્યું, તે ફરી મને વિસ્તારથી કહો. સૂત કહે છે–હે શૌનક ! જ્યારે તમારી એવી ઇચ્છા છે તો તે હું ફરીથી યથાસ્થિત કહું છું તે સાંભળો. પ્રથમ જનમેજયે પૂછ્યું કે હે મંત્રિઓ ! મારા પિતાનું મરણ શી રીતે થયું ? તે જે પ્રમાણે તમે જાણુતા હો તે પ્રમાણે મને કહો; ને મારા પિતાનું પાછું વેર લેવામાં જો સર્વે લોકોનું હિત હોય તો તે હું લઉં. જનમેજયના પૂછવાથી ધર્મને જાણનાર તેના મંત્રિઓ આ પ્રમાણે બોલ્યા કે—હે રાજન ! મહાત્મા એવા તમારા પિતાનું યથાસ્થિત ચરિત્ર, તેમજ તેમનું મરણ કેવી રીતે થયું તે અમે કહીએ તે સાંભળો. તમારા પિતા, ધર્માત્મા, પ્રજાને પાળનાર અને મહા પરાક્રમી હતા. તે જાણે બીજા મૂર્તિમાન ધર્મજ હોયની તેની પેઠે ચારે વર્ણોને પોતપોતાને ધર્મે ચલાવીને તેઓની રક્ષા કરતા હતા. વળી તેઓ અતુલ પરાક્રમી, લક્ષ્મીવાન, પૃથ્વી દેવીનું રક્ષણ કરનાર, આખા જગતમાં જેનો કોઇ દ્વેષી નહીં, તેમજ પોતે પણ બીજાનો દ્વેષ કરે નહીં એવા, સર્વે પ્રાણિઓને વિષે બ્રહ્માની માફક સમાન બુદ્ધિ રાખનારા હતા. તેઓના રાજ્યમાં બ્રાહ્મણ ક્ષત્રિય, વૈસ્ય અને શુદ્ર, એ ચારે વર્ણો તેઓની રક્ષાએ કરી પોત પોતાને ધર્મે ચાલતી હતી. વળી તેઓના રાજ્યમાં જે સ્વામિ વગરના, અનાથ, વિકલ અને દુર્બળ હતા તેનું પણ તેઓ રક્ષણ કરતા હતા. તેથી બધા લોક ચંદ્રમાને જોઇ જેમ આનંદ પામે તેમ તેમને જોઇને પામતા હતા. તે તમારો પિતા, સત્યવક્તા, દ્દઢ પરાક્રમી, અને ધનુર્વેદમાં કૃપાચાર્યના શિષ્ય હતા. ગોવિંદ ભગવાનને તથા સર્વ લોકને પ્રિય હતા. એવા મહાયશસ્વી તમારા પિતા, કુરૂ રાજાનું બધું કુળ ક્ષય થઇ ગયું ત્યારે અભિમન્યુ થકી ઉત્તરાને વિષે ઉત્પન્ન થયેલા હતા. તે સર્વ ગુણે કરીને યુક્ત, જીતેંન્દ્રિય, આત્મજ્ઞાની, ધર્મને સેવનારા, કામાદિ શત્રુને જીતનાર, મહા બુદ્ધિમાન, અને નીતિશાસ્ત્રને જાણનાર એવા તમારા પિતા, શાસ્ત્રની આજ્ઞા પ્રમાણે પોતાની રક્ષા કરીને, છાસટ વર્ષની ઉમ્મરે વિદેહ મુક્તિને પામ્યા, જેથી સર્વે પ્રજા અત્યંત દુઃખી થઇ. પછી હે પુરૂષમાં શ્રેષ્ઠ ! હજારો વર્ષથી ચાલતું આવેલું કુરૂ કુળનું રાજ્ય તેમને પ્રાપ્ત થયું. પછી બાલ્યાવસ્થામાંજ

તમોને રાજ્યાભિષેક કર્યો. એવાં તેઓનાં વચન સાંભળીને જનમેજયે પૂછ્યું કે, હે મંત્રીઓ! વિશેષે કરીને મોટા વ્રતવાળા પાંડવોનું વૃત્તાંત જોતાં મને એવું લાગે છે કે, અમારા કુળમાં પ્રજાનું પ્રિય નહીં કરનાર, તેમ પ્રજાને પ્રિય નહીં એવો રાજા કોઇ કાળે પણ થયો નહીં હોય, એવા જે મારા પિતા તેના મરણની યથાર્થ વાત મને કહો. હું ત્વરાથી સાંભળવાને ઇચ્છું છું. સૂત કહે છે–એ પ્રમાણે જનમેજય રાજાએ, પોતાનું પ્રિય અને હિત ઇચ્છનારા મંત્રિઓને પૂછ્યું, ત્યારે તેઓએ કહ્યું કે હે જનમેજય! સર્વે શસ્ત્ર ધારણ કરનારાઓમાં શ્રેષ્ઠ અને પૃથ્વીને પાળનારા તમારા પિતા, ધનુષ્ય ધારણ કરનારાઓમાં શ્રેષ્ઠ, અને મહાબાહુ પાંડુરાજાની પેઠે, મૃગયા કરવામાં હમેશાં પ્રીતિમાન રહેતા હતા. તે એક વખતે રાજ્યનાં બધાં કામો અમને સોંપીને મૃગયા કરવા સારૂં વનમાં ગયા; ત્યાં બાણે કરી કોઇ મૃગને વિંધીને તે ગાઢ વનમાં પોતે એકલા ખડ્ગ અને બાણના ભાથા સહિત તેની પછવાડે ગયા, પણ તે ન્હાશી ગએલો મૃગ કયાંય જડયો નહીં, પછી છાસટ વર્ષની ઉમ્મરે પહોંચેલા તમારા વૃદ્ધ પિતા થાકી ગયા તેમ ભૂખ્યા પણ થયા. એવામાં તેઓની નજર મૌનવ્રત ધારણ કરેલા એક મુનિની ઉપર પડી, જેને તે મૃગ વિષે વારંવાર તેઓએ પૂછ્યું, પણ તેણે કાંઇ ઉત્તર આપ્યો નહીં. ભૂખ અને તૃષાથી અત્યંત પીડાયલા તમારા પિતાને ઝાડના ઠુંઠની પેઠે બેઠેલા તે મુનિ ઉપર ક્રોધ આવ્યો પણ તે મુનિ મૌન વ્રત ધારણ કરી બેઠા છે એવી તેઓને ખબર રહી નહિ. તેઓએ, એક મરી ગએલો સર્પ નીચે પડયો હશે, તે પોતાના ધનુષના છેડા ઉપર ઉપાડીને, શુદ્ધ બુદ્ધિવાળા તે મુનિના ખભા ઉપર નાંખ્યો. તોપણ તે બુદ્ધિમાન્ બ્રાહ્મણ સારૂં કે નરતું કંઈ બોલ્યા નહિ, ને ક્રોધ કર્યા વગર સર્પને ખભા ઉપર ધારણ કરતા થકા એમને એમ બેસી રહ્યા.

नचोवाचसमेधावी तमथोसाध्वसाधुवा ॥
तस्थौतथैवचकुद्धः सर्पस्कंधेनधारयन् ॥

इति श्रीमहाभारत आदिपर्वणि आस्तीकपर्वणि परिक्षितीये गुर्जरभाषायां ऊनपंचाशत्तमोऽध्यायः ॥ ४९ ॥

## અધ્યાય ૫૦ મો. પરિક્ષિતે તક્ષક પર વેર લેવા કરેલો ઠરાવ.

मंत्रिण ऊचुः—ततः स राजा राजेंद्र स्कंधे तस्य भुजंगमं
मुनेः क्षुत्क्षाम आसज्य स्व पुरं प्रययौ पुनः ॥

મંત્રિઓ કહે છે–હે રાજેન્દ્ર! પછી તે મુનિના ખભા ઉપર એમને એમ સર્પને રહેવા દઇ તમારા પિતા પાછા પોતાના પુરમાં આવ્યા. ઋષિને મોટા યશવાળો મહા તેજસ્વી, તીક્ષ્ણ પરાક્રમી અને અતિ ક્રોધી, શૃંગી નામે પુત્ર હતો. બ્રહ્માનું ઉપસ્થાન કરી તેઓની આજ્ઞાથી તે પોતાને ઘેર આવ્યો. તેણે તપસ્વી, મુનિમાં શ્રેષ્ઠ, શમદમાદિક નિયમ ધારણ કરનાર અને શુભ આચારવાળા પોતાના વૃદ્ધ પિતાના ખભા ઉપર, તમારા પિતા પરિક્ષિત રાજાએ સર્પ નાખેલો છે, એમ તેની સંગાથે રમનારા કોઈ છોકરાના મુખથી સાંભળ્યું. મહા ક્રોધાયમાન થઇ, તેજ વખતે જળનું આચમન કરી તેણે આ રીતે તમારા પિતાને શાપ આપ્યો કે, “મારા નિરપરાધી પિતાના ખભા ઉપર જેણે મરી ગએલો

સર્પ નાખ્યો તેને મારા વચનના બળે આજથી સાતમે દિવસે તક્ષક નાગ કરડશે. " એમ કહીને જ્યાં તેના પિતા તપશ્ચર્યા કરતા હતા ત્યાં ગયો. બનેલી સર્વે હકીકત તેણે તેમને કહી સંભળાવી. મુનિમાં સિંહરૂપ એવા શમિક ઋષિએ ગુણવાન અને રૂડા સ્વભાવવાળા ગૌરમુખ નામના પોતાના શિષ્યને તમારા પિતાની પાસે મોકલીને, આ પ્રમાણે કહેવરાવ્યું કે, " હે રાજન! મારા પુત્રે તમોને શાપ દીધો છે, તેથી આજથી સાતમે દિવસે તક્ષક નાગ તમને કરડશે, માટે તેનાથી સાવધાન થઇને રહેજો. " એવાં ભયંકર વચન સાંભળી તમારા પિતા પરિક્ષિત રાજા, સર્પમાં ઉત્તમ એવા તક્ષક નાગ થકી ત્રાસ પામીને પોતાની સાવચેતીમાં રહ્યા. પછી સાતમે દિવસે સર્પના વિષને ઉતારનાર કાસ્યપ નામે બ્રાહ્મણ તમારા પિતાની પાસે આવતો હતો, તેને રસ્તામાં તક્ષક નાગે જોયો, ને પૂછ્યું કે, હે કાસ્યપ બ્રાહ્મણ! તું ઉતાવળથી ક્યાં જાય છે? તથા તું શું કામ કરવાને ઇચ્છે છે? કાસ્યપ બોલ્યો કે, કુરૂકુળમાં શ્રેષ્ઠ એવા પરિક્ષિત રાજાને આજ તક્ષક નાગ કરડનાર છે, માટે તેનું વિષ ઉતારવા માટે જાઉં છું. ત્યાં જઇ તેનું ઝેર ઉતારીશ, એટલે તે સર્પનું કંઇ જોર ચાલશે નહીં. તે સાંભળી તક્ષક નાગ બોલ્યો કે, તે તક્ષક નાગ હું પોતેજ છું. મારા કરડેલાને જીવતો કરવા તું ઇચ્છે છે પણ તેને જીવાડવા તું સમર્થ નથી; તેમ છતાં, તારી મરજી હોય તો મારૂં પરાક્રમ જો. એમ કહી તક્ષક નાગ એક ઝાડને કરડયો, તરતજ ઝાડ બળીને ખાખ થઇ ગયું. મંત્રબળથી કાસ્યપ બ્રાહ્મણે તેને જીવતું કર્યું. તે જોઇ તક્ષક નાગે બ્રાહ્મણને લોભાવી પૂછ્યું કે, તું ત્યાં શી ઇચ્છાથી જાય છે? ત્યારે તેણે કહ્યું કે, હું ધન વાસ્તે જાઉં છું. તે સાંભળી મીઠી વાણીએ કરીને તક્ષક નાગ બોલ્યો કે, હે બ્રાહ્મણ! જેટલું ધન તું રાજા પાસેથી લેવા ઇચ્છે છે, તેથી અધિક ધન મારી પાસેથી લઇ તું અહીંથી પાછો વળી જા. તક્ષકનાં વચન સાંભળી પોતાને જોઇતું ધન તેની પાસેથી લઇ કાસ્યપ બ્રાહ્મણ ત્યાંથી પાછો વળી ગયો. પછી તરતજ તક્ષક નાગે, ધર્મિષ્ટ અને રાજાઓમાં શ્રેષ્ઠ એવા તમારા પિતા સાવધાન થઇ જે મહેલમાં બેઠા હતા ત્યાં જઇ છળે કરીને તેઓને વિષરૂપી અગ્નિએ કરી બાળી નાખ્યા. અર્થાત્ તક્ષક રાજાને ડસ્યો. ત્યાર પછી તમોને રાજ્યાભિષેક કર્યો. હે રાજાઓમાં શ્રેષ્ઠ! અમોએ જે પ્રમાણે જોએલું અને સાંભળેલું તે પ્રમાણે આ સઘળું વૃત્તાંત તમોને કહ્યું. એ પ્રમાણે તમારા પિતાનો તેમજ આ ઉત્તંક બ્રાહ્મણનો પરાભવ સાંભળી હવે જે પ્રમાણે કરવું ઘટે તે પ્રમાણે કરો. સૂત કહે છે કે, પછી શત્રુને મારનાર જનમેજય રાજાએ પોતાના મંત્રિઓને કહ્યું કે, હે મંત્રિઓ! વનસ્પતિને તક્ષક નાગ કરડયો તથા તેને કાસ્યપે જીવતી કરી, એવી આશ્ચર્યકારક વાત તમને કોણે કહી? ખરેખર કાસ્યપ બ્રાહ્મણ મંત્રથી તક્ષક નાગનું ઝેર ઉતારત તો મારા પિતા નાશ પામત નહીં. પણ પાપી તક્ષક નાગે એવો વિચાર કરેલો કે, જો મારા કરડેલાને આ બ્રાહ્મણ જીવતો કરશે તો, મારા વિષનું પરાક્રમ જતું રહેવાથી જગતમાં, મારૂં હાસ્ય થશે. એવું ધારીને તેણે બ્રાહ્મણને પુષ્કળ ધન આપી વિદાય કર્યો હશે. પરંતુ જ્યાં કોઇ મનુષ્ય નથી એવા વનમાં કાસ્યપ બ્રાહ્મણ અને તક્ષક નાગનો જે સંવાદ થયો, તે કોણે જોયો અને સાંભળ્યો? તેમજ તમારી પાસે એ વાત કેવી રીતે આવી? તે મને કહો? એટલે સર્પોનો નાશ કરે એવી પેરવી હું કરૂં.

મંત્રિઓ બોલ્યા હે રાજન! વનમાં કાસ્યપ બ્રાહ્મણ અને તક્ષક નાગને થયેલો

સંવાદ અમોને કોણે કહ્યો તે, અમે તમને કહીએ તે સાંભળો. પેલા વૃક્ષની એક સુકી શાખા ઉપર આગળથીજ કોઇ પુરૂષ લાકડાં કાપવા ચઢી ગયો હતો, તેની તે કાસ્યપ તથા તક્ષક નાગને ખબર નહોતી. પછી તક્ષક નાગ તે ઝાડને ડસ્યો કે તરતજ તે ઝાડ પેલા પુરૂષ સહિત બળીને રાખ થઇ ગયું; અને કાસ્યપ બ્રાહ્મણના પ્રભાવથી તે પેલા કઠિયારા સહિત પાછું સજીવન થયું. તેણે આવીને અમોને એ વૃત્તાંત કહી દેખાડયું. હવે હે રાજામાં સિંહરૂપ ! તમારે જે કરવું યોગ્ય હોય તે પ્રમાણે કરો. સૂત કહે છે મંત્રિઓનાં એવાં વચન સાંભળી જનમેજય રાજા દુ:ખથી પીડાતો થકો અત્યંત તપાયમાન થઇ, હાથે હાથ ઘસવા લાગ્યો. મોટા નિ:શ્વાસ મૂકીમૂકીને અતિ રૂદન કરવા લાગ્યો. એ પ્રમાણે દુ:ખ અને શોકે કરી યુક્ત રાજાએ આંખમાંથી ઘણાં અશ્રુ પાડી, વિધિથી જળનું આચમન કરી, બે ઘડી મનમાં વિચાર કરીને મહા ક્રોધથી પોતાના મંત્રિઓને કહ્યું કે, હે મંત્રિઓ ! એ રીતે તમારાથી મારા પિતાની સ્વર્ગગતિ સાંભળી મેં જે નિશ્ચય કર્યો છે તે તમે સાંભળો. જે રીતે મારા પિતાને પાપી તક્ષક નાગે ડસ્યા તેજ રીતે હું તેને ડસવા–મારવા ઇચ્છું છું. તેણે શૃંગીને નિમિત્ત કરીને મારા પિતાનો નાશ કર્યો, પણ એમાં દુષ્ટતા તેનીજ છે. કારણ કે, કાસ્યપ બ્રાહ્મણને ધન આપીને જો તેણે પાછો વાળ્યો નહોત તો, એ બ્રાહ્મણ મારા પિતા પાસે આવી તેને જીવતો કરત; અને તેના મંત્ર બળે કરી મારા પિતા જીવતા રહેત; તેમાં તક્ષક નાગને શું નુકશાન થાત ? માટે જીવવાની ઘણી ઇચ્છા રાખનારા મારા પિતાનો નાશ કરવામાં તેનુંજ દુરાત્માપણું છે. ઉત્તંકનું તેમજ મારૂં પોતાનું તથા તમારા બધાઓનું પ્રિય કરવા સારૂ મારા પિતાનું હું જરૂર વેર લઇશ.

उत्तंकस्य प्रियं कर्तुमात्मनश्च महत्प्रियं
भवतां चैव सर्वेषां गच्छाम्यपचितिंपितुः ॥

इति श्रीमहाभारत आदिपर्वणि आस्तीकपर्वणि परीक्षिन्मंत्रिसंवादे गुर्जरभाषायां पंचाशत्तमोऽध्यायः ॥ ५० ॥

## અધ્યાય ૫૧ મો. સર્પ સત્રનો ઉપક્રમ.

सूत उवाच—एवमुक्त्वा ततः श्रीमान् मंत्रिभिश्चानुमोदितः
आरुरोह प्रतिज्ञां स सर्पसत्राय पार्थिवः ॥

સૂત કહે છે—એ પ્રમાણે કહીને તે સંપત્તિમાન રાજાએ પોતાના મંત્રિયોની આજ્ઞા લઇ સર્પસત્ર કરવાની પ્રતિજ્ઞા કરી; અને પુરોહિત તથા બીજા ઋત્વિજ બ્રાહ્મણોને બોલાવીને કહ્યું કે, જે દુષ્ટ બુદ્ધિવાળો તક્ષક નાગ મારા પિતાને કરડયો હતો તેનો હું નાશ કરૂં, એવો ઉપાય શોધી કહાડો. કેમકે વિષરૂપી અગ્નિએ કરી જેમ એણે મારા પિતાને બાળ્યા, તેમજ હું એને બાળવાને ઇચ્છું છું. પ્રદિપ્ત અગ્નિને વિષે કુટુંબ સહિત એ તક્ષક નાગને હું નાખું, એવી યુક્તિ તમે જાણતા હો તો મને બતાવો. રાજાનાં એવાં વચન સાંભળીને ઋત્વિજ બ્રાહ્મણો બોલ્યા કે હે રાજન ! દેવતાઓએ નિર્માણ કરેલો મોટો સર્પયજ્ઞ પુરાણમાં કહેવાય છે તે તમે કરો; જે તમારા શિવાય બીજો કોઇપણ કરી શકે તેમ નથી. તે સાંભળીને રાજાએ, પોતાના મનમાં, હવે તક્ષક નાગ નિશ્ચય અગ્નિમાં પડીને બળી

મરશે એમ માનીને, મંત્રને જાણનારા બ્રાહ્મણોને કહ્યું કે હે બ્રાહ્મણો! હું યજ્ઞ કરીશ, માટે તેમાં જોઇની સામગ્રી તૈયાર કરો. રાજાએ એવી આજ્ઞા આપી ત્યારે બુદ્ધિમાન, અને વેદને જાણનારા બ્રાહ્મણોએ,શાસ્ત્ર પ્રમાણે સર્પયજ્ઞ કરવાનું સ્થાનક માપીને, પરમ સમૃદ્ધિવાળો, બ્રાહ્મણોના ગણેકરી યુક્ત, ઘણા ધન અને ધાન્યવાળો અને ઋત્વિજોએ કરી યુક્ત એવો યજ્ઞ નિર્માણ કરીને, તે યજ્ઞના ફળની પ્રાપ્તિને વાસ્તે રાજાને દીક્ષા આપી. પણ એટલામાં યજ્ઞમાં વિઘ્ન કરનાર એક મોટું નિમિત્ત ઉત્પન્ન થયું. તે એ કે, વાસ્તુ વિદ્યામાં કુશળ, બુદ્ધિમાન, સૂત જાતિમાં ઉત્પન્ન થયેલો અને શિલ્પશાસ્ત્રને જાણનારો સલાટ, જેણે સૂત્રે કરી યજ્ઞની જમીન માપી હતી તે બોલ્યો કે, જે સ્થાનમાં અને જે વખતમાં આપણે આ યજ્ઞની જમીન માપી તે વખતનું ફળ મને એવું લાગે છે કે, કોઇ બ્રાહ્મણ નિમિત્તથી આ યજ્ઞ સમાપ્ત થશે નહીં. એ વાત સાંભળીને જનમેજય રાજાએ દીક્ષાકાળની પહેલાંજ પોતાના દ્વારપાળને કહ્યું કે, મને પૂછ્યા વગર કોઇને પણ અહીં આવવા દેતો નહિ.

**इतच्छ्रुत्वा तु राजासौ प्राग्दीक्षाकालमब्रवीत्**
**क्षत्तारं नहि मे कश्चिदज्ञातः प्रविशेदिति ॥**

**इति श्रीमहाभारत आदिपर्वणि आस्तीकपर्वणि सर्पसत्रोपक्रमे गुर्जरभाषायां एकपंचाशतमोऽध्यायः ॥ ५१ ॥**

## અધ્યાય પર મો. સર્પો હોમવા લાગ્યા.

**सूत उवाच—ततः कर्मप्रववते सर्पसत्रविधानतः**
**पर्यक्रामंश्चविधिवत् स्वे स्वे कर्मणि याजकाः ॥**

સૂત કહે છે—તે પછી સર્પસત્ર વિધિથી કર્મ પ્રવર્ત્તમાન થયું ને યજન કરનાર બ્રાહ્મણો પોતપોતાના કર્મને વિષે વિધિથી કામે લાગ્યા. જેઓએ કાળાં લુગડાં પહેરીને અગ્નિને વિષે મંત્ર ભણીને હોમ કરવા માંડ્યો, તેથી બધા સર્પો કંપતા કંપતા એક બીજાને બોલાવતા, શ્વાસોચ્છ્વાસ નાખતા પરસ્પરે મોઢેથી અને પૂંછડેથી વિંટાતા થકા, પ્રદીપ્ત અગ્નિને વિષે પડવા લાગ્યા તેમાં કેટલાક સફેદ, કાળા, વૃદ્ધ, બાળક કોશ તથા યોજન જેવડા શરીરના, ગાયના કાન જેવા શરીરવાળા, ઘોડા સરખા, હાથીની સુંઢ સરખા અને મહોન્મત્ત હાથીના જેવી કાયાવાળા તથા વિચિત્ર પ્રકારના વર્ણોવાળા હતા. તે સર્વ અને બીજા પણ ભયંકર તથા મહા બળવાન એવા ભૂંગળ સરખા સર્પો, માના શાપથી પીડાતા થકા અગ્નિને વિષે પડવા લાગ્યા.

**घोराश्च परिघप्रख्या दंडशूका महाबलाः**
**प्रपेतुरग्नावुरगा मातृवाग्दंडपीडिताः ॥**

**इति श्रीमहाभारत आदिपर्वणि आस्तीकपर्वणि सर्पसत्रोपक्रमे गुर्जरभाषायां द्विपंचशत्तमोऽध्यायः ॥ ५२ ॥**



## અધ્યાય ૫૩ મો. વાસુકિને થયેલી ચિંતા.

**शौनक उवाच—सर्पसत्रे तदा राज्ञः पांडवेयस्य धीमतः**
**जनमेजयस्य केत्वासन्नृत्विजः परमर्षयः ॥**

શૌનક પૂછે છે—હે સૂત ! પાંડુરાજાના વંશમાં ઉત્પન્ન થએલા બુદ્ધિમાન જનમેજય રાજાના સર્પસત્રમાં, પરમ ઋષિઓ, ઋત્વિજો, સભાસદો, તથા બીજા તે યજ્ઞની વિધિને જાણનારાઓ કોણ કોણ હતા? એ બધું વિસ્તારથી મને કહો. સૂત કહે છે કે, હે શૌનક! જે પ્રમાણે તમે પૂછ્યું તે પ્રમાણે ક્રમે કરીને હું તેઓનાં નામ કહું તે સાભળો. તે યજ્ઞમાં ચ્યવન ઋષિના વંશમાંનો ચંડભાર્ગવ નામનો બ્રાહ્મણમુખ્ય હોમ કરનાર હતો. વૃદ્ધ અને વિદ્વાન્ કૌત્સ એવે નામે બ્રાહ્મણ ઉદ્‌ગાતા હતો, અને જૈમિનિ ઋષિ બ્રહ્મા હતા. શાર્ઙ્ગરવ તથા પિંગલ નામના બ્રાહ્મણો અધ્વર્યુ હતા, તથા પુત્ર અને શિષ્યો સહિત વ્યાસજી, ઉદ્દાલક, પ્રમતત, શ્વેતકેતુ, પિંગલ, અસિત, દેવળ, નારદ, પર્વત આત્રેય, કુંડ, જઠર, કાળઘી, વાત્સ્ય વેદને જાણનારા વૃદ્ધ શ્રુતશ્રવા, કોહલ, દેવશર્મા, સામસૌરભ, વગેરે વેદને પાર પામેલા બ્રાહ્મણો સભાસદો હતા. હે શૌનક! જનમેજયના મોટા સર્પ યજ્ઞમાં ભયંકર અને પ્રાણિઓને ભય પમાડનાર હજારો સર્પો પાડતા હતા. તેઓના રૂધિરની નાની નદીઓ વહેતી હતી, જેમાં તેઓના વસા અને મેદ તણાયા જતા હતા, તેઓના બળવાથી ખરાબ ગંધ આવતો હતો ને તેઓનો ભયંકર શબ્દ પણ સંભળાતો હતો. પણ તક્ષક નાગ તો જનમેજય રાજા સર્પયાગ કરે છે, એ વાત સાંભળી ભય પામીને ઇન્દ્રને શરણે જતો રહ્યો, ને તેને બધી વાત કહી દેખાડી. ઇન્દ્રે પ્રસન્ન થઇ તેને કહ્યું કે હે તક્ષક! પૂર્વથીજ મેં તારે વાસ્તે બ્રહ્માને પ્રસન્ન કરેલા છે, તેથી કોઈ કાળે પણ એ સર્પયાગથી તને ભય થશે નહીં. માટે તારા મનમાં તું દુઃખી માં થા. એ પ્રમાણે ઇન્દ્રે આશ્વાસના કરવાથી તક્ષક નાગ ખુશીથી તેના ઘરમાંજ રહ્યો. હવે અહીં નિરંતર અગ્નિમાં બધા સર્પો પડતા હતા, તેથી થોડા થઈ ગએલા પરિવારવાળા વાસુકિ નાગે અત્યંત દુઃખ પામીને તપાયમાન થઈ, ચોફેરથી ઘેરાઇ ગયું છે જેનું હૃદય એવી સ્થિતિમાં પોતાની બેન જરત્કારૂને કહ્યું કે હે કલ્યાણિ! જનમેજય રાજાના સર્પસત્રથી મારાં અંગ બળે છે, દિશાઓને હું બરાબર દેખી શકતો નથી, ને અત્યંત મોહથી મારૂં મન ખેદ પામતું તથા ઘોળાતું હોય એમ મને લાગે છે. મારી દૃષ્ટિ ભમ્યા કરે છે, અને મારૂં હૃદય જાણે ચિરાઇ જતું હોય તેમ થાય છે. હવે મારે પણ, પરવશ થઇ પ્રદીપ્ત અગ્નિમાં બળીને યમપુરીમાં જવું પડશે, કારણ તે યજ્ઞ અમોને હણવા વાસ્તે થયો છે. હે બેન! મેં જે અર્થે તને જરત્કારૂ ઋષિને આપી, તે વખત હાલ પ્રાપ્ત થયો છે, તથા બ્રહ્માએ પણ મને કહ્યું હતું કે, પ્રવર્તમાન એવા જનમેજય રાજાના યજ્ઞને તારો ભાણેજ આસ્તીક અટકાવશે. વાસ્તે હે બેન! વૃદ્ધોને માનવા લાયક અને વેદ જાણનારાઓમાં શ્રેષ્ઠ એવા તારા પુત્ર આસ્તીકને પરિવાર સહિત મારી રક્ષા કરવાનું કહે.

**तद्वत्से ब्रूहि वत्सस्त्वं कुमारं वृद्धसंमत**
**ममाद्यत्वं सभृतस्य मोक्षार्थंवेदवित्तमं ॥**

इति श्रीमहाभारत आदिपर्वणि आस्तीकपर्वणि सर्पसत्रेवासुकिवाक्ये गुर्जरभाषायां त्रिपंचाशत्तमोऽध्यायः ॥ ५३ ॥

## અધ્યાય ૫૪ મો. સર્પોની સહાયે આસ્તીક.

सूत उवाच--तत आहुय पुत्रं स्वं जरत्कारुर्भुजंगमा
वासुकेर्नागराजस्य वचनादिदमब्रवीत् ॥

સૂત કહે છે—પછી નાગોના રાજા વાસુકીનાં વચન સાંભળીને જરત્કારૂએ પોતાના પુત્રને બોલાવીને કહ્યું કે હે પુત્ર ! મને મારા ભાઇએ તારા પિતાને જે કારણથી આપી હતી તે વખત હાલ આવ્યો છે, માટે તેના કલ્યાણને અર્થે તને જે ઘટે તે કર. આસ્તીક બોલ્યો કે હે મા ! તે કારણ મને યથાસ્થિત કહે, પછી જે મારાથી બનશે તે હું કરીશ. પુત્રનાં એવાં વચન સાંભળી કુટુંબનું હિત ઇચ્છનારી જરત્કારૂ બોલી કે હે પુત્ર ! કદ્રુ એવે નામે સર્પોની મા હતી, તેણે ક્રોધથી પોતાના પુત્રોને જે રીતે શાપ આપ્યો, તે હું કહું છું તે સાંભળ. એક વખતે કદ્રુએ કહ્યું કે હે પુત્રો ! ઉચ્ચૈઃશ્રવા નામના ઘોડાના વાળ તમે કાળા કરો, કારણ મેં વિનતાની સાથે દાસપણાની સરત કરી છે" પણ તે સર્પોએ ઘોડાના વાળ કાળા ન કર્યા, તેથી તેણે તેઓને કહ્યું કે, "મેં તમોને આજ્ઞા કરી તો પણ તમે તે ઘોડાના વાળ કાળા ન કર્યા, માટે જનમેજય રાજાના યજ્ઞમાં તમને અગ્નિ બાળશે, જેથી તમે મરણ પામીને પ્રેત લોક પામશો." એ પ્રમાણે શાપ આપતી કદ્રૂને સાક્ષાત્ લોકના પિતામહ બ્રહ્માએ પણ કહ્યું કે તેં ઠીક કર્યું. બ્રહ્માનાં એવાં વચન સાંભળીને નાગ અમૃત મંથન થઈ રહ્યા પછી દેવતાઓને શરણે ગયો. ત્યારે ઉત્તમ અમૃત પામ્યાથી સિદ્ધ જેનું કામ થયું છે એવા સર્વે દેવતાઓ વાસુકિને આગળ કરીને બ્રહ્મા પાસે જઇ તેઓને પ્રસન્ન કરીને બોલ્યા કે "હે બ્રહ્મા ! સર્વે નાગોનો રાજા આ વાસુકિ, માના શાપે કરીને તેમજ જ્ઞાતિને વાસ્તે દુઃખી છે, માટે તેનાથી મુક્ત થવાનો શું ઉપાય છે તે આપ કહો ?" બ્રહ્માએ કહ્યું કે, "જરત્કારૂ નામનો ઋષિ વાસુકિની બેન જરત્કારૂને પરણશે તેથી તેને પુત્ર થશે તે જનમેજયના યજ્ઞમાં જઇને સર્પોને બચાવશે." હે પુત્ર ! બ્રહ્માનાં એવાં વચન સાંભળી મારા ભાઇએ મને દેવતાના સરખી કાંતિવાળા મહાત્મા એવા તારા પિતાને આપી; જે થકી તે યજ્ઞના વખતની પહેલાંજ તું મારે વિષે ઉત્પન્ન થએલો છે. હવે તે યજ્ઞ શરૂ થયો છે માટે હે પુત્ર ! અમોને ભય થકી અને મારા ભાઇને અગ્નિ થકી રક્ષા કરવાને તું યોગ્ય છે. કારણ જે કામને અર્થે બુદ્ધિમાન્ તારા પિતાને મારા ભાઇએ મને આપી, તે કામ સફળ થવું જોઇએ. પછી જેમ તારી મરજી. સૂત કહે છે કે એ પ્રમાણે પોતાની માના કહેવાથી આસ્તીક બોલ્યો કે ઠીક છે, તેમ કરીશ. એમ કહી દુઃખથી અત્યંત તપેલા વાસુકિ નાગને જાણે જીવાડતો હોયની તેમ તેણે કહ્યું કે, હે સર્પમાં ઉત્તમ ! હે મહાબળિષ્ટ હું સત્ય કહું છું કે, તે શાપ થકી હું તમોને મૂકાવીશ. હે નાગ ! ચિત્ત સ્વસ્થ રાખો, તમોને ભય નથી. જે રીતે તમારૂં કલ્યાણ થશે તે રીતે હું પ્રયત્ન કરીશ. વળી મારી વાણી હસતાં હસતાં પણ ખોટું બોલતી નથી તો આવા સંકટના કામમાં તો કેમજ ખોટું બોલે ! માટે હે મામા ! સર્વે રાજ-

ઓમાં શ્રેષ્ઠ અને યજ્ઞની દીક્ષા લેનાર જનમેજય રાજા પાસે જઈ, આજે હું પવિત્ર વાણીએ કરી જેમ સર્પસત્ર નિવૃત્ત થાય તેવી રીતે તેને પ્રસન્ન કરીશ. હે મહા બુદ્ધિમાન્ નાગ! મારે વિષે જે તમારી ધારણા છે તે ખોટી થશે નહીં. પોતાના ભાણેજનાં એવાં વચન સાંભળીને વાસુકિએ કહ્યું કે હે આસ્તીક ! હું ચોફેરથી ઘેરાઉં છું, મારૂં હૃદય ફાટી જાય છે, તથા માના શાપથી પીડાતો થકો હું દિશાને પણ જાણતો નથી. આસ્તીકે કહ્યું કે હે સર્પમાં ઉત્તમ ! પ્રદીપ્ત અગ્નિથી થયેલા ભયને હું શાંત કરીશ, માટે તમારે કાંઇ પણ સંતાપ કરવો નહીં. એમ કહી આસ્તીક, વાસુકિના મનનો પરિતાપ પોતે ગ્રહણ કરીને, સર્પોની મુક્તિ વાસ્તે જલદીથી તે યજ્ઞ પ્રત્યે ચાલ્યો. ત્યાં જઇ સૂર્ય અને અગ્નિ જેવા તેજસ્વી ઘણા સભાસદ બ્રાહ્મણોએ કરીને વિંટાયલું, તે યજ્ઞનું ઉત્તમ સ્થાન જોઇને, તેણે અંદર જવા માંડયું, પણ દ્વારપાળોએ તેને રોકયો. ત્યારે અંદર પેસવાની ઇચ્છાથી તેણે યજ્ઞની સ્તુતિ કરી, એટલે રાજાએ પ્રસન્ન થઇને તેને અંદર આવવાનો હુકમ આપ્યો. પછી બ્રાહ્મણમાં ઉત્તમ અને પુણ્ય કરનારાઓમાં શ્રેષ્ઠ એવો આસ્તીક બ્રાહ્મણ, તે ઉત્તમ યજ્ઞના સ્થાનને પામીને, અનંત કીર્તિવાળા જનમેજય રાજાની, ઋત્વિજ તથા સભાસદ બ્રાહ્મણોની અને અગ્નિની સ્તુતિ કરવા લાગ્યો.

स प्राप्य यज्ञायतनं वरिष्ठ द्विजोत्तमः पुण्यकृतां वरिष्ठः
तुष्टावराजानमनंतकीर्तिमृत्विक्सदस्यांश्च तथैव चाग्निं ॥

इति श्रीमहाभारत आदिपर्वणि आस्तीकपर्वणि सर्पसत्रेआस्तीकागमन गुर्जरभाषायां चतुःपंचाशत्तमोऽध्यायः ॥ ५४ ॥

## અધ્યાય ૫૫ મો. આસ્તીકે ચલાવેલી સામનીતિ.

आस्तीक उवाच—सोमस्य यज्ञो वरुणस्य यज्ञः प्रजापतेर्यज्ञ आसीत्प्रयागे
तथा यज्ञोयं तव भारताग्र्य पारिक्षित स्वस्ति नोस्तु प्रियेभ्यः

આસ્તીક કહે છે—હે ભરત કુળમાં શ્રેષ્ઠ ! હે પરિક્ષિતના પુત્ર ! જેવો ચંદ્રમાનો, વરૂણનો, અને પ્રયાગને વિષે પ્રજાપતિનો યજ્ઞ થયો હતો, તેવોજ આ તમારો યજ્ઞ છે, માટે હું માગું છું જે આપણા સર્વના પ્રિયોનું કલ્યાણ થાઓ. હે રાજન ! આ તમારો યજ્ઞ ઇન્દ્રના દશ હજાર યજ્ઞની બરાબર છે. તેમજ યમરાજાનો, રંતિદેવનો, ગય રાજાનો, શશબિંદુનો, કુબેરનો, નગ રાજાનો, અજમીઢ રાજાનો, શ્રી રામચંદ્રજીનો, દેવતાનો, યુધિષ્ઠિરનો અને વ્યાસનો, જેવો યજ્ઞ થયો હતો, તેવોજ આ તમારો યજ્ઞ છે; માટે હું માગું છું જે આપણા સર્વના પ્રિયોનું કલ્યાણ થાઓ. ઇન્દ્રના યજ્ઞમાં જેવા બ્રાહ્મણો હતા તેમજ સૂર્ય સરખી કાંતિવાળા બ્રાહ્મણો તમારા યજ્ઞમાં છે. એવા સર્વ વાતે સંપૂર્ણ બ્રાહ્મણોને જે કંઇ આપ્યું હોય તે કોઇ કાળે પણ નાશ થતું નથી વળી પરલોકના સાધનમાં વ્યાસજી સમાન બીજો કોઇ છેજ નહિં, તે તો આપણા યજ્ઞમાં છે અને પોતપોતાના કર્મમાં કુશળ એવા જે તેમના શિષ્યો, તે તો આ યજ્ઞમાં ઋત્વિજો છે. વિભાવસુ, ચિત્રભાનું, મહાત્મા હિરણ્યરેતા, હુતભુક, અને કૃષ્ણવર્ત્મા ઇત્યાદિ જેનાં નામો છે, તથા જગતની

બાજુ જેની જ્વાળા ફરે છે એવો પ્રદીપ્ત અગ્નિદેવ તમારા હવ્યની ઇચ્છા કરે છે. આ જીવલોકમાં તમારા સમાન પ્રજાનો પાળનાર બીજો કોઈ છેજ નહીં. તમારા ધૈર્યે કરીને હું ઘણો પ્રસન્ન થાઉં છું; અને વરૂણ, ધર્મરાજ, તથા સાક્ષાત ઇન્દ્રના જેવા તમે પ્રજાના પાળનાર છો, માટે હે પુરૂષેન્દ્ર! તમારા જેવો રાજા આ પૃથ્વીમાં પૂર્વે કોઇ થયો નથી, તેમ હાલ છે પણ નહીં. હે ખડ્વાંગ! નાભાગ, અને દિલીપ સરખા! હે યયાતિ અને માનધાતા સરખા પ્રભાવવાળા! હે સૂર્ય સરખા તેજવાળા! તમો ભીષ્મપિતામહ સરખા રૂડા વ્રતવાળા છો. વાલ્મીકની પેઠે તમોએ પોતાનું પરાક્રમ ગુપ્ત રાખેલું છે, અને વસિષ્ઠની પેઠે કોપ નિયમમાં રાખ્યો છે. તમારૂં પ્રભુપણું ઇન્દ્રના સરખુ છે અને તમારી કાન્તિ નારાયણ સરખી છે. યમરાજા સરખા તમે ધર્મના નિશ્ચયને જાણનાર છો, અને શ્રીકૃષ્ણના પેઠે સર્વે ગુણ સંપન્ન છો. વસુદેવતાની લક્ષ્મી તમારે વિષે રહી છે. યજ્ઞના પ્રવર્તક પણ તમે છો. બળેકરીને દંભોદ્ભવ જેવા, અને શસ્ત્ર તથા અસ્ત્ર જાણવામાં પરશુરામ સરખા છો. ઔર્વ ને ત્રિત એ બે ઋષિઓ સરખું તમારૂં તેજ છે, તથા ભગીરથ રાજા જેવા તમે તેજસ્વી છો. સૂત કહે છે–હે શૌનક! એ પ્રમાણે આસ્તીકે સ્તુતિ કરી ત્યારે પોતે રાજા, સભાસદ તથા ઋત્વિજ બ્રાહ્મણો અને અગ્નિ, એ સર્વે પ્રસન્ન થયા પછી તે ઋત્વિગાદિક બ્રાહ્મણોના મનમાં ધારેલા અભિપ્રાયોને જાણીને જનમેજય રાજા આમ બોલ્યા.

एवं स्तुताः सर्वएव प्रसन्ना राजासदस्या ऋत्विजो हव्यवाहः
तेषां दृष्ट्वा भावितानींगितानि प्रोवाच राजा जनमेजयोथ ॥

इति श्रीमहाभारत आदिपर्वणि आस्तीकपर्वणि सर्पसत्रे आस्तीककृत-राजास्तवे गुर्जरभाषायां पंचपचाशत्तमोऽध्यायः ॥ ५५ ॥

---

## અધ્યાય ૫૬ મો. આસ્તીકે માગેલો વર.

जनमेजय उवाच–बालोप्ययं स्थविर इवाभिभाषते नायं बालःस्थविरोयं मतो मे
इच्छाम्यहं वरमस्मै प्रदातुं तन्मे विप्राःसंविदध्वंयथावत् ॥

જનમેજય કહે છે–આ બ્રાહ્મણ બાળક છે તોપણ વૃદ્ધની પેઠે બોલે છે, માટે હું એને બાળક નહીં પણ વૃદ્ધજ માનં છું. હે બ્રાહ્મણો! હું આ બ્રાહ્મણને વર આપવા ઇચ્છું છું, માટે જેમ ઘટે તેમ તમે બધા એકમત કરો. પછી સભાસદ બ્રાહ્મણોએ કહ્યું કે બ્રાહ્મણ બાળક હોય તો પણ રાજાઓને માનવા લાયક છે, તેમાં જો વિદ્વાન્ હોય તો તો વિશેષે કરીને માન્ય છે. માટે સર્વ કામના તમારા થકી પામવાને આ બ્રાહ્મણ લાયક છે, પણ એને વરદાન આપ્યાની પહેલાં તક્ષક નાગ આવે તેમ કરવું. તોપણ રાજાએ આસ્તીક બ્રાહ્મણને, "તું વર માગ." એમ કહેવાની ઇચ્છા કરી, ત્યારે અતિ પ્રસન્ન જેનું મન નથી એવો હોતા બ્રાહ્મણ બોલ્યો કે તક્ષક હજી આવ્યો નથી. તે સાંભળી જનમેજય રાજા બોલ્યા કે, જે રીતે આ મારૂં કર્મ સમાપ્ત થાય ને તક્ષક નાગ જલદીથી આવે તે રીતે તમે સઘળાઓ તમારી શક્તિ પ્રમાણે યત્ન કરો; કારણ મારો દ્વેષી માત્ર તક્ષક નાગજ છે. એવાં તેનાં વચન સાંભળીને ઋત્વિજ બ્રાહ્મણોએ કહ્યું કે હે રાજન! તક્ષક નાગ તો ભય

થકી પીડાતો ઇન્દ્રની પાસે જઇ રહ્યો છે. તમને શિલ્પશાસ્ત્રને જાણનાર છે સૂતે જે પ્રમાણે પૂર્વે કહ્યું હતું, કે આ યજ્ઞ બ્રાહ્મણ નિમિત્તથી સમાપ્ત થશે નહીં, તેજ પ્રમાણે થાય એવું લાગે છે. કારણ કે તક્ષકને ઇન્દ્રે વરદાન આપ્યું છે જે, "તું અહીં મારી પાસે રહે તને અગ્નિ બાળશે નહીં." એ વાત સાંભળી રાજાએ તપાયમાન થઇને હોમ કરનારાઓમાંના મુખ્ય બ્રાહ્મણોને આજ્ઞા કરી જે, હે મંત્ર જાણનારા બ્રાહ્મણો ! તક્ષક નાગ જો ઇંદ્રની પાસે જઇ રહ્યો હોય તો તમે એવો હોમ કરો, કે જેથી ઇન્દ્રે સહિત તે તક્ષક અગ્નિમાં આવીને પડે

સૂત કહે છે કે, એ પ્રમાણે જનમેજયના કહેવાથી હોમ કરનાર બ્રાહ્મણોએ ઇન્દ્ર સહિત તક્ષક નાગને મંત્રથી બોલાવ્યો ત્યારે ક્ષણ મત્રમાં તક્ષક સહિત ઇંદ્ર આકાશમાં દેખાયો પણ તે યજ્ઞને જોઇ ઘણા ભયને પામી તક્ષકને મૂકીને પાછો પોતાના લોકમાં જતો રહ્યો. હવે તક્ષક નાગ ભયથી મોહ પામીને બ્રાહ્મણોના મત્રના જોરથી અગ્નિની જ્વાળા પાસે પરવશ થતો થકો આવવા લાગ્યો. ત્યારે ઋત્વિજ બ્રાહ્મણો બોલ્યા કે, હે રાજન ! હે સમર્થ ! આ તમારૂં કર્મ વિધિયુક્ત છે. હવે આ બ્રાહ્મણમાં મુખ્ય એવા આસ્તીકને વરદાન આપવાને તમે લાયક છો. એવાં તેઓનાં વચન સાંભળીને જનમેજય રાજાએ આસ્તીકને કહ્યું કે, હે બાળ ! તમારા જેવા પાત્રને હું ઘટનો વર આપું છું, માટે જે તમારા હૃદયમાં ઇચ્છા હોય તે માગો કદાચ તે નહીં લેવા લાયક હશે તો પણ હું આપીશ તેટલામાં ઋત્વિજોએ કહ્યું કે હે રાજન ! આ તક્ષક નાગ તમારે વશ થવા જલદીથી આવે છે. જુઓ ! આ તક્ષકનો ભયંકર શબ્દ સંભળાય છે. તેને ઇન્દ્રે મૂકી દેવાથી તે સ્વર્ગથી ભ્રષ્ટ થયો છે. અને મંત્રે કરીને ત્રાસ પામ્યું છે શરીર જેનું એવો તે, મોટા નિશ્વાસ મુકતો થકો બેભાન થઇને અગ્નિમાં પડવા આવે છે. સૂત કહે છે—હવે તક્ષક નાગ અગ્નિમાં પડશે એમ જાણી આસ્તીક બ્રાહ્મણ બોલ્યો કે, હે જનમેજય ! મને જો તમે વરદાન આપતા હો તો હું એવું વરદાન માગું છું કે, "આ તમારો યજ્ઞ વિરામ પામે અને એમાં હવે સર્પો ન પડે." તે સાંભળી મનમાં અપ્રસન્ન થઇ જનમેજય રાજાએ કહ્યું કે, હે સમર્થ ! સોનું, રૂપું ગાયો અથવા કંઇ બીજું જે તમારી ઇચ્છામાં આવે તે હું આપું પણ આ મારો યજ્ઞ વિરામ ન પામે ત્યારે આસ્તીક બોલ્યો કે એ કાંઇ પણ મને જોઇતું નથી, પણ તમારો યજ્ઞ વિરામ પામે એજ હું માગું છું, જેથી મારી માના કુળનું કલ્યાણ થાય સૂત કહે છે—એવું સાંભળીને બોલનારાઓમાં શ્રેષ્ઠ એવા જનમેજય રાજાએ વારંવાર કહ્યું કે હે બ્રાહ્મણમાં શ્રેષ્ઠ ! તમે બીજું વરદાન માગો જેથી તમારૂં કલ્યાણ થાય. એમ કહ્યું તોપણ તેણે બીજો વર માગ્યો નહીં. પછી હે તાત ! વેદને જાણનારા સભાસદ બ્રાહ્મણોએ એકઠા થઇને જનમેજય રાજાએ કહ્યું કે, આ બ્રાહ્મણને એના માગવા પ્રમાણે વર આપો.

ततो वेदविदस्तात सदस्याः सर्व एव तं
राजानमूचुः सहिता लभतां ब्राह्मणो वरं ॥

इति श्रीमहाभारत आदिपर्वणि आस्तीकपर्वणि आस्तीकवरप्रदाने गुर्जरभाषायां षट्पंचाशत्तमोऽध्यायः ॥ ५६ ॥

## અધ્યાય ૫૭ મો. હોમાયેલા સર્પોનાં નામ.

**शौनक उवाच—ये सर्पाः सर्पसत्रेऽस्मिन् पतिता हव्यवाहने**
**तेषां नामानि सर्वेषां श्रोतुमिच्छामि सूतज ॥**

શૌનક પૂછે છે—હે સૂત ! હવે સર્પસત્રના અગ્નિનાં જે સર્પો પડયા તે સર્વેના નામો હું સાંભળવા ઇચ્છું છું. સૂત કહે છે કે હે બ્રાહ્મણમાં શ્રેષ્ઠ ! એ યજ્ઞમાં તો અસંખ્ય સર્પો પડયા જેની ગણના થઇ શકે એમ નથી, તોપણ તેમાંના મુખ્ય મુખ્ય સર્પોનાં નામ મને યાદ છે તે હું કહું છું કોટીસ, માનસ, પૂર્ણ, શલ, પાલ, હલીમક, પિચ્છલ, કૌણપ, ચક્ર, કાલવેગ, પ્રકાલન, હિરણ્યબાહુ, શરણ, કક્ષક, કાણેદંતક, એટલા વાસુકિના વંશના સર્પ નાશ પામ્યા. પુચ્છાંડક, મંડલક, પિંડસેક્તા, રભેણુક, ઉચ્છિક, તરભ, ભંગ, બિલ્કતેજા, વિરોહણ, શિલી શલકર, મૂક, સુકુમાર, પ્રવેદન, મદ્દગર, શિશુંરોમા, સુરોમા, મહાહનુ, એટલા તક્ષકના કુળના નાશ પામ્યા. પારવત, પારિયાત, પાંડર, હરિણ, કુશ, વિહંગ, શરભ, મેદ, પ્રમોદ, સિંહતાપન, એટલા ઐરાવતના કુળના અગ્નિમાં પડયા. એરક, કુંડળ, વેણી, વેણીસ્કંધ, કુમારક, બાહુક, શૃંગવેર, ધૂર્તક, પ્રાતર, આતક, એટલા કૌરવ્યના વંશના નાશ પામ્યા. શંકુકરણ, પિદરક, કુઠાર, મુખસેચક, પૂર્ણાંગદ, પ્રહસ, શકુનિ, દરિ, અમાહી, કામક, સુષેણ, માનસ, અવ્યમ. ભેરવ, મુંડેવેદાંગ, પિશંગ, ઉદ્રપારક, ઋષભ, વેગવાન, પિંડારક, મહાહનુ, રક્તાંગ, સર્વસારંગ, સમૃદ્ધ, પટવાસક, વિરહક, વીરણુક, સુચિત્ર, ચિત્રવેગિક, પરાશર, તરૂણક, મણિ, સ્કંધ, આરૂણિ, એટલા ધૃતરાષ્ટ્રના કુળના અગ્નિમાં પડયા. એ સિવાય બીજા કેટલાક કુળોના મહા બળવાન અને ભયંકર રૂપવાળા અસંખ્ય નાગો અગ્નિમાં પડયા. એ પ્રમાણે ઇચ્છામાં આવે એવું રૂપ અને બળ ધારણ કરનાર તથા પ્રદીપ્ત અગ્નિ સરખા વિષવાળા સર્પો, માના શાપથી પીડાતા થકા તે મ્હોટા યજ્ઞમાં બળીને ભસ્મ થઇ ગયા.

**कामरूपाः कामबला दीप्तानलविषोल्बणाः**
**दग्धास्तत्र महासत्रे ब्रह्मदंडनिपीडिताः ॥**

**इति श्रीमहाभारत आदिपर्वणि आस्तीकपर्वणि सर्पनामकथने गुर्जरभाषायां सप्तपंचाशत्तमोऽध्यायः ॥ ५७ ॥**

## અધ્યાય ૫૮ મો. સર્પો ને જરત્કારૂ પ્રસન્ન થયાં.

**सूत उवाच--ततो राजाब्रवीद्वाक्यं सदस्यैश्चोदितोभृशं**
**काममेतद्भवत्वेवं यथास्तीकस्य भाषितं ॥**

સૂત કહે છે પછી સભાસદ બ્રાહ્મણોના કહેવાથી જનમેજય રાજા બોલ્યા કે, તમારી સર્વની ઇચ્છા હોય તો આ આસ્તીક માગે છે તેમ થાઓ. આ કર્મ સમાપ્ત થઇને બધા સર્પો સુખી થાઓ, અને આસ્તીક પણ પ્રસન્ન થાઓ. વળી શિલ્પશાસ્ત્ર જાણનાર સૂતે યજ્ઞના આરંભમાં જે વચન કહ્યું હતું તે સત્ય થાઓ. રાજાનાં એવાં વચન સાંભળી સર્વે પ્રસન્ન થઇ હર્ષ આપે એવો શબ્દ કરવા લાગ્યા. પછી તે યજ્ઞ સમાપ્ત કરી પ્રસન્ન થઇને,

ઋત્વિજ તથા સભાસદ ઇત્યાદિ બ્રાહ્મણો જે રાજાના યજ્ઞમાં આવ્યા હતા, તેઓને રાજાએ જમાડીને પહેરામણી સહિત ઘટતી દક્ષિણા આપી; અને જે શિલ્પશાસ્ત્ર જાણનારે યજ્ઞના આરંભમાં કહ્યું હતું કે બ્રાહ્મણ નિમિત્તથી આ યજ્ઞ વિરામ પામશે, તેને પણ પ્રસન્ન થઇને ઘણુંક ધન આપ્યું. પછી વિધિએ કરી રાજાએ અવભૃથસ્નાન કરીને બુદ્ધિમાન્ આસ્તીકને, તેને ઘેર મોકલ્યો. મોકલતી વખતે તેને રાજાએ કહ્યું કે તમારે ફરીથી આવવું, હું તમોને મારા અશ્વમેધ યજ્ઞમાં સભાસદ કરીશ. ત્યારે ઠીક બહુ સારૂં, એમ કહી રાજાને પ્રસન્ન કરીને આસ્તીક ખુશી થઇ પોતાને ઘેર ગયો. ત્યાં જઇને તેણે પોતાના મામા તથા માને પ્રમાણ કરી તેઓને બનેલું વૃતાંત કહી સંભળાવ્યું, તે સાંભળીને ત્યાં જે સર્પો હતા તેઓનો મોહ ટળી ગયો, ને તેઓએ આસ્તીક ઉપર ઘણા ખુશી થઇને વારંવાર કહ્યું કે, તમારી ઇચ્છામાં આવે એવો વર માગો. તમોએ અમને સર્પ યજ્ઞથકી બચાવ્યા તેથી અમે ઘણા ખુશી થયા છીએ. હવે અમે તમારૂં શું પ્રિય કરીએ ? ત્યારે આસ્તીક બોલ્યો કે, સાયંકાળે, તેમજ પ્રાતઃકાળે બ્રાહ્મણ અગર બીજો કોઈ આ ધર્મરૂપ આખ્યાનનો પાઠ કરે તેને તમારા થકી કંઇ પણ ભય ન થાય. તે સાંભળી પ્રસન્ન થયેલા સર્પોએ પોતાના ભાણેજ આસ્તીકને કહ્યું કે, એ તમારૂં વચન સત્ય થાઓ, એવો વર અમે તમોને આપીએ છીએ; હમેશ નમ્ર થઇને અમે તમોને ગમતું કરશું તથા જે કોઇ આ ચાર મંત્રોમાંથી એકનો પણ પાઠ કરશે તેને અમારા થકી ભય થશે નહીં.

### मंत्रो.

असितं चार्तिमंतं च सुनीथं चापि यः स्मरेत्
दिवा वा यदिवारात्रौ नास्य सर्पभयं भवेत् ॥

यो जरत्कारुणाजातो जरत्कारौ महायशाः
आस्तीकः सर्पसत्रेवः पन्नगान्योभ्यरक्षत ॥

तं स्मरंतं महाभागा न मां हिंसितुमर्हथ
सर्पासर्पभद्रं ते गच्छसर्पमहाविषं ॥

जनमेजयस्य यज्ञांते आस्तीकवचनं स्मर
आस्तीकस्य वचःश्रुत्वा यः सर्पो न निवर्तते
शतधाभिद्यतेमूर्ध्नि शिंशवृक्षफलं यथा ॥

સૂત કહે છે–સર્પોએ એ પ્રમાણે કહ્યા પછી મહાત્મા આસ્તીક બ્રાહ્મણ ખુશી થઇને ત્યાંથી ચાલતો થયો. એ રીતે સર્પોને સર્પયજ્ઞ થકી મૂકાવ્યા પછી પુત્ર પૌત્રવાન એવો ધર્માત્મા આસ્તીક બ્રાહ્મણ કાળે કરીને મોક્ષને પામ્યો. હે શૌનક ! આ આસ્તીકનું આખ્યાન યથાર્થ મેં તમોને કહ્યું, જેનો પાઠ કરવાથી કોઇ કાળે પણ સર્પનું ભય થાય નહીં. હે બ્રાહ્મણ ! હે શત્રુને દમનારા ! ડુંડુભ સર્પનું વચન સાંભળીને સર્પસત્ર કેવો હશે ! એમ આશ્ચર્ય પામીને તમે મને પૂછ્યું તે મેં તમને કહ્યું, હવે તમારૂં કૌતુહલ શમી જાઓ.

यन्मां त्वं पृष्टवान ब्रह्मन् श्रुत्वा डुंडुभभाषितं
व्यपेतुस्तुमहद्ब्रह्मन् कौतुहलमरिंदम ॥

इति श्रीमहाभारत आदिपर्वणि आस्तीकपर्वणि सर्पसत्रे गुर्जरभाषायां अष्टपंचाशत्तमोऽध्यायः ॥ ५८ ॥

## અધ્યાય ૫૯ મો. રાજવંશોની કથા.

### अंशावतरणपर्व

शौनक उवाच—भृगुवंशात्प्रभृत्येव त्वया मे कीर्तितं महत्
आख्यानमखिलं तात सौते प्रीतोस्मि तेन ते ॥

શૌનક પૂછે છે–હે સૂત! પ્રથમ ભૃગુ વંશ કહીને આ મોટું એવું આસ્તીકનું સમગ્ર આખ્યાન તમે કહ્યું તેથી હું પ્રસન્ન થયો છું. હવે મોટા સર્પયજ્ઞમાં અવકાશની વખતે વ્યાસે જે જે કથાઓ કહી હોય તથા બીજા સભાસદ બ્રાહ્મણોમાં પણ જે વાતો થઇ હોય, તે સર્વે હું સાંભળવા ઇચ્છું છું, માટે મને કહો. સૂત કહે છે–તે યજ્ઞમાં અવકાશની વખતે બ્રાહ્મણો વેદની વાતો કરતા ને વ્યાસજી વિચિત્ર પ્રકારનું ભારતનું આખ્યાન કહેતા હતા. શૌનક કહે છે–પાંડવોના યશને વધનારૂં ભારતરૂપી મોટું આખ્યાન જનમેજયના પૂછવાથી વ્યાસજીએ વૈશંપાયન દ્વારા વિધિએ કરી જેમ સંભળાવ્યું, તેમ મને કહો. સૂત કહે છે–હે દ્વિજ! તે સમગ્ર આખ્યાન હું કહું છું તે તમે સાંભળો, જે કહેવાને મને પણ મોટો આનંદ આવે છે.

शृणु सर्वमशेषेण कथ्यमानं मया द्विज
शंसितुं तन्महान् हर्षो ममापीह प्रवर्तते ॥

इति श्रीमहाभारत आदिपर्वणि अंशावतरणपर्वणि कथानुबंधे गुर्जरभाषायां एकोनषष्ठितमोऽध्यायः ॥ ५९ ॥

## અધ્યાય ૬૦ મો. કથાનુબંધ કથન.

सूत उवाच—श्रुत्वा तु सर्पसत्राय दीक्षितं जनमेजयं
अभ्यगच्छदृषिर्विद्वान् कृष्णद्वैपायनस्तदा ॥

સૂત કહે છે–સર્પ સત્રની જનમેજય રાજાએ દીક્ષા લીધી છે, તે સાંભળીને ઋષિ અને વિદ્વાન્ એવા વ્યાસજી તે યજ્ઞમાં આવ્યા હતા; જે યમુનાના એક બેટમાં સત્યવતિ કન્યાને વિષે શક્તિના પુત્ર પરાશર ઋષિ થકી ઉત્પન્ન થતાંજ પોતાનું શરીર ઇચ્છાએ કરી વધારી અંગ અને ઇતિહાસે સહિત વેદ ને વેદના અર્થોને જાણનારા થયા હતા. તપ, વેદ વ્રત તથા ઉપવાસ ઇત્યાદિ સાધનોએ કરીને પણ નહીં મળે એવા આત્મતત્વને પણ જાણી ગયેલા. એવા વ્યાસજીએ, એક વેદમાંથી ચાર વેદો કર્યા, અને વિચિત્રવીર્યના ક્ષેત્રોમાં પાંડુ, ધૃતરાષ્ટ્ર અને વિદૂરજીને ઉત્પન્ન કર્યા. તે મહાત્મા વ્યાસજી, દેવતાઓથી વીંટાયલો જાણે ઇંદ્ર બેઠો હોયની, તેમ, ઘણાક સભાસદો, અનેક દેશના રાજાઓ બ્રહ્મા જેવા ઋત્વિજ બ્રાહ્મણોએ કરી વીંટાઇને જનમેજય રાજા જે યજ્ઞમાં બેઠો હતો ત્યાં, વેદ

વેદાંગને પાર પામેલા પોતાના શિષ્યોએ સહિત પધાર્યા. તેઓને જોઇને રાજાએ, પોતાના સભાસદો સહિત ઉભા થઇ, જેમ ઇંદ્ર બૃહસ્પતિને આસન આપે તેમ સભાસદોના અનુમતથી તેઓને સુવર્ણનું આસન આપ્યું. તે આસન ઉપર વ્યાસજી બેઠા એટલે જનમેજય રાજાએ, તેઓની શાસ્ત્ર પ્રમાણે પૂજા કરી સર્વેને પ્રસન્ન કર્યા, ને પાસે બેસીને પરસ્પર કુશળતા પૂછી. પછી સર્વ સભાસદોએ સહિત તેણે હાથ જોડીને વ્યાસજીને પૂછયું કે, હે બ્રહ્મન્! કૌરવ અને પાંડવોને તમે પ્રત્યક્ષ જોયેલા છે, માટે તેઓનું ચરિત્ર મને કહો. તેઓનો પરસ્પર ભેદ કેમ થયો ? અને પ્રાણિયોનો નાશ કરનારૂં મોટું યુદ્ધ કેમ થયું ? હે બ્રાહ્મણમાં ઉત્તમમય! દૈવયોગથી વિષય જેનાં ચિત્ત થઇ ગયાં એવા મારા સર્વ પ્રપિતામહોનું વૃત્તાંત વિસ્તારથી મને કહો. એવાં જનમેજયનાં વચન સાંભળીને વ્યાસજીએ, પોતાની પાસે બેઠેલા વૈશંપાયન નામના પોતાના શિષ્યને આજ્ઞા કરી કે, કૌરવ પાંડવોનો પૂર્વે થયેલો ભેદ જેવી રીતે મારા થકી તમે સાંભળ્યો છે, તેવી રીતે આ રાજાને કહો. ગુરૂનાં વચન સાંભળીને બ્રાહ્મણમાં શ્રેષ્ઠ તેમણે જનમેજય રાજાને, સભાસદોને તથા બીજા જે સભ્ય ત્યાં બેઠેલા હતા તેમને કૌરવ પાંડવોનો ભેદ અને તે સર્વનો વિનાશ કહેવા માંડયો.

राज्ञे तस्मै सदस्येभ्यः पार्थिवेभ्यश्च सर्वशः
भेदं सर्वविनाशं च कुरुपांडवयोस्तदा ॥

इति श्रीमहाभारत आदिपर्वणि अंशावतरणपर्वणि कथानुबंधे गुर्जरभाषायां षष्टितमोऽध्यायः ॥ ६० ॥



## અધ્યાય ૬૧ મો. વૈશંપાયને કહેલો ભારતસાર.

**वैशंपायन उवाच—गुरवे प्राङ्नमस्कृत्य मनो बुद्धिसमाधिभिः**
**संपूज्य च द्विजान् सर्वांस्तथान्यान्विदुषो जनान् ॥**

વૈશંપાયન કહે છે—મન બુદ્ધિ અને સમાધિએ કરી પ્રથમ ગુરૂને નમસ્કાર કરીને, સર્વ બ્રાહ્મણો તથા વિદ્વાન્ જનોની પૂજા કરીને, સર્વ લોકને વિષે વિખ્યાત, મહાત્મા અને બુદ્ધિમાન્ વ્યાસજીનો મત હું કહું છું. હે રાજન! તમારા જેવા યોગ્ય પુરૂષને આ ભારતની કથા સંભળાવવા વિષે મને ગુરૂની આજ્ઞા થઇ, તેથી હું પ્રસન્ન થયો છું. કૌરવ પાંડવનો ભેદ, રાજ્ય વાસ્તે જુગટાથી થએલો પાંડવોનો વનવાસ તથા પૃથ્વીનો ક્ષય કરનારૂં યુદ્ધ, કેમ થયું તે સર્વે હું કહું છું તે સાંભળો. પોતાના પિતા પાંડુ રાજા મરણ પામ્યા ત્યારે, શૂરવીર પાંડવો પોતાને ઘેર આવ્યા, ને થોડા કાળમાં વેદ તથા ધનુર્વિદ્યા ભણીને કુશળ થયા, તેઓને બળવાન, ઉત્સાહવાન, લક્ષ્મીવાન તથા પવિત્ર કીર્તિવાળા જોઇને શહેરના લોકો પ્રસન્ન થયા, તે કૌરવોથી સહન થયું નહીં. ક્રૂર એવો દુર્યોધન, કર્ણ, અને શકુનિ, પાંડવોને અનેક તરેહથી દાબી દેવાની તજવીજ કરવા લાગ્યા. અને જેમ કુલિંગ પક્ષી, સિંહની દાઢમાં રહેલું માંસ તેના મોઢા ઉપર બેસીને ખાય છે, પણ મરણ ભય રાખતો નથી, તેમ શૂર એવો દુર્યોધન પણ મરણ ભય મૂકીને, સિંહ સરખા પરાક્રમી પાંડવોને રાજ્ય વાસ્તે વિવિધ પ્રકારે પીડા આપવા લાગ્યો. એક વખત પ્રમાણકોટિ નામના તીર્થમાં ધૃતરાષ્ટ્રના પુત્ર પાપી દુર્યોધને, ભીમસેનને અન્ન સાથે વિષ આપ્યું. પછી

ભીમસેન સુતો હતો ત્યારે તેને બાંધીને ગંગાજીના જળમાં નાખી દઇ, દુર્યોધન પાછો પોતાના શહેરમાં આવ્યો. ત્યાં ગંગાના જળમાં પડેલા ભીમસેનને સર્પો કરડયા, પણ તે મરણ પામ્યો નહીં, ને જાગીને પોતાનાં બંધન કાપી હુંશીઆર થઇને બહાર આવ્યો. વળી અનેક તરેહના છૂપા અને ખુલ્લા ઉપાયે કરીને પણ, જ્યારે દૈવે રક્ષા કરેલા પાંડવોને મારવાને દુર્યોધન સમર્થ થઈ શકયો નહીં ત્યારે કર્ણ તથા દુઃશાસનાદિ મંત્રિયો સાથે વિચાર કરી, ધૃતરાષ્ટ્રની આજ્ઞા લઇને, તેણે વારણાવત નગરમાં લાખનાં ઘર બનાવવાનો હુકમ કર્યો. જ્યારે તે ઘર તૈયાર થઇ રહ્યાં ત્યારે પુત્રના પ્રિયને ઈચ્છનારા ધૃતરાષ્ટ્રે, પાંડવોને ત્યાં જઇને રહેવાની આજ્ઞા કરી. તેઓ હસ્તિનાપૂરથી નીકળ્યા તે વખતે વિદુરજીએ તેઓને તેઓના હિતની સલાહ આપી. પછી વારણાવતમાં જઇને માતા સહિત મહાત્મા પાંડવો, ધૃતરાષ્ટ્રની આજ્ઞાથી એક વર્ષ સુધી લાખના ઘરમાં સાવધાન થઇને રહ્યા. તે ઘરમાં વિદુરજીની પ્રેરણાથી પાંડવોએ એક ભોંયરૂં કરાવ્યું, ને પછી તે ઘરને આગ લગાડી. પૂલોચનને બાળીને ભયથી વિહ્વલ થઇ, તેઓ, માતા સહિત વિદુરજીની સલાહથી બળતા ઘરથી બચી જઇને અર્ધ રાત્રે વનમાં નાસી ગયા. એ પ્રમાણે પાંડવોને જે જે વખતે દુર્યોધન થકી આપત્તિઓ આવી પડતી તે તે વખતે મહા બુદ્ધિમાન્ વિદુરજી તેઓના બચાવમાં સાવધાન રહેતા હતા. તે જેમ સ્વર્ગમાં રહેલો ઇન્દ્ર જીવ લોકને સુખ આપે છે, તેમ તેઓને નિરંતર સુખ આપતા હતા. પછી તે વનમાં એક પાણીના ઝરાની પાસે હિડિંબ નામે એક રાક્ષસ તેઓના જોવામાં આવ્યો. તેને મારીને હિડિંબા નામની તેની બેનને ભીમસેન પરણ્યા ને તેને વિષે ઘટોત્કચ નામે પુત્ર ઉત્પન્ન થયો પછી ત્યાંથી પણ દુર્યોધનના ભયથી પીડાતા થકા પાંડવો નાઠા તે એકચક્ર નગરમાં ગયા. ત્યાં એક બ્રાહ્મણના ઘરમાં તે બ્રહ્મચર્યવાન, વેદાધ્યયન સંપન્ન અને તીક્ષ્ણ વ્રતવાળા પાંડવો માતા સહિત કેટલાક દિવસ રહ્યા. ત્યાં મહાબાહુ ભીમસેને બકાસુર નામે રાક્ષસને મારીને શહેરના માણુસોની સાંત્વના કરી. પછી પંચાળ દેશમાં દ્રૌપદીનો સ્વયંવર છે, એમ સાંભળી તેઓ ત્યાં ગયા, ને દ્રૌપદીને પરણીને એક વર્ષ સુધી ત્યાંજરહ્યા. ત્યાં બધા લોકોએ આ પાંડવો છે એમ જાણ્યું. પછી ત્યાંથી હસ્તિનાપુર ગયા. ત્યાં ધૃતરાષ્ટ્રે અને ભીષ્મપિતામહે કહ્યું કે, ભાઇઓની સાથે તમારે કજીઓ ન થાય, માટે તમારો નિવાસ ઈન્દ્રપ્રસ્થમાં અમે રાખ્યો છે. જેની નીચે કેટલોક દેશ છે ને જેમાં મોટા રાજમાર્ગો છે, એવા શહેરમાં અદેખાઇ મૂકીને તમે જાઓ. તે સાંભળી પાંડવો પોતાના સર્વ સંબંધીઓ સહિત પોતાની સમૃદ્ધિ લઇને ત્યાં ગયા; ને ધર્મરાજા જેમાં મુખ્ય છે એવા સાચા વ્રતવાળા પાંડવો, શસ્ત્રના પ્રતાપે કરી બીજા રાજાઓને વશ કરી શત્રુઓને તપાવતા થકા ઘણાં વર્ષો સુધી ત્યાં રહ્યા. મહા યશસ્વી ભીમસેન પૂર્વ દિશાને જીત્યા, ઉત્તર દિશા શૂરવીર અર્જુને જીતી, પશ્ચિમ દિશાનો નકુળે જય કર્યો ને દક્ષિણ દિશાને સહદેવ જીત્યા. એ પ્રમાણે ચારે દિશાઓને જીતીને આખી પૃથ્વી વશ કરી, ત્યારે સત્ય પરાક્રમવાળા પાંડવો સુર્યની માફક શોભવા લાગ્યા. પછી કોઈ નિમિત્તથી ધર્મરાજાએ પ્રાણ થકી પણ પ્રિય એવા પોતાના ભાઇ અર્જુનને વનમાં મોકલ્યા, જે બાર વર્ષ સુધી વનમાં રહ્યા, અને દ્વારકામાં શ્રીકૃષ્ણ પાસે જઈ, કમળ સરખા નેત્રવાળી અને મધુર બોલનારી તેઓની નાની બેન સુભદ્રાને હરી તેને પરણ્યા પછી કોઇ વખતે શ્રીકૃષ્ણ સહિત અર્જુને ખાંડવ વન બાળીને અગ્નિને તૃપ્ત કર્યો, ત્યારે

અગ્નિએ પ્રસન્ન થઇને ઉત્તમ ગાંડીવ ધનુષ, અક્ષય બાણે સહિત બે ભાથાઓ તથા વાનરનું ચિન્હ જેની ધજામાં હતું એવો રથ, બક્ષીસ આપ્યાં. ત્યાં મયદાનવને અર્જુને અગ્નિ થકી બચાવ્યો તેથી તેણે સર્વ રત્ન જડિત એવી દિવ્ય સભા પાંડવોને બાંધી આપી. તે સભા જોઇને દુર્યોધનને અદેખાઇ થઇ, તેથી તેણે શકુનિ સાથે જુગટું રમાડી યુધિષ્ઠિરને છેતરીને પાંડવોને બાર વર્ષ વનમાં મોકલ્યા. એક વર્ષ તેઓએ છૂપી રીતે રહેવું એવો કરાર કર્યો. પછી ચૌદમે વર્ષે પાંડવોએ આવીને પોતાનો ભાગ માગ્યો પણ દુર્યોધને આપ્યો નહીં તેથી યુદ્ધ થયું. તેમાં પાંડવોએ ક્ષત્રિયોનો નાશ કરી દુર્યોધન રાજાને મારીને રાજ્ય મેળવ્યું. હે જીતવાળાઓમાં શ્રેષ્ઠ ! કૌરવ પાંડવોના રાજ્યનો નાશ કરનાર ભેદનું અને પાંડવોના જયનું વૃત્તાંત પૂર્વે આ પ્રમાણે બન્યું હતું.

एवमेतत्पुरावृत्तं तेषामक्लिष्टकर्मणां
भेदो राज्यविनाशाय जयश्च जयतांवर ॥

इति श्रीमहाभारत आदिपर्वणि अंशावतरणपर्वणि भारतसूत्रंनाम गुर्जरभाषायां एकषष्ठितमोऽध्यायः ॥ ६१ ॥

## અધ્યાય ૬૨ મો. ભારત પ્રશંસા.

जनमेजय उवाच—कथितं वै समासेन त्वयासर्वं द्विजोत्तम
महाभारतमाख्यानं कुरूणां चरितं महत् ॥

જનમેજય પૂછે છે—હે બ્રાહ્મણુમાં ઉત્તમ ! કૌરવોનાં મોટાં ચરિત્ર છે જેમાં એવું મહાભારતરૂપ આખ્યાન તમોએ સંક્ષેપથી કહ્યું, પણ તેથી મને તૃપ્તિ થઇ નથી, માટે ફરી વિસ્તારથી મને કહો. લોકોમાં વખણાયલા અને ધર્મને જાણુનારા પાંડવોએ, યુદ્ધમાં મારવા લાયક નહીં એવા ભીષ્મ દ્રોણાદિકોને માર્યા તેનું કારણ કંઇ પણ મોટું હશે, એમ હું માનું છું. નરમાં સિંહરૂપ, સમર્થ અને નિરપરાધી એવા પાંડવોએ, દુષ્ટ કૌરવોએ આપેલા કલેશોને કેમ સહન કર્યા ? તેમાં દશ હજાર હાથી સરખું જેનામાં સામર્થ્ય છે એવા બાહુ બળવાન ભીમસેને, કલેશ પામવા છતાં પણ પોતાનો ક્રોધ કેમ દબાવી રાખ્યો ? અને દુરાત્મા ધૃતરાષ્ટ્રના પુત્રોએ કલેસ પમાડેલાં દ્રૌપદીએ, તેઓને બાળી નાખવાને સમર્થ છતાં ક્રોધ ચક્ષુએ કરી કેમ બાળી ન નાંખ્યા ? દુરાત્મા કૌરવોએ યુધિષ્ઠિર રાજાને કપટથી જુગટું રમાડયું, તે તેમના ચારે ભાઇઓએ કેમ કબુલ કર્યું ? વળી કલેશ સહન કરવા યોગ્ય નહીં એવા ધર્મના પુત્ર યુધિષ્ઠિરે પણ કલેશ કેમ સહન કર્યો ? અને શ્રીકૃષ્ણ જેના સારથિ હતા એવા તથા સંગ્રામમાં ઘણીક સેનાઓને મારનાર અર્જુને પણ કૌરવો થકી થએલા કલેશ કેમ સહન કર્યા ? એ બધું વૃત્તાંત તેઓના પરાક્રમો સહિત મને કહો વૈશંપાયન કહે છે હે રાજન ! સર્વ લોકમાં પૂજાયલા મહાત્મા વ્યાસજીનો સમગ્ર મત હું કહું છું. મહાત્મા પાંડવોની તથા બીજા પરાક્રમી ક્ષત્રિયોની કીર્તિ વિસ્તારવા સારૂ વ્યાસજીએ આ પવિત્ર ભારત રચ્યું છે, જેમાં સર્વ શ્રુતિઓનો અર્થ સમાવેલો છે. એવો આ ઇતિહાસ મનુષ્યોએ ધર્મ બુદ્ધિથી સાંભળવો. આ ભારત રૂપી ઇતિહાસ, હમેશ ઉદ્યોગમાં તત્પર એવા

મહામુનિ વ્યાસજીએ, તપ અને નિયમ ધારણ કરીને ત્રણ વર્ષે સમાપ્ત કર્યો હતો. જેને ધર્માચરણની ઈચ્છા હોય તેણે આ ઇતિહાસ શ્રવણ કરવો. આ પવિત્ર ઇતિહાસ સાંભળીને માણસને જેટલી તૃપ્તિ થાય છે, તેટલી સ્વર્ગને પામવાથી પણ થતી નથી. એમાં ચારે વેદોનો અર્થ સમાવેલો છે, તેથી એ પવિત્ર અને શ્રવણ કરવા લાયક છે. હે જનમેજય રાજન! પુણ્ય અને જય વાસ્તે આ હર્ષ આપનારી દિવ્ય કથા હું કહું તે સાંભળો. હે ભરત કુળમાં શ્રેષ્ઠ! ધર્મ, અર્થ, કામ, અને મોક્ષ એ ચારે પુરૂષાર્થ વિષે જેટલું આ ભારતમાં કહેલું છે તેટલુંજ બીજાં શાસ્ત્રોમાં છે, ને જે વિષય આ ગ્રંથમાં કહેલો નથી તે બીજા કોઈ ગ્રંથમાં નથી.

धर्मे चार्थे च कामे च मोक्षे च भरतर्षभ
यदिहास्ति तदन्यत्र यन्नेहास्ति न तत्क्वचित् ॥*

इति श्रीमहाभारत आदिपर्वणि अंशावतरणपर्वणि महाभारतप्रशंसायां गुर्जरभाषायां द्विषष्टितमोऽध्यायः ॥ ६२ ॥

## અધ્યાય ૬૩ મો. ઉપરિચરનું આખ્યાન.

वैशंपायन उवाच-राजोपरिचरो नाम धर्मनित्यो महीपतिः
बभूव मृगयांगंतुं सदा किलधृतव्रतः ॥

વૈશંપાયન કહે છે-વ્રત ધારણ કરનાર અને નિરંતર ધર્મ પાળનાર એવો ઉપરિચર નામે એક રાજા મૃગયા કરવા ગયો હતો, ત્યાં એક આશ્રમમાં પોતાનાં શસ્ત્ર મૂકીને મોટું તપ કરવા લાગ્યો. મોટા તપે કરીને એ ઇન્દ્ર થશે એમ વિચારીને ઇન્દ્રાદિક દેવતાઓ તેની પાસે જઇ તેની સાંત્વના કરીને, મોટા તપથી નિવૃત્ત કરવા સારૂ આ પ્રમાણે કહેવા લાગ્યા કે, હે રાજન! તમારા જેવા ધર્મ પાળનારાઓ છે તેથી પૃથ્વીમાં ધર્મ ઓછો થતો નથી, ને આખું જગત્ સારી સ્થિતિમાં રહે છે. દેવતાઓએ એવી રીતે કહ્યા પછી ઇંદ્રે કહ્યું કે હે રાજન! સાવધાન રહીને લોકને વિષે નિરંતર તમે ધર્મ પાળો, જેથી પવિત્ર અને નાશ રહિત એવા લોકને પામશો. સ્વર્ગમાં રહેનારો હું, તેના પૃથ્વીમાં રહેનાર તમે આજથી મિત્ર થયા, માટે હે રાજન! તપશ્ચર્યા મૂકીને પશુ વાસ્તે જેમાં ઘણો ચારો છે એવા, ઘણા ધન ધાન્યવાળા, સ્વર્ગ સરખા. ભોગવવા લાયક પૃથ્વીના ગુણે કરી યુક્ત, અને રત્નોની ખાણોવાળા આ મનોહર ચેદિ દેશનું તમે રાજ્ય કરો. જે દેશમાં ધર્મશીલ મનુષ્યો છે, સત્પુરૂષો સંતોષી છે, જ્યાં હસતાં હસતાં પણ ખોટું બોલવાની રીત નથી, પિતા પુત્ર જૂદા રહેતા નથી, ને પુત્રો પોતાના વડિલના હિતમાંજ રહે છે. જ્યાં ગાયોને હળમાં જોડતા નથી અને ચારે વર્ણો પોતપોતાને ધર્મે ચાલનારા છે. હવે હું તમોને દેવતાઓને ભોગવવા લાયક સ્ફાટિક મણિનું એક વિમાન આપું છું, તે તમારી પાસે રાખજો ને તેમાં બેસીને સર્વની ઉપર દેવતાની પેઠે તમે આકાશમાં ફરજો અને જેનાં કમળ કરમાતાં નથી એવી આ વૈજયંતી માળા પણ હું તમોને આપું છું. જે સંગ્રામમાં ધારણ

---

* મદ્રાસની પ્રતમાં ૬૨ માના બીજા વધારે શ્લોકો છે એટલુંજ નહિ, પરંતુ ૬૩ મો એકલોજ અધ્યાય છે ને ૬૪ મા અધ્યાયથી ઉપરિચરનું આખ્યાન શરૂ થાય છે.

કરશો તો તમને શસ્ત્ર બાધ કરશે નહીં ને એ માળાથી તમે ઓળખાશો. વળી એક વાંસની લાકડી પણ આપીને ઇન્દ્રે રાજાને કહ્યું કે, દર વર્ષના આરંભમાં એની પૂજા કરજો જેથી હું પ્રસન્ન થઇશ. પછી તે રાજા પોતાનું રાજ્ય કરવા લાગ્યો ને તે ઇન્દ્રની આપેલી લાકડીને બીજા વર્ષના આરંભમાં ઇન્દ્રની પૂજા વાસ્તે પૃથ્વીમાં ઉભી રોપીને તેની વિધિએ કરી તેણે પૂજા કરી. પછી ઈન્દ્રે પ્રસન્ન થઇને કહ્યું કે, જેમ આ ચેદિદેશના રાજાએ મારો ઉત્સવ કર્યો તેમ બીજા પણ રાજાઓ તથા મનુષ્યો જે આ મારો ઉત્સવ કરશે તેનો જય થશે, તેને લક્ષ્મી મળશે તથા તેનો બધો દેશ સમૃદ્ધિવાન અને સુખી થશે. હે જનમેજય ! ત્યારથી બીજા રાજાઓ તથા મનુષ્યો વર્ષના આરંભમાં એક ઉંચી લાકડી પૃથ્વીમાં રોપીને તેના ઉપર વસ્ત્ર, અલંકાર તથા ફૂલની માળાઓ રાખીને ઈન્દ્રનો ઉત્સવ કરે છે. પછી તે ઉપરિચર રાજાને, બૃહદ્રથ પ્રત્યગ્ર, કુશાંબ, માવેલ્લ અને યદુ નામના પાંચ પુત્રો થયા, જેઓને તેણે જૂદા જૂદા દેશોનું રાજ્ય આપ્યું. પછી તે રાજા પોતે ઇન્દ્રના આપેલા સ્ફાટિક મણિના વિમાનમાં બેસીને આકાશમાં ફરતો હતો ને તેની પાસે હમેશ ગંધર્વ તથા અપ્સરાઓ રહેતાં હતાં. કોઇ વખતે તે રાજાના શહેરની પાસે વહેનારી શુક્તિમતી નામની નદીને કોલાહલ નામના ચેતના યુક્ત પર્વતે કામની ઇચ્છાથી પોતાને વિષે રોકી રાખી. ત્યારે તે રાજાએ તે પર્વતને પોતાની લાતથી માર્યો, તેથી તેમાં છિદ્ર થવાથી તે નદી પાછી વહેવા લાગી. પછી તે નદીએ તે પર્વત થકી પોતાને વિષે ઉત્પન્ન થએલાં કન્યા તથા પુત્રને, પોતાને રાજાએ મૂકાવી તેથી પ્રસન્ન થઇને તેને આપ્યાં. ત્યારે તે રાજાએ, તે પુત્રને લઈ તેને પોતાનો સેનાપતિ કર્યો ને તે ગિરિકા નામની કન્યાને પોતાની સ્ત્રી કરી. પછી કોઇ કાળે ઋતુકાળને વિષે સ્નાન કરીને પવિત્ર થઇ તે ગિરિકા સ્ત્રીએ પોતાના સ્વામિની પુત્રોત્પતિ વાસ્તે પ્રાર્થના કરી, અને તેજ દિવસે તે રાજાના પિતૃઓએ પણ પ્રસન્ન થઇને તેને કહ્યું કે, " અમારે વાસ્તે મૃગ મારીને લઇ આવ." ત્યારે પોતાના પિતૃઓની આજ્ઞા માનીને, સાક્ષાત્ લક્ષ્મી સરખી રૂપાળી પોતાની ગિરિકા સ્ત્રીને સંભારતો થકો, કામને વશ થયેલો રાજા વનમાં મૃગયા વાસ્તે ગયો. તે વન, સ્વાદિષ્ટ ફળવાળાં અનેક તરેહનાં મનોહર વૃક્ષોએ કરી અને સુંદર પક્ષિઓના શબ્દોએ કરી વસંત ઋતુમાં જેવો કૂબેરનો બગાચો શોભે તેમ શોભતું હતું. એવાં વનમાં કામથી પીડાયેલો રાજા મરજી પ્રમાણે ફરતો હતો, તેનામાં ઘણા ફુલ, પાંદડાં તથા લતાઓથી શોભાયમાન એક આસોપાલવનું ઝાડ તેના જોવામાં આવ્યું જેની છાયામાં તે સુખે કરીને બેઠો. ત્યાં કામને વધારનાર સુગંધી વાયુની પ્રેરણાથી પોતાની ગિરિકા સ્ત્રીની સાથે તેણે માનસ ગમન કર્યું, જેથી તેનું વીર્ય નીચે પડી ગયું. ત્યારે " આ મારૂં વીર્ય વૃથા ન જાય અને મારી સ્ત્રીનો ઋતુકાળ પણ વૃથા ન જાય તેમ મારે કરવું." એવો વારંવાર વિચાર કરી તે વીર્યને મંત્રીને પોતાના વિમાનની પાસે બેઠેલા એક બાજપક્ષીને, ધર્મ અર્થના સૂક્ષ્મ તત્વને જાણનાર તે રાજાએ કહ્યું કે, હે પક્ષી ! આ મારૂં વીર્ય જલદીથી મારે ઘેર જઇને મારી સ્ત્રી ગિરિકાને આપ, કારણ આજે તે ઋતુકાળથી નાઇને પવિત્ર થઈ છે. એવું સાંભળી તે બાજપક્ષી તે વીર્ય લઇને વેગથી ઉડીને ગિરિકા પાસે જવા લાગ્યો, ત્યાં રસ્તામાં એક બીજા બાજે તેને જોયો ને તેની પાસે માંસ છે એમ ધારીને પાસે આવ્યો. ત્યારે તે બેઉનું આકાશમાં ચાંચે કરી યુદ્ધ થયું, તેથી તે વીર્ય, નીચે યમુના નદી વહેતી હતી તેમાં

પડી ગયું. તે નદીના જળમાં અદ્રિકા નામની અપ્સરા બ્રહ્માના શાપથી માછલીના રૂપે રહેતી હતી, તેણે વેગથી આવીને તે વીર્ય ગ્રહણ કર્યું. પછી દશમે મહીને તે માછલી કોઇ ઢીમરો*ની જાળમાં આવી ગઇ, ને તે ઢીમરોએ જ્યારે તેને ચીરી, ત્યારે તેના ઉદરમાંથી એક સ્ત્રી તથા એક પુરૂષ નીકળ્યાં. એવું આશ્ચર્ય જોઇ તે ઢીમરોએ ઉપરિચર રાજા પાસે જઇને કહ્યું કે માછલીના ઉદરમાંથી આ બે મનુષ્ય નીકળ્યાં છે. ત્યારે રાજાએ તે બેમાંથી પુરૂષને ગ્રહણ કરીને પોતાની પાસે રાખ્યો, જે સાચી પ્રતિજ્ઞાવાળો અને ધર્મિષ્ઠ એવો મત્સ્ય રાજા કહેવાયો. અને તે અપ્સરા જે બ્રહ્માના શાપથી માછલી થઇને યમુના નદીમાં રહી હતી, તેને બ્રહ્માએ શાપ આપતી વખતે કહ્યું હતું કે, “ તું બે મનુષ્યને ઉત્પન્ન કરીને માછલીની યોનિથકી મુક્ત થઇશ. ” તે પ્રમાણે જ્યારે ઢીમર લોકોએ તે માછલીને ચીરી ત્યારે તેના પેટમાંથી બે મનુષ્ય નીકળ્યાં, ને તે અપ્સરા માછલીનું રૂપ મૂકી પોતાનું અસલ સ્વરૂપ ધારણ કરી સ્વર્ગમાં ગઇ. હવે તે ઉપરિચર રાજાએ તે પુરૂષને ગ્રહણ કરીને તે કન્યાને જોઇ, તો તેના શરીરમાં માછલીના જેવો ગંધ આવતો હતો, તેથી તે ઢીમરોમાંના એક ઢીમરને કહ્યું કે, એ કન્યાને તું દીકરી કરીને રાખ. રાજાનાં વચન સાંભળી ઢીમરે તે કન્યાને રાખી. પછી ઢીમરને ઘેર તે રૂપાળી અને ગુણવતી કન્યા મોટી થઇ અને યમુના નદી પાર ઉતારવા વાસ્તે એના બાપે રાખેલા નાવને ચલાવવાનું કામ કરવા લાગી. એક વખતે તીર્થ યાત્રા કરતા કરતા પરાશર નામના ઋષિ ત્યાં આવ્યા, ને યમુના પાર ઉતરવા વાસ્તે તેના નાવમાં બેઠા.

અત્યંત રૂપાળી, સુંદર હાસ્યવાળી, અને સિદ્ધ પુરૂષો જેની ઇચ્છા રાખે એવી કન્યાને જોતાંજ, મુનિમાં શ્રેષ્ઠ અને બુદ્ધિમાન્ પરાશર ઋષિને કામ ઉત્પન્ન થયો. તેમણે માછીની કન્યાને કહ્યું કે હે કલ્યાણી ! તું મારી સાથે સંગ કર. તે સાંભળી તે સત્યવતી નામની કન્યાએ કહ્યું કે, આ કિનારા પર ઋષિઓ ઉભા છે તેઓના દેખતાં આપણો સમાગમ કેમ થાય ? એ પ્રમાણે તે કન્યાનું કહેવું સાંભળી પરાશર ઋષિએ, તેજ વખતે ઝાકળ ઉત્પન્ન કર્યું જેથી કોઇ કોઇને દેખે નહીં, એવું ચોફેર અંધારા સરખું થઇ ગયું. તે જોઇ આશ્ચર્ય પામીને લજાતી થકી તે કન્યા બોલી કે, હે ભગવાન્ ! હમેશ પિતાની ઇચ્છા પ્રમાણે ચાલનારી હું કન્યા છું. તે જો મારૂં કન્યાપણું તમારા સંગથી દૂષિત થાય તો આ દુનિયામાં રહીને હું કેવી રીતે જીવી શકું ? ને શું મુખ લઇને મારે ઘેર જાઉં ? એ સર્વ વાત ધ્યાનમાં લઇને જેમ કરવું ઘટે તેમ કરો. પ્રસન્ન થઇને તે ઋષિ બોલ્યા કે, મારૂં પ્રિય કરવાથી તારૂં કન્યાપણું દૂષિત થશે નહીં એવો હું તને વર આપું છું. અને બીજું પણ તારી ઇચ્છામાં આવે તે માગી લે. હે પવિત્ર હાસ્યવાળી ! મારો પ્રસાદ પૂર્વે કયાંય વૃથા થયો નથી. તે સાંભળી તે કન્યાયે, પોતાનું શરીર ઉત્તમ સુગંધવાળું થાય એવું વરદાન માગ્યું, જે પ્રસન્ન થઇને તે ઋષિએ આપ્યું. ત્યારે વરદાન મળ્યાથી તે કન્યા પ્રસન્ન થઇ. તેને સ્ત્રી પણું પ્રાપ્ત થયું. પછી તે અદ્ભુત કર્મવાળા ઋષિની સાથે તેણે સમાગમ કર્યો તેથી તરતજ તેને ગર્ભ રહ્યો, જેનો પ્રસવ તેજ વખતે પરાશરના દેખતાંજ થયો. જેને સત્યવતીએ યમુનાના એક દ્વીપમાં મૂકયો તેથી તેનું નામ દ્વૈપાયન પડયું. પછી તે પુત્ર, “ કંઇ કામ વાસ્તે મને યાદ કરશો તે વખતે હું આવીશ, ” એમ પોતાની મા સત્યવતીને કહી, તેની આજ્ઞા લઈ

* મસછીમાર.

તપ વાસ્તે ચાલી નીકળ્યો. પછી પરાશરના વરદાનથી સત્યવતી ગંધવતીના નામથી વિખ્યાત થઇ અને એક યોજનના અંતરથી તેના શરીરનો ગંધ આવતો, તેથી યોજનગંધા એવું તેનું બીજું નામ પડ્યું. હવે યુગયુગને વિષે ધર્મનો એક એક પગ ઓછો થતો ગયો, તેમ મનુષ્યમાં આયુષ્ય તથા શક્તિ પણ કમી થતાં ગયાં. તે જોઇને તથા બ્રાહ્મણોના અનુગ્રહ વાસ્તે દ્વૈપાયને વેદોનો વિસ્તાર કર્યો તેથી તેનું વ્યાસ એવું નામ પડયું પછી તે સામર્થ્યવાન વ્યાસે, પોતાના સુમંતુ, જૈમિનિ, પૈલ, અને વૈશંપાયન નામના ચારે શિષ્યોને તથા પોતાના પુત્ર શુકદેવજીને ચાર વેદ તથા મહાભારત ભણાવ્યાં. જે શિષ્યોયે ભારતની મૂલભૂત જૂદી જૂદી સંહિતાઓ પ્રકાશ કરી. પછી મોટા તેજવાળા મહાપરાક્રમી તથા મહાયશસ્વી ભીષ્મ, શંતનુ રાજાની સ્ત્રી ગંગાને વિષે વસુના અંશથી ઉત્પન્ન થયા અણીમાંડવ્ય ઋષિના શાપથી યમરાજા શૂદ્ર યોનિ વિષે વિદૂર રૂપે ઉત્પન્ન થયા. ગવલગણ થકી મુનિ સરખો સંજય નામે સૂત થયો. સૂર્ય થકી કુંતિને વિષે કવચ અને કુંડળ સહિત મહા બળવાન કર્ણ ઉત્પન્ન થયો લોકોના કલ્યાણ વાસ્તે જગતના કર્ત્તા વિષ્ણુ ભગવાન વસુદેવ થકી દેવકીને વિષે પ્રગટ થયા. સત્યક અને હાર્દિક યાદવો થકી અસ્ત્ર વિદ્યામાં કુશળ એવા સાત્યકિ અને કૃતવર્મા થયા, જે શ્રીકૃષ્ણ ભગવાનને અનુસર્યા. ઉગ્ર તપવાળા મહર્ષિ ભરદ્વાજનું વીર્ય પડી ગયું જે યજ્ઞના એક પાત્રમાં રાખેલું હતું, તે વૃદ્ધિ પામ્યું તેમાંથી દ્રોણાચાર્ય થયા. ગૌતમ ઋષિના પુત્ર શરદ્વાનનું વીર્ય ખડના ભોથામાં પડી જવાથી મહા બળવાન કૃપાચાર્ય અને અશ્વત્થામાની મા કૃપી ઉત્પન્ન થયાં. અશ્વત્થામાની ઉત્પત્તિ દ્રોણાચાર્ય થકી ગઇ. દ્રોણાચાર્યને મારવા વાસ્તે અગ્નિ સરખી કાંતિવાળો શૂરવીર ધૃષ્ટદ્યુમ્ન ધનુષે સહિત યજ્ઞના અગ્નિ થકી ઉત્પન્ન થયો, તેજ યજ્ઞની વેદી થકી ઉત્તમ રૂપવાળી દ્રૌપદી પણ ઉત્પન્ન થઇ. સુબળ રાજા થકી શકુનિ અને દુર્યોધનની મા ગાંધારી ઉત્પન્ન થયાં. વ્યાસજી થકી વિચિત્રવીર્યની સ્ત્રીઓને વિષે ધૃતરાષ્ટ્ર અને મહા બળવાન પાંડુરાજા, તથા દાસીને વિષે બુદ્ધિમાન્ વિદુરજી ઉત્પન્ન થયા. પાંડુરાજાની બે સ્ત્રીઓને વિષે ધર્મરાજા થકી યુધિષ્ઠિર, વાયુ થકી ભીમસેન, ઇન્દ્ર દેવ થકી સર્વ શસ્ત્ર ધારણ કરનારાઓમાં શ્રેષ્ઠ અર્જુન અને અશ્વિનીકુમાર થકી નકુળ તથા સહદેવ, એ પ્રમાણે પાંચ પુત્રો થયા. બુદ્ધિમાન્ ધૃતરાષ્ટ્ર થકી દુર્યોધનાદિક સો પુત્રો તથા વૈસ્યા વિષે યુયુત્સુ નામનો એક પુત્ર મળી એકસો ને એક પુત્ર થયા. તેમાં દુર્યોધન, દુઃશાસન દુઃસહ, દુર્મર્ષણ, વિકર્ણ, ચિત્રસેન, વિવિંશતિ, જય, સત્યવ્રત, પુરૂમિત્ર, અને વૈસ્યા પુત્ર યુયુત્સુ, એ અગિઆર મહારથી થયા. ભગવાનની બેન સુભદ્રાને વિષે અર્જુન થકી મહાત્મા પાંડુરાજાનો પૌત્ર અભિમન્યુ થયો દ્રોપદીને વિષે યુધિષ્ઠિર થકી પ્રતિવિંધ્ય, ભીમસેન થકી સુતસોમ, અર્જુન થકી શ્રુતકીર્તિ, નકુળ થકી શતાનીક અને સહદેવ થકી શ્રુતસેન, એ પ્રમાણે સર્વ શાસ્ત્રમાં ચતુર અને રૂપસંપન્ન પાંચ પુત્રો ઉત્પન્ન થયા. હિંડિબાને વિષે ભીમસેન થકી ધટોત્કચ નામે પુત્ર વનમાં ઉત્પન્ન થયો. અને દ્રુપદ રાજા થકી શિખંડી થયો જે કન્યા હતી તેને સ્થૂણ નામના યક્ષે પુરૂષ કરી એ સર્વે તથા બીજા અસંખ્ય રાજાઓ કૌરવ પાંડવોના યુદ્ધમાં આવેલા હતા, પણ તે સર્વેનાં નામો ઘણા વર્ષ સુધી પણ કહી શકાય નહીં, માટે એકલા મુખ્ય મુખ્યનાં નામો મે કહ્યાં, જેઓની વાત આ આખ્યાનમાં આવેલી છે.

**न शक्यानि समाख्यातुं वर्षाणामयुतैरपि**
**एतत्तुकीर्तितामुख्या यैराख्यानमिदं ततं ॥**

इति श्रीमहाभारत आदिपर्वणि अंशावतरणपर्वणि व्यासाद्युत्पत्तौ गुर्जरभाषायां त्रिषष्टितमोऽध्यायः ॥ ६३ ॥



## અધ્યાય ૬૪ મો. બ્રાહ્મણોથી ક્ષત્રિયોની ઉત્પત્તિ.

जनमेजय उवाच-य एते कीर्तिता ब्रह्मन् ये चान्येनानुकीर्तिताः
सम्यक्तान् श्रोतुमिच्छामि राज्ञश्चान्यान् सहस्रशः ॥

જનમેજય કેહે છે,—હે બ્રહ્મન્! જે રાજાઓનાં નામો તમે કહ્યાં તેમ જેઓનાં નથી કહ્યાં, તે સર્વેને તથા બીજા પણ હજારો રાજાઓને હું વિસ્તારથી સાંભળવા ઇચ્છું છું, હે મોટા ભાગ્યવાળા! દેવતાઓ સરખા અને મહારથી એવા તે રાજાઓ પૃથ્વીને વિષે શું કરવા ઉત્પન્ન થયા ? તે મને કહો. વૈશંપાયન કહે છે.–પૂર્વે એકવીશ વાર નિઃક્ષત્રિય પૃથ્વી કરીને જમદગ્નિના પુત્ર પરશુરામ મહેંદ્ર પર્વતમાં જઇ તપ કરવા લાગ્યા. એ પ્રમાણે જ્યારે ક્ષત્રિય વગરની પૃથ્વી થઈ ત્યારે ક્ષત્રિયોની સ્ત્રીઓ સંતાનની ઉત્પત્તિ વાસ્તે બ્રાહ્મણો પાસે ગઇઓ. ત્યારે તે તીક્ષ્ણ વ્રતવાળા બ્રાહ્મણો ક્ષત્રિયોની વૃદ્ધિ વાસ્તે તે સ્ત્રીઓની સાથે ઋતુ ઋતુની વખતે સમાગમ કરતા. તેથી તે સ્ત્રીયો ગર્ભવતી થઇ ને અત્યંત પરાક્રમી ક્ષત્રિયોને તથા કન્યાઓને ઉત્પન્ન કર્યા. પછી ઋતુગામી બ્રાહ્મણથી ઉત્પન્ન થયેલા તે ક્ષત્રિયો ધર્મિષ્ટ અને મોટા આયુષ્યવાળા થયા ને તેમાંથી બ્રાહ્મણ ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એ ચાર વર્ણો બંધાયા. જેઓ સ્ત્રીઓની સાથે હમેશ ગમન કર્યાને બદલે ફક્ત ઋતુકાળની વખતેજ સમાગમ કરતા, તેથી સૈકડો તથા હજારો વર્ષ જીવતા, અને સત્યતા, દયા, ક્ષમા, નમ્રતા, બ્રહ્મચર્ય, તથા વેદાધ્યયન ઇત્યાદિ ધર્મ પાળનારી તે પ્રજાને મન સંબંધી શોકાદિક તથા શરીર સંબંધી જ્વરાદિક દુઃખો કોઇ વખતે થતાં ન હતાં. હે રાજન! પછી તે ક્ષત્રિયો, પર્વત, વન અને શેહેરો સહિત સમુદ્ર પર્યંત આખી પૃથ્વીમાં ધર્મથી રાજ્ય કરતા અને કામ ક્રોધાદિક દોષોને મૂકીને દંડ દેવા લાયકનેજ દંડ આપીને પ્રજાનું પાલણ કરતા હતા જેથી ચારે વર્ણો ઘણો હર્ષ પામતા હતા. એવા ધર્મિષ્ટ ક્ષત્રિયોના રાજ્યમાં વર્ષાદ પણ પ્રજાની ઇચ્છા પ્રમાણે વર્ષતો હતો. હે રાજન! તે વખતે બાળક અવસ્થામાં કોઇ મરતું નહીં, ને યુવા અવસ્થા પામ્યા વગરનો કોઇ પણ પુરૂષ સ્ત્રીને સમજતો નહીં. એ પ્રમાણે આયુષ્યવાળી પ્રજાની સાગર પર્યંત પૃથ્વી ભરાઇ ગઇ. તે વખતમાં ક્ષત્રિયો, ઘણી દક્ષિણાવાળા મોટા યજ્ઞોએ કરી ભગવાનનું યજન કરતા હતા, બ્રાહ્મણો અંગ ઉપનિષદો સહિત વેદો ભણતા અને શૂદ્રની પાસે તેનો ઉચ્ચાર કરતા નહીં. વૈશ્યો બીજાઓ પાસે બળદોએ કરી પૃથ્વીને ખેડાવતા, અને દુર્બળ પશુની રક્ષા કરતા હતા, તથા જ્યાંસુધી વાછડા ખડ ખાવા ન શિખ્યા હોય ત્યાંસૂધી ગાયોને દોતા નહીં. વેપારીઓ પણ ખોટાં વજન રાખતા નહીં. હે રાજન ! તે વખતના મનુષ્યો અધર્મ જેમાં હોય એવાં કર્મ કરતા ન હતા, અને ચારે વર્ણો પોત પોતાના ધર્મ પાળતા હતા, તેથી કોઇ કાળે ધર્મનો લોપ થતો નહીં. ગાયો અને સ્ત્રીઓ પોતપોતાનો ગર્ભ ધારણ કરતાં હતાં. વસંતાદિ ઋતુઓને વિષે વૃક્ષો ઉપર બરાબર ફળફુલો આવતાં હતાં. એ પ્રમાણે સત્યયુગ વર્તતો હતો ત્યારે પ્રાણિઓથી આખી પૃથ્વી ભરાઇ ગઈ હતી, અને મનુષ્ય લો-

કર્માં સુખ વર્તી રહ્યું હતું એટલામાં દેવતાઓથી પરાભવ પામીને ઐશ્વર્યથી ભ્રષ્ટ થયેલા દૈત્યો પૃથ્વીના રાજ્ય વાસ્તે રાજાઓના ક્ષેત્રોમાં ઉત્પન્ન થયા, તથા કેટલાક પશુની યોનિને વિષે પણ પેદા થયા. પછી તેઓ બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, તથા શૂદ્રને અને બીજા પણ પ્રાણિઓને ત્રાસ પમાડીને મારતા થકા અને આશ્રમમાં રહેલા મહાન્ ઋષિયોનો પણ તિરસ્કાર કરતા થકા, આખા પૃથ્વીમાં ફરવા લાગ્યા, ત્યારે તેઓનો ભાર પૃથ્વીથી સહેવાયો નહીં, તેથી તેણે સર્વલોકમાં પિતામહ બ્રહ્માને શરણે જઈને તેઓને પ્રણામ કર્યો, અને સર્વ દેવતાઓ સાંભળે તેમ પોતાનું દુ:ખ તેઓને કહ્યું. તે સાંભળી બ્રહ્માજીએ કહ્યું કે હે વસુંધરા! જે કામ માટે તું મારી પાસે આવે છે, તે વિષે હું દેવતાઓને આજ્ઞા કરૂં છું. વૈશંપાયન કહે છે—એમ કહી પૃથ્વીને વિદાય કરીને બ્રહ્માજીએ બધા દેવતાઓ, ગંધર્વો અને અપ્સરાઓને કહ્યું કે, આ પૃથ્વીનો ભાર ઉતારવા સારૂં તમે સર્વે, અંશે કરીને પૃથ્વીમાં જૂદા જૂદા અવતાર ધારણ કરો. એવી બ્રહ્માની આજ્ઞા ગ્રહણ કરી, અંશે કરી પૃથ્વીમાં અવતરવાનો મનમાં નિશ્ચય કરી, દેવતાઓ, શંખચક્રાદિ આયુધ જેણે ધારણ કર્યાં છે, પીળાં વસ્ત્ર જેણે પેહેર્યાં છે અને સુંદર જેનાં નેત્ર છે, એવા નારાયણ ભગવાન પાસે ગયા. અને ભગવાનને ઇંદ્રે કહ્યું કે, પૃથ્વીનો ભાર ઉતારવા સારૂ તમે અંશે કરી અવતાર ધારણ કરો ત્યારે ભગવાને કહ્યું કે ઠીક.

> तं भुवः शोधनायेंद्र उवाच पुरूषोत्तमं
> अंशेनावतरस्येवं तथेत्यहचतं हरिः ॥

**इति श्रीमहाभारत आदिपर्वणि अंशावतरणपर्वणि गुर्जरभाषायां चतुःषष्टितमोऽध्यायः ॥ ६४ ॥**

## અધ્યાય ૬૪ મો. ભૂલોકમાં દેવાવતરણ.

### संभवपर्व.

**वैशंपायन उवाच—अथ नारायणेनेंद्रश्चकारसह संविदं**
**अवतर्तुं महीं स्वर्गादंशतः सहितः सुरैः ॥**

વૈશંપાયન કહે છે—પછી દેવતાઓ સહિત અંશે રીને સ્વર્ગથકી પૃથ્વી ઉપર અવતાર લેવાનો નારયણ ભગવાન સાથે વિચાર કરીને, બધા દેવતાઓને અવતરવાની આજ્ઞા આપીને, ઈન્દ્ર પોતાને ઘેર ગયો. હવે શત્રુઓના નાશ વાસ્તે તથા સર્વ લોકના કલ્યાણને અર્થે બધા દેવતાઓ, બ્રહ્મર્ષિઓ તથા રાજર્ષિઓના કુળમાં પોતાની ઇચ્છા પ્રમાણે અવતરીને, દાનવો, રાક્ષસો, ગંધર્વો, તથા પન્નગોનો અને મનુષ્યોને ખાનારા બીજા અનેક પ્રાણિયોનો નાશ કરવા લાગ્યા. પણ હે ભરત કુળમાં શ્રેષ્ઠ! દેવતાઓ બળવાન હોવાથી દૈત્યોથી પરાભવ પામતા નહીં. જનમેજય કહે છે-દેવો, દાનવો, યક્ષો, રાક્ષસો, ગંધર્વો, અપ્સરાઓ તથા મનુષ્યાદિક સર્વ પ્રાણીઓની ઉત્પત્તિ મને વિસ્તારથી કહો. વૈશંપાયન કહે છે—હે રાજન! મરીચિ, અત્રિ, અંગિરા, પુલસ્ત્ય, પુલહ અને ક્રતુ, એ છ મહર્ષિ પ્રથમ બ્રહ્મા થકી માનસ પુત્ર થયા. પછી મરીચિના કશ્યપ થયા. તેઓને દક્ષપ્રજાપતિએ, અદિતિ,

દિતિ, દનુ, કાલા, દનાયુ, સિંહિકા, ક્રોધા, પ્રાધા, વિશ્વા, વિનતા, કપિલા, મુનિ તથા કદ્રૂ નામની પોતાની તેર કન્યાઓ આપી. તેમાં અદિતિ થકી ધાતા, મિત્ર, અર્યમા, ઇન્દ્ર, વરૂણ, અંશ, ભગ, વિવસ્વાન, પુષા, સવિતા, ત્વષ્ટા તથા વિષ્ણુ નામનો બાર પુત્રો થયા. દિતિથકી એકજ હિરણ્યકશિપુ પુત્ર થયો. હિરણ્યકશિપુના, પ્રલ્હાદ, સંહ્લાદ, અનુહ્લાદ. શિબિ અને બાષ્કલ નામના પાંચ પુત્રો થયા. પ્રલ્હાદથકી વિરોચન કુંભ તથા નિકુંભ નામે ત્રણ પુત્રો થયા. વિરોચનનો બલિરાજા ને તેનો મહાદેવજીનો સેવક બાણાસુર ઉત્પન્ન થયો. દનુના વિપ્રચિત, શંબર, નમુચિ, પુલોમા, અસિલોમા, કેશિ, દાનવ, અયઃશિરા, અશ્વશિરા, અશ્વશંકુ, ગગનમૂર્ધા, કેતુમાન; સ્વર્ભાનુ, અશ્વ, અશ્વપતિ, વૃષપર્વા, અજક, અશ્વગ્રીવ, સૂક્ષ્મ, તુહુંડ, ઇષુપાત, એકચક્ર, વિરૂપાક્ષ હર, અહર, નિચંદ્ર, નિકુંભ, કુપટ, કપટ, શરભ, શલભ, સૂર્ય, અને ચંદ્રમા નામના તેત્રીશ પુત્રો થયા, જે દાનવો કહેવાયા. એમાં સૂર્ય ચંદ્ર જે કહ્યા તે દેવતાઓના સૂર્ય ચંદ્ર સમજવા નહીં. દનુના તેત્રીસ પુત્રોમાંથી દાનવ નામે પુત્રના, એકાક્ષ, અમૃતપા, પ્રલંબ, નરક, વાતાપી, શત્રુતપન્ શઠ, ગવિષ્ટ, વનાયુ અને દીર્ઘ જીવ્હ નામના દશ પુત્રો થયા. તેઓ થકી અસંખ્ય પુત્ર પૌત્રાદિ થયા. સિંહિકાને વિષે સૂર્ય ચંદ્રને પીડનારો રાહુ નામે પુત્ર થયો. ક્રોધાથકી સુચંદ્ર, ચંદ્રહંતા અને ચંદ્રપ્રમર્દન નામે ત્રણ પુત્રો થયા તેને બીજા ક્રૂર સ્વભાવવાળા અનંતપુત્ર પૌત્રાદિક થયા. દનાયુ થકી વિક્ષર, બળ, વીર, વૃત્ર, અને બીજા ક્રોધને વશ એવા પુત્રો થયા. કાળાના વિનાશન્, ક્રોધ, ક્રોધહંતા, ક્રોધશત્રુ અને બીજા કાળકેય નામથી વિખ્યાત એવા ઘણા પુત્રો થયા. એ અસુરોના ઉપાધ્યાય શુક્રાચાર્ય થયા. તે શુક્રાચાર્યના ત્વષ્ટાધર, અત્રિ, અને બીજા ક્રૂર કર્મ કરનારા બે મળીને અસુરોને યજન કરાવનારા ચાર પુત્રો થયા. વિનતા થકી તાર્ક્ષ્ય, અરિષ્ટનેમિ, ગરૂડ. અરૂણ આરૂણિ અને વારૂણિ નામના છ પૂત્રો થયા, કદ્રૂને વિષે શેષ, અનંત, વાસુકિ, તક્ષક, કૂર્મ, અને કુલિક નામના પુત્રો થયા. ભીમસેન, ઉગ્રસેન, સુપર્ણ, વરૂણ, ગોપતિ, ધૃતરાષ્ટ્ર, સૂર્યવર્ચા, અર્કપર્ણ, પ્રયુત, ભીમ, ચિત્રરથ, વશી, શાલિશિરા, પર્જન્ય, કલિ અને નારદ. એ સોળ દેવ ગંધર્વો મુનિ નામની કન્યા થકી થયા. અનવદ્યા, મનુ, વંશા, અસુરા, માર્ગણપ્રિયા, અરૂપા, સુભગા, ભાસી, અલંબુષા, મિશ્રકેશી, વિદ્યુતપર્ણા, તિલોત્તમા, અરૂણા, રક્ષિતા, રંભા મનોરમા, કેશિની, સુબાહુ, સુરતા. સુરજા, અને સુપ્રિયા એટલી અપ્સરાઓ, તથા સિદ્ધ, પૂર્ણ, બર્હિ, પૂર્ણાયુ બ્રહ્મચારી, રતિગુણ, સુપર્ણ, વિશ્વાસુ, ભાનુ, સુચંદ્ર, હાહા, હુહુ, અતિબાહુ અને તુંબરૂ એટલા દેવ ગંધર્વો પ્રાધા થકી થયા. અમૃત, બ્રાહ્મણ, ગાયો તથા કેટલાક ગધર્વો અને અપ્સરાઓ કપિલા થકી પણ થયાં. એ પ્રમાણે ગંધર્વ અપ્સરાદિકોની ઉત્પત્તિ મે તમોને કહી. હે રાજન ! જે કોઇ આ વંશનો નિયમે કરી, મહાત્મા પુરૂષો, બ્રાહ્મણો તથા દેવતાઓની પાસે પાઠ કરે છે તેને ઘણી પ્રજા થાય ને લક્ષ્મી તથા યશ મળે ને તે મૂવા પછી ઉત્તમ ગતિને પામે.

इमं तु वंशं नियमेन यःपठेत् महात्मनांब्राह्मणदेवसन्निधौ
अपत्यलाभं लभते स पुष्कलं श्रियंयशः प्रेत्यचशोभनां गतिं ॥

इति श्रीमहाभारत आदिपर्वणि संभवपर्वणि आदित्यादि वंशकथने गुर्जरभाषायां पंचषष्ठितमोऽध्यायः ॥ ६५ ॥

## અધ્યાય ૬૬ મો. દક્ષપ્રજાપતિનો વંશવિસ્તાર.

**वैशंपायन उवाच—ब्रह्मणो मानसाः पुत्रा विदिताः षण्महर्षयः**
**एकादशसुताः स्थाणोः ख्याताः परतेजसः ॥**

વૈશંપાયન કહે છે–મેં તમોને બ્રહ્માના ૭ માનસ પુત્રો જે મહર્ષિ હતા, તે કહ્યા. પણ સાતમા સ્થાણું એવે નામે પણ પુત્ર હતા. તે થકી મૃગવ્યાધ, સર્પ, નિરર્તિ, અજૈકપાત, અહિબુદ્દન્ય, પિનાકી, દહન, ઇશ્વર, કપાલી, સ્થાણું અને ભગ એ અગિયાર રૂદ્રો થયા. બ્રહ્માના ૭ માનસ પુત્રોમાંના અંગિરા થકી બૃહસ્પતિ, ઉતથ્ય અને સંવર્ત નામના ત્રણ પુત્રો થયા. અત્રિના તો સર્વ વેદને જાણનાર, સિદ્ધ અને શાંત બુદ્ધિવાળા મહર્ષિ ઘણાક પુત્રો સંભળાય છે. પુલસ્ત્યના રાક્ષસો, વાનરો, કિન્નરો અને યક્ષો થયા. પુલહથકી તીડો, સિંહો, વ્યાઘ્રો, યક્ષો તથા વરૂઓ ઉત્પન્ન થયાં. ક્રતુ થકી સૂર્યની સાથે ફરનારા વાલખિલ્ય નામે ઋષિઓ થયા. બ્રહ્માના જમણા અંગુઠામાંથી દક્ષપ્રજાપતિ થયા અને ડાબા અંગુઠામાંથી તે દક્ષની સ્ત્રી થઇ. તે સ્ત્રીને વિષે દક્ષ થકી પચાસ કન્યાઓ ઉત્પન્ન થઇ. તેમાંથી દક્ષે, કીર્તિ, લક્ષ્મી, ધૃતિ, મેધા, પુષ્ટિ શ્રદ્ધા, ક્રિયા, બુદ્ધિ, લજ્જા અને મતિ નામની દશ કન્યાઓ ધર્મને, નક્ષત્રોના નામ વાળી સત્તાવીશ કન્યાઓ ચંદ્રમાને, અને તેર કન્યાઓ કશ્યપને આપી. ધર્મ થકી તેની ધુમ્રા નામની સ્ત્રીને વિષે ચંદ્રમા, શ્વાસા નામે સ્ત્રીને વિષે શ્વસન્, રતા નામની સ્ત્રીને વિષે અહ, શાંડિલી નામે સ્ત્રીને વિષે હુતાશન પ્રભાતા નામની સ્ત્રીને વિષે પ્રત્યુષ તથા પ્રભાસ, એ આઠ વસુઓ ઉત્પન્ન થયા. તેમાં ધર નામના વસુથકી દ્રવિણ, ધ્રુવ થકી કાળ, ચંદ્રમા થકી વર્ચા, અહ થકી જ્યોતિષ તથા હુતાશન થકી કુમાર નામના પુત્રો ઉત્પન્ન થયા. શ્વસન્ થકી તેની શિવા સ્ત્રીને વિષે મનોજવ તથા અવિજ્ઞાતગતિ નામના બે પુત્રો થયા. પ્રત્યુષના દેવલ નામે ઋષિ થયા, તેના ક્ષમાવાન તથા બુદ્ધિમાન્ બે પુત્રો થયા. આઠમા પ્રભાસ નામે વસુ નકી બુહસ્પતિની બેનને વિષે શિલ્પશાસ્ત્રનો પ્રવર્તક વિશ્વકર્મા ઉત્પન્ન થયો. જેણે દેવતાઓને દિવ્ય વિમાનો રચી આપ્યાં ને જેની વિદ્યા ઉપર આજ પણ ઘણા કારીગરો જીવે છે. દક્ષપ્રજાપતિએ જેને દશ કન્યાઓ આપી હતી, તે ધર્મ બ્રહ્માના જમણા સ્તનમાંથી થયા હતા. તેને શમ, કામ તથા હર્ષ નામના બીજા ત્રણ પુત્રો થયા. તેમાં કામની રતી, શમતી પ્રાપ્તિ અને હર્ષની નંદા નામની સ્ત્રીઓને વિષે લોકો સર્વે રહ્યા છે. સૂર્યની વડવા સ્ત્રી થકી અંતરિક્ષમાં અશ્વિનીકુમાર થયા. બ્રહ્મા થકી ભ્રુગુ ઉત્પન્ન થયા તે તે થકી શુક્રાચાર્ય અને ચ્યવન થકી તેની આરૂષિ સ્ત્રીને વિષે ઔર્વ નામે પુત્ર થયો. ઔર્વના ઋચીક, અને ઋચીકના જમદગ્નિ થયા. જમદગ્નિના ચાર પુત્રો થયા. તેમાં સૌથી નાના પરશુરામ સર્વ શાસ્ત્રમાં કુશળ અને ક્ષત્રિયોનો નાશ કરનારા થયા. ભુખે મરતી પ્રજા એક બીજાને ખાવા લાગી તેથી સર્વ ભૂતનો નાશ કરનારો અધર્મ ઉત્પન્ન થયો. તે અધર્મ થકી તેની નિરર્તિ સ્ત્રીને વિષે પાપકર્મ કરનાર, ભય, મહાભય અને મૃત્યુ નામના ત્રણ પુત્રો થયા. કશ્યપની કોઈ તામ્રા નામની સ્ત્રી થકી કાકી, શ્યેની, ભાસી, ધૃતરાષ્ટ્રી અને શુકી નામની પાંચ કન્યાઓ થઇ. તેમાં કાકીએ ઘૂડ પક્ષીઓ; શ્યેનીએ બાજ પક્ષીઓ; ભાસીને ભાસ તથા ગૃધ્ર પક્ષીઓ; ધૃતરાષ્ટ્રીએ હંસ, રાજહંસો તથા ચક્રવાક અને શુકીએ પોપટોને ઉત્પન્ન

કર્યા. વળી કશ્યપની ક્રોધવશા નામની કોઇ સ્રીએ, મૃગી, મૃગમંદા, હરી, ભદ્રમના, માતંગી, શાર્દૂલી, શ્વેતા, સુરભી અને સુરસા નામે નવ કન્યાઓ ઉત્પન્ન કરી. તેમાં મૃગી થકી ઐરાવત નામનો હસ્તી; હરી નામની કન્યા થકી વાનરો; શાર્દૂલી થકી સિંહ તથા વ્યાઘ્રો. માતંગી થકી હાથીઓ; શ્વેતા થકી દિગ્ગજ, સુરભિ થકી રોહિણી, ગાંધર્વી અને અનલા નામની ત્રણ પુત્રીઓ અને સરસા થકી કંક નામના પક્ષીઓ ઉત્પન્ન થયા. સુરભીની રોહિણી થકી ગાયો, ગંધર્વી થકી ઘોડા અને અનલા થકી નાળીએરી, ખજુરી, તાડી, હિંતાલ, તાલ, ખજુર અને ગુવાક, એ સાત જાતના વૃક્ષો થયા. અરૂણની શ્યેની સ્રી થકી સંપાતિ અને જટાયુષ થયા. હે રાજન ! હે બુદ્ધિમાનમાં શ્રેષ્ઠ ! સર્વ મોટાં પ્રાણિઓની ઉત્પત્તિ મેં તમોને રૂડી રીતે કહી.

**इत्येष सर्वभूतानां महतां जनुजाधिप**
**प्रभवः कीर्तितसम्यङ्क मया मतिमतांवर ॥**

**इति श्रीमहाभारत आदिपर्वणि संभवपर्वाणि गुर्जरभाषायां षट्षष्टितमोऽध्यायः ॥ ६६ ॥**

## અધ્યાય ૬૭ મો. દેવદાનવોનો મનુષ્યજન્મ.

**देवानां दानवानां च गंधर्वाणां च रक्षसां**
**श्रोतुमिच्छामि तत्वेन मानुषे षुमहात्मनां**
**जन्मकर्म च भूताना मेतेषाममुपूर्वशः ॥**

જનમેજય પૂછે છે—મહાત્મા દેવો, દાનવો, ગંધર્વો અને રાક્ષસોએ મનુષ્યોને વિષે જન્મીને શું શું કર્મ કર્યા, તે હું ક્રમે કરી સાંભળવા ઇચ્છું છું. વૈશંપાયન કહે છે—હે રાજન ! મનુષ્યોને વિષે જે દેવતાઓ અને દૈત્યોએ જન્મ લીધો તેમાં પ્રથમ દૈત્યોનો જન્મ કહું તે સાંભળો. વિપ્રચિત્તિ નામે દૈત્ય હતો તે જરાસંધ રાજા થયો. દિતિનો પુત્ર હિરણ્યકશિપુ શિશુપાલ રાજા થયો, પ્રલ્હાદના ચાર ભાઇઓ સંહ્લાદ, અનુહ્લાદ શિબિ અને બાષ્કળ હતા તે ક્રમે કરીને શલ્ય, ધૃષ્ટકેતુ, દ્રુમ અને ભગદત્ત નામના રાજાઓ થયા. અયઃશિરા, અશ્વશિરા, અશ્વશંકુ, ગગનમૂર્ધા અને વેગવાન, એ પાંચ અસુરો કેકય દેશના રાજાઓ થયા. કેતુમાન નામનો દૈત્ય અમિતોજા નામે રાજા, સ્વર્ભાનુ દૈત્ય ઉગ્રસેન રાજા, અશ્વ નામનો દૈત્ય અશોક રાજા, અશ્વપતિ દૈત્ય હાર્દિક્ય રાજા, વૃષપર્વા દૈત્ય દીર્ઘપ્રજ્ઞ રાજા, અજક દૈત્ય શાલ્વરાજા અને અશ્વગ્રીવ નામનો દૈત્ય રોચમાન નામે રાજા થયો. સૂક્ષ્મ દૈત્ય બૃહદ્રથ રાજા, તુંહુંડ દૈત્ય સેનાબિંદુ રાજા, ઇશુપાત દૈત્ય નગ્નજીત રાજા, એકચક્ર દૈત્ય પ્રતિવિંધ્ય રાજા, વિરૂપાક્ષ દૈત્ય ચિત્રધર્મા રાજા, હરદૈત્ય સુબાહુ નામે રાજા, અહર દૈત્ય બાલ્હીક રાજા અને નિચંદ્ર દૈત્ય મુંજકેશ નામનો રાજા થયો. નિકુંભ, ક્ષરભ, કુપટ, કપટ, શલભ, ચંદ્ર અને અર્ક નામના દૈત્યો ક્રમે કરીને દેવાધિપ, પૌરવ, સુપાર્શ્વ, પાર્વતેય, પ્રલ્હાદ, ચંદ્રવર્મા અને ઋષિક નામના રાજાઓ થયા. ગવિષ્ટ નામનો દૈત્ય દ્રુમસેન રાજા, મયૂર નામે દૈત્ય વિશ્વ નામનો રાજા, સુપર્ણ દૈત્ય કાલકીર્તિ નામે રાજા, ચંદ્રહંતા દૈત્ય શુનક રાજા, ચંદ્રવિનાશન દૈત્ય

જાનિક નામે રાજા, દીર્ઘજીહ્વદૈત્ય કાશિ રાજા, રાહુ દૈત્ય ક્રાથ નાનો રાજા, વિક્ષર નામે દૈત્ય પાંડય દેશનો રાજા, બળ નામનો દૈત્ય પાંડયદેશનો રાજા વીર નામનો દૈત્ય પૌંડરમાત્સ્યક નામે રાજા, વૃત્ર નામનો અસુર મણિમાન રાજા, ક્રોધહંતા અસુર દંડ નામે રાજા અને ક્રોધવર્ધન દૈત્ય દંડધાર નામનો રાજા થયો. કાલકેય દૈત્યોમાં જે આઠ દૈત્યો મુખ્ય હતા, તેમાંનો એક મગધ દેશનો રાજા જયતસેન, બીજો અપરાજીત રાજા, ત્રીજો નિષાદાધિપતિ, ચોથો શ્રેણિમાન, પાંચમો મહૌજા, છટ્ઠો અભિરૂ, સાતમો સમુદ્રસેન અને આઠમો ધર્માત્મા રાજા થયો. કુક્ષી નામનો દૈત્ય પાર્વતીય નામે રાજા, ક્રથન નામનો અસુર સૂર્યાક્ષ નામે રાજા અને સૂર્ય નામે દૈત્ય દરદ નામનો રાજા થયો. મદ્રક, કર્ણવેષ્ટ, સિદ્ધાર્થ, ક્રીકટ, સુવીર, સુબાહુ, મહાવીર, બાલ્હીક, ક્રથ, વિચિત્ર, સુરથ, નીલ, ભૂમિપાલ, રૂકિમજનમેજય, આષાઢ, વાયુવેગ, ભૂરિતેજા, એકલવ્ય, સુમિત્ર, વાટધાન ગોમુખ, કારૂષક રાજાઓ, ક્ષેમધુર્તિ, શ્રુતાયુ, ઉદ્દ્વહ, બૃહત્સેન, ક્ષેમ, અગ્રતીર્થ, કુહર અને મતિમાન એટલા રાજાઓ જે થયા, તે ક્રોધવશ નામના દૈત્યો અવતરેલા હતા. પૂર્વે કાલનેમિ નામે દૈત્ય હતો તે ઉગ્રસેનનો પુત્ર કંસ રાજા થયો. ગંધર્વોનો મુખ્ય પતિ દેવક રાજા થયો. બૃહસ્પતિના અંશ થકી દ્રોણાચાર્ય થયા. મહાદેવજી, યમરાજા કામ અને ક્રોધના અંશ થકી અશ્વત્થામા થયા. વસિષ્ઠના શાપે કરી અને ઇંદ્રની આજ્ઞાથી આઠ વસુઓ શંતનુ રાજા થકી તેની સ્ત્રી ગંગાને વિષે ઉત્પન્ન થયા, જેમાં સૌથી નાના ભીષ્મપિતામહ હતા. રૂદ્રના ગણથકી કૃપાચાર્ય, દ્વાપરના અંશે કરી શકુનિ રાજા અને વાયુના ગણથકી સાત્યકિ, દ્રુપદરાજા, કૃતવર્મા તથા વિરાટ રાજા થયા, અરિષ્ટાનો હંસ નામે પુત્ર ગંધર્વપતિના અંશ થકી થયો. વ્યાસજી થકી ધૃતરાષ્ટ્ર, પાંડુ અને વિદુર થયા. કલિયુગના અંશથી દુર્યોધન થયો. એના સો ભાઇઓ રાક્ષસોના અંશ થકી થયા. જનમેજય કહે છે—હે વૈશંપાયન ! જે દુર્યોધનના સોએ ભાઇઓનાં નામો મને ક્રમે કરીને કહો.

વૈશંપાયન કહે છે—દુર્યોધન, યુયુત્સુ, દુઃશાસન, દુઃસહ, દુઃશળ, દુર્મુખ, વિવિંશતિ, વિકર્ણ, જલસંધ, સુલોચન, વિંદ, અનુવિંદ, દુર્ધર્ષ સુબાહુ, દુષ્પ્રધર્ષણ, દુર્મર્ષણ, દુર્મુખ, દુષ્કર્ણ, કર્ણ, ચિત્ર, ઉપચિત્ર, ચિત્રાક્ષ, ચારૂ, ચિત્રાંગદ, દુઃપ્રહર્ષ, વિવિત્સુ, વિકટ, સમ, ઉર્ણનાભ, પદ્મનાભ, નંદ, ઉપનંદક, સેનાપતિ, સુષેણ, કુંડોદર, મહોદર, ચિત્રબાહુ, ચિત્રવર્મા, દુર્વિરોચન, અયોબાહુ, મહાબાહુ, ચિત્ર, ચાપ, સુકુંડળ, ભીમવેગ, ભીમબળ, બલાકી, ભીમવિક્રમ, ઉગ્રાયુધ, ભીમશર, કનકાયુ, દઢાયુધ, દઢવર્મા, દઢક્ષત્ર, સોમકીર્તિ, અનુદય, જરાસંધ, દઢસંધ, સત્યસંધ; સહસ્રવાક્, ઉગ્રશ્રવા, ઉગ્રસેન, ક્ષેમમૂર્તિ, અપરાજીત, પંડિતક, વિશાલાક્ષ, દુરાધન, દઢહસ્ત, સુહસ્ત, વાતવેગ, સુવર્ચસ, આદિત્યકેતુ, બહ્વાશી, નાગદત્ત, અનુયાઇ, કવચી, નિષંગી, દંડી, દંડધાર, ધનુર્ગ્રહ, ઉગ્ર, ભીમરથ, વીર, વીરબાહુ, અલોલુપ, અભય, રૌદ્રકર્મા, દઢરથ, અનાધૃષ્ય, કુંડભેદી, વિરાવી, દીર્ઘલોચન, દીર્ઘબાહુ, વ્યુઢોર, કનકાંગદ, કુંડજ અને ચિત્રક, એ સો પુત્રો, તથા દુઃશલા નામની કન્યા અને વૈશ્યા પુત્ર યુયુત્સુ મળી એકસોને બે છોકરાં ધૃતરાષ્ટ્રને થયાં હતાં. તેઓ સર્વે યોગ્ય સ્ત્રીઓ સાથે પરણ્યા હતા અને દુઃશલા કન્યા શકુનિના અનુમતથી સિંધુ દેશના જયદ્રથને પરણાવી હતી. ચંદ્રમાનો વર્ચા નામનો પુત્ર અભિમન્યુ થયો. દ્રુપદ રાજાનો પુત્ર ધૃષ્ટદ્યુમ્ન અગ્નિના અંશથી થયો. દ્રૌપદીના પાંચ

પુત્રો વિશ્વદેવ દેવતાઓના અંશથી થયા. પોતાના ફુઇના છોકરા કુંતિભોજને કંઈ છોકરું ન હોવાથી, તેના ઉપર દયા કરીને, વસુદેવના પિતા શૂરસેન યાદવે, પોતાની પ્રથા નામની કન્યા તેને છોકરા માટે આપી; જેને વિષે સૂર્યના અંશ થકી કવચ અને કુંડળે સહિત કર્ણ નામે પુત્ર ઉત્પન્ન થયો. સનાતન એવા દેવના દેવ નારાયણ ભગવાન વસુદેવજીને ઘેર અવતર્યા. શેષ ભગવાન બળદેવજી થયા. સનત્કુમાર પ્રદ્યુમ્ન થયા. એ પ્રમાણે ઘણાક દેવતાઓ વસુદેવના કુળમાં અવતર્યા. હે રાજન ! આગળ મેં જે અપ્સરાઓનો ગણ કહ્યો તેના અંશથી પૃથ્વીમાં ભગવાનની સોળ હજાર સ્ત્રીઓ થઇ. લક્ષ્મીના અંશથી ભષ્મક રાજાને ઘેર સતી એવી રૂક્મિણી થઇ. ઇન્દ્રની શચી સ્ત્રીના અંશથી દ્રુપદ રાજાને ઘેર યજ્ઞની વેદિમાંથી દ્રૌપદી ઉત્પન્ન થઇ. સિદ્ધિ અને ધૃતિના અંશોથી પાંડવોની માતાઓ કુંતિ અને માદ્રિ થઇઓ, અને મતિના અંશથી કૌરવોની મા ગાંધારી' થઇ. એ પ્રમાણે દેવતાઓ, અસુરો, ગંધર્વો, અપ્સરાઓ અને રાક્ષસો અંશે કરીને પૃથ્વીમાં અવતર્યા તે મેં તમોને કહ્યું. ધન, યશ, પુત્ર, આયુષ અને જયને આપનારી આ અંશાવતરણ કથા શુદ્ધ મને કરી શ્રવણ કરવી. એ પ્રમાણે દેવ, ગંધર્વ અને રાક્ષસો અંશે કરી અવતર્યા તે સાંભળીને ડાહ્યો પુરૂષ, ઉત્પત્તિ અને નાશ એવીજ રીતે થયા કરે છે એમ જાણી દુઃખની વખતે ખેદ પામતો નથી.

**अंशावतरणं श्रुत्वा देवगंधर्वरक्षसां**
**प्रभवाप्ययवित्प्राज्ञो नकृछ्रेष्ववसीदति ॥**

**इति श्रीमहाभारत आदिपर्वणि संभवपर्वणि गुर्जरभाषायां सप्तषष्ठितमोऽध्यायः ॥ ६७ ॥**



## અધ્યાય ૬૮ મો. પુરૂવંશની કથા.

**जनमेजय उवाच—त्वत्तः श्रुतमिदं ब्रह्मन् देवदानवरक्षसां**
**अंशावतरणं सम्यग् गंधर्वाप्सरासां तथा ॥**

જનમેજય કહે છે—હે બ્રહ્મન્ ! દેવો, દાનવો, રાક્ષસો, ગંધર્વો અને અપ્સરાઓ અંશે કરી અવતર્યા, તે મેં તમારા થકી સારી રીતે સાંભળ્યું. હવે આ બ્રાહ્મણોની સમક્ષ મને પુરૂકુળના રાજાઓનો વંશ આદિથી કહો. વૈશંપાયન કહે છે–પુરૂ કુળના રાજાઓમાં દુષ્યંત નામનો રાજા સમુદ્ર પર્યંત પૃથ્વીનું રક્ષણ કરનાર થયો, જેણે મ્લેચ્છ દેશોને પણ જીતી લીધા હતા. તેના રાજ્યમાં ચારે વર્ણો પોતપોતાનો ધર્મ પાળતા હતા. પૃથ્વી રસોએ કરી ભરેલી હતી, તેથી ઓછી મહેનતે ઘણો પાક થતો હતો. રત્ન તથા ધાતુઓ પણ ઘણું ઉંડું ખોદ્યા વગર મળતાં હતાં. કોઇ પણ પુરૂષ પાપ તેમજ ચોરી કરતો નહીં. ભૂખ તથા વ્યાધિની કોઇને બીક રેહેતી નહીં. એવા રાજ્યના આશ્રયથી પ્રજા નિર્ભય થઇને રહેતી હતી. વખતસર વર્ષાદ વર્ષતો હતો, બધાં ધાન્ય રસથી ભરેલાં થતાં હતાં અને પશુઓની પણ ઘણી વૃદ્ધિ થએલી હતી. બ્રાહ્મણો પોતપોતાના કર્મમાં તત્પર રહેતા ને કોઇ કાળે ખોટું બોલતા નહીં, એવા ધર્મરાજ્યનો પાળનાર દુષ્યંત રાજા, શરીરે દૃઢ, યુવાન, ગદાયુદ્ધમાં ઘણો કુશળ, વિષ્ણુ સરખો બળવાન, સૂર્ય જેવો તેજસ્વી, સમુદ્ર સરખો ગંભીર, પૃથ્વી

જેવો સહનશીળ અને હાથી તથા ઘોડાની સ્વારી કરવામાં અતિ કુશળ, એવો હતો. વળી પોતાના દેશ તથા શેહેરની પ્રસન્ન એવી પ્રજાને વારંવાર પોતપોતાને ધર્મે ચાલવાની આજ્ઞા કરતો હતો.

संमतः स महीपालः प्रसन्नपुरराष्ट्रवान्
भूयो धर्मपरैर्भावैर्मुदितं जनमादिशत् ॥

इति श्रीमहाभारत आदिपर्वणि संभवपर्वणि शकुंतलोपाख्याने गुर्जर भाषायां अष्टषष्टितमोऽध्यायः ॥ ६८ ॥

## અધ્યાય ૬૯ મો. દુષ્યંતનું મૃગયાગમન.

जनमेजय उवाच—दुष्यंतेन च वीरेण यथा प्राप्ताशकुंतला
तंवैपुरुषसिंहस्य भगवन्विस्तरं त्वहं
श्रोतुमिच्छामि तत्त्वज्ञ सर्वं मतिमतांवर ॥

જનમેજય પૂછે છે–હે તત્વનો જાણનાર ! હે બુદ્ધિમાનમાં શ્રેષ્ઠ ! પુરૂષમાં સિંહરૂપ અને શૂરવીર દુષ્યંત રાજા શકુંતલાને કેવી રીતે પરણ્યા ? તે હું વિસ્તારથી સાંભળવા ઇચ્છું છું. વળી શકુંતલાની ઉત્પત્તિ તેમજ તે થકી મહા બુદ્ધિમાન્ ભરત રાજા ઉત્પન્ન થયા, તેઓનું ચરિત્ર પણ મને કહો. વૈશંપાયન કહે છે–કોઇ વખતે, શંખ તથા દુંદુભિના શબ્દ જેમાં થઇ રહ્યા હતા, રથોનાં ચક્રોનો અવાજ તેમજ હાથી તથા ઘોડાઓનો શબ્દ પણ જેમાં સંભળાતો હતો, અને જેમાં ખડ્ગ, શક્તિ, ગદા, મુસલ પ્રાસ તથા તોમર ઇત્યાદિ આયુધ ધારણ કરનાર તથા સિંહ સરખા શબ્દ કરનાર હજારો યોદ્ધાઓ હતા, એવી સુંદર ચતુરંગિણી સેના સાથે લઇને, તે મહાબાહુ દુષ્યંત રાજા શિકાર કરવા વાસ્તે વનમાં ગયો. તે વખતે પોતપોતાના ઘરો ઉપરથી જોનારી શહેરની સ્ત્રીયો, તેના ઉપર ફુલોનો, વર્ષાદ વર્ષાવીને માંહે માંહે બોલી કે, "ઇંદ્ર જેવો આ રાજા સંગ્રામમાં વસુ સરખો પરાક્રમી છે; જેના બાહુ બળને લીધે તેનો કોઇ શત્રુ થતો નથી." પછી તે વનમાં જઇને દુષ્યંત રાજા તથા તેની સેનાએ, અનેક તરેહના શસ્ત્રોથી તે વનમાં રહેનાર મૃગો, વાઘો ઇત્યાદિ અનેક તરેહના પ્રાણિયોનો નાશ કરવા માંડયો, તેથી તે વનચર પ્રાણિયો મરવાની બીકથી ચોફેર દોડવા લાગ્યાં. તેમાં કેટલાક પ્રાણિયો થાકી જવાથી ત્યાંજ પડીને મરણ પામતાં. તેઓનું માંસ પકાવ્યા વગર રાજાની સેનાના ભૂખ્યા મનુષ્યો સિંહની પેઠે કાચુંજ ખાતા, તેમ કેટલાકો પકવીને પણ ખાતા હતા. તે વખતે, રાજાએ હણ્યા છે સિંહો જેમાં અને મૃગોએ કરી વ્યાપ્ત એવું તે વન, બાણરૂપી જેની ધારાઓ છે એવા સેનારૂપી મેઘે કરીને શોભતું હતું.

तद्वनं बलमेघेन शरधारेण संवृतं
व्यरोचन्मृगाकीर्णं राज्ञाहत मृगाधिपं ॥

इति श्रीमहाभारत आदिपर्वणि संभवपर्वणि शकुंतलोपाख्याने गुर्जर भाषायां एकोनसप्ततितमोऽध्याकः ॥ ६९ ॥

## અધ્યાય ૭૦ મો. કણ્વાશ્રમ વર્ણન.

**वैशंपायन उवाच-ततो मृगसहस्राणि हत्वा सबलवाहनः**
**राजामृगप्रसंगेन वनमन्यद्विवेशह ॥**

વૈશંપાયન કહે છે-એ પ્રમાણે સેના અને વાહને સહિત દુષ્યંત રાજા હજારો મૃગોને મારીને વધારે મૃગોના શિકાર વાસ્તે બીજા વનમાં પેઠો. તે વનમાં ફરતાં ફરતાં, રાજા દૂર નીકળી ગયો, તો વૃક્ષો વગરની ઉજ્જડ જમીન તેના જોવામાં આવી. તેને પણ મૂકીને રાજા આગળ ચાલ્યો. પછી ઘણા શ્રમથી તે રાજા થાકી ગયો અને તેને ભૂખ તથા તૃષા પણ લાગી. એવામાં, મન તથા દૃષ્ટિને આનંદ આપનારૂં શીતળ પવને કરી યુક્ત, અનેક ફુલવાળાં વૃક્ષો તથા હરિયાળી જમીનથી શોભતું, ઘણા વિસ્તારવાળું, જેમાં મધુર કંઠવાળાં કોકિલાદિ પક્ષીઓના શબ્દ તથા તમરાંના અવાજ થઈ રહ્યા હતા એવું, સુખદાયક જેની છાયાઓ છે એવા મોટી શાખાવાળા વૃક્ષોથી વીંટાયલું, ભમરોના નાદે કરી યુક્ત, જેમાં કાંટાવાળા તથા ફળ વગરના વૃક્ષો તો હતાજ નહીં, અને એક બીજાને મળી ગયેલા વૃક્ષો વાયુથી હાલવાને લીધે વારંવાર ફૂલની વૃષ્ટિ કરતા હતા. જેમાં સિદ્ધ, ચારણ, ગંધર્વો તથા અપ્સરાઓ વસી રહ્યાં હતાં, મદોન્મત્ત વાનરો તથા કિન્નરો રહેતા હતા અને જેમાં નદીઓ તથા બીજાં ઘણાક જળનાં સ્થાનકો હતાં, એવું વન આવ્યું. તેમાં તે રાજાએ, નાના પ્રકારના વૃક્ષોએ કરી શોભાયમાન અને પ્રજ્વલિત જેમાં અગ્નિ હતો એવો કણ્વ મહામુનિનો સુંદર આશ્રમ દીઠો. જેની આસપાસ કેટલાક સન્યાસિ તથા મુનિઓ તપ કરતા હતા, તથા, કેટલાક બ્રાહ્મણો ઋગ, યજુ, સામ તથા અથર્વણ વેદોના મંત્રો ભણતા હતા. એવા આશ્રમની વચમાં થઇને માલિની નામે નદી વહેતી હતી. જેનું જળ ઘણું સુંદર હતું અને જેના કિનારા ઉપર ચક્રવાકાદિક ઘણા પક્ષીઓ, વાનરો, કિન્નરો, રીંછો, હાથીઓ, સિંહો તથા સર્પો એક બીજા ઉપરનો દ્વેષ મૂકી શાંત થઇને વસતાં હતાં. એવી નદીએ કરી તે આશ્રમ, ગંગાજીથી જેમ બદ્રિકાશ્રમ શોભે તેમ શોભતો હતો. એવા આશ્રમમાં કણ્વ મહામુનિનું દર્શન કરવા માટે તે દુષ્યંત રાજાની ઇચ્છા થઇ, તેથી તેણે પોતાની સેનાને કહ્યું કે, મહામુનિ કણ્વ ઋષિના દર્શન વાસ્તે હું જાઉં છું, તે પાછો આવું ત્યાં સુધી તમે અહીં ઉભા રહેજો. એમ કહી ફક્ત પોતાના કારભારી તથા પુરોહિત સાથે લઇ રાજા આશ્રમની અંદર પેઠો. ત્યાં ઇન્દ્રના બગીચા સરખું સુંદર વન જોઇને તે પોતાને લાગેલી ભૂખ તથા તૃષાને ભૂલી જઇ પરમ હર્ષ પામ્યો. વળી મોક્ષ ધર્મમાં તત્પર, કાળને જાણનારા, ચારે વેદોમાં કુશળ એવા તીક્ષ્ણ વ્રતવાળા બ્રાહ્મણોને જોઇને પોતે જાણે બ્રહ્મલોકમાં ગયો હોય એવું તેને લાગ્યું. એવા કણ્વ ઋષિના તપથી રક્ષા પામેલા અને તપોવનના ગુણે કરી યુક્ત તે શ્રેષ્ઠ આશ્રમને રાજાએ સારી રીતે ફરીને જોયો, તોપણ તેનું મન તૃપ્ત થયું નહીં.

**स काश्यपतपो गुप्तमाश्रमप्रवरं शुभं**
**नातृप्यत्प्रेक्षमाणो वै तपोवनगुणैर्युतं ॥**

**इति श्रीमहाभारत आदिपर्वणि संभवपर्वणि शकुंतलोपाख्याने गुर्जरभाषायां सप्ततित्तमोऽध्यायः ॥ ७० ॥**

## અધ્યાય ૭૧ મો. દુષ્યંત શકુન્તલા.

**वैशंपायन उवाच-ततो गच्छन्महाबाहुरेकोमात्यान् विसृज्यतान्**
**नापश्यच्चाश्रमे तस्मिंस्तमृर्षि संशितव्रतं ॥**

વૈશંપાયન કહે છે-પછી તે મહાબાહુ રાજા, પોતાના કારભારીઓને મૂકીને પોતે એકલો જ્યાં તીક્ષ્ણ વ્રતવાળા કણ્વ મહામુનિ રહેતા હતા ત્યાં ગયો, પણ તેઓને તેણે દીઠા નહીં. ત્યારે તે આશ્રમને શૂન્ય જોઇને, વનમાં પાછો અવાજ આવે એવા ઉંચે સ્વરે કરીને તે બોલ્યો કે અહીં કોણ છે? તે સાંભળી લક્ષ્મી સરખા રૂપવાળી તથા તપસ્વિનીનો વેષ જેણે ધારણ કર્યો છે અને સુંદર જેનાં નેત્ર છે એવી કન્યા તે આશ્રમમાંથી નીકળી, ને તે રાજાને જોઇને બોલી કે, તમે ભલે પધાર્યા. એમ કહી તેણે તે રાજાને આસન આપીને હેની ઘટતી પૂજા કરી. પછી તેની કુશળતા પૂછીને આશ્ચર્ય પામતી થકી તે બોલી કે તમારે શું કામ છે તે કહો? એવાં મધુર વચન સાંભળીને સુંદર અંગવાળી તે કન્યાને રાજાએ કહ્યું કે, મહા ભાગ્યવાન કણ્વ ઋષિના દર્શન માટે હું આવ્યો છું. હે કલ્યાણી! હે સુંદર રૂપવાળી! તે કયાં ગયા છે તે મને કહે. શકુંતલાએ કહ્યું કે, મારા પિતા કણ્વઋષિ ફળો લેવા સારૂ બહાર ગયા છે, માટે તમે બે ઘડી બેસો એટલામાં તેઓ આવશે. ત્યારે તે સુંદર હાસ્યવાળી, અને યુવા અવસ્થાને પામેલી કન્યાનાં એવાં વચન સાંભળીને દુષ્યંત રાજા બોલ્યો કે, હે સુંદર અંગવાળી! તું કોણ છે? કેની પુત્રી છે? ને શું કરવા આ વન પ્રત્યે આવી છે? તું આવી રૂપાળી અને ગુણવાન કેમ છે? હે સુંદરી! માત્ર દર્શનથીજ તેં મારૂં મન હરણ કરી લીધું છે માટે તું કોણ છે તે હું જાણવા ઇચ્છું છું. તે સાંભળી હસીને મધુર વાણીએ કરી તે કન્યા બોલી કે, હે દુષ્યંત રાજન! તપસ્વી ધૈર્યવાન, ધર્મને જાણનારા મહાત્મા કણ્વઋષિની હું કન્યા છું. ત્યારે દુષ્યંત રાજાએ કહ્યું કે, હે મોટા ભાગ્યવાળી! લોકોથી મનાયલા તીક્ષ્ણ વ્રતવાળા મહાત્મા કણ્વઋષિ તો સદા બ્રહ્મચર્યવાન છે, તેની કન્યા તું કેમ સંભવે? માટે હે યોગ્ય વરને વરનારી! તે વિષે મને મોટો સંશય છે, તે તું ટાળવા લાયક છે. એવું સાંભળી શકુંતલા બોલી કે, હે રાજન! હું મહા મુનિ કણ્વની કેવી રીતે કન્યા છું, તે વિષે યથાર્થ કહું તે સાંભળો. કોઇ વખતે, કોઈ ઋષિએ અહીં આવીને મહાત્મા કણ્વઋષિને મારા જન્મ વિષે પૂછયું. તેને મહામુનિ કણ્વઋષિએ કહ્યું તે મેં સાંભળ્યું છે. તેથી મારી ઉત્પત્તિ કહું છું. પૂર્વે વિશ્વામિત્ર ઋષિ મોટું તપ કરતા હતા, તેથી દેવતાઓનો રાજા ઇન્દ્ર તપાયમાન થયો, ને તેને એવું ભય લાગ્યું કે, મને એ વિશ્વામિત્ર તપે કરીને મારા સ્થાન ઉપરથી ભ્રષ્ટ કરશે. એમ બીહીને મેનકા નામની અપ્સરાને તેણે કહ્યું કે, હે મેનકા! અપ્સરાઓ માત્રમાં દિવ્યગુણે કરી તું અધિક છે, માટે હું તને મારા કલ્યાણ વાસ્તે કહું તેમ કર. સૂર્ય સરખો તેજસ્વી વિશ્વામિત્ર ઉગ્ર તપ કરે છે, જેથી મારૂં મન કંપે છે. માટે હે રૂડા અંગવાળી મેનકા! જેમ એના તપે કરી હું સ્થાનકથી ભ્રષ્ટ ન થાઉં તેમ તું, તારા રૂપ, યૌવન, માધુર્ય અને ચેષ્ટા ઇત્યાદિકે કરી તેને લોભાવીને, તેના તપનો ભંગ કરી મારૂં કલ્યાણ કર. ત્યારે મેનકા બોલી કે, એ મહાતેજસ્વી વિશ્વામિત્ર અતિ ક્રોધી છે, એમ જાણી તમે તેનાથી ભય પામો છો, તો હું કેમ ન પામું? એ તપોબળે કરીને ક્ષત્રિયમાંથી બ્રાહ્મણ થયેલા છે. જેના તપના પ્રભાવથી યમ રાજા, ચંદ્રમા, મહર્ષિઓ, સાધ્યદેવતા, વિશ્વેદેવ દેવતાઓ તથા વાલ-

ખિલ્ય ઋષિઓ પણ ભય પામે છે. ત્યારે મારા સરખી સ્ત્રી કેમ ન પામે? પણ તમે આજ્ઞા કરી છે, માટે તેની પાસે મારે ગયા વગર છૂટકો નથી. માટે હે દેવતાઓના રાજન ! તેના થકી મારૂં રક્ષણ થાય તેમ કરજો; એટલે હું તેની પાસે જઇને જ્યારે નૃત્ય કરૂં, ત્યારે પવને મારૂં વસ્ત્ર ઉડાડવું અને કામદેવે મને સહાયતા કરવી. વળી જ્યારે હું તે ઋષિને લોભાવું ત્યારે વનમાંથી સુગંધ વાયુએ વાવું. ઇન્દ્રે કહ્યું કે ઠીક. પછી તે મેનકા વિશ્વામિત્રને આશ્રમે ગઇ.

**वनाच्चवायुः सुरभिः प्रवायात् तस्मिन्कालेतमृषिं लोभयंत्याः**
**तथेत्युक्त्वाविहिते चैवतस्मिंस्ततो ययौ साश्रमंकौशिकस्य ॥**

**इति श्रीमहाभारत आदिपर्वणि संभवपर्वणि शकुंतलोपाख्याने गुर्जरभाषायां एकसप्ततितमोऽध्यायः ॥ ७१ ॥**

## અધ્યાય ૭૨ મો. શકુન્તલા જન્મકથન.

**शकुंतला उवाच–अथापश्यद्वरारोहा तपसादग्धकिल्बिषं**
**विश्वामित्रं तप्यमानं मेनकाभीरूराश्रमे ॥**

શકુંતલા કહે છે–પછી ભય પામતી થકી સુંદર અંગવાળી મેનકાએ તપે કરી જેનાં પાપો બળી ગયાં છે એવા વિશ્વામિત્રને તેઓના આશ્રમમાં તપ કરતા જોઇને, પ્રણામ કરી તેઓની પાસે રમવા માંડયું. તેટલામાં તેનું ચંદ્ર સરખું ઉજ્વલ વસ્ત્ર વાયુથી ઉડી ગયું. તે જલદીથી લેવા માટે લજાતી થકી અને હસતી હસતી મેનકા અપ્સરા દોડી. તેને વસ્ત્ર રહિત અને આસક્ત જોઇને, તેમ તેના રૂપ તથા ગુણોને પણ જોઇને, વિશ્વામિત્ર ઋષિએ કામવશ થઇને તેને બોલાવી. ત્યારે મેનકા અપ્સરા તેની પાસે આવી. પછી તે બેઉ જણાએ પોતાની ઇચ્છા પ્રમાણે ઘણા કાળ સુધી વિહાર કર્યો; જે સુખમાં જાણે એક દિવસ ગયો હોય તેમ તેઓને લાગ્યું. પછી હિમાલયની તલેટીમાં મેનકાને વિષે વિશ્વામિત્ર ઋષિએ મને ઉત્પન્ન કરી. ત્યારે તે ધારેલું "ઇન્દ્રનું કામ થયું" એમ વિચારી માલિની નદીને કાંઠે સિંહ તથા વ્યાઘ્ર જેમાં છે, એવા નિર્મનુષ્ય વનમાં મને મુકીને પાછી ઇન્દ્ર પાસે ગઈ. પછી મને વનના પક્ષિઓ વીંટીને બેઠાં હતાં, તેટલામાં નિત્યકર્મ કરવા સારૂ ત્યાં કણ્વઋષિ આવ્યા. તેઓએ મને એવી દશામાં જોઇને મારા ઉપર દયા કરી પોતાને આશ્રમે લાવીને, મને દીકરી કરીને રાખી. હે રાજન ! પેદા કરનાર પ્રાણની રક્ષા કરનાર અને અન્ન દેનાર એ ત્રણે પિતા કહેલા છે. તેમાં પ્રાણની રક્ષા કરનાર પિતા મારા કણ્વ મહામુનિ છે. તેઓએ, ત્યાં વનમાં શકુંત એટલે પક્ષિઓએ કરી હું વીંટાયલી હતી, તેથી મારૂં નામ શકુંતલા પાડયું. હે દુષ્યંત ! કણ્વ ઋષિએ મારા જન્મ વિષે પૂછનાર ઋષિને એવી રીતે કહ્યું હતું માટે મારા પિતાને નહીં જાણતી એવું હું કણ્વ મહામુનિનેજ પિતા માનું છું, તે મેં જેવી રીતે સાંભળ્યું હતું તે પ્રમાણે તમોને કહ્યું.

**कण्वं हि पितरं मन्ये पितरं स्वमजानती**
**इति ते कथितं राजन् यथावृत्तं श्रुतं मया ॥**

इति श्रीमहाभारत आदिपर्वणि संभवपर्वणि शकुंतलोपाख्याने गुर्जरभाषायां द्विसप्ततितमोऽध्यायः ॥ ७२ ॥

## અધ્યાય ૭૩ મો. દુષ્યંતશકુન્તલાનો ગાંધર્વ વિવાહ.

दुष्यंत उवाच—सुव्यक्तं राजपुत्रीत्वं यथा कल्याणि भाषसे
भार्या मे भव सुश्रोणि ब्रूहि किंकरवाणि ते ॥

દુષ્યંત કહે છે—હે રૂડા કટિ પશ્ચાત ભાગ વાળી ! હે કલ્યાણિ ! તારા કહેવા પ્રમાણે તું રાજાની પુત્રી છે એમ સ્પષ્ટ જણાય છે, માટે તું મારી સ્ત્રી થા, ને હું તારૂં શું પ્રિય કરૂં ? તે મને કહે. સુવર્ણની માળા, વસ્ત્રો રત્નજડિત કુંડળો અને કંઠના આભરણો ઇત્યાદિની તને ઇચ્છા હોય, તો હું હાલ લઇ આવું. હે સુંદરી ! હાલ જો તું મારી સ્ત્રી થાય તો આ રાજ્ય બધું તારૂં છે. વિવાહોમાં ગાધર્વ વિવાહ શ્રેષ્ઠ કહેવાય છે, માટે તે વિવાહે કરી તું મને પરણ. રાજાનાં વચન સાંભળી શકુંતલા બોલી કે મારા પિતા કણ્વ ઋષિ ફળ લેવા સારૂં વનમાં ગયા છે, માટે બે ઘડી ઉભા રહો. તે આવીને તમારી સાથે મારાં લગ્ન કરશે. દુષ્યંત રાજાએ કહ્યું કે, હે શુદ્ધ ચિત્તવાળી મારે વિષે તારી આસક્તિ જોઇને હું તને ઇચ્છું છું, અને હાલ તારે વાસ્તેજ અહીં ખોટી થઇ રહ્યો છું. મારૂં મન તારામાં ઘણુંજ લાગી રહ્યું છે. કદાચ તું કહેશે કે સ્ત્રીને સ્વતંત્રપણું નથી તો હું કહું છું તે સાંભળ. માણસ પોતાનો બંધુ પોતેજ છે તેમ પોતાની ગતિ કરનાર પણ પોતેજ છે માટે તું પોતેજ પોતાનું ધર્મથી દાન કરવાને લાયક છે. શાસ્ત્રમાં, બ્રાહ્મ, દૈવ, આર્ષ, પ્રાજાપ્રત્ય, આસુર, ગાંધર્વ, રાક્ષસ અને પૈશાચ, એ આઠ પ્રકારના વિવાહો કહ્યા છે, તેઓની વિધિ સ્વાયંભુવ મુનિએ કહી છે. તેમાં બ્રાહ્મ આદિ લઇને છ વિવાહો બ્રાહ્મણોને, આસુર આદિ લઇને ચાર વિવાહો ક્ષત્રિયોને, અને વૈશ્ય તથા શૂદ્રોને ગાંધર્વ, પૈશાચ, તથા આસુર, એ ત્રણ વિવાહો કહ્યા છે. એ આઠ પ્રકારના વિવાહો માંહેલા આર્ષ તથા અસુર જાતના વિવાહોમાં કન્યાનું પલ્લું લે છે તેથી તે બેઉ અધર્મરૂપ કહેલા છે. તેમજ સુતેલી કન્યા સાથે વ્યભિચાર કરી તેને પરણવું, તે પૈશાચ વિવાહ કહેવાય છે. જે પણ અધર્મરૂપ કહેલો છે, માટે એવા અધર્મરૂપ વિવાહો કરવા નહીં. એ બધા વિવાહોમાં ગાંધર્વ તથા રાક્ષસ જાતના વિવાહો ક્ષત્રિયોને ધર્મરૂપ છે, માટે તું શંકા ન કર, અને તારે વિષે હું આસક્ત થયો છું. માટે ગાંધર્વ વિવાહે કરી તું મારી સ્ત્રી થવા લાયક છે. દુષ્યંત રાજાનાં એવાં વચન સાંભળી શકુંતલા બોલી કે, હે કુરૂકુળના રાજાઓમાં શ્રેષ્ઠ ! તમે કહો છો તે જો ધર્મ માર્ગ હોય, ને હું મારૂં દાન મારી મેળેજ કરી શક્તી હોઉં, તો હું અહીં એકાંતમાં તમારી સાથે એક ઠરાવ કરવા ઇચ્છું છું, કે મારે વિષે જે પુત્ર થાય, તેને તમારા રાજ્યનો માલીક કરવો. આ ઠરાવ જો તમારે કબુલ હોય તો, હે રાજન ! મારી સાથે તમારો સમાગમ ભલે થાઓ. તે સાંભળી કાંઇ પણ વિચાર કર્યા વગર દુષ્યંત રાજા બોલ્યો કે, હે પવિત્ર હાસ્યવાળી ! તારા કહ્યા પ્રમાણે મારે કબુલ છે, ને તને મારા શહેરમાં લઇ જઇને તારી યોગ્યતા પ્રમાણે રાખીશ, એ હું સત્ય કહું છું. એમ કહી દુષ્યંત રાજાએ,

વિધિએ કરી શકુંતલાનું પાણિગ્રહણુ કરી તેની સાથે સમાગમ કર્યો, ને તેને કહ્યું કે, મારા શહેર પ્રત્યે તને બોલાવવા માટે મારી ચતુરંગિણી સેના મોકલીશ

વૈશંપાયન કહે છે હે જનમેજય ! એ પ્રમાણે શકુંતલા પાસે પ્રતિજ્ઞા કરીને દુષ્યંત રાજા, "તપસ્વી એવા કણ્વ મહામુનિની ગેરહાજરીમાં મેં શકુંતલાનું પાણિગ્રહણુ કર્યું તે સાંભળી તેઓ શું કરશે ?" એમ પોતાના મનમાં વિચારતો થકો ત્યાંથી પોતાના શહેર પ્રત્યે ચાલતો થયો. પછી એ ઘડીમાં મહામુનિ કણ્વ પણ આશ્રમ પ્રત્યે પધાર્યા. તેઓની પાસે લજાઇને શકુંતલા આવી નહીં. પણ દિવ્ય જ્ઞાનવાળા મહામુનિ કણ્વ ઋષિ, દિવ્ય ચક્ષુએ કરી બનેલું સર્વ વૃત્તાંત જાણી ગયા હતાતેથી પ્રસન્ન થઈ તેને કહેવા લાગ્યા જે, હે કલ્યાણિ ! મારો અનાદર કરીને એકાંતમાં આજે તેં પુરૂષની સાથે સમાગમ કર્યો છે, તેથી કાંઇ ધર્મનો નાશ થયો નથી. કારણ કે કામમાં આસક્તિવાળાં સ્ત્રી પુરૂષનો એકાંતમાં સમાગમ થાય, તેજ ગાંધર્વ વિવાહ કહેવાય છે, જે ક્ષત્રીયોને શ્રેષ્ઠ કહેલો છે. હે શકુંતલા ! તારે વિષે આસક્ત થયેલા જે સ્વામી સાથે તેં ગમન કર્યું. તે તો મહાત્મા, ધર્મને જાણુનાર અને પુરૂષમાં ઉત્તમ એવો દુષ્યંત રાજા છે. તે થકી તને મહા બળવાન અને મહાત્મા એવો પુત્ર થશે. જે આ પૃથ્વીને સમુદ્ર પર્યંત ભોગવશે ને તેનો ચક્રવર્તી રાજા થશે. પછી શકુંતલાએ, વિશ્રામ ખાઇને બેઠેલા કણ્વ મહામુનિ પાસેથી સમિધ તથા ફળો લઇ એક બાજુએ મૂકી તેઓને કહ્યું કે, પુરૂષમાં ઉત્તમ એવા દુષ્યંત રાજાને હું વરી, માટે તેઓના પ્રધાનો સહિત તેઓની ઉપર તમો પ્રસન્ન થવા લાયક છો. કણ્વ મહામુનિ બોલ્યા કે, હે યોગ્ય પુરૂષને વરનારી ! તારે વાસ્તે હું તે રાજા ઉપર પ્રસન્નજ છું. વળી બીજો વર માગ. વૈશંપાયન કહે છે-ત્યારે દુષ્યંતનું હિત કરવા સારૂ શકુંતલાએ, "પુરૂ કુળના રાજાઓ ધર્મિષ્ટ થાય ને રાજ્ય થકી ભ્રષ્ટ ન થાય" એવું વરદાન માગ્યું.

**ततो धर्मिष्ठतां वव्रे राज्याच्चास्खलनं तथा**
**शकुंतला पौरवाणां दुष्यंतहितकाम्यया ॥**

**इति श्रीमहाभारत आदिपर्वणि संभवपर्वणि शकुंतलोपाख्याने गुर्जरभाषायां त्रिसप्ततितमोऽध्यायः ॥ ७३ ॥**



## અધ્યાય ૭૪ મો. દુષ્યંતશકુન્તલા વચ્ચે વિવાદ.

**वैशंपायन उवाच--प्रतिज्ञाय तु दुष्यंते प्रतियाते शकुंतला**
**गर्भं सुषाव वामोरूः कुमारममितौजसं ॥**

વૈશંપાયન કહે છે—હવે દુષ્યંત રાજા પ્રતિજ્ઞા કરીને ગયા પછી સુંદર અંગવાળી શકુંતલાએ અતિ પરાક્રમી પુત્ર ઉત્પન્ન કર્યો, જે તેનાં ઉદરમાં ત્રણ વર્ષ સુધી રહ્યો હતો. તેના જાતકર્માદિ સંસ્કારો મહામુનિ કણ્વ ઋષિએ વિધિએ કરી કરાવ્યા હતા. પછી સિંહ સરખો પરાક્રમી, મોટા મસ્તકવાળો, દેવતાના ગર્ભ જેવો શોભાયમાન અને જેના હાથમાં ચક્રનું ચિહ્ન હતું એવો તે કુમાર કણ્વ મહામુનિના આશ્રમમાંજ મોટો થવા લાગ્યો. છ વર્ષનો થયો એટલામાં તો તે બળવાન બાળક, સિંહો, વ્યાઘ્રો, વરાહો, જંગલી પાડાઓ

તથા હાથીઓને દમન કરીને આશ્રમની પાસેના વૃક્ષો સાથે બાંધતો, ને તેઓની ઉપર ચડીને રમતો હતો. એ પ્રમાણે તેને સર્વ પ્રાણિને દમન કરતો જોઇને, કણ્વ મહામુનિના આશ્રમની આસપાસ રહેનારા તપસ્વિ જનોએ, તેનું સર્વદમન એવું નામ પાડયું. એવા પરાક્રમી, કાંતિમાન અને બળવાન કુમારનું અમાનુષ કર્મ જોઇને કણ્વ ઋષિએ શકુંતલાને કહ્યું કે, હવે આ કુમાર રાજ્ય ગાદીઉપર બેસવા લાયક થયો. એમ કહી પોતાના શિષ્યો, સર્વ લક્ષણ સંપન્ન આ શકુંતલાને પુત્ર સહિત તેના સ્વામી દુષ્યંત રાજાને ઘેર મૂકી આવો કારણ સ્ત્રીઓ પોતાના માબાપને ઘેર ઘણા કાળ સુધી રહેતાં શોભતી નથી, ને તેઓની કીર્તિ, શીલ તથા પતિવ્રતાપણું નાશ પામે છે. ત્યારે પોતાના ગુરૂની આજ્ઞા માનીને બળવાન શિષ્યો, પુત્ર સહિત શકુંતલાને આગળ કરીને દુષ્યંતની રાજધાની હસ્તિનાપુર પ્રત્યે ચાલતા થયા. ત્યાં જઇ પુત્રે સહિત શકુંતલા વિષે તેઓએ રાજાને કહેવરાવીને તેની પાસે તેને મોકલી, અને કણ્વ ઋષિએ કહેલું વૃત્તાંત રાજાને કહીને, તેઓ પાછા પોતાના આશ્રમ પ્રત્યે ગયા. પછી શકુંતલા પોતાના સ્વામી દુષ્યંતને ન્યાયથી કહેવા લાગા કે, હે રાજન! દેવતાની ઉપમા અપાય એવો આ પુત્ર તમારા થકી મારે વિષે ઉત્પન્ન થયો છે, તેને, કણ્વ મહામુનિના આશ્રમ પ્રત્યે મારી સાથે સમાગમની વખતે તમોએ જે ઠરાવ કર્યો છે, તે યાદ કરી તે પ્રમાણે વર્તીને, તમારા રાજ્યપદે અભિષેક કરો. શકુંતલાનાં એવાં વચન સાંભળી પોતાને તે વાત યાદ છે, તો પણ દુષ્યંત રાજા બોલ્યો કે, હે દુષ્ટ તપસ્વિની! તું કોની સ્ત્રી છે? મને કંઈ યાદ નથી. ધર્મ અર્થ ને કામ એ ત્રણે પુરૂષાર્થને વાસ્તે તારી સાથે વિવાહ મંત્રે કરી થયેલો મારો સંબંધ મને સાંભરતો નથી. માટે જોઇએ તો જા, બેસ, અગર તારી મરજી પ્રમાણે કર. રાજાનાં એવાં વચન સાંભળ્યાં, ત્યારે તપસ્વિની શકુંતલા, લજ્જાઇને દુઃખથી બેભાન થતી થકી થાંભલાની પેઠે નિશ્ચલ ઉભી થઇ રહી; અને ક્રોધથી લાલ નેત્ર તથા સ્ફુરાયમાન ઓઠ કરીને જાણે બાળી દેતી હોયની તેમ આડી આંખે જોવા લાગી. પછી તપે કરી સંપાદન કરેલું તેજ ધારણ કરી, બે ઘડી વિચાર કરીને દુઃખ તથા ક્રોધથી તે બોલી કે, હે મહારાજા! તમે જાણો છો તો પણ નિર્ભય થઇને કોઈ સાધારણ મનુષ્યની પેઠે શું કામ બોલો છો, સાચું જુઠું તમારૂં હૃદય જાણે છે, માટે ધર્મથી જેવું હોય તેવું બોલો, ને વૃથા આત્માનો તિરસ્કાર કરો માં. કારણ પોતે જાણ્યા છતાં નથી જાણતો એમ કહે છે તે આત્માનો ચોરનાર ઠરે છે. એવા પાપીથી બીજે વધારે પાપી કોણ! તમે પોતાને એકજ માનો છો, પણ અંતર્યામિ નારાયણ ભગવાનને જાણતા નથી, જે પાપ કર્મના જાણનાર છે. કોઈ પણ મનુષ્ય પાપ કરીને એવું માનતો હોય જે મારૂં પાપ કોઇ જાણતું નથી, પણ તે ફોકટ. કારણ દેવતાઓ તથા અંતર્યામી ભગવાન બધું જાણે છે. વળી સૂર્ય, ચંદ્ર, વાયુ, અગ્નિ, આકાશ પૃથ્વી, જળ, હૃદય, યમ, દિવસ રાત્રિ, બેઉ સંધ્યા અને ધર્મ એ સર્વની ઉપર સત્તા ધરાવનાર અધિકારીઓ પણ મનુષ્યોનું વૃત્તાંત જાણે છે. હૃદયમાં રહેલો કર્મોનો સાક્ષી આત્મા જેને પ્રસન્ન થાય છે તેના પાપોનો યમ રાજા નાશ કરે છે, અને જેના ઉપર આત્મા અપ્રસન્ન થાય છે, તેનું દેવતાઓ પણ કલ્યાણ કરતા નથી તેમ તેના આત્માથી પણ તેને રૂડું થતું નથી. પોતાની મેળે આવેલી છે એમ જાણીને મારા જેવી પતિવ્રતા સ્ત્રીનો તમે તિરસ્કાર કરો છો, ને મારૂં યોગ્ય સન્માન કર્યાને બદલે સાધારણ

માણુસની પેઠે સભામાં મારૂં અપમાન કરો છો એ ઠીક નહીં. આટલું બધું તમોને કહું છું, તો પણ તમે કેમ સાંભળતા નથી? હે દુષ્યંત! આવી રીતે હું યાચના કરૂં છું, તોપણ જો તમે સાભળશો નહીં, તો હમણાં તમારા મસ્તકના સો કટકા થઇ જશે. સ્રીને વિષે પુરૂષ પોતાના વીર્યરૂપી અંશે કરી પુત્ર ઉત્પન્ન કરે છે, તેથી તે પોતેજ પુત્રરૂપ થયો એવો પ્રાચીન પુરૂષોનો મત છે, ને તેથીજ તેઓએ સ્રીને જાયા કહેલી છે. વેદોક્ત ક્રિયા કરનાર ધર્મિષ્ટ પુરૂષની જે પ્રજા થાય છે, તે પોતાના પિતૃઓને પોતાના વંશે કરીને તારે છે. પુમ્ નામના નર્ક થકી પિતાની છોકરો રક્ષા કરે છે તેથી એ પુત્ર કહેવાય છે. એમ બ્રહ્માએ કહેલું છે. ઘરના કામોમાં ચતુર, પ્રજાવાન, પતિજ જેને પ્રાણ સમાન છે અને પતિવ્રતાપણું પાળે છે તેનેજ સ્રી જાણવી. સ્રી મનુષ્યનું અડધું અંગ છે, તથા તેનો સર્વથી ઉત્તમ મિત્ર પણ સ્રીજ છે, ધર્મ, અર્થ, અને કામ પણ તેનાથીજ થાય છે; તથા ખરાબ કર્મોથી પણ પુરૂષને સ્રી બચાવે છે. સ્રીવાળા હોય છે તેજ અનેક કર્મો કરે છે ને ગૃહસ્થાશ્રમી પણ તેજ કહેવાય છે; તથા હર્ષ પણ તેજ પામે છે. લક્ષ્મીવાન પણ તેજ થાય છે. ધર્મના કામમાં પિતાની પેઠે હિત ઇચ્છનારીઓ, તથા દુઃખની વેળાએ માની પેઠે દુઃખને ટાળનારીઓ પણ સ્રીયોજ છે. રસ્તામાં થાકેલા પુરૂષને સ્રી વિશ્રામ આપનારી છે, સ્રીવાળા પુરૂષનો સઘળા વિશ્વાસ કરે છે, માટે સ્રી નર્કમાં પડેલા પતિનો તેની પછવાડે જઇ ઉદ્ધાર કરે છે. જો પોતે પતિની પહેલાં મરણ પામે તો પરલોકમાં પતિની વાટ જુવે છે. એટલા માટેજ સ્રીની સાથે વિવાહ કરવો કહેલો છે. પતિ પોતેજ પોતાના વીર્યરૂપી અંશથી સ્રીને વિષે ઉત્પન્ન થાય છે, તેને વિદ્વાનો પુત્ર કહે છે. માટે જેને પુત્ર થયો હોય તે સ્રીનો પુરૂષે કદી પણ તિરસ્કાર કરવો નહીં. જેમ અરીસામાં પોતાના મુખને જોવાય છે, તેમ સ્રીને વિષે ઉત્પન્ન થએલા પુત્રને જોઇને, સ્વર્ગને પામીને જેમ પુરૂષ ખુશી થાય તેમ ખુશી થાય છે. સૂર્યના તાપથી પીડાયલા પુરૂષો પાણીને વિષે જેમ આનંદ પામે, તેમ આધિવ્યાધિએ કરી પીડાએલા પુરૂષો પોતાની સ્રીને વિષે આનંદ પામે છે, માટે ક્રોધ ચડયો હોય તોપણ મનોહર સ્રીઓનું પુરૂષે અપ્રિય કરવું નહીં, ને એમ સમજવું કે રતિ, પ્રીતિ, અને ધર્મ, એ ત્રણે તેનેજ આધીન છે. આત્માને જન્મ લેવા માટે સ્રીઓ પવિત્ર ક્ષેત્રરૂપ છે. સ્રીઓ વિના પ્રજા ઉત્પન્ન કરવાની ઋષિઓમાં પણ શું શક્તિ છે? હે દુષ્યંત! પૃથ્વીની રજ જેના શરીરમાં લાગી હોય, એવો પુત્ર બાપની પાસે આવી તેના અંગને વળગે, તેના કરતાં બીજું શું અધિક છે? માટે પોતાની મેળે પ્રાપ્ત થએલો, અને જેને તમોને ભેટવાની ઇચ્છા છે એવો આ પુત્ર કટાક્ષે કરી તમારી તરફ જુવે છે, તેનો તિરસ્કાર શું કરવા કરો છો? કીડીઓ પણ પોતાનાં ઇન્ડાંનું પોષણ કરે , તો તમે તો ધર્મજ્ઞ થઇને પોતાના પુત્રનું પોષણ કેમ કરતા નથી? બાળક પુત્ર જે વખતે આલિંગન કરે છે, તે વખતે તેના સ્પર્શથી જેવું સુખ થાય છે, તેવું સુખ, વસ્ત્ર, મનોહર સ્રીઓ તથા જળના સ્પર્શથી પણ થતું નથી. બે પગવાળાઓમાં બ્રાહ્મણ, ચાર પગવાળાઓમાં ગાય અને મોટાઓમાં જેમ પિતા શ્રેષ્ઠ છે, તેમ સ્પર્શથી સુખ આપનારાઓમાં પુત્ર શ્રેષ્ઠ છે. માટે આ પ્રિય દર્શનવાળો પુત્ર તમને આલિંગન કરી સ્પર્શ કરો. હે શત્રુને દમન કરનાર! હે રાજાઓના ઇંદ્ર! તમારા શોકનો નાશ કરે એવા કુમારને મેં ત્રણ વર્ષે ઉત્પન્ન કર્યો છે. હે પુરૂકુળમાં ઉત્પન્ન

થએલા રાજન ! જે વખતે મેં એને જણ્યો હતો, તે વખતે મેં એવી આકાશવાણી સાંભળી હતી કે, "આ તારો પુત્ર સો અશ્વમેધ કરશે." હે રાજન ! પુત્ર પદાર્થ એવો છે કે કોઇ મનુષ્યો બહાર ગામ ગયાં હોય તે જ્યારે પાછાં આવે છે, ત્યારે સ્નેહથી પુત્રોને ખોળામાં બેસાડી તેઓનાં મસ્તકો સુંઘીને આનંદ પામે છે. વળી વેદોમાં પુત્રના જાતકર્મો વિષે આવા મંત્રો કહેલા છેઃ-

अंगादंगात्संभवसि हृदयादधिजायसे
आत्मावैपुत्रनामासि सजीवशरदःशतम् ॥
जीवितं त्वदधीनं मे संतानमपिचाक्षयं
तस्मात्वं जीव मेपुत्र सुसुखी शरदां शतं ॥

અર્થ--શરીરના દરેક ભાગ તથા હૃદય થકી તું ઉત્પન્ન થાય છે માટે તું જે છે તે હું પોતેજ છું; વાસ્તે સો વર્ષ સુધી તું જીવતો રહે. વળી મારૂં જીવિત અને અક્ષયવંશ પણ તારે આધીન શા માટે હે મારા પુત્ર? તું રૂડી રીતે સુખી થતો થકો સો વર્ષ સુધી જીવતો રહે.

હે રાજન! એ મંત્રો તમે પણ જાણો છો, ને તેમાં કહ્યા પ્રમાણેજ આ પુત્ર પણ તમારા અંગો થકી થયેલો છે. જેમ નિર્મળ જળમાં પોતા સરખોજ પ્રતિબિંબ દેખાય છે તેમ આ પુત્રને તમારા સરખો જુઓ. જેમ ગાર્હપત્ય અગ્નિ થકી લીધેલા અગ્નિને આહવનીય કહે છે, પણ તે અગ્નિ તો એકજ છે, તેમ તમારા થકી ઉત્પન્ન થયેલો આ પુત્ર અને તમે બેઉ એકજ છો. મૃગયા કરવા નીકળેલા તમો મારા પિતા કણ્વઋષિના આશ્રમે આવેલા હતા, ત્યારે હું કુવારીને તમોએ ગ્રહણ કરી હતી. ઉર્વશી, પૂર્વચિત્તિ, સહજન્યા, મેનકા, વિશ્વાચી અને ધૃતાચી, એ છ જણીઓ અપ્સરાઓમાં શ્રેષ્ઠ ગણાય છે. તેઓમાંની મેનકા અપ્સરા સ્વર્ગમાંથી પૃથ્વી ઉપર આવીને વિશ્વમિત્ર થકી મને ઉત્પન્ન કરી પછી જેમ કોઇ પારકા પુત્રને મૂકી દે, તેમ હિમાલયની તલેટીમાં મને મૂકીને તે દુષ્ટ મેનકા જતી રહી. હે રાજન ! મેં પૂર્વ જન્મમાં કેવાં અશુભ કર્મો કર્યાં હશે કે જેથી બાળકપણામાં માએ ત્યાગ કરી અને આ વખતે તમે કરો છો! ત્યારે ઠીક, હવે હું મારા આશ્રમ પ્રત્યે જઇશ, પણ આ તમારા બાળક પુત્રને તો તમારી પાસે રાખો. દુષ્યંત બોલ્યો કે, હે શકુંતલે ! તારે વિષે મારા થકી આ પુત્ર થયો છે તે મને યાદ નથી. સ્ત્રીઓ તો અસત્ય બોલનારી હોય છે તેથી તારાં વચનનો ભરોસો કેમ આવે? તારી મા તો વેસ્યા અને નિર્દય એવી મેનકા છે, જેણે હિમાલયની તલેટીમાં તને નિરૂપયોગી વસ્તુની પેઠે ત્યાગ કરી. વળી ક્ષત્રિય કુળમાં ઉત્પન્ન થયેલો તારો પિતા વિશ્વામિત્ર, બ્રાહ્મણની પદવી પામીને વેસ્યામાં આસક્ત થયો, તેથી તે પણ પાપી લાગે છે. જો તારી મા મેનકા અપ્સરાઓમાં શ્રેષ્ઠ હોય, ને તારો પિતા વિશ્વામિત્ર મહર્ષિઓમાં શ્રેષ્ઠ હોય તો તેઓ થકી ઉત્પન્ન થએલી તું વેસ્યાની પેઠે કેમ બોલે છે? જેનો ભરોસો ન આવે એવું વચન તું મારી પાસે કહે છે, તેની તને શરમ નથી. હે દુષ્ટ તપસ્વિની! તું અહીંથી જા. વળી જો મેનકા તથા વિશ્વામિત્ર તારાં માતાપિતા હોય તો તેઓના જેવી તું કયાં છે ? ને આ પુત્ર શાલવૃક્ષના થાંભલાની પેઠે થોડા વખતમાં મોટી કાયાવાળો તથા બળવાન કેમ થઇ રહ્યો ? તું વેસ્યાની પેઠે બોલે

છે તેથી એવું દેખાય છે કે, મેનકાએ કામ તથા સ્નેહથી વિશ્વામિત્રનો સમાગમ કરી તને ઉત્પન્ન કરી છે. હે તપસ્વિની! તું જે કહે છે તેની મને મુદ્દલ યાદ નથી, તેમ તને પણ હું ઓળખતો નથી, માટે તારી મરજીમાં આવે ત્યાં તું જા. શકુંતલાએ કહ્યું કે, હે રાજન! પારકાં સર્શવ જેવડાં છિદ્ર પણ તમે જુવો છો, પણ પોતાનાં બીલીના ફળ જેવડાં છીદ્રોને જોતા નથી. મેનકા અપ્સરા દેવતાઓના પાસે રહેનારી છે, તેના થકી હું પેદા થઇ, માટે તમારા કરતાં મારો જન્મ ઉત્તમ છે. હે રાજેંદ્ર! તમે પૃથ્વી ઉપર ફરો છો પણ હું અંતરીક્ષમાં ફરી શકું છું, તેથી જેટલો મેરૂ તથા સર્શવમાં ફરક છે તેટલો ફરક તમારા ને મારામાં છે. ઈન્દ્ર, કુબેર, યમ તથા વરૂણના લોકમાં હું જઇ શકું એવો મારો ખરેખરો પ્રભાવ છે. તે ફક્ત તમોને જણાવવા માટે કહું છું, કંઇપણ દ્વેષ રાખીને કહેતી નથી, માટે ક્ષમા કરજો. રૂપ વગરનો પુરૂષ જ્યાં સૂધી પોતાનું મુખ આરસીમાં જોતો નથી,ત્યાં સુધી બીજાઓ કરતાં પોતાને રૂપવાન માને છે. જે પુરૂષ અત્યંત રૂપવાન છે તે કોઇનો પણ તિરસ્કાર કરતો નથી. જે અતિ ખરાબ ભાષણ કરે છે તે નિંદક કહેવાય છે. એવો નિંદક મૂર્ખ હોય છે, તે મનુષ્યોની સારી નરતી વાણી સાંભળીને તેમાંથી અશુભ વચનો ગ્રહણ કરે છે. સત્પુરૂષ કોઇને માઠું વચન કહીને ખેદ પામે છે, તેમ દુર્જન કોઇને નરતું કહીને ખુશી થાય છે. સજ્જન પોતાના વૃદ્ધોને નમીને રાજી થાય છે, તેમ દુર્જન તેઓને દુઃખ આપીને ખુશી થાય છે. તેથી નિંદવા લાયક તો દુર્જનો છે, પણ ઉલટા તેઓ સત્પુરૂષોને નિંદે છે, એના કરતાં હસવા લાયક બીજું શું છે! હે રાજન! કોપેલા સર્પથી જેમ માણસ બીહે છે, તેમ સત્ય અને ધર્મ થકી ભ્રષ્ટ થયેલા પુરૂષથી નાસ્તિક પણ બીહે છે; ત્યારે આસ્તિક બીહે તેમાં શું? જો પુરૂષ પુત્ર ઉત્પન્ન કરીને તેને પોતા સરખો ન માને તો દેવતાઓ તેની લક્ષ્મી લઈ લે છે, ને તેની પરલોકમાં પણ સારી ગતિ થતી નથી. મનુએ પાંચ પ્રકારના પુત્રો કહ્યા છે, તેમાં એક પોતાની સ્ત્રીથી ઉત્પન્ન થયો હોય તે, તથા બીજા ચાર પારકી સ્ત્રીઓથી થયેલા. જેવા કે, મળેલો, વેચાતો લીધેલો, ઉછેરેલો, અને જેને યજ્ઞોપવિત આદિ સંસ્કાર કર્યો હોય તે ધર્મ તથા કીર્તિને વધારનાર અને મનને હર્ષ આપનાર પુત્રો, ધર્મરૂપી નૌકાએ કરી પિતૃઓનો નર્કથી ઉદ્ધાર કરે છે. માટે હે રાજાઓમાં સિંહરૂપ! તમે પણ આ પુત્રને ત્યાગ કરવા લાયક નથી. આત્માની રક્ષા વાસ્તે સત્ય અને ધર્મ પાળનારા તમારા જેવાને કપટ કરવું યોગ્ય નથી. સો કુવા થકી એક પગથીઆવાળી વાવ, સો વાવ થકી એક યજ્ઞ, સો યજ્ઞ થકી એક પુત્ર ને સો પુત્ર થકી સત્ય શ્રેષ્ઠ છે. એક કોરે હજાર અશ્વમેધનું પુણ્ય ને એક કોરે સત્ય એ બેઉ તાજવામાં તોળ્યાં હોય તો સત્ય અધિક થાય. સર્વ વેદ ભણવા અને સર્વ તીર્થોમાં સ્નાન કરવું, એ બેઉ પણ સત્યની સમાન થાય નહીં. કારણ સત્ય સમાન કોઇ ધર્મ નથી તેમ તેનાથી બીજું કોઈ શ્રેષ્ઠ પણ નથી અને ખોટું બોલવા જેવું બીજું પાપ નથી. હે રાજન! સત્ય પરબ્રહ્મરૂપ છે ને ઉત્કૃષ્ટ નિયમ પણ તેજ છે. માટે તેને ત્યાગ કરવાને બદલે તમારી પાસે હમેશ રાખો. તમે જો ખોટાને વિષે પ્રસંગ રાખીને આ મારાં વચનપર ભરોંસો નહીં રાખશો, તો તમારા જેવાની સંગત હું કરવા ઇચ્છતી નથી. અને તમારા વિના પણ આ મારો પુત્ર પોતાના બાહુબળે કરીને સમુદ્ર પર્યંત પૃથ્વીનું રાજ્ય કરશે. એમ કહીને શકુંત-લાએ ચાલવા માંડયું, તેટલામાં ઋત્વિજ, પુરોહિત, આચાર્ય અને મંત્રિઓએ વીંટાયલા

દુષ્યંતે, આવી આકાશ વાણી સાંભળી જે, "હે દુષ્યંત ! મા તો ફક્ત ઉત્પત્તિ થવાનું સ્થાન છે, પણ પુત્ર તો જેથી ઉત્પન્ન થયો તેનોજ છે. માટે તું શકુંતલાનો તિરસ્કાર મા કર, અને પુત્રનું પોષણ કર. કારણ પિતા પોતેજ પુત્રરૂપ થાય છે. જે પુત્ર યમપુરી થકી તેની રક્ષા કરે છે. શકુંતલા વિષે આ ગર્ભને ધારણ કરનારો તુંજ છે, અને શકુંતલાનું બોલવું સત્ય છે તેથી હે રાજન ! એને ત્યાગ કરવામાં તારૂં અભાગ્ય છે. વાસ્તે એ શકુંતલાના મહાત્મા પુત્રનું પોષણ કર. અમારા વચનથી તારે આ પુત્ર ભરતવ્ય એટલે પોષણ કરવા લાયક છે, માટે એનું ભરત એવું નામ થાઓ." એવી આકાશ વાણી સાંભળીને પુરૂકુળના રાજા દુષ્યંતે, પોતાના પુરોહિત તથા કારભારીઓને પ્રસન્ન થઇને કહ્યું કે, આ દેવદૂતનું બોલવું તમે સાંભળો. જે પ્રમાણે એ કહે છે તે પ્રમાણે એ મારો પુત્ર છે, એ હું સારી રીતે જાણું છું. પણ શકુંતલાના કહેવાથીજ હું એ પુત્રને રાખું તો લોકોને શંકા ઉત્પન્ન થાય, જે એ સ્ત્રી મારી પરણેલી હશે નહીં. વૈશંપાયન કહે છે-હે ભરત કુળમાં ઉત્પન્ન થયેલા રાજન ! એ પ્રમાણે આકાશ વાણી થવાથી જ્યારે લોકોની ખાત્રી થઇ, ત્યારે પ્રસન્ન થઇને દુષ્યંત રાજા પોતાના ભરત પુત્રને ગ્રહણ કરી, તેનું મસ્તક સુંઘીને તેને સ્નેહથી ભેટયો. તે વખતે બ્રાહ્મણો તથા બંદિજનો રાજાનાં વખાણ કરવા લાગ્યા. પછી ધર્મથી શકુંતલાનું સન્માન કરી તેની સાંત્વના કરીને રાજાએ તેને કહ્યું કે, હે દેવિ ! તારી સાથેના મારા સબંધ વિષે કોઈ લોકો જાણતા ન હતા, માટે તેઓની ખાત્રી કરવા સારૂ મારે એટલું બધું કરવું પડયું. જો એમને એમ તને રાખી હોત તો લોકો તારે વિષે એવું માનત, જે તું મારામાં આસક્ત થઇને મને પ્રાપ્ત થઇ; અને મેં આ પુત્ર રાજ્યગાદિ સાચવવા માટે લીધો. હે પ્રિયે ! હે વિશાળ નેત્રવાળી ! મારે વિષે તું ક્રોધે કરી જે વધારે બોલી છે, તે તને ક્ષમા કરૂં છું. એમ કહીને પોતાને પ્રિય એવી શકુંતલાનો તેણે અન્ન વસ્ત્ર તથા આભરણોએ કરી સત્કાર કર્યો. પછી દેવદૂતના કહેવા પ્રમાણે તે પુત્રનું ભરત એવું નામ રાખીને તેને પોતાના રાજ્યનો અભિષેક કર્યો. તે ભરત, પૃથ્વીના બધા રાજાઓને જીતી તેઓને વશ કરીને ચક્રવર્તિ થયો. સત્પુરૂષોનો ધર્મ પાળીને મોટા યશને પામ્યો. તેનો હુકમ આખા પૃથ્વીમાં ચાલતો હતો. ઘણી દક્ષિણાવાળા તથા ઘણી ગાયોનું દાન જેમાં કરવું પડે છે એવા ઘણાક યજ્ઞોએ કરી ઇન્દ્રની પેઠે તેણે ભગવાનનું યજન કર્યું. તે વિધિએ કરી કરાવનાર મહાત્મા કણ્વઋષિ હતા. તેને ભરત રાજાએ ઘણું ધન આપીને પ્રસન્ન કર્યા. પછી તે ભરતના પ્રભાવથી તેના પૂર્વજો તથા પછવાડેના પુરૂષો ભારત નામથી વિખ્યાત થયા. તેઓમાં પછવાડેના પુરૂષોમાં મહા પરાક્રમી તથા દેવતાઓ સરખા ઘણા રાજાઓ થયા. હે ભરત કુલોત્પન્ન રાજન ! તેઓનાં અસંખ્ય નામો હોવાથી તેમાંના મુખ્ય મુખ્યનાં નામો હું કહું છું.

**येषामपरिमेयानि नामधेयानि सर्वशः**
**तेषां तु ते यथामुख्यं कीर्तयिष्यामि भारत ॥**

**इति श्रीमहाभारत आदिपर्वणि संभवपर्वणि शकुंतलोपाख्याने गुर्जरभाषायां चतुःसप्ततितमोऽध्यायः ॥ ७४ ॥**

## અધ્યાય ૭૫ મો. યયાતિનું આખ્યાન.

**वैशंपायन उवाच—प्रजापतेस्तु दक्षस्य मनो वैवस्वतस्य च**
**भरतस्य कुरोःपूरो राजामीढस्य चानघ ॥**

વૈશંપાયન કહે છે—હે નિષ્પાપ ! દક્ષ પ્રજાપતિ, વૈવસ્વત મનુ ભરત, કુરૂ, પૂરૂ, આજમીઢ, યાદવો કૌરવો તથા ભરતકુળના રાજાઓનો વંશ તમોને કહું છું. જે સાંભળનારનું કલ્યાણ થાય છે, તેને ધન મળે છે, અને તેનું આયુષ્ય તથા યશ પણ વધે છે. હે રાજન ! પ્રાચીન બર્હિષ રાજાના પ્રચેતા નામના દશ પુત્રો મહર્ષિ સરખા તેજવાળા તપસ્વિઓ હતા. જેઓએ પોતાના મુખના અગ્નિએ કરી વૃક્ષોને બાળી નાખ્યા હતા. તેઓ થકી દક્ષપ્રજાપતિ થયા. જેણે પોતાની વીરિણી સ્ત્રીને વિષે પોતા સરખા અને તીક્ષ્ણ વ્રતવાળા હજાર પુત્રો ઉત્પન્ન કર્યા. તેઓને નારદજીએ જ્ઞાન આપ્યું તેથી તેઓએ ગૃહસ્થાશ્રમ કર્યો નહીં. ત્યારે સૃષ્ટિ વધારવાની ઇચ્છા રાખનાર દક્ષપ્રજાપતિએ પચાસ કન્યાઓ ઉત્પન્ન કરી, તેમાંથી તેઓએ દશ ધર્મને, તેર કશ્યપને અને સત્તાવીશ ચંદ્રમાને આપી. હવે કશ્યપને તેર કન્યાઓ આપી, તેમાંની અદિતી નામની કન્યા થકી ઇન્દ્ર તથા વિવસ્વાન આદિ બાર પુત્રો થયા, જે તમોને પ્રથમ કહેલા છે. તેમાં વિવસ્વાનના ધર્માત્મા વૈવસ્વત મનુ તથા યમરાજા થયા. મનુ થકી વેન, ધૃષ્ણું, નરિષ્યંત, નાભાગ, ઇક્ષ્વાકુ, કારૂષ, શર્યાતિ, ઇલા નામની કન્યા, ક્ષત્રિયના ધર્મમાં તત્પર એવો પૃષધ્ર અને નાભાગારિષ્ટ, એ દશ સંતાન થયાં. વળી બીજા પચાસ પુત્રો થયા, જેઓ પરસ્પર વૈર કરીને નાશ પામ્યા. એમ મેં સાંભળ્યું છે. હવે મનુની ઇલા કન્યા થકી વિદ્વાન એવો પુરૂરવા નામે પુત્ર થયો, જે સાતે દ્વીપોનું રાજ્ય કરતો હતો; પણ પોતાના બળે કરી મદોન્મત્ત થઇને બ્રાહ્મણોની સાથે ટંટા કરતો ને તેઓનાં રત્નો ખુંચી લેતો. ત્યારે બ્રહ્મલોકથી સનત્કુમારે આવીને તેને ઉપદેશ કર્યો, પણ તેણે ગ્રહણ કર્યો નહીં. તેથી મહર્ષિ બ્રાહ્મણોએ કોપ કરીને તેને શાપ આપ્યો, જેથી તે તરત નાશ પામ્યો. તેને ઉર્વશી થકી, આયુષ, ધીમાન, અમાવસુ, દઢાયુ, વનાયુ, અને શતાયુ નામના છ પુત્રો થયા હતા. તેમાં મોટા પુત્ર આયુષ થકી તેની સ્વર્ભાનવી સ્ત્રીને વિષે નહુષ, વૃદ્ધશર્મા, રજી, ગય તથા અનેના નામે પાંચ પુત્રો થયા. તેમાં સઉથી મોટો નહુષ રાજ્યગાદિ ઉપર બેઠો, તે પિતૃ, દેવતાઓ, ઋષિઓ બ્રાહ્મણો, ગંધર્વો, સર્પો, રાક્ષસો, ક્ષત્રિયો, વૈશ્યો તથા શૂદ્રો, એ સર્વેને પાળતો હતો. તેણે બધા ચોરોનો નાશ કર્યો. તે ઋષિઓ પાસેથી કર લેતો ને પશુઓની પેઠે તેઓની પાસે ભાર ઉપડાવતો હતો. તેણે પોતાના તેજ, તપશ્ચર્યા, પરાક્રમ અને ઇંદ્રિયોના બળે કરી દેવતાઓને પરાભવ પમાડીને સ્વર્ગનું રાજ્ય પણ કર્યું હતું. તેને યતિ, સંયાતિ, આયાતિ, અયતિ અને ધ્રુવ નામે છ પુત્રો થયા. તેમાં સહુથી મોટા યતિ તો જ્ઞાની થઇ ગયો. તેથી યયાતિને રાજ્ય મળ્યું. જેણે ચક્રવર્તી રાજા થઇને ધર્મથી પૃથ્વીની રક્ષા કરી તથા ઘણા યજ્ઞોએ કરી ભગવાનનું યજન કર્યું; પિતૃ તથા દેવતાઓને પણ ભક્તિએ કરી પ્રસન્ન કર્યા. તેને શુક્રાચાર્યની પુત્રી દેવયાની નામની સ્ત્રી થકી યદુ તથા તુરંસુ નામના બે પુત્રો થયા. અને બીજી વૃષપર્વાની પુત્રી શર્મિષ્ઠા નામની સ્ત્રી થકી દ્રુહ્યું, અનુ તથા પૂરૂ નામે ત્રણ પુત્રો થયા. પછી તે યયાતિ, ઘણા વર્ષ પર્યંત ધર્મથી પ્રજાને પાળીને—રૂપને હરનારી એવી મહા ઘોર જરાને પામ્યો. ત્યારે તેણે પોતાના પુત્રોને કહ્યું કે, હે પુત્રો ! મારી વૃદ્ધ અવસ્થા લઇને મને

તમારી યુવા અવસ્થા આપો. તે સાંભળી દેવયાનિનો પુત્ર યદુ બોલ્યો કે, અમારી યુવા અવસ્થા લઇને તમારે શું કરવું છે ? યયાતિએ કહ્યું કે, તમારી જુવાની લઇને મારે વિષય ભોગવવા છે. કારણ શુક્રાચાર્યના શાપથી મારો કામ ક્ષીણ થઇ ગયો છે જેથી હું તપું છું, માટે હે પુત્રો ! તમારામાંથી એક જણ મારી અવસ્થા લઇને રાજ્ય કરો, ને હું તેની અવસ્થાએ ફરી વિષય ભોગવું. તે વાતને યદુ આદિ લઇ તેના ચાર પુત્રોએ સ્વીકારી નહીં, ત્યારે તેનો પરાક્રમી પુરૂ નામનો પુત્ર બોલ્યો કે, હે રાજન! મારી નવી અવસ્થાએ કરી તમે કામનું સુખ ભોગવો; ને તમારી આજ્ઞાથી તમારી જરા અવસ્થા લઇને હું રાજ્ય ચલાવીશ. એવું સાંભળી યયાતિ રાજાએ, પોતાની જરા તપના પ્રભાવથી પોતાના પુત્ર પુરૂને આપી અને તેની જુવાન અવસ્થા પોતે ગ્રહણ કરી. પછી પુરૂ રાજ્ય કરવા લાગ્યો. ને સિંહ સરખા પરાક્રમી યયાતિ રાજાએ ઘણા કાળ પર્યંત પોતાની બેઉ સ્ત્રીઓ સાથે વિહાર કર્યો. કુબેરના બગીચામાં જઇને વિશ્વાચી અપ્સરા સાથે પણ વિહાર કર્યો. એ પ્રમાણે હજારો વર્ષ સુધી વિહાર કર્યો તો પણ તેના કામની શાંતિ થઇ નહીં. ત્યારે મનમાં વિચારીને તે બોલ્યો કે, ઘણા ભોગો ભોગવવાથી કામની શાંતિ થવાને બદલે તેની વૃદ્ધિ થાય છે, જેમ ઘી હોમવાથી અગ્નિની વૃદ્ધિ થાય છે. સુવર્ણ, પશુ, સ્ત્રીઓ તથા રત્નોએ કરી સંપૂર્ણ પૃથ્વી જો મળે તો પણ કામની શાંતિ થતી નથી, માટે તેની જો શાંતિ કરવી હોય તો વિષયો ભોગવવાના પદાર્થોમાં દોષબુદ્ધિ કરવી. જ્યારે પુરૂષ મન, વાણી અને કર્મે કરી હરકોઇ વિષયમાં ઇચ્છા ન કરે, કોઇથી બીએ નહીં, તેમ તેનાથી પણ કોઇ ન બીએ, કોઇનો દ્વેષ કરે નહીં ને કોઇ ચીજની ઇચ્છા ન કરે, ત્યારેજ બ્રહ્મને પામે છે. એ પ્રમાણે વિષયોનું તુચ્છપણું જોઇને મહા બુદ્ધિમાન યયાતિ રાજાએ, જ્ઞાને કરી પોતાના મનને વશ કરીને પોતાના પુત્ર પુરૂ પાસેથી પોતાની જરા પાછી ગ્રહણ કરી, અને તેને તેની જુવાની પાછી આપીને રાજ્યનો અભિષેક કર્યો. પછી તેને યયાતિ રાજાએ કહ્યું કે, હે પુત્ર ! મારો પુત્ર તુંજ છે, ને તુંજ મારા વંશનો વધારનારો છે, ને તારો વંશ તારે નામે કરી લોકમાં વિખ્યાત થશે. વૈશંપાયન કહે છે કે, હે રાજાઓમાં સિંહરૂપ! એ પ્રમાણે પુરૂને રાજ્ય આપીને યયાતિ રાજા ભૃગુતુંગ નામના પર્વતમાં જઇ સત્કર્મ કરવા લાગ્યો. પછી ઘણેક કાળે અન્ન તથા જળનો ત્યાગ કરીને પંચમહાભૂતનું શરીર ત્યાગ કરી, સ્ત્રીઓ સહિત સ્વર્ગમાં ગયો.

कालेन महता पश्चात् कालधर्ममुपेयिवान्
कारयित्वा त्वनशनं सदारः स्वर्गमाप्तवान् ॥

इति श्रीमहाभारत आदिपर्वणि संभवपर्वणि ययात्युपाख्याने गुर्जर-भाषायां पंचसप्ततितमोऽध्यायः ॥ ७५ ॥

## અધ્યાય ૭૬ મો. કચનો શુક્રને ત્યાં વાસ.

जनमेजय उवाच—ययातिः पूर्वजोस्माकं दशमो यः प्रजापतेः
कथं स शुक्रतनयां लेभेपरमदुर्लभां ॥

જનમેજય પૂછે છે—અમારો પૂર્વજ યયાતિ રાજા, જે દક્ષપ્રજાપતિથી દશમો પુરૂષ હતો તે પરમ દુર્લભ એવી શુક્રાચાર્યથી કન્યાને કેમ પામ્યો ? એ વાત હું વિસ્તારથી

સાંભળવા ઇચ્છું છું માટે તે તથા તેના વંશના રાજાઓ વિષે મને ક્રમથી કથા કહો. વૈશંપાયન કહે છે કે ઇન્દ્ર સરખા તેજસ્વી યયાતિ રાજાને શુક્રાચાર્ય અને વૃષપર્વા દૈત્યે પોતાની કન્યાઓ આપી હતી, તે વિષે તમોને કહું છું તે સાંભળો. એક વખતે દેવતાઓ તથા અસુરો રાજ્ય વાસ્તે અદેખાઇ કરીને માંહેમાંહે લડ્યા. તેમાં જે દૈત્યો મરણ પામ્યા તેઓને શુક્રાચાર્યે વિદ્યાના બળથી જીવતા કર્યા. પણ જે દેવતાઓ મરણ પામ્યા તેઓને ઉદાર બુદ્ધિવાળા બૃહસ્પતિ જીવતા કરી શકવા નહીં, કારણ તેઓ સંજીવિની વિદ્યા જાણતા ન હતા દેવતાઓને આથી બહુ ખેદ થયો. પછી તેઓ ભય પામીને બૃહસ્પતિના મોટા પુત્ર કચ પાસે જઇને બોલ્યા કે, અમે તમોને માનનારા છીએ માટે શુક્રાચાર્યની પાસે જે સંજીવિની વિદ્યા છે તે તમે લઈ આવો. એટલી અમારી સહાયતા કરશો તો અમે તમોને ખુશી કરીશું. શુક્રાચાર્ય વૃષપર્વા દૈત્યની પાસે રહે છે અને હમેશ દૈત્યોની રક્ષા કરે છે. મહાત્મા શુક્રાચાર્યને સેવવાને તમે નાની વયના હોવાથી સમર્થ છો. તેમ તે મહાત્માની દેવયાનિ કન્યાને પ્રસન્ન કરવાને પણ તમેજ સમર્થ છો. ડાહાપણ, મધુર ભાષણ, રૂડાં આચરણ અને ઇન્દ્રિયોનો નિગ્રહ, એટલા ગુણોએં કરી જો તમે દેવયાનિને પ્રસન્ન કરશો તો નિશ્ચય તે વિદ્યાને પામશો. એ પ્રમાણે દેવતાઓએ કહ્યું ત્યારે "ઠીક એમ કરીશ," એવું કહી બુહસ્પતિનો પુત્ર કચ વૃષપર્વાના શહેરમાં શુક્રાચાર્ય પાસે ગયો અને તેઓને તેણે કહ્યું કે, હું અંગિરાનો પૌત્ર અને બૃહસ્પતિનો પુત્ર કચ એવે નામે છું. તમારો શિષ્ય થવા આવ્યો છું માટે મને ગ્રહણ કરો, હે બ્રહ્મન્! હું બ્રહ્મચર્ય પાળીને તમારા જેવા પરમ ગુરૂની પાસે કેટલાંક વર્ષ રહેવા ઇચ્છું છું, માટે મારો સ્વિકાર કરો. તે સાંભળી શુક્રાચાર્ય બોલ્યા કે, હે કચ તું ભલે આવ્યો, તારૂં વચન હું સ્વિકારૂં છું. તું બુહસ્પતિનો પુત્ર છે તેથી હું તારૂં સન્માન કરીશ. વૈશંપાયન કહે છે—પછી શુક્રાચાર્યના કહેવા પ્રમાણે કચ બ્રહ્મચર્યવ્રત ધારણ કરીને તેઓને પ્રસન્ન કરવા લાગ્યો. યુવા અવસ્થામાં આવેલી દેવયાનિને, ફળ ફૂલો આપી તેના સ્વભાવ પ્રમાણે વર્તી, તેની પાસે વાજીત્ર વગાડી અને ગાયન તથા નૃત્ય કરીને ખુશી કરતો તેથી દેવયાનિ પણ તે કચની પાસે ગાયન કરતી ને તેના ઉપર પ્રેમ રાખતી હતી. એ પ્રમાણે શુક્રાચાર્યને ઘેર રહેતાં કચને પાંચસો વર્ષ થયાં. તે વાત જાણીને દૈત્યોએ કચ વનમાં ગાયો ચારવા ગયો હશે તે વખતે બુહસ્પતિના દ્વેષથી અને સંજીવિની વિદ્યાની રક્ષા માટે તેને મારી નાખ્યો, ને તેના કડકા કરી નાખી દીધા જે વરૂઓ ખાઈ ગયા. પછી કચ વિના ગાયો ઘેર આવી તે જોઇને દેવયાનિ શુક્રાચાર્ય પ્રત્યે બોલી કે, હે પિતા! તમોએ અગ્નિ હોત્રમાં હોમ કર્યો અને સૂર્ય પણ અસ્ત થયો, ને ગાયો ઘેર આવી પણ કચ દેખાતો નથી તેથી હે પિતા! જરૂર એને કોઇએ મારી નાખ્યો હશે. પણ તે વગર હું જીવીશ નહીં, એ મારાં વચન સત્ય જાણજો. તે સાંભળી શુક્રાચાર્ય બોલ્યા કે, કદાચ મરી ગયો હોય તોપણ ફક્ત "અહીં આવ" એટલું કહી હું જીવતો કરી શકું છું. એમ કહી સંજીવિની વિદ્યાનો પ્રયોગ કરીને તેઓએ કચને બોલાવ્યો. એટલે તરતજ વરૂઓના શરીરમાંથી નીકળી જીવતો થઇને કચ તેઓની પાસે આવ્યો, ત્યારે તેને દેવયાનિએ પૂછ્યું કે તમોને આજે કેમ વાર લાગી? કચે કહ્યું કે, હે દેવયાનિ! દર્ભ તથા સમિધ લઇને હું કોઇ વડના ઝાડની છાયા નીચે બેઠો હતો ને ગાયો પણ ત્યાંજ બેઠી હતી. તેવામાં અસુરોએ મને જોઇને પૂછ્યું કે, "તું કોણ છે?" ત્યારે મેં કહ્યું કે

હું બુહસ્પતિનો પુત્ર છું ને મારૂં કચ એવું નામ છે. એટલુંજ હું બોલ્યો કે તરત તેઓએ મને મારી નાખ્યો ને મારા કડકા વરૂઓને નાખી તેઓ ચાલતા થયા. પણ મહાત્મા શુક્રાચાર્યે વિદ્યાએ કરી મને બોલાવ્યો એટલે જીવતો થઇ હું તારી પાસે આવ્યો. વૈશંપાયન કહે છે. એ વાત બન્યા પછી વળી બીજે વખતે દેવયાનિએ કચને ફુલો લેવા વાસ્તે વનમાં મોકલ્યો, તે દૈત્યોના જોવામાં આવ્યાથી ફરી તેઓએ તેને મારી તેનો લોટ કરીને સમુદ્રના જળની સાથે મેળવી નાખ્યો. પછી ઘણો વખત થયો તોપણ કચ આવ્યો નહીં, તે વાત દેવયાનિયે શુક્રાચાર્યને કહી. ત્યારે તેઓએ ફરી વિદ્યાએ કરી કચને હાંક મારી, કે તરત કચ જીવતો થઇને આવ્યો, ને બનેલી સર્વે હકીકત તેણે કહી દેખાડી. એ પ્રમાણે તેને જીવતો થતો જોઈ દૈત્યોએ ત્રીજી વખત તેને મારીને બાળી નાંખ્યો, ને તેની રાખ શુક્રાચાર્યને મદિરાની સાથે પાઈ દીધી. પછી દેવયાનિના જોવામાં કચ આવ્યો નહીં, ત્યારે વળી તેણે પોતાના પિતાને કહ્યું કે, હજી કચ કેમ આવ્યો નહીં ? હે પિતા ! જરૂર તે મરી ગયો અગર તેને કોઇએ મારી નાખ્યો હશે. પણ તે વિના હું જીવીશ નહીં એ હું સત્ય કહું છું, તે સાંભળી શુક્રાચાર્ય બોલ્યા કે હે કન્યા ! જીવતો કરૂં છું તોપણ વારંવાર કચ નાશ પામે છે માટે હું શું કરૂં ? હે દેવયાનિ ! તું શોચ કરીને રડ માં. મારા પ્રભાવથી ત્રણે સંધ્યાની વખતે બધું જગત તને નમે છે, માટે તારા સરખીને મરણ પામેલાનો શોચ કરવો ઘટતો નથી. ત્યારે દેવયાનિએ કહ્યું કે, જેના અત્યંત વૃદ્ધ અંગિરા સરખા તો પિતામહ છે અને અત્યંત તપસ્વી બુહસ્પતિ જેવા જેના પિતા છે, એવા કચનો શોક કરીને હું કેમ ન રડું ? હે તાત ! બ્રહ્મચર્ય પાળનાર, તપરૂપીજ ધનવાળો, અને કામ કરવામાં હમેશ ચતુર એવો કચ મને ઘણો પ્રિય હતો, માટે હું પણ તેનીજ ગતિને પામીશ. વૈશંપાયન કહે છે—એ પ્રમાણે જ્યારે દેવયાનિએ કહ્યું ત્યારે દુઃખી થઈ ક્રોધ કરીને શુક્રાચાર્ય મોટેથી બોલ્યા કે, અરે મારી પાસે આવેલા મારા શિષ્યોને દુઃખ આપીને શું અસુરો મારો પણ દ્વેષ કરે છે ? અને મને કચની રાખ પાઈને મારૂં બ્રહ્મત્વ પણ ટાળવા ઇચ્છે છે ? એમ કહી શુક્રાચાર્યે હળવેથી સંજીવિની વિદ્યાએ કરીને પોતાના પેટમાં કચને બોલાવીને કહ્યું કે, હે બ્રાહ્મણ ! તું કેવી રીતે મારા ઉદરમાં આવીને રહ્યો છું ? તે મને કહે. કચ બોલ્યા કે હે ગુરૂ ! તમારા પ્રસાદ થકી મારી સ્મૃતિ જતી નથી, ને બનેલું વૃત્તાંત મને યાદ છે, જે હું યથાર્થ કહું છું તે સાંભળો. અસુરોએ મને મારીને બાળી નાંખ્યો ને મારૂં ચૂરણ કરીને તમોને મદિરા સાથે પાઇ દીધું પણ બ્રાહ્મી, દૈવી, અને આસુરી, ત્રણે માયાના જાણનારા તમે છો, તેથી દેવતાઓ, અસુરો અને બ્રાહ્મણો તમોને ઉલ્લંઘી શકે એમ નથી. હવે જો તમારૂં ઉદર ભેદીને હું બહાર નીકળું તો મારા તપનો ક્ષય થાય. માટે આ ઉદરમાં ઘોર કલેશ સહન કરૂં છું. એવું સાંભળી શુક્રાચાર્ય દેવયાનિને કહેવા લાગ્યા કે હે પુત્રિ ! હમણાં હું તારૂં શું પ્રિય કરૂં ? જો કચને જીવતો કરીશ તો મારૂં મરણ થશે. કારણ હે દેવયાનિ ! મને ભેદ્યા વગર કચ બહાર આવી શકશે નહીં. પિતાનાં વચન સાંભળી દેવયાનિ બોલી કે, કચના નાશનું દુઃખ મને અગ્નિની પેઠે બાળે છે. તેને જીવતો કરતાં તમારો નાશ થાય એ પણ મારાથી સહન થાય નહીં. તે સાંભળી શુક્રાચાર્ય કચને કહેવા લાગ્યા કે, હે બૃહસ્પતિના પુત્ર ! તારી ઉપર દેવયાનિનો સ્નેહ છે માટે તને હું સંજીવિની વિદ્યા આપું તે તું ગ્રહણ કર. પણ જો તું કચરૂપી ઇન્દ્ર હોય તો તને

પચાવી જાઉં. મારા ઉદરમાંથી ફરીથી જીવતો થઇ કોઇ બહાર નીકળે નહીં, પણ તું બ્રાહ્મણ છે માટે નીકળશે. હવે હું તને સંજીવિની વિદ્યા આપું તે ગ્રહણ કર, ને મારો પુત્ર થઇને વર્ત. મારી વિદ્યા ભણી બહાર નીકળીને મને વિશ્વાસઘાત કરતો માં. વૈશંપાયન કહે છે–પછી ગુરૂ પાસે વિદ્યા ભણી તેમનું ઉદર ભેદીને જેમ પૂર્ણિમાને દિને સૂર્યાસ્તની વખતે ચંદ્ર ઉગે છે તેમ કચ બહાર નીકળ્યો. અને શુક્રાચાર્યને મરી ગએલા જોઇને તેણે વિદ્યાએ કરી તેઓને જીવતા કર્યા ને તે બોલ્યો કે આ શુક્રાચાર્યે મને અમૃત સંજીવિની વિદ્યા જેવી રીતે કહી, તેમ કોઈ બીજો પણ મને જ્ઞાન આપે તેને હું માતા પિતા ગણું ને તેનો ઉપકાર જાણીને તેનો દ્રોહ ન કરૂં. કર્મ, ઉપાસના અને જ્ઞાન કાંડ ભણાવનાર તથા સર્વ વિદ્યામાં કુશળ એવા પૂજવા લાયક ગુરૂનો, તેની પાસેથી ભણીને જે શિષ્યો આદર કરતા નથી, તેઓને વિદ્યાનું ફળ જે પ્રતિષ્ઠા તે મળતી નથી ને તેઓ પાપી લોક પ્રત્યે જાય છે. વૈશંપાયન કહે છે–પછી શુક્રાચાર્યે વિચાર્યું જે, મદિરા સાથે મારા ઉદરમાં કચ આવી ગયો ને તેથી મારે મરવું પડયું, માટે મદિરા પાન અનર્થરૂપ છે. એમ વિચારી બ્રાહ્મણોના કલ્યાણની ઇચ્છા રાખનાર શુક્રાચાર્ય ઉભા થઇ ક્રોધ કરીને બોલ્યા કે, જે બ્રાહ્મણ મંદ બુદ્ધિથી મોહ પામીને હવેથી સુરાપાન કરશે, તે સર્વ ધર્મથી ભ્રષ્ટ અને બ્રહ્મહત્યારો થશે ને તેના આલોક તથા પરલોક બેઉ બગડશે. એવી આ મર્યાદા મેં જે કહી તે સત્ પુરૂષો, બ્રાહ્મણો તથા દેવતાઓએ પાળવી. એમ કહી દૈત્યોને બોલાવીને તેઓએ કહ્યું કે, હે દૈત્યો! તમે કચનો દ્વેષ કરો છો એ તમારી બાળક બુદ્ધિ છે, કારણ કચ તો સંજીવિની વિદ્યા પામીને સિદ્ધ થયો છે. હવે તે મારી પાસે રહેશે, ને તેનો પ્રભાવ પણ મારા સરખો છે એમ જાણજો. એટલાં વચન કહી શુક્રાચાર્ય બોલતા રહી ગયા ને દૈત્યો વિસ્મય પામીને પોતપોતાને સ્થાનકે ગયા. પછી શુક્રાચાર્ય પાસે એક હજાર વર્ષ રહીને તેઓની આજ્ઞા લઇ કચે સ્વર્ગ પ્રત્યે જવાની ઇચ્છા કરી.

गुरोरुष्यसकाशे तु दशवर्षशतानिसः
अनुज्ञातः कचो गंतुं मियषस्त्रिदशालयं ॥

इति श्रीमहाभारत आदिपर्वणि संभवपर्वणि ययात्युपाख्याने गुर्जर-भाषायां षट्सप्ततित्तमोऽध्यायः ॥ ७६ ॥

## અધ્યાય ૭૭ મો. દેવયાનિએ કરેલી પરણવાની માગણી.

वैशंपायन उवाच–समावृतव्रतंतंतु विसृष्टंगुरुणातदा
प्रस्थितंत्रिदशावासं देवयान्यब्रवीदिदं ॥

વૈશંપાયન કહે છે–પછી બ્રહ્મચર્ય વ્રત સમાપ્ત કરી ગુરૂની આજ્ઞા લઇને જ્યારે કચે સ્વર્ગ પ્રત્યે જવાની તૈયારી કરી ત્યારે દેવયાનિ બોલી કે, હે અંગિરા ઋષિના પૌત્ર! વ્રત સુજનતા, વિદ્યા, તપ અને ઇન્દ્રિયોના નિગ્રહે કરીને તમો શોભો છો. જેમ મારા પિતાને તમારા પિતામહ અંગિરા ઋષિ માન્ય છે તેમ તમારા પિતા બૃહસ્પતિ મારે માનવા લાયક થાઓ. હે તપરૂપી ધનવાળા! આટલા દિવસ તમે વ્રત અને નિયમ પાળતા હતા, ત્યારે હું તમારે વિષે જે સ્નેહ રાખતી હતી તે તમે જાણો છો. હવે મંત્ર વિધિએ કરી મારૂં પાણિ-ગ્રહણ કરો. તે સાંભળી કચ બોલ્યો કે, હે દેવયાનિ! જે પ્રમાણે તારા પિતા મારે પૂજવા

લાયક છે તેજ પ્રમાણે મારે તું પણ પૂજ્ય છે. મહાત્મા શુક્રાચાર્યને પ્રાણ થકી પણ તું વહાલી છે, માટે હે કલ્યાણિ ! હે ગુરૂ પુત્રિ ! તું સદા ધર્મથી મારે પૂજવા લાયક છે, વાસ્તે તારે એમ કહેવું યોગ્ય નથી.

દેવયાનિએ કહ્યું કે, તમે અંગિરાના પૌત્ર છો, કંઇ મારા પિતાના પુત્ર નથી, માટે હે બ્રાહ્મણમાં ઉત્તમ ! તમે પણ મારે પૂજ્ય છો. હે કચ ! તમોને અસુરોએ વારંવાર મારી નાખ્યા, પણ મેં તમારા ઉપર પ્રીતિને લીધે મારા પિતાને કહી તમોને જીવતા કરાવ્યા, તે તમે યાદ કરો, અને તમારે વિષે મારી ભક્તિ કેવી છે તે જાણીને હે ધર્મને જાણનારા ! હું નિરપરાધીને ત્યાગ કરવા તમે યોગ્ય નથી. કચ બોલ્યો કે હે સુંદર વ્રતવાળી ! એવું અયોગ્ય કામ કરવા મને ન કહે ને મારા ઉપર પ્રસન્ન થા; કારણ ગુરૂથી પણ તું મારે અધિક માન્ય છે જે શુક્રાચાર્યની તું પુત્રી છે તેનાજ ઉદરમાં હું પણ રહ્યો હતો, તેથી હું તેનો પુત્ર થયો, વાસ્તે ધર્મથી તું મારી બેન છે ! એટલા દિવસ હું અહીં સુખેથી રહ્યો, હવે તારી પાસેથી જવાની હું રજા માગું છું જે મને આપ, અને કોઇ કાળે કંઇ વાતના પ્રસંગમાં પોતાનો ભાઈ જાણીને મને સંભારજે, તથા સાવધાન થઇને મારા ગુરૂની સેવા કરજે. દેવયાનિ બોલી કે, હે કચ ! ધર્મ તથા કામ વાસ્તે મેં તમારી યાચના કરી તોપણ તમો ના પાડો છો, માટે મારા પિતા પાસેથી જે વિદ્યા શિખ્યા છો તે તમોને ફળશે નહીં. કચે કહ્યું કે, તું મારા ગુરૂની પુત્રી છે, તેથી તને ના કહું છું, કંઇ બીજું કારણ નથી. વળી ગુરૂએ પણ મને એવી આજ્ઞા કરી નથી. માટે ભલે તું મને શાપ આપે. હે દેવયાનિ ! ઋષિના કહેલા ધર્મ પ્રમાણે હું બોલ્યો, તેને તેં શાપ આપ્યો એ તને યોગ્ય નથી. એ શાપ વિચાર કર્યા વગર તેં આપ્યો છે, માટે કોઇ ઋષિનો પુત્ર તારૂં પાણિગ્રહણ નહીં કરે. મારી વિદ્યા ફળશે નહીં એમ તેં કહ્યું પણ ભલે તેમ થાઓ. હું જેને એ વિદ્યા ભણાવીશ તેને તો ફળશે ? વૈશંપાયન કહે છે-દેવયાનિને એમ કહીને બ્રાહ્મણમાં શ્રેષ્ઠ એવો કચ ત્રિવિષ્ટપ પ્રત્યે ગયો. તેને જોઇ બૃહસ્પતિનાં વખાણ કરીને ઇંદ્રાદિક દેવતાઓ બોલ્યા કે, પરમ આશ્ચર્યરૂપ અમારા હિતવાળું કર્મ તેં કર્યું માટે તારા યશનો નાશ થશે નહીં ને તને યજ્ઞમાંથી ભાગ મળશે.

यत्त्वयास्मद्धितं कर्म कृतं वै परमाद्भुतं
न ते यशः प्रणशिता भागभाक् चभविष्यसि ॥

इति श्रीमहाभारत आदिपर्वणि संभवपर्वणि ययात्युपाख्याने गुर्जरभाषायांसप्ततित्तमोऽध्यायः ॥ ७७ ॥

---

## અધ્યાય ૭૮ મો. દેવયાનિની શર્મિષ્ઠાપર રીસ.

वैशंपायन उवाच-कृतविद्ये कचे प्राप्ते हृष्टरूपादिवौकसः
कचादधीत्यतां विद्यां कृतार्था भरतर्षभ ॥

વૈશંપાયન કહે છે-હે ભરત કુળમાં શ્રેષ્ઠ ! કચ સંજીવિની વિદ્યા ભણી આવ્યો છે, એમ જાણી દેવતાઓ પ્રસન્ન થઈ તે વિદ્યા તેની પાસેથી ગ્રહણ કરીને કૃતાર્થ થયા. પછી કોઇ કાળે દેવતાઓએ ઇન્દ્રને કહ્યું કે, હાલ તમારે પરાક્રમ કરીને શત્રુઓને મારવાનો

વખત છે. ત્યારે ઠીક એમ કહી ઇન્દ્ર પૃથ્વી ઉપર જ્યાં દેવયાનિ તથા શર્મિષ્ઠા આદિ સર્વ કન્યાઓ કુબેરના બગીચા સરખા વનમાંના કોઇ તળાવમાં ક્રીડા કરતી હતી ત્યાં આવ્યો ને તેઓનાં બધાં વસ્ત્રો તેણે વાયુરૂપ થઇને ભેળાં કરી નાંખ્યાં. પછી જળમાંથી બહાર આવીને તે કન્યાઓ પોતપોતાનાં વસ્ત્રો લેવા લાગી. તેમાં વૃષપર્વા દૈત્યની શર્મિષ્ઠા કન્યાએ અજાણપણામાં શુક્રાચાર્યની પુત્રી દેવયાનિનાં વસ્ત્રો પહેરી લીધાં. તે જોઇને દેવયાનિ બોલી કે, હે અસુરની કન્યા ! શિષ્ય થઇને મારાં વસ્ત્ર તેં કેમ ગ્રહણ કર્યાં ? એ કાંઇ સદાચાર નથી માટે તારૂં સારૂં થશે નહીં. તે સાંભળી શર્મિષ્ટા બોધી કે, તારો પિતા તો જે વખતે મારા પિતા સુતા અગર બેઠા હોય છે, તે વખતે ભાટ ચારણની પેઠે નમ્ર થઇ નીચે ઉભા રહી તેનાં વખાણ કરીને તેની પાસેથી યાચના કરે છે. તેની તું કન્યા છે, અને હું તો તારા પિતાને આશ્રય આપનારની કન્યા છું. હે ભિક્ષુકી ! દરિદ્ર એવી તું જોઇએ તો ક્રોધ કર, છાતી કૂટ, ધુળમાં લોટ, અગર રીસ ચઢાવી પારકું બૂરૂં ઇચ્છ, પણ હું તને ગણકારતી નથી ને તને પહોચું એમ છું. વૈશંપાયન કહે છે–એમ કહીને શર્મિષ્ઠાએ, પોતાને શ્રેષ્ઠ માનનારી અને વસ્ત્રમાં આસક્ત રહેલી દેવયાનિને કૂવામાં નાખી દીધી અને ક્રોધના આવેશમાં તેને પાછી જોયા વગર એ મરી ગઇ, એવો નિશ્ચય કરી પોતાને ઘેર ગઈ. તેટલામાં થાકી ગયા છે ઘોડા તથા સારથિ જેના એવો મૃગયા કરવા નીકળેલો નહુષનો પુત્ર યયાતિ રાજા, પોતાની તૃષા શમાવવા માટે પાણીને ખોળતો થકો ત્યાં આવ્યો. તે કુવામાં અગ્નિની જ્વાળા તથા દેવતા સરખી દેવયાનિને જોઇને બોલ્યો કે, હે કન્યા ! ત્રાંબા સરખા નખવાળી યુવા અવસ્થાને પામેલી, અને મણિના કુંડળે કરી શોભતી એવી તું કોણ છે ? ને આતુર થઇને કેમ રડે છે ? અને આ ખડ તથા વેલાઓથી વીંટાયલા કૂવામાં કેમ પડી છે ? હે રૂડા મધ્યભાગવાળી ! તું કોની પુત્રી છે ? હણાયલા દૈત્યોને જે સંજીવિની વિદ્યાએ કરી જીવતા કરે છે એવા શુક્રાચાર્યની હું કન્યા છું, પણ તેઓને આ વાતની ખબર નથી. હે રાજન ! ત્રાંબા સરખા નખવાળી જેમાં આંગળીઓ છે એવો આ મારો જમણો હાથ ઝાલીને મને બહાર કહાડો. તમે કુળવાન, યશસ્વી, પરાક્રમી અને શાંત બુદ્ધિવાળા છો એમ હું ધારૂં છું. વૈશંપાયન કહે છે પછી યયાતિ રાજાએ, તેને બ્રાહ્મણની કન્યા જાણીને, તેનો જમણો હાથ ઝાલી કૂવામાંથી બહાર કહાડી. પછી તેની રજા લઇને તે પોતા શહેરમાં ગયા. હવે શોકે કરી તપેલી દેવયાનિએ પોતાને ખોળતી એવી પોતાની દાસીને કહ્યું કે, હે દાસી ! તું જલદીથી શહેરમાં જઇને મારા પિતાને આ સર્વ હકીકત કહે. કારણ હું આ વૃષપર્વાના શહેરમાં હાલ જઇશ નહીં. તે સાંભળી શુક્રાચાર્ય પાસે જઇ દાસીએ બધી હકીકત કહી દેખાડી, જે સાંભળીને તેઓ જલદીથી પોતાની કન્યા પાસે વનમાં ગયા, અને તેને ભેટીને દુઃખ પામતા થકા બોલ્યા કે, સર્વ માણસો પોતાના દોષે કરી સુખ દુઃખને પામે છે. તારૂં કંઇ પણ પાપ હશે, જે આ તારા દુઃખ ભોગવવાથી ટળી ગયું. દેવયાનિ બોલી કે, મારૂં પાપ ટળો વા ન ટળો, પણ વૃષપર્વાની પુત્રી શર્મિષ્ટાએ જે મને વચન કહ્યાં છે, તે તમે સાવધાન થઇને સાંભળો. તેણે મને ક્રોધ કરીને કહ્યું કે, " તું મારા પિતાનાં વખાણ કરનાર તથા તેની પાસેથી યાચના કરનારની કન્યા છે, ને હું તો તારા પિતાને આશ્રય આપનારની કન્યા છું. " એવાં કઠોર વચન તેણે મને વારંવાર સંભળાવ્યાં અને પછી મને કૂવામાં નાખી દીધી. શુક્રાચાર્ય

બોલ્યા કે હે દેવયાનિ! વખાણ તથા યાચના કરનારની તું કન્યા નથી. પણ બધાં જેની સ્તુતિ કરે છે ને જે કોઇની પણ સ્તુતિ કરતો નથી, તેની તું કન્યા છે. તર્કમાં પણ આવે નહીં એવા મારા બળને જાણનારા તો વૃષપર્વા, ઇન્દ્ર તથા યયાતિ રાજા છે. સર્વમાં વ્યાપક જે તત્વ છે તેને હું જાણનારો છું. એ પ્રમાણે ખેદને પામેલી અને ક્રોધે કરી પીડાતી એવી દેવયાનિને મનોહર તથા મધુર વચને કરી શુક્રાચાર્ય સાંત્વના કરવા લાગ્યા.

एवं विषादमापन्नां मन्युनासंप्रपीडितां
वचनैर्मधुरैः श्लक्ष्णैः सांत्वयामासतांपिता ॥

इति श्रीमहाभारत आदिपर्वणि संभवपर्वणि ययात्युपाख्याने गुर्जरभाषायां अष्टसप्ततितमोऽध्यायः ॥ ७८ ॥

## અધ્યાય ૭૯ મો. શુક્રનાં નીતિ વચન.

शुक्र उवाच—यः परेषां नरो नित्य मतिवादांस्तितिक्षते
देवयानि विजानीहि तेन सर्व मिदंजितं ॥

શુક્રાચાર્ય કહે છે–હે દેવયાનિ! જે માણસ પારકાઓથી થતી પોતાની નિંદા નિરંતર સહન કરે છે, તેણે સર્વનો જય કર્યો એમ તું જાણ. ઉત્પન્ન થયેલા ક્રોધને જે શમાવે છે, તેજ ઇન્દ્રિયોને નિયમમાં રાખનાર કહેવાય છે. જેમ સર્પ પોતાની જુની ખોળ ઉતારી નાખે છે, તેમ ઉત્પન્ન થયેલા ક્રોધને જે ટાળી નાખે છે તેજ પુરૂષ કહેવાય છે; ને ધર્મ, અર્થ, કામ તથા મોક્ષ, એ ચાર પુરૂષાર્થને પણ તેજ પામે છે. પિતૃયજ્ઞે કરીને સો વર્ષ સુધી દર માસે યજન કરવું તથા ક્રોધ રહિત રેહેવું, એ બેઉમાં ક્રોધ રહિત રેહેવું એ અધિક છે. જે મૂઢ બાળકો વૈર કરે છે તેની સામે ડાહ્યો પુરૂષ વૈર કરતો નથી, કારણ તે બાળકોને જેની સાથે તેઓ વૈર કરે છે તેના બળાબળની ખબર હોતી નથી. દેવયાનિએ કહ્યું કે, હે પિતા! હું બાળક છું તો પણ ધર્મમાં વિરૂદ્ધ આવે તે, તથા પુરૂષના બળાબળને જાણું છું તો તે કેમ ન જાણે? પોતાની મોટાઇ ઇચ્છનારા પુરોહિતે, પોતાને નહીં માનનારા શિષ્યનાં કઠોર વચન સહન કરી તેની પાસે રેહેવું એ મને ગમતું નથી, પોતાના કલ્યાણને ઇચ્છનાર ડાહ્યો પુરૂષ, પોતાની વૃતિ તથા કુંટુંબની નિંદા જે પુરૂષો થકી સાંભળે છે, તેઓની પાસે રેહેતો નથી જે લોકોમાં આપણું સન્માન થતું હોય તેઓની પાસે રહેવું વાજબી છે, જેમ અગ્નિ પેદા કરવા ઇચ્છતો એવો પુરૂષ અરણિના લાકડાને પરસ્પર ઘસે છે, તેમ વૃષપર્વાની પુત્રી શર્મિષ્ટાનાં દુર્વચન મારા હૃદયને પીડે છે. જે ધણી પોતાની લક્ષ્મી ખોઇને શત્રુની વૃદ્ધિ પામેલી લક્ષ્મીનો આશ્રય કરે છે તેને એથી મરણ સારૂ છે એમ વિદ્વાનો કહે છે.

यः सपत्नश्रियं दीप्तां हीनश्रीः पर्युपासते
मरणं शोभनं तस्य इति विद्वज्जना विदुः ॥

इति श्रीमहाभारत आदिपर्वणि संभवपर्वणि ययात्युपाख्याने गुर्जरभाषायां ऊनाशीतितमोऽध्यायः ॥ ७९ ॥

## અધ્યાય ૮૦ મો. જ્ઞાતિ માટે શર્મિષ્ઠાએ સ્વીકારેલું દાસ્ય.

**वैशंपायन उवाच—ततः काव्यो भृगुश्रेष्ठः समन्युरुपगम्य ह**
**वृषपर्वाणमासीनमित्युवाचाविचारयन् ॥**

વૈશંપાયન કહે છે—પછી ક્રોધ કરી ભૃગુ કુળમાં શ્રેષ્ઠ એવા શુક્રાચાર્ય, જ્યાં વૃષપર્વા દૈત્ય બેઠો હતો ત્યાં જઇને કંઇ પણ વિચાર કર્યા વગર બોલ્યા કે, હે રાક્ષસ! શાસ્ત્રની મર્યાદા મૂકીને જે અધર્મથી ચાલે છે તેનું તેજ વખતે કંઈ બૂરૂં થતું નથી, ધીરે ધીરે તેનો સમૂળો નાશ થાય છે. જેમ ભારે અન્ન ખાધામાં આવ્યાથી પેટમાં દુઃખ થાય છે, તેમ કરેલાં પાપથી, પુત્ર, ભાણેજ અગર પોતાને પીડા આવી પડે છે. હે વૃષપર્વા, ધર્મને જાણનારો અને મારી સેવામાં તત્પર એવો કચ, જો કે મારવા લાયક નહીં હતો તોપણ તેં દૈત્યો પાસે તેને મરાવ્યો, વળી તારી પુત્રીએ દેવયાનિને કૂવામાં નાખી દીધી, માટે તારે જાણવું જે દૈત્યો સહિત તને હું ત્યાગ કરીશ; કારણ તારી પાસે રેહેવા હવે હું ખુશી નથી. હે દૈત્ય! તું શું મને મિથ્યા બોલનરો જાણે છે? ને પોતાનો વાંક ઢાંકીને શું મારી ઉપેક્ષા કરે છે. વૃષપર્વા બોલ્યો કે, હે ભાર્ગવ! તમને હું સાચું બોલનારા તથા ધર્મિષ્ટ જાણું છું. તમારે તો અમારા ઉપર પ્રસન્ન રેહેવું. જો તમો અમને મૂકીને જશો તો અમે સમુદ્રમાં ભાગી જઇશું. શુક્રાચાર્ય બોલ્યા કે, જોઇએ તો સમુદ્રમાં જાઓ અગર દિશાઓમાં નાસી જાઓ, પણ દેવયાનિને નહીં ગમે એવી બાબત હું સહન કરીશ નહીં. કારણ તે મને અત્યંત પ્રિય છે, અને મારૂં જીવિત તેને હાથ છે, માટે હવે તો જો તેને તું પ્રસન્ન કરે તોજ હું તારા રૂડા વાસ્તે અહીં રહીશ. વૃષપર્વાએ કહ્યું કે હે ભાર્ગવ. અસુરોની સમૃદ્ધિ હાથી, ગાયો, ઘોડા ઇત્યાદિ જે કંઈ છે તેના, તથા મારા પોતાના સ્વામી તમે છો. શુક્રાચાર્ય બોલ્યા કે, હે મોટા અસુર! તેં કહ્યું તે સર્વે ઠીક, પણ દેવયાનિ પ્રસન્ન થવી જોઇએ. ત્યારે વૃષપર્વાએ કહ્યું કે ઠીક, જેમ દેવયાનિ પ્રસન્ન થશે તેમ હું કરીશ. તે સાંભળી શુક્રાચાર્ય દેવયાનિ પાસે ગયા ને તેને વૃષપર્વાએ આપેલી કબુલાત કહી સંભળાવી. ત્યારે દેવયાનિ બોલી કે હે પિતા! વૃષપર્વા રાજાની સમૃદ્ધિના તમે ધણી છો, એ વાત તમારા કેહેવાથી હું માનું નહીં. જો રાજા પોતે આવીને મને કેહે તો માનું. એ વાત શુક્રાચાર્યે વૃષપર્વાને કેહેવરાવી, ત્યારે તેણે દેવયાનિ પાસે આવીને કહ્યું કે, હે પવિત્ર હાસ્વાળી દેવયાનિ! જે વસ્તુ તને જોઇતી હશે તે જો કે દુર્લભ હશે તોપણ હું તને આપીશ. દેવયાનિ બોલી કે, હજાર દાસીઓ સહિત શર્મિષ્ટા મારી દાસી થઇને રેહે ને જ્યાં મારો પિતા મને પરણાવે ત્યાં મારી સાથે આવે. તે સાંભળી વૃષપર્વાએ દાસીને હુકમ કર્યો કે, તું જલદીથી શર્મિષ્ટાને અહીં તેડી લાવ ને તેને કેહે કે દેવયાનિની મરજી પ્રમાણે વર્તે. ત્યારે તે દાસી શર્મિષ્ટા પાસે જઇને બોલી કે, હે કલ્યાણી! દેવયાનિને તેં દુઃખ આપ્યું તે તેણે પોતાના પિતા શુક્રાચાર્યને કેહેવાથી તેઓ દૈત્યોનો ત્યાગ કરે છે, પણ જો તું હજાર દાસીઓ સહિત દેવયાનિની દાસી થઇને તેની મરજી પ્રમાણે ચાલે તો તેઓ જતા નથી, માટે તારી જ્ઞાતિના સુખ વાસ્તે તારે તેમ કરવું યોગ્ય છે. તે સાંભળી શર્મિષ્ઠા બોલી કે, મારા અપરાધથી શુક્રાચાર્ય તથા દેવયાનિ જતાં હોય, પણ હું દેવયાનિની મરજી પ્રમાણે ચલું તો ન જાય, એમ હોય તો હું તે પ્રમાણે કરવા તૈયાર છું. એમ કહીને હજાર દાસીઓ સાથે લઇ પાલખીમાં બેસીને જલદીથી શહેરની બાહાર દેવયાનિ પાસે શર્મિષ્ઠા ગઇ, ને

બોલી કે, હું હજાર દાસીઓ સહિત તારી સેવા કરનારી છું તથા જે ઠેકાણે તારો પિતા તને આપશે ત્યાં હું પણ આવીશ. તે સાંભળી દેવયાનિએ કહ્યું કે, તારા પિતાની પાસે યાચના કરનારની હું પુત્રી છું તેના તું દાસી કેમ થાય છે ? શર્મિષ્ઠા બોલી કે, હરકોઇ ઉપાયે કરીને પણ જ્ઞાતિનું દુઃખ ટાળવું, એમ વિચારી હું તારી દાસી થઇને તું જ્યાં પરણુશે ત્યાં આવીશ. વૈશમપાયન કહે છે--એ પ્રમાણે વૃષપર્વાની પુત્રિએ કહ્યુ ત્યારે દેવયાનિએ પોતાના પિતાને કહ્યું કે, હે,બ્રાહ્મણમાં શ્રેષ્ઠ ! હે તાત ! હવે હું પ્રસન્ન થઇને શહેરમાં પ્રવેશ કરૂં છું. તમારા જ્ઞાન તથા વિદ્યાનું બળ વ્યર્થ જતું નથી. એ પ્રમાણે જ્યારે પુત્રીએ કહ્યું ત્યારે, બ્રાહ્મણમાં શ્રેષ્ઠ, સર્વ દાનવોએ માનેલા, તથા મોટા યશવાળા શુક્રાચાર્ય પ્રસન્ન થઇને વૃષપર્વાના શહેરમાં પધાર્યા.

**एवमुक्तो दुहित्रा स द्विजश्रेष्ठो महायशा:**
**प्रविवेश पुरंहृष्ट: पूजित: सर्वदानवैः ॥**

**इति श्रीमहाभारत आदिपर्वणि संभवपर्वणि ययात्युपाख्याने गुर्जरभाषायां अशीतित्तमोऽध्यायः ॥ ८० ॥**

## અધ્યાય ૮૧ મો. દેવયાનિ વિવાહ.

**वैशंपायन उवाच—अथ दीर्घस्य कालस्य देवयानी नृपोत्तम**
**वनं तदेव निर्याता क्रीडार्थं वरवर्णिनी ॥**

વૈશંપાયન કહે છે—હે રાજાઓમાં શ્રેષ્ઠ ! પછી ઘણેક કાળે વરવાની જેને ઇચ્છા છે એવી દેવયાનિ, જે વનમાં પૂર્વે શર્મિષ્ઠા સાથે ગઇ હતી તેજ વનમાં ક્રીડા કરવા સારૂ ગઇ. સાથે હજાર દાસીએ સહિત શર્મિષ્ઠા પણ હતી. ત્યાં જઇ તરેહવાર પદાર્થો તથા ફળો ખાતી થકી અને મધુ વૃક્ષની મદિરા પીતી થકી સર્વ કન્યાઓ પ્રસન્ન થઇને પોતાની મરજી પ્રમાણે રમતી હતી. તેટલામાં આગળ પ્રમાણેજ મૃગયા કરવા નીકળેલો તથા થાકી ગયેલો રાજા જળ વાસ્તે તેજ ઠેકાણે અચાનક આવી ચડયો. તે કન્યાઓની વચમાં શર્મિષ્ઠા તથા અત્યંત રૂપવતી દેવયાનિને જોઇએ બોલ્યો કે, એટલી બધી કન્યાઓથી વીંટાયલી તમે બે જણીઓ કોણ છો ? અને તમારાં નામ તથા ગોત્ર કેવાં છે ? તે સાંભળી દેવયાનિ બોલી કે, હે નરાધિપ ! અસુરના ગુરૂ શુક્રાચાર્યની હું કન્યા છું, ને જ્યાં હું જાઉં ત્યાં આવનારી એવી આ મારી દાસી તથા સખી શર્મિષ્ઠા દૈત્યના રાજા વૃષપર્વાની પુત્રી છે. ત્યારે યયાતિ રાજા બોલ્યો કે, વરને વરવા યોગ્ય અને રૂડી ભ્રકુટીવાળી આ વૃષપર્વા રાજાની કન્યા તારી દાસી છે, તે જાણીને મને મોટું આશ્ચર્ય થાય છે. દેવયાનિએ કહ્યું કે, હે નરમાં શ્રેષ્ઠ ! બધા માણસો દૈવને અધીન છે, માટે દૈવની કૃતિથી આ રાજાની કન્યા મારી દાસી થઇ છે. એમ માની તમારે આશ્ચર્ય પામવું નહીં. તમારા રૂપ તથા વેશથી તમે રાજા સરખા લાગો છો, પણ તમારૂં બોલવું બ્રાહ્મણને મળતું છે તેથી તમે કોણ છો ? કયાથી આવેલા છો ? અને કોના પુત્ર છો ? તે મને કહો. તે સાંભળી યયાતિ રાજા બોલ્યો કે, બ્રહ્મચર્ય પાળીને સમગ્ર વેદ મેં સાંભળ્યો છે, તથા હું રાજાનો પુત્ર છું ને મારૂં નામ

યયાતિ છે. દેવયાનિ બોલી કે, આ ઠેકાણે તમે શું મૃગયા કરવા અગર જળમાંથી કમળો લેવા આવ્યા છો ? કે કોઇ બીજા કારણથી ? યયાતિએ કહ્યું કે, મૃગયા કરવા નીકળેલો અને થાકી ગયેલો હું પાણી વાસ્તે અહીં આવ્યો છું. મેં પૂર્વે આ ઠેકાણેજ કૂવામાંથી તારો જમણો હાથ ઝાલીને તને બહાર કહાડી હતી. દેવયાનિ બોલી કે, ત્યારે તો તમારૂં કલ્યાણ થાઓ ને હજાર દાસીઓ તથા શર્મિષ્ઠાએ સહિત હું તમારે આધીન છું, વાસ્તે મારા સ્વામી તથા મિત્ર થાઓ. તે સાંભળી યયાતિ રાજાએ કહ્યું કે, હે શુક્રાચાર્યની કન્યા ! તારૂં કલ્યાણ થાઓ, તારી સાથે મારે વિવાહ કરવો યોગ્ય નથી; કારણ બ્રાહ્મણની પુત્રી ક્ષત્રિયને પરણે એવી રીત નથી. દેવયાનિ બોલી કે, તમારા મૂળ પુરૂરવા બ્રાહ્મણ થકી ઉત્પન્ન થયેલા હતા, તેના વંશમાં તમે ઉત્પન્ન થયા છો તેથી હું તમોને બ્રાહ્મણ માનું છું, માટે મારૂં પાણિગ્રહણ કરો. ત્યારે યયાતિ રાજા બોલ્યો કે હે શ્રેષ્ઠ સ્ત્રી ! ભગવાનના મુખ થકી બ્રાહ્મણો, બાહુમાંથી ક્ષત્રિયો, સાથળમાંથી વૈશ્યો અને ચરણમાંથી શુદ્રો ઉત્પન્ન થયા છે. તેઓના જૂદા જૂદા આચાર તથા ધર્મ છે ને તેમાં બ્રાહ્મણો ઉત્તમ કહેવાય છે. દેવયાનિ બોલી કે, હે નહુષ રાજાના પુત્ર, મારો હાથ તમોએજ ઝાલ્યો છે, માટે હવે બીજાથી કેમ ઝલાય ? વાસ્તે હું તમોનેજ વરૂ છું. યયાતિએ કહ્યું કે, કોપેલા ઝેરી સર્પ તથા પ્રદીપ્ત અગ્નિથી પણ તપસ્વી બ્રાહ્મણ થકી વધારે બીહીવું. દેવયાનિ બોલી કે, હે પુરૂષમાં શ્રેષ્ઠ ! એમ કેમ બોલો છો ? યયાતિએ કહ્યું કે, ઝેરી સર્પ કરડે તો એકનીજ હાની થાય છે અને અગ્નિ પોતાની પાસેનાજ પદાર્થને બાળે છે. પણ તપસ્વી બ્રાહ્મણ જો કોપ્યો તો શહેરો સહિત આખા દેશનો નાશ કરે છે માટે હે કલ્યાણી ! તારા પિતાની રજા વગર હું તને પરણીશ નહીં. દેવયાનિ બોલી કે, ઠીક, મારા પિતા કહેશે તો તો પરણશો. વૈશંપાયન કહે છે કે એમ કહી દેવયાનિએ પોતાના પિતાને સર્વ હકીકત કહેવરાવી. તે સાંભળીને શુક્રાચાર્ય યયાતિ રાજા પાસે આવ્યા. તેઓને જોઈ પ્રણામ કરી તે રાજા હાથ જોડીને ઉભો રહ્યો. પછી દેવયાની બોલી કે હે પિતા ! નહુષના પુત્ર આ રાજાએ સંકટની વેળાએ મારો હાથ ઝાલ્યો હતો, માટે હું તમોને નમ્રતાપૂર્વક કહું છું કે એની સાથે મારૂં લગ્ન કરો બીજા પતિને હું વરીશ નહીં. તે સાંભળી શુક્રાચાર્યે યયાતિને કહ્યું કે હે નહુષના પુત્ર ! હે શૂરવીર ! મને પ્રિય એવી આ કન્યા તને વરી ચુકી છે, માટે હું તને ખુશી થઇને આપું છું, તેને તું ગ્રહણ કર. યયાતિ બોલ્યા કે, હે ભાર્ગવ ! એ કામ કરવામાં મને દોષ ન લાગે એટલું હું માગી લઉં છું. શુક્રાચાર્યે કહ્યું કે, જા તને અધર્મ લાગશે નહીં. વાસ્તે કંઇ પણ ખેદ પામ્યા વગર દેવયાનિ સાથે વિવાહ કરીને ધર્મથી ગૃહસ્થાશ્રમી થા, ને એનામાં ઘણી પ્રીતિ રાખ. વૃષપર્વાની પુત્રી શર્મિષ્ઠા નામે આ કુંવારી કન્યાનું પણ સન્માન કરજે. પરંતુ કોઇ કાળે એ સાથે સંગ કરતો માં. વૈશંપાયન કહે છે, એ પ્રમાણે શુક્રાચાર્યના કહેવાથી યયાતિએ દેવયાનિ સાથે શાસ્ત્રવિધિએ કરી વિવાહ કર્યો. તેને શુક્રાચાર્યે ઘણુંક ધન આપ્યું પછી શર્મિષ્ઠા સહિત દેવયાનિને લઇને શુક્રાચાર્ય તથા દૈત્યોએ જેને માન આપ્યું છે એવો રાજાઓમાં શ્રેષ્ઠ યયાતિ, મહાત્મા શુક્રની આજ્ઞા લઇને પ્રસન્ન થતો થકો પોતાના શહેર પ્રત્યે રવાના થયો.

**संपुजितश्च शुक्रेण दैत्यैश्च नृपसत्तमः**
**जगाम स्वपुरं हृष्टो नुज्ञातो थ महात्मना ॥**

इति श्रीमहाभारत आदिपर्वणि संभवपर्वणि ययात्युपाख्याने गुर्जरभाषायां एकाशीतितमोऽध्यायः ॥ ८१ ॥

## અધ્યાય ૮૨ મો. શર્મિષ્ઠાએ રાજાને ભોળવ્યો.

**वैशंपायन उवाच—ययातिः स्वपुरं प्राप्य महेंद्रपुरसन्निभं**
**प्रविश्यांतःपुरं तत्र देवयानीं न्यवेशयत् ॥**

વૈશંપાયન કહે છે—પછી યયાતિ રાજાએ ઇન્દ્રના શહેર સરખા પોતાના પૂરમાં જઇને દેવયાનિને અંતઃપુરમાં રાખી ને તેના મત લઇ વૃષપર્વાની દીકરી શર્મિષ્ઠાને તેની હજાર દાસીઓ સહિત, તેનો અન્નવસ્ત્રનો બંદોબસ્ત કરીને પોતાના કોઇ બગીચા પાસે નવું ઘર બંધાવીને તેમાં રાખી. પછી તે યયાતિ રાજા દેવયાની સાથે વિહાર કરવા લાગ્યો. કોઇ વખતે દેવયાનિને તેના થકી પહેલો ગર્ભ રહ્યો જે પુત્ર અવતર્યો. તેનું તેઓએ યદુ એવું નામ પાડ્યું. તે વાતને ઘણાં વર્ષ થયા પછી કોઇ કાળે વૃષપર્વાની કન્યા શર્મિષ્ઠા ઋતુ કાળમાં હશે, ત્યારે તેનો વિચાર થયો જે, "મેં હજી પતિ કર્યો નથી. દેવયાનિને પુત્ર પણ ઉત્પન્ન થયો ને મારૂં યૌવન તો વૃથા જાય છે, માટે જેમ દેવયાનિ પોતાની ઇચ્છાથી રાજાને વરી તેમ તેને હું પણ વરૂં. એમ કરીશ તો જરૂર રાજા મારો મનોરથ પૂર્ણ કરશે. પણ એ તો આ વખતે રાજા અહીં આવી નીકળે તેના ઉપર છે." એમ વિચાર કરે છે એટલામાં દૈવયોગથી રાજા જ્યાં શર્મિષ્ઠા રહેતી હતી ત્યાં આવી ચડયો. તેને એકલો જોઇને સુંદર હાસ્યવાળી શર્મિષ્ઠા, તેની પાસે જઇ હાથ જોડીને બોલી કે, હે નહુષના પુત્ર ! મારૂં રૂપ, કુળ અને શીલ તમો હમેશ સારી રીતે જાણો છો, માટે આ ટાણે હું તમારી પાસેથી ઋતુદાનની યાચના કરૂં છું, જે મને પ્રસન્ન થઇને આપો. યયાતિ બોલ્યો કે હે દૈત્યની કન્યા ! તું સર્વ વાતે શુદ્ધ છે એવી મને ખાત્રી છે. તારા રૂપમાં એક સોઇની અણી જેટલી પણ ખામી નથી. પણ જ્યારે દેવયાનિને હું પરણ્યો ત્યારે શુક્રાચાર્યે તારી સાથે સમાગમ કરવા મને મના કરેલી છે. શર્મિષ્ઠા બોલી કે હે રાજન ! હસતાં હસતાં, સ્ત્રી આગળ વિવાહની વખતે, કોઇના પ્રાણ જતા હોય તે કાળે અને કોઇનું સર્વસ્વ જતું હોય ત્યારે, જો જૂઠું બોલાય તો પાપ લાગતું નથી. હે રાજન ! જે વખતે દેવયાનિ તમોને વરી તેજ વખતે મારા મનથી હું તમોને વરી ચૂકી છું. યયાતિ બોલ્યા કે, તે વાત ખરી પણ સર્વ લોકો રાજાના બોલવાને પ્રમાણ માને છે, માટે જો રાજા જુઠું બોલે તો પોતે નાશ પામે છે. વાસ્તે સંકટની વખતે પણ હું જુઠું બોલવા ઇચ્છતો નથી. શર્મિષ્ઠા બોલી કે, દેવયાનિ મારી સખી છે ને તેના તમે પતિ છો, તેથી હું તમોને મારા પતિ માનું છું, માટે મારી ઇચ્છા પૂરી કરો. યયાતિએ કહ્યું કે હે શર્મિષ્ઠા ! મારૂં એવું વ્રત છે કે, જે કોઇ મારી પાસેથી કંઇ માગે છે તે હું તેને આપું છું. વાસ્તે કહે એ સિવાય તારી શું ઇચ્છા છે ? શર્મિષ્ઠા બોલી કે, તમારા થકી હું પુત્રવતી થઇને ઉત્તમ ધર્મ પાળું તેમ કરો, એજ મારી ઇચ્છા છે. કદાચ તમે કહેશો કે, "તારે ધર્માચરણ કરવું હોય તો તારો બાપ રાજા છે. તેની પાસેથી ધન લઇને કર ને ઉત્તમ ગતિને પામ;" તો હે નૃપ ! સ્ત્રી, ગુલામ અને પુત્ર, એ ત્રણે સદા નિર્ધન છે, કારણ તેઓને જે મળે

છે તેના ઉપર જેઓનાં તેઓ છે તેનીજ સત્તા છે, માટે તમે મને દેવયાનિની પેઠે આધીન જાણીને મારી કામના પુરી કરો. વૈશંપાયન કહે છે—શર્મિષ્ટાના એવાં વચન સાંભળી રાજાએ ધર્મ જાણીને તેની ઇચ્છા પ્રમાણે તેની સાથે સમાગમ કર્યો. પછી તે બેઉ જણાં એક બીજા ઉપર પ્રસન્ન થઇને પોતપોતાને ઘેર ગયાં. તે સમાગમથી શર્મિષ્ટાને પ્રથમ ગર્ભ રહ્યો. હે રાજન ! પછી વખતસર કમળ સરખાં નેત્રવાળી શર્મિષ્ટાએ, દેવતાના ગર્ભ જેવો શોભાયમાન અને કમળ સરખાં નેત્રવાળો પુત્ર ઉત્પન્ન કર્યો.

प्रजज्ञे च ततः काले राजन् राजीवलोचना
कुमारं देवगर्भाभं राजीवनीललोचनम ॥

इति श्रीमहाभारत आदिपर्वणि संभवपर्वणि ययात्युपाख्याने गुर्जरभाषायां द्व्यशीतितमोऽध्यायः ॥ ८३ ॥



## અધ્યાય ૮૩ મો. શુક્રે યયાતિને દીધેલો શાપ.

वैशंपायन उवाच—श्रुत्वा कुमारं जातं तु देवयानीशुचिस्मिता
चिंतयामास दुःखार्ता शर्मिष्ठां प्रतिभारत ॥

વૈસંપાયન કહે છે—હે ભરતકુળમાં ઉત્પન્ન થયેલા ! પછી પવિત્ર હાસ્યવાળી દેવયાનિ શર્મિષ્ટાએ પુત્ર પ્રસવ્યો તે સાંભળીને દુઃખ પામતી થકી વિચાર કરવા લાગી; અને તેની પાસે જઇ બોલી કે હે રૂડી ભ્રકુટીવાળી ! કામમાં આસક્ત થઇને તેં આ પાપ કેમ કર્યું ? શર્મિષ્ટા બોલી કે, કોઇ ધર્માત્મા તથા વેદ જાણનારો ઋષિ આવ્યો હતો, તેણે મારા માગવાથી મારી સાથે સમાગમ કર્યો, જેથી આ પુત્ર થયો છે, એ હું સત્ય કહું છું. તે સાંભળી દેવયાનિએ કહ્યું કે હે શર્મિષ્ટા ! એમ હોય તો ઠીક; પણ તે ઋષિનું ગોત્ર, નામ તથા કુળ હું જાણવા ઇચ્છું છું. શર્મિષ્ટા, બોલી કે હે પવિત્ર હાસ્યવાળી ! તે ઋષિને તપ અને તેજથી સૂર્ય સરખા તેજવાળા જોઇને મારાથી કંઇ પૂછાયું નહીં. દેવયાનિએ કહ્યું કે હે શર્મિષ્ટા ! એમ હોય તો મને તારી ઉપર કંઇ રીસ નથી. વૈશંપાયન કહે છે—પછી તે બેઉ જણીઓ પરસ્પર હસી; અને શર્મિષ્ટાનું બોલવું સાચું માનીને દેવયાનિ પોતાને ઘેર ગઇ. ત્યાર પછી દેવયાનિ વિષે રાજા થકી બીજો તુર્વસુ નામે પુત્ર થયો, અને શર્મિષ્ટાને વિષે બીજા બે પુત્રો અનુ તથા પૂરૂ નામે થયા. શર્મિષ્ટાના પ્રથમ પુત્રનું નામ દ્રહ્યું એવું હતું. પછી કોઇ વખતે યયાતિ રાજા સાથે સુંદર હાસ્યવાળી તે દેવયાનિ, જે બગીચા પાસે શર્મિષ્ટા રહેતી હતી તેમાં ફરવા ગઇ. ત્યાં દેવતા સરખા રૂપવાળા બાળકો સુખે કરી રમતા હતા, તે જોઇ વિસ્મય થઇને બોલી કે, હે રાજન ! દેવતાના પુત્ર જેવા આ સુંદર બાળકો કોના છે ? રૂપ તથા તેજે કરી મને તમારા જેવા લાગે છે. વૈશંપાયન કહે છે—એ પ્રમાણે રાજાને પૂછીને તેણે છોકરાઓને પૂછ્યું કે, હે બાળકો ! તમારાં નામ શું ? અને તમારા પિતા કોણ છે ? તે મને યથાર્થ કહો. ત્યારે બાળકોએ પોતાની આંગળીઓએ કરી રાજાને બતાવ્યો, ને કહ્યું કે અમારી મા શર્મિષ્ટા છે. એમ કહી તેઓ રાજાની પાસે આવ્યા, પણ દેવયાનિના ભયથી તેઓને રાજાએ બોલાવ્યા નહીં. તેથી તેઓ રોતા રોતા

પોતાની મા શર્મિષ્ટા પાસે ગયા. પછી રાજા પણ લજ્જા પામ્યો. એ પ્રમાણે બાળકોનો રાજા પ્રત્યે સ્નેહ જોઇને દેવયાનિએ ધાર્યું કે, એ રાજા થકીજ ઉત્પન્ન થયેલા છે. એમ વિચારી શર્મિષ્ટા પાસે જઈ તે બોલી કે હે દાસી ! મારી તાબેદારીમાં રહીને તે મારૂં અપ્રિય કેમ કર્યું ? શું તું મારાથી બીહીતી નથી. શર્મિષ્ટા બોલી કે હે સુંદર હાસ્યવાળી ! મેં તને કહ્યું હતું કે મેં ઋષિ થકી પુત્ર ઉત્પન્ન કર્યા છે, તે મેં ખરૂંજ કહ્યું છે, તેથી ન્યાય તથા ધર્મથી ચાલનારી હું તારાથી બીહીતી નથી. જ્યારે તું એ રાજાને વરી ત્યારે હું પણ વરી છું, કારણ જે મારી સખીનો સ્વામિ તું બ્રાહ્મણની પુત્રી, ને વળી મારાથી મોટી, તેથી મારે માન્ય છે, ત્યારે તારા જેવીને પૂજવા લાયક જે રાજા, તે મારે તો અતિશય પૂજવા લાયક છે, શું તું જાણતી નથી ? વૈશંપાયન કહે છે—તે સાંભળી દેવયાનિએ રાજાને કહ્યું કે હે રાજન ! તમે મારૂં અપ્રિય કર્યું માટે હવે હું તમારી પાસે રહીશ નહીં એમ કહી રોતાં રોતાં તેણે પોતાના બાપના શહેર ભણી જવા માંડ્યું. તેને રાજાએ ખૂબ સમજાવી પણ તેણે માન્યું નહીં ત્યારે રાજા તેની પછવાડે ગયો. પછી દેવયાનિ પોતાના પિતા પાસે જઈ પ્રણામ કરીને ઉભી રહી. એટલામાં રાજા પણ આવી પહોંચ્યો ને શુક્રાચાર્યને સમજાવવા લાગ્યો. ત્યારે દેવયાનિ બોલી કે હે પિતા ! આ તો અવળું થવા લાગ્યું, નીચની ચડતી, ને ઉત્તમની હાનિ થઇ. કારણ શર્મિષ્ટાને વિષે રાજાએ ત્રણ પુત્રો, ને મારે વિષે બે પુત્રો ઉત્પન્ન કર્યા માટે હે પિતા ! આ યયાતિ રાજા ધર્મને જાણનારો એમ લોકો માને છે, પણ એણે મર્યાદા મૂકી દીધી છે. તે સાંભળી શુક્રાચાર્ય રાજા ઉપર ગુસ્સે થઇ બોલ્યા કે હે મહારાજા ! તું ધર્મજ્ઞ થઇ અધર્મને વિષે વર્ત્યો, માટે થોડા કાળમાં દુઃખરૂપ એવી વૃદ્ધાવસ્થા તેને પ્રાપ્ત થશે. ત્યારે યયાતિ બોલ્યો કે હે શુક્રાચાર્ય ! વૃષપર્વાની કન્યા શર્મિષ્ટાએ મારી પાસેથી ઋતુદાનની યાચના કરી ત્યારે મેં તેને આપ્યું, એ મેં ધર્મનું કામ કર્યું છે, કારણ હે બ્રહ્મન્ ! બ્રહ્મવાદી બ્રાહ્મણોનો મત છે કે, જો પોતાની સ્ત્રીએ ઋતુદાનની યાચના કરી હોય, ને પુરૂષ, જો તેને આપે નહીં તો તે ગર્ભ હત્યારો કહેવાય છે. હે શુક્રાચાર્ય ! એ કારણ જોઇ અધર્મના ભયથી બીહીને મેં શર્મિષ્ટાનો સમાગમ કર્યો. શુક્રાચાર્ય બોલ્યા કે હે રાજન ! તું મારે આધીન હતો, માટે જો એ ધર્મ હતો તોપણ મને પૂછવું હતું. પણ આ તો મને પૂછ્યા વગર કર્યું, તે ચોરી કર્યા બરાબર છે. વૈશંપાયન કહે છે પછી શુક્રાચાર્યે આપેલા શાપથી રાજાની જુવાન અવસ્થા જતી રહી, ને તે તરત વૃદ્ધ અવસ્થાને પામ્યો. ત્યારે યયાતિ બોલ્યો કે, હે બ્રહ્મન ! હજી હું દેવયાનિ વિષે તૃપ્ત થયો નથી, માટે મારી ઉપર પ્રસન્ન થઇને મારી વૃદ્ધ અવસ્થા ટળી જાય તેમ કરો. શુક્રાચાર્ય બોલ્યા કે, મારૂં બોલવું તો મિથ્યા થશે નહીં. પણ જો હજી તને કામની ઇચ્છા મારા પુત્ર હોય તો, તું એ જરા બીજાને આપી શકશે. યયાતિ બોલ્યો કે, હે બ્રહ્મન ! મારી જરા વગર કોઇ લે તેમ નથી. માટે જો તેઓમાંનો જે કોઇ જરા લેશે તેને હું મારા રાજ્યનો અભિષેક કરીશ, તેમાં મને પાપ લાગવું ન જોઇએ. શુક્ર બોલ્યા કે હે નહુષના પુત્ર ! ભક્તિથી મારૂં ધ્યાન કરીશ તો સેહેલથી તું તારા પુત્રને જરા આપી શકીશ, ને તે લેનાર પુત્ર કદાચ નાનો હશે તેને તું રાજ્ય આપીશ, તો તેનું તને પાપ પણ લાગશે નહીં. જા, હું પણ કહું છું કે, જે પુત્ર તને પોતાની અવસ્થા આપશે તે રાજા થશે, ને તે આયુષ્માન, કીર્તિમાન અને ઘણી પ્રજાવાળો થશે.

**वयो दास्यति ते पुत्रो यः सराजा भविष्यति**
**आयुष्यमान्कीर्तिमांश्चैव बह्वपत्यस्तथैवच ॥**

**इति श्रीमहाभारत आदिपर्वणि संभवपर्वणि ययात्युपाख्याने गुर्जरभाषायां त्र्यशीतितमोऽध्यायः ॥ ८३ ॥**



## અધ્યાય ૮૪ મો. યયાતિએ જરા લેવા પુત્રોને કરેલી યાચના.

**वैशंपायन उवाच—जरां प्राप्य ययातिस्तु स्वपुरं प्राप्य चैवहि**
**पुत्रं ज्येष्ठं वरिष्ठं च यदुमित्यब्रवीद्वचः ॥**

વૈશંપાયન કહે છે—એ પ્રમાણે જરા અવસ્થા પામીને યયાતિ રાજા, પોતાના શેહેરમાં જઇ પોતાના શ્રેષ્ઠ અને મોટા પુત્ર યદુને આ પ્રમાણે કહેવા લાગ્યો. હે પુત્ર! શુક્રાચાર્યના શાપે કરી મને જરા પ્રાપ્ત થવાથી મારા શરીરમાં કરચલી પડી ગઇ, તથા મારા કેશ ધોળા થઇ ગયા છે, પણ હજી હું કામથી તૃપ્ત થયો નથી. માટે હે યદુ! તું મારી જરા ગ્રહણ કરીને તારી યુવા અવસ્થા મને આપ, જેથી હું વિષયોનું સુખ ભોગવું; ને એક હજાર વર્ષ પૂરાં થશે ત્યારે તારી યુવા અવસ્થા તને આપીને હું મારી જરા પાછી લઇશ. યદુએ કહ્યું કે, જરા અવસ્થામાં ખાધેલું અન્ન બરાબર પચતું નથી, ઘણા રોગો થાય છે, ડાઢી મૂછના કેશ સફેદ થઇ જાય છે, શરીર દુર્બળ થાય છે, કંઇ પણ કામ થઇ શકતું નથી, અને જુવાન સ્ત્રીઓ તથા ઘરનાં માણસો તિરસ્કાર કરે છે, માટે તે મને જોઇતી નથી. હે રાજન! મારાથી તમોને વધારે વહાલા બીજા પુત્રો છે, માટે તેઓને તમારી જરા લેવાની આજ્ઞા કરો. યયાતિ બોલ્યો કે, મારા હૃદય થકી ઉત્પન્ન થઇને તારી નવી અવસ્થા મને નથી આપતો માટે હે પુત્ર! તારી પ્રજા રાજ્ય ભોગવશે નહીં. પછી રાજાએ જે પ્રમાણે તેને કહ્યું હતું, તેજ પ્રમાણે પોતાના તુર્વસુ નામના પુત્રને પોતાની જરા લેવા કહ્યું ત્યારે તે બોલ્યો કે હે પિતા! વિષયોનું સુખ, બળ, રૂપ, બુદ્ધિ તથા પ્રાણ એ સર્વનો નાશ કરનારી જરા છે, તેની હું ઇચ્છા રાખતો નથી. ત્યારે યયાતિએ તેને શાપ આપ્યો જે, તેં મારૂં માન્યું નહીં, માટે તારી પ્રજા નાશ પામશે; અને ખરાબ આચરણ કરનાર, માંસ ખાનાર તથા પશુ જેવા પાપીષ્ટ મ્લેચ્છોનો તું રાજા થઇશ. વૈશંપાયન કહે છે કે એ પ્રમાણે તુર્વસુને શાપ આપીને, યયાતિ રાજાએ શર્મિષ્ટાના દ્રુહ્યુ નામના પુત્રને પોતાની જરા લેવા માટે કહ્યું. ત્યારે તે બોલ્યો કે, જરા અવસ્થામાં હાથી, રથ, ઘોડા, તથા સ્ત્રી ભોગવી શકાતાં નથી, અને વાણી પણ સ્પષ્ટ બોલાતી નથી, માટે હું તે લેવા માગતો નથી. તે સાંભળી યયાતિ બોલ્યો કે, તું મારી આજ્ઞા પાળતો નથી, વાસ્તે તારી મનકામના પૂરી થશે નહિ. જ્યાં ઘોડા, હાથી, બળદો, ગધેડાં, બકરા ઇત્યાદિ પશુઓ જઇ શકતાં નથી, ને ફક્ત હોડીમાં બેસીનેજ જવાય છે, એવાં સ્થાનકને તારા વંશ સહિત તું પામીશ, ને તારૂં ભોજ એવું નામ પડશે. પછી રાજાએ પોતાના પુત્ર અનુને પણ એજ રીતે પોતાની જરા લેવા કહ્યું. ત્યારે તેણે પણ કહ્યું કે, બાળકની પેઠે, જરાને પામેલો પુરૂષ કોઇ આપે ત્યારે ખાય, તથા તેનાથી અગ્નિમાં વખતસર હોમ થઇ શકે નહીં. એવી જરા મને નથી જોઇતી. એવું સાંભળી યયાતિ બોલ્યો કે હે પુત્ર! તું પણ મારૂં કહ્યું કરતો

નથી માટે તારી પ્રજા જુવાનીમાં નાશ પામશે. એમ કહી યયાતિ સર્વથી નાના પુત્ર પૂરૂ પ્રત્યે બોલ્યો કે હે પુત્ર! તું મને બહુ પ્રિય છે, વાસ્તે મારી જરા લઇને તારી જુવાની મને આપ, જેથી હું વિષયો ભોગવું. વૈશંપાયન કહે છે—એવાં પોતાના પિતાનાં વચન સાંભળી પૂરૂ બોલ્યો કે હે મહારાજ! જેવી રીતે તમે કહો છો તેમ કરવા હું તૈયાર છું. તે સાંભળી પ્રસન્ન થઇને યયાતિએ કહ્યું કે હે પૂરૂ! તારા રાજ્યમાં તારી પ્રજાની સર્વ કામના પૂરી થશે, એમ કહી શુક્રાચાર્યનું સ્મરણ કરી મોટા તપવાળા યયાતિ રાજાએ તે મહાત્મા પૂરૂને પોતાની અવસ્થા આપી.

एवमुक्त्वा ययातिस्तु स्मृत्वा काव्यं माहातपा
संक्रामयामास जरां तदापूरौ महात्मनि ॥

इति श्रीमहाभारत आदिपर्वणि संभवपर्वणि ययात्युपाख्याने गुर्जर-भाषायां चतुरशीतितमोऽध्यायः ॥ ८४ ॥

## અધ્યાય ૮૫ મો. તૃષ્ણા તૃપ્ત થતી નથી.

वैशंपायन उवाच—पौरवेणाथ वयसा ययातिर्नहुषात्मजः
प्रीतियुक्तो नृपश्रेष्ठश्चचार विषयान् प्रियान् ॥

વૈશંપાયન કહે છે—પછી રાજાઓમાં શ્રેષ્ઠ એવો નહુષનો પુત્ર યયાતિ, પૂરૂની અવસ્થાએ કરી પ્રસન્ન થઇને પોતાને ગમતા વિષયો ભોગવવા લાગ્યો. અને યજ્ઞોએ કરી દેવતાઓને, શ્રાધ્ધે કરી પિતૃઓને, દયાએ કરી ગરીબોને તથા અન્નપાને કરી અતિથિઓને તૃપ્ત કરતો; તથા ચોરોનો નાશ કરીને ઇન્દ્રની પેઠે ધર્મથી સર્વ પ્રજાનું પાલન કરતો હતો. કોઇ વખતે તે ઇન્દ્રના બગીચામાં તથા કુબેરની પૂરીમાં જઇને વિશ્વાચી અપ્સરા સાથે પણ વિહાર કરતો, એ પ્રમાણે વિષય સુખ ભોગવતાં જ્યારે હજાર વર્ષો વીતી ગયાં, ત્યારે "મારો ધારેલો વખત પૂરો થયો" એમ વિચારી તે ધર્માત્મા યયાતિ રાજા પોતાના પૂરૂ પુત્રને કહેવા લાગ્યો કે, હે શત્રુને દમન કરનારા મારા પુત્ર! તારી જુવાનીએ કરી મેં મારી ઇચ્છા પ્રમાણે વિષયો ભોગવ્યા: પણ તેથી કામની શાંતિ થવાને બદલે, જેમ ઘી હોમવાથી અગ્નિની વૃદ્ધિ થાય તેમ વૃદ્ધિ થાય છે. પૃથ્વીના સર્વ પદાર્થો પ્રાપ્ત થાય, તોપણ દુર્બુદ્ધિવાળા પુરૂષોની તૃષ્ણા પૂરી થતી નથી. શરીર જીર્ણ થાય છે તોપણ તૃષ્ણા જીર્ણ થતી નથી ને પ્રાણ જાય ત્યાં સૂધી જતી પણ નથી; માટે તેનો ત્યાગ કરનારનેજ સુખ થાય છે. મેં પૂરાં એક હજાર વર્ષ સૂધી વિષય સુખ ભોગવ્યું, તોપણ હજી તેમાંથી હું તૃપ્ત થયો નથી. વાસ્તે એવી દુઃખરૂપ તૃષ્ણાનો ત્યાગ કરી, બ્રહ્મને વિષે મારૂં મન જોડી, સુખ દુઃખને સમાન ગણી, અને મમતા મૂકીને હું વનમાં મૃગોની સાથે ફરીશ. હે પૂરૂ! તારૂં કલ્યાણ થાઓ, તારી ઉપર હું પ્રસન્ન થયો છું. આ તારી જુવાની તું પાછી ગ્રહણ કર, અને આ રાજ્ય ભોગવ, કારણ મારૂં પ્રિય કરનાર પુત્ર તુંજ છે. વૈશંપાયન કહે છે કે, એમ કહી યયાતિએ પોતાની જરા લઇને પૂરૂને તેની જુવાની આપી. પછી પૂરૂને રાજા રાજ્યનો અભિષેક કરે છે, એવું સાંભળીને બ્રાહ્મણાદિ ચારે વર્ણો રાજા પાસે આવીને કહેવા લાગ્યા કે, હે રાજન! શુક્રાચાર્યનો દૌહિત્ર યદુ જે તમારો મોટો પુત્ર છે, તેને તથા

તેથી નાના બીજા ત્રણ પુત્રોને, અને સર્વથી નાના પૂરૂને તમે રાજ્ય કેમ આપો છો ? તે અમને કહો ? યયાતિ બોલ્યો કે, હે બ્રાહ્મણાદિ ચારે વર્ણો, મોટા પુત્રોને મૂકીને સઉથી નાના પૂરૂને હું રાજ્ય આપું છું, તેનું કારણ એ છે જે, મોટાઓએ મારી આજ્ઞા માની નહીં. માતાપિતાને જે પુત્રો પ્રતિકૂળ હોય છે તે પુત્ર કહેવાતા નથી. પૂરૂએ મારૂં વચન માનીને મારી જરા ગ્રહણ કરી, તેથી એ જો કે નાનો છે તોપણ રાજ્યને લાયક છે. વળી શુક્રાચાર્યે પણ મને કહ્યું છે કે, "જે તારી આજ્ઞા માને તેને રાજ્ય આપજે." તે સાંભળી બધી પ્રજા બોલી કે ઠીક, એ પ્રમાણે હોય તો પૂરૂ રાજ્યને લાયક છે. વૈશંપાયન કહે છે એવી રીતે પ્રજા પણ પ્રસન્ન થઈ ત્યારે યયાતિએ પૂરૂને રાજ્ય આપ્યું. હે જનમેજય ! પછી યદુના યાદવો, તુર્વસુના યવનો, દ્રુહ્યુના ભોજ તથા અનુના મ્લેચ્છો થયા. અને હે પૃથ્વીપતિ ! હજારો વર્ષ આ રાજ્ય ભોગવવા વાસ્તે પૂરૂનો પૌરવ વંશ થયો, જેમાં તું ઉત્પન્ન થયો છે.

पुरोस्तु पौरवो वंशो यत्र जातोसि पींथव
इदंवर्षसहस्राणि राज्यं कारयितुं वशी ॥

इति श्रीमहाभारत आदिपर्वणि संभवपर्वणि ययात्युपाख्याने पूर्वयायातसमाप्तौ गुर्जरभाषायां पंचाशीतितमोऽध्यायः ॥ ८५ ॥



## અધ્યાય ૮૬ મો. યયાતિનો સ્વર્ગવાસ.

वैशंपायन उवाच--एवंसनाहुषोराजा ययातिःपुत्रमीप्सितं
राज्येभिषिच्यमुदितो वानप्रस्थोभवन्मुनिः ॥

વૈશંપાયન કહે છે--હવે એ પ્રમાણે પોતાના પ્રિય પુત્ર પૂરૂને રાજ્યનો અભિષેક કર્યાં પછી, પ્રસન્ન થઈને મુનિ એવો યયાતિ રાજા, વાનપ્રસ્થ ધર્મ પાળવા સારૂ વનમાં ચાલી નીકળ્યો. ત્યાં ક્રોધને જીતીને તે વિધિ પ્રમાણે અગ્નિમાં હોમ કરતો, તથા અતિથિઓનું સન્માન રાખી વનમાં ધાન્યો વીણીને પોતાનું ગુજરાન ચલાવતો હતો. એવી સ્થિતિમાં તેણે ઘણાં વર્ષો કહાડયાં. પછી મૌનવ્રત ધારણ કરીને ત્રીશ વર્ષ સુધી તે પાણીના આધારેજ રહ્યો. ત્યાર પછી એક વર્ષ પર્યંત તેણે પંચાગ્નિ સાધ્યો, પછી છ મહિના સુધી વાયુનું ભક્ષણ કરી, એક પગે ઉભો રહી, તે રૂડી કીર્તિવાળો યયાતિ પોતાના યશને ચોફેર વિસ્તારીને સ્વર્ગમાં ગયો.

एकपादः स्थितश्चासीत् षण्मासानानिलाशनः
पुण्यकीर्तिस्ततः स्वर्गं जगामावृत्यरोदसी ॥

इति श्रीमहाभारत आदिपर्वणि संभवपर्वणि उत्तरयायाते गुर्जरभाषायां षडशीतितमोऽध्यायः ॥ ८६ ॥

## અધ્યાય ૮૭ મો. શીલગુણની મહત્તા.

वैशंपायन उवाच—स्वर्गतः स तु राजेंद्रो निवसन्देववेश्मनि
पूजितस्त्रिदशैः साध्यै मरुद्भिर्वसुभिस्तथा ॥

વૈશંપાયન કહે છે—ત્યાં સ્વર્ગમાં સર્વ દેવતાઓથી સન્માન પામીને યયાતિ રાજા તેઓના ઘરમાં રહ્યો. ત્યાંથી તે બ્રહ્મ લોકમાં પણ જતો. કોઇ વખત તે રાજા ઇન્દ્રની પાસે આવ્યો. તેને વાતના પ્રસંગમાં ઇન્દ્રે પૂછ્યું કે, હે રાજન! તારા પૂરૂ નામના પુત્રે તારી જરા અવસ્થા ગ્રહણ કરી, તેથી તેને તેં રાજ્ય આપ્યું. પછી તેને કેવી શિખામણો આપી તે મને યથાર્થ કહે. યયાતિ બોલ્યો કે, હે ઇન્દ્ર! ગંગા અને યમુના વચ્ચેનો દેશ તેને આપ્યો, ને તેના ભાઇઓને મ્લેચ્છ દેશોના અધિપતિ કર્યા. પછી પૂરૂને મેં આવી શિક્ષા આપી કે, ક્રોધી પુરૂષથી જેને ક્રોધ નથી એવો પુરૂષ શ્રેષ્ઠ કહેવાય છે. જે સહન કરી શકતો નથી તે કરતાં સહન કરનાર ઉત્તમ ગણાય છે. પશ્વાદિકથી મનુષ્યો શ્રેષ્ઠ, અને મૂર્ખથી વિદ્વાન શ્રેષ્ઠ કહેવાય છે. હે પુત્ર! કોઇ માઠું વચન કહે તેને પાછું માઠું વચન કહેવાને બદલે, તેનું કહેલું વચન જે સહન કરે છે, તે સહન કરનારના મનમાં રહેલા ક્રોધથી તે માઠું કહેનારનું બૂરૂં થાય છે, તથા તેનું પુણ્ય તે સહન કરનારને મળે છે. ડાહ્યો પુરૂષ કોઇને ખૂંચે એવું વચન બોલતો નથી. જે પુરૂષ પોતાની વાણીરૂપી કાંટાએ કરી સર્વ મનુષ્યોને પીડે છે, તેની સાથે સોબત કરનારની લક્ષ્મી નાશ પામે છે; વાસ્તે એવા ક્રૂર પુરૂષનું દર્શન પણ કરવું નહીં. જે પુરૂષ રૂડી રીતે વર્તે છે, તેને સત્પુરૂષો વખાણે છે ને તેને સંકટને વખતે મદદ કરે છે. રૂડે રસ્તે ચાલનાર પુરૂષે પોતાની કોઈ લુચ્ચા પુરૂષોથી થતી ખરાબ વાતો સહન કરવી. દુર્જનના મુખમાંથી વાણીરૂપી બાણોજ નીકળે છે, જેના વાગવાથી માણસ રાત્ર દિવસ શોક કર્યા કરે છે, માટે વિદ્વાન પુરૂષે એવાં વાણીરૂપી બાણો મોડામાંથી કહાડવાં નહી. પ્રાણિ માત્રને વિષે દયા રાખવી, તેઓની સાથે સ્નેહ રાખવો, તેઓનું પોતાથી બને તેટલું રૂડું કરવું તથા તેઓને મીઠી વાણીથી બોલાવવાં, એથી સર્વાંતર્યામી પરમેશ્વર જેવા પ્રસન્ન થાય છે, તેવા બીજા કોઇ પણ પ્રકારે કરી થતા નથી. માટે હે પુત્ર! સદા પારકાને સુખ થાય તેવાં મીઠાં વચન બોલવાં પણ કોઇ કાળે કઠોર વચન બોલવાં નહીં. પોતાના વડીલ તથા પોતાને સારો રસ્તો બતાવનારનો દાન માને કરી સત્કાર કરવો, પણ કોઇ વખત તેઓની પાસેથી યાચના કરવી નહીં.

तस्मात्सांत्वं सदा वाच्यं नवाच्यं परुषं क्वचित्
पूज्यान्संपूजयेद्दद्यात् न च याचेत्कदाचन ॥

इति श्रीमहाभारत आदिपर्वणि संभवपर्वणि उत्तरयायाते गुर्जरभाषायां सप्ताशीतितमोऽध्यायः ॥ ८७ ॥

## અધ્યાય ૮૮ મો. ઇન્દ્ર અને યયાતિ.

इंद्र उवाच—सर्वाणि कर्माणि समाप्य राजन् गृहं परित्यज्य वनंगतोसि
तत्त्वां पृच्छामि नहुषस्यपुत्र केनासि तुल्यस्तपसा ययाते ॥

ઇન્દ્ર કહે છે—હે નહુષના પુત્ર યયાતિ રાજા ! સર્વ કર્મો સમાપ્ત કરી ઘરનો ત્યાગ કરીને તું વનમાં ગયો હતો, ત્યાં તેં કોના સરખું તપ કર્યું ? તે હું તને પૂછું છું. યયાતિ બોલ્યો કે હે ઇન્દ્ર ! મારા સરખું તપ કરનાર દેવ, મનુષ્ય, ગંધર્વ તથા મહર્ષિઓમાં હું કોઇને જોતો નથી. ઇન્દ્રે કહ્યું કે હે રાજન ! આ તો દેવાદિકનો પ્રભાવ જાણ્યા વગર, તેઓને તારા કરતાં ઓછા તપવાળા માનીને તેં તેઓનો તિરસ્કાર કર્યો, માટે આ લોકમાં હવે તું રહી શકીશ નહીં, ને તારે પૃથ્વીમાં રહેવું પડશે; કારણ એમ કરવાથી તારૂં પુણ્ય ક્ષીણ થઈ ગયું છે. ત્યારે યયાતિ બોલ્યો કે હે ઇન્દ્ર ! ભલે આ લોકમાંથી મારે પૃથ્વીમાં જવું પડે, પણ ત્યાં મારી સ્થિતિ સત્પુરૂષો પાસે થાય, એવી હું ઇચ્છા રાખું છું. ઇન્દ્ર બોલ્યો કે ઠીક, તું સત્પુરૂષો પાસે રહીશ ને તેઓની સોબતથી પાછો સ્વર્ગમાં આવીશ. હે રાજન ! પોતાની બડાઇ કરવાથી પુણ્યનો ક્ષય થાય છે, એમ જાણીને હવેથી બડાઇ કરીને કોઇનો તિરસ્કાર કરતો માં. વૈશંપાયન કહે છે—પછી તે યયાતિ રાજા સ્વર્ગ લોકથી ભ્રષ્ટ થઇને અષ્ટકાદિક રાજાઓ જ્યાં યજ્ઞ કરતા હતા ત્યાં આવ્યો. તેને જોઇને ધર્મનું રક્ષણ કરનાર અષ્ટક રાજા બોલ્યો કે, ઇન્દ્ર સરખા રૂપવાળો અગ્નિ સરખો તેજસ્વી એવો તું, અહીં એકાએક વાદળમાંથી જેમ સૂર્ય દેખાય તેમ દેખાયો માટે કોણ છે ? તને જોઇને અમે મોહ પામી ગયા છીએ. અને ઇન્દ્ર, સૂર્ય તથા વિષ્ણુ સરખો તારો પ્રભાવ જોઇને તારૂં અહીં આવવાનું કારણ અમે જાણવા ઇચ્છિએ છીએ તે તું કહે. હે ઇન્દ્ર ! સરખા પ્રભાવવાળા, તું ભય રાખ માં અને ખેદ તથા મોહ પણ મૂકી દે. અમારા જેવા સત્પુરૂષો પાસે ઉભેલો છે, તેથી તને ઇન્દ્ર પણ પરભાવ કરી શકે તેમ નથી. સુખથી ભ્રષ્ટ થયેલા સત્પુરૂષોને સત્પુરૂષોજ પાછું સુખ આપે છે. સત્પુરૂષો બધાની સાથે સંપ રાખે છે ને તેથી તેઓને સહુ અનુકૂળ હોય છે. તપમાં જેમ અગ્નિ, સંગ્રહ કરવામાં પૃથ્વી, તથા પ્રકાશિતપણામાં જેમ સૂર્ય શ્રેષ્ઠ છે, તેમ સત્પુરૂષોમાં અભ્યાગત શ્રેષ્ઠ છે.

प्रभुरग्निः प्रतपने भूमिरावपने प्रभुः
प्रभुः सूर्यप्रकाशित्वे सतां चाभ्यागतः प्रभुः

इति श्रीमहाभारत आदिपर्वणि संभवपर्वणि उत्तरयायाते गुर्जरभाषायां अष्टाशीतितमोऽध्यायः ॥ ८८ ॥

## અધ્યાય ૮૯ મો. ગર્વ પાપનું મૂળ છે.

ययाति उवाच—अहं ययातिर्नहुषस्य पुत्रः पूरोः पिता सर्वभूतावमानात्
प्रभ्रंशितः सुरसिद्धर्षिलोकात् परिच्युतः प्रपताम्यल्पपुण्यः ॥

યયાતિ કહે છે—હું નહુષનો પુત્ર અને પૂરૂનો પિતા યયાતિ નામે રાજા છું, ને સર્વ પ્રાણિનું અપમાન કરવાથી મારૂં પુણ્ય ક્ષય થવાને લીધે, દેવતા, સિદ્ધ અને ઋષિના લોક થકી ભ્રષ્ટ થઇને અહીં આવ્યો છું. અવસ્થાએ કરી તમારા કરતાં હું મોટો હોવાને લીધે તમોને પ્રણામ કરતો નથી. કારણ વિદ્યા તપ, અથવા જન્મે કરી જે વૃદ્ધ હોય છે તે, બ્રાહ્મણ, ક્ષત્રિય તથા વૈશ્યોને માનવા લાયક છે. અષ્ટક બોલ્યો કે હે રાજન ! વયથી જે વૃદ્ધ હોય તે કંઇ મોટો કહેવાતો નથી, પણ વિદ્યા અને તપથી જે અધિક હોય તેજ

મોટો કહેવાય છે. તે સાંભળી યયાતિ બોલ્યો કે, વિદ્યા અને તપનો ગર્વ કરવો નહીં, કારણ તેમ કર્યાથી પવિત્ર કર્મનો નાશ થાય છે અને નર્કની પ્રાપ્તિ થાય છે. એવો ગર્વ અસત્પુરૂષોમાં રહે છે, માટે તેને સત્પુરૂષો અનુસરતા નથી. મારૂં પુણ્યરૂપી ધન ઘણું હતું પણ તે ગર્વ કર્યાથી જતું રહ્યું, જે ફરી ઉદ્યમ કરીશ તોપણ મળશે નહીં. પુણ્યવાન અને વિદ્યામાં કુશળ એવો પુરૂષ જ્યારે યજ્ઞ તથા તપશ્ચર્યા કરીને મોહ રહિત થાય છે, ને કંઇ પણ અહંકાર કરતો નથી, ત્યારે તેની સ્વર્ગમાં સ્થિતિ થાય છે. પણ જો કંઇ અહંકાર કરે છે તો તે સ્વર્ગથી ભ્રષ્ટ થાય છે, એમ જાણ્યા છતાં પણ જે પુરૂષ અહંકાર કરે છે, તેમાં તેનો દોષ નથી, કારણ તે દૈવને આધિન છે; માટે સુખ દુઃખની વખતે પંડિતજન પ્રારબ્ધને બળવાન માનીને હર્ષ શોક કરતા નથી. તેઓ સુખ દુઃખ સમાન માને છે. હે અષ્ટક! ભયની વખતે હું મોહ પામતો નથી, તેમ દુઃખની વેળાએ મારા મનને કંઈ સંતાપ પણ થતો નથી. સ્વેદજ, અંડજ, ઉદ્‌ભિદ, તથા જરાયુજ, એટલે પરસેવાથી, ઇંડાથી, જળથી તથા જરાયુ નામે ચર્મ થકી ઉત્પન્ન થતા એવા ચારે પ્રકારના પ્રાણીઓ તથા સ્થાવર જીવો પણ પોતાનાં પુણ્ય પાપ ભોગવી લે છે ત્યારે બ્રહ્મને પામે છે. એ પ્રમાણે સર્વ પ્રાણી માત્ર દૈવને આધિન છે. હે અષ્ટક! સુખ દુઃખ કંઈ હમેશ રહેતાં નથી, એમ જાણીને હું કંઇ સંતાપ કરતો નથી. વૈશંપાયન કહે છે—તે સાંભળી અષ્ટકે ફરીથી તેને પૂછ્યું કે હે રાજાઓમાં શ્રેષ્ઠ! જે જે લોકમાં તમે ફર્યા તે સર્વે મને કહો. યયાતિ બોલ્યો કે, પ્રથમ તો આ પૃથ્વીનો હું ચક્રવર્તિ રાજા હતો, પછી સત્કર્મો કરીને હું ઇન્દ્રની પૂરીમાં ગયો, જેનો વિસ્તાર સો યોજનમાં છે ને તેને એક હજાર દરવાજા છે. ત્યાં હજાર વર્ષ રહીને પછી દિવ્ય અને અજર એવા બ્રહ્મ લોકમાં ગયો, જ્યાં પણ એક હજાર વર્ષ સુધી રહ્યો. પછી અપ્સરાઓ સાથે ઇન્દ્રના નંદનવનમાં મેં વિહાર કર્યો. ત્યાંથી હું એક વખત ઇન્દ્ર પાસે ગયો, વાતના પ્રસંગમાં મેં ગર્વથી મહર્ષિ આદિનો ત્યાં તિરસ્કાર કર્યો તેથી મારૂં પુણ્ય ક્ષય થવાને લીધે મારે પાછું પૃથ્વી ઉપર આવવું પડ્યું. રસ્તામાં દયાળુ દેવતાઓને મેં "સત્પુરૂષો ક્યાં મળશે" એમ પૂછ્યું ત્યારે, તેઓએ મને તમારી યજ્ઞભૂમિ બતાવી. હોમવાના પદાર્થોનો જેમાં ગંધ છે એવો ધૂમાડો જોઇ તથા પ્રસન્ન થઇ, સત્વર હું તમારી પાસે આવ્યો.

तै राख्याता भवतां यज्ञभूमिः समीक्ष्य चेमां त्वरितमुपागतोस्मि
हविर्गंधदेशिकं यज्ञभूमेर्धूमापांगंप्रतिगृह्यप्रतीतः ॥

इति श्रीमहाभारत आदिपर्वणि संभवपर्वणि उत्तरयायाते गुर्जरभाषायां एकोन्नवतितमोऽध्यायः ॥ ८९ ॥

## અધ્યાય ૯૦ મો. અષ્ટક યયાતિ સંવાદ.

अष्टक उवाच—यदावसो नंदनेकामरूपी संवत्सरा बहवो भूमिनाथ
किं कारणं कार्तयुगप्रधान हित्वा च त्वं वसुधामन्वपद्यः ॥

અષ્ટક કહે છે—હે પૃથ્વીપતિ! હે પુણ્યવાનમાં મુખ્ય! ઇચ્છામાં આવે એવું રૂપ ધારણ કરીને ઘણા કાળ સૂધી તમે ઇન્દ્રના નંદનવનમાં રહ્યા તેને મૂકીને તમારે પૃથ્વી

ઉપર શું કામ આવવું પડયું? યયાતિ બોલ્યો કે, જેમ આ પૃથ્વીમાં મનુષ્યો, નિર્ધન પુરૂષને, જો કે તે પોતાની જાતનો અથવા મિત્ર વા સગો હોય તોપણ મૂકી દે છે, તેમ સ્વર્ગમાં જે મનુષ્ય પુણ્યહીન થાય છે તેનો દેવતાઓ તત્કાળ ત્યાગ કરે છે. અષ્ટક બોલ્યો કે, સ્વર્ગ લોકમાં મનુષ્યોનું પુણ્ય કેમ ક્ષીણ થઈ જાય છે? એ બાબત મને સંશય રહે છે માટે તે વિષે વિસ્તારથી કહો. યયાતિ બોલ્યો કે, હે બ્રહ્મન્! સ્વર્ગમાં સુખ ભોગવી લીધાથી વા અહંકાર કર્યાથી પુણ્ય ક્ષય થઇ જાય છે ને પછી આ પૃથ્વીરૂપી નર્કમાં પડવું પડે છે. કાગડા અને કૂતરાએ ખાવા લાયક આ શરીરથી નાના પ્રકારનાં સકામ કર્મો કર્યેથી સ્વર્ગ તો મળે છે, પણ પુણ્ય ક્ષયેથી પાછું પૃથ્વીમાં પડવું પડે છે માટે, સકામ કર્મો કરવાં યોગ્ય નથી. હે મહર્ષિ! હવે હું તને શું કહું તે કહે? અષ્ટક બોલ્યો કે, હે યયાતિ! કાગડા ને કૂતરા જેને ખાઇ જાય છે એવું આ શરીર જ્યારે નાશવંત છે ત્યારે તેનાથી બીજું શરીર કેમ પમાય? તે વિષય મને સમજાવો. પૃથ્વીરૂપી નર્ક જે તમે કહ્યું તે મારા સાંભળવામાં આવ્યું નથી, માટે તે પણ કહો. યયાતિ બોલ્યો કે, શરીરથી આત્મા જૂદો છે, માટે શરીર નાશ થવા છતાં પણ આત્માનો નાશ થતો નથી, ને તેને બીજું શરીર મળે છે. આ પૃથ્વીમાં રહેનારાઓમાં જે મનુષ્યો પોતાની અવસ્થા કેટલી ગઇ, તે વિષે વિચારીને પોતાના હિત વાસ્તે કંઇ યત્ન કરતા નથી, ને હમેશ તપ્યા કરે છે તેઓને આ પૃથ્વી નર્કરૂપ છે, આ પૃથ્વીરૂપી નર્ક મનુષ્યોથી મૂકાતું નથી, કારણ સ્વર્ગમાં હજારો વર્ષ રહીને પણ તેઓને પાછું પૃથ્વીમાં આવવું પડે છે, ને સ્ત્રી પુત્રાદિકોના પોષણ વાસ્તે ઘણું દુઃખ વેઠવું પડે છે. વળી અષ્ટકે પૂછ્યું કે, સ્થૂલ શરીરથી આત્મા જૂદો છે, પણ સૂક્ષ્મ એટલે ઇન્દ્રિયાદિ મળીને જે લિંગ શરીર કહેવાય છે, તેથી તે જૂદો છે કે નહીં? યયાતિ બોલ્યો કે, લિંગ શરીરથી પણ આત્મા જૂદો છે, પરંતુ જેમ સ્થૂલ શરીર નાશ પામે છે તેમ લિંગ શરીર નાશ પામતું નથી; જ્યારે જીવને પોતાના સ્વરૂપનું જ્ઞાન થાય છે, ત્યારે નાશ પામે છે. તે સાંભળી અષ્ટક બોલ્યો કે, સ્થૂલ શરીરની નાશની સાથે લિંગ દેહનો પણ નાશ થતો નથી? યયાતિએ કહ્યું કે હે બ્રહ્મન્! જેમ સ્વપ્નમાં મનુષ્ય બીજા શરીરને પામે છે, તેમ પોતાના કર્મ પ્રમાણે પ્રાણની સાથે લિંગ દેહ, આ સ્થૂલ શરીરને મૂકીને બીજા શરીરને પામે છે; તેથી સ્થૂલ શરીર નાશ પામે છતાં લિંગ શરીર નાશ પામતું નથી. પુણ્ય કરનાર સારે ઠેકાણે ને પાપ કરનાર નરસે ઠેકાણે જન્મ લે છે. પણ કેવળ પાપ કરનારાઓ તો પશુ, પક્ષિ, કીટ તથા પતંગ ઇત્યાદિ યોનિઓને પામે છે. વળી અષ્ટક બોલ્યો કે હે યયાતિ! તપ, વિદ્યા, કર્મ અથવા ઉપાસના ઇત્યાદિમાંથી શું કરીને મનુષ્ય શુભ લોકને પામે? યયાતિ બોલ્યો કે, તપ, દાન, શાંતિ, ઇન્દ્રિયોનો નિગ્રહ, લજ્જા, કોમળતા અને સર્વ પ્રાણી ઉપર દયા, એ સાત શુભ લોકમાં જવાનાં ઉત્તમ સાધનો છે, એમ સત્પુરૂષો કહે છે. પણ એ સાધનો સંપાદન કરનાર જો અહંકાર કરે છે તો તેનાં કરેલાં સાધનો નિષ્ફળ થાય છે. વેદાધ્યયન, યજ્ઞ, અગ્નિ હોત્ર તથા મૌનવ્રત, એ ચારે કર્મો અભય આપનારાં છે, પણ શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે ન કર્યાં હોય, ને અભિમાનથી કર્યાં હોય તો તેજ ભયને આપનારાં થાય છે.

**चत्वारिकर्माण्यभयंकराणि भयंप्रयच्छत्ययथाकृतानि**
**मानाग्निहोत्रमुतमानमौनं मानेनाधीत: तमानवज्ञ: ॥**

इति श्रीमहाभारत आदिपर्वणि संभवपर्वणि उत्तरयायाते गुर्जरभाषायां नवतितमोऽध्यायः ॥ ९० ॥

## અધ્યાય ૯૧ મો. આશ્રમધર્મ ને મોક્ષ.

**अष्टक उवाच—चरन् गृहस्थः कथमेतिधर्मान् कथं भिक्षुः कथमाचार्यकर्मा वानप्रस्थः सत्पथे सन्निविष्टो बहुन्यस्मिन्संप्रतिवेदयंति ॥**

અષ્ટક પૂછે છે-વેદને જાણનારા બ્રાહ્મણોએ અનેક પ્રકારના ધર્મો કહ્યા છે, તેનાં બ્રહ્મચારી, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સંન્યાસી, એ ચારે આશ્રમીઓએ કેવા ધર્મો પાળવા? યયાતિ બોલ્યો કે બ્રહ્મચારીએ, વેદ ભણાવનાર ગુરૂ જ્યારે ભણવા બોલાવે, ત્યારે તેની પાસે જઈ ભણવા બેસવું, તેના કહેવા પ્રમાણે તેનું કામ કરવું, તેની પહેલાં ઉઠવું ને તેની પછ્વાડે સુવું; કઠોર વચન બોલવાં નહીં, ઇન્દ્રિયો નિયમમાં રાખવી, ધૈર્યવાન થવું, સાવધાન રહેવું અને હમેશ ભણવામાં પ્રીતિ રાખવી. ગૃહસ્થે ધર્મથી ધન સંપાદન કરીને યજ્ઞ કરવા, અતિથિઓને ભોજન કરાવવું તથા બલાત્કારથી કોઇની ચીજ લેવી નહીં. વાનપ્રસ્થ આશ્રમ પાળનારાએ પોતાની વૃત્તિ પોતેજ ચલાવવી, મનમાં કંઇ સંતાપ કરવો નહીં, અતિથિઓનું સન્માન કરવું, કોઇને દુઃખ દેવું નહીં અને આહાર નિયમમાં રાખવો. સંન્યાસીએ ભિક્ષા માગી ખાવું, ઇન્દ્રિયો નિયમમાં રાખવી, એકલું રહેવું, ગૃહસ્થના ઘરમાં સુવું નહીં, કંઇ ઉપાધિ રાખવી નહીં, અને તીર્થોમાં ફરવું. વળી અષ્ટકે પૂછ્યું કે હે યયાતિ ! કોણ મોક્ષ પામે છે? ને તે પામવાનાં શું સાધનો છે તે કહો? યયાતિ બોલ્યો કે, જેને ઇચ્છિત પદાર્થો મળી શકે છે એવો અરણ્યમાં રહેનાર યોગી, અને વસ્તિમાં રહે છે તો પણ અરણ્યમાં રહ્યા સરખો જ્ઞાની, એ બેઉ મોક્ષને પામે છે. તે સાંભળી અષ્ટક બોલ્યો કે અરણ્યમાં રહેનાર યોગીને ઇચ્છિત પદાર્થો કેમ મળે છે? અને વસ્તિમાં રહેનારો જ્ઞાની અરણ્યમાં રહ્યા સરખો કેમ થાય? યયાતિ બોલ્યો કે, અરણ્યમાં રહેતા એવા યોગીને તેના યોગબળે કરી ઇચ્છિત પદાર્થો મળે છે. અને હિંસા જેમાં કરવી પડે છે એવાં કર્મોનો ત્યાગ કરનાર, ઇન્દ્રિયોને નિયમમાં રાખનાર પરમાત્મામાં જેનું ચિત્ત છે એવો જ્ઞાની લોકમાં રહે છે, તોપણ અરણ્યમાં રહ્યા સરખો છે. હે વિપ્ર ! જે મનુષ્ય તપે કરી પોતાનું શરીર દુર્બળ કરી આ લોકને જીતીને સ્વર્ગમાં જાય છે, તે મંદાધિકારી કહેવાય છે અને જે પુરૂષ સુખ દુઃખ તથા માન અપમાન ઇત્યાદિને સમાન ગણી આ લોકને જીતીને બ્રહ્મને પામે છે તે મધ્યમાધિકારી કહેવાય છે તથા જે મુનિ પશુની પેઠે કેવળ મુખથીજ આહાર કરે છે તે, "સર્વ લોકોનો હું આત્મા છું" એમ જાણીને મોક્ષને પામે છે.

**आस्येन तु यदाहारं गोवन्मृगयते मुनि**
**आथास्यलोकः सर्वोयं सोमृतत्वाय कल्पते ॥**

इति श्रीमहाभारत आदिपर्वणि संभवपर्वणि उत्तरयायाते गुर्जरभाषायां एकनवतितमोऽध्यायः ॥ ९१ ॥

## અધ્યાય ૯૨ મો. યયાતિ ને પ્રતર્દન.

**अष्टक उवाच-कतरस्त्वनयोः पूर्वं देवानामेति सात्मतां**
**उभयोर्भ्राजतो राजन् सूर्याचंद्रमसोरिव ॥**

અષ્ટક પૂછે છે-હે રાજન ! સૂર્ય ચંદ્ર સરખા તેજસ્વી તે યોગી તથા જ્ઞાની, એ બેઉ-માંથી મોક્ષને જલદીથી કોણ પામે છે ? યયાતિ બોલ્યો કે, યોગી તથા જ્ઞાનીમાંથી જ્ઞાની મોક્ષને જલદીથી પામે છે, કારણ તે વ્યવહારમાં રહ્યો છે તો પણ તેમાં લેપાતો નથી. અને યોગી તો યોગબળે કરી મેળવેલા વિષયો ભોગવે છે, તેથી બ્રહ્મને જલદીથી પામી શકતો નથી. પણ તેને પાછો કોઇ કાળે પશ્ચાત્તાપ થાય છે, ત્યારે ફરી સમાધિ કરીને બ્રહ્મને પામે છે. સ્વર્ગાદિક લોકના ક્ષણિક સુખ વાસ્તે સકામ કર્મો કરવાં તે કરતાં મોક્ષ સંબંધી હમેશના સુખ વાસ્તે નિષ્કામ કર્મો કરવાં એ ઉત્તમ છે. વળી અષ્ટકે પૂછ્યું કે કે હે યયાતિ ! મેં જે સત્કર્મો કર્યાં છે, તેથી મને સ્વર્ગાદિક લોકની પ્રાપ્તિ થશે કે નહીં ? તે મને કહો. યયાતિ બોલ્યો કે હે વિપ્ર ! તારા સત્કર્મોથી તને સ્વર્ગાદિક લોકની પ્રાપ્તિ થશે એમ તું જાણ. તે સાંભળી અષ્ટક બોલ્યો કે, જો મને સ્વર્ગાદિક લોક મળવાના હોય તો હું તે તમોને આપું છું, માટે મારી વતી તમે તે લોકમાં જાઓ. યયાતિ બોલ્યો કે, તારા ધર્મથી તને મળેલા સ્વર્ગાદિક લોકો તું મને આપે છે, પણ હું તે કેમ લઉં ? કારણ દાન લેવાનો અધિકાર તો વેદ ભણેલા બ્રાહ્મણનેજ છે. હું તો ક્ષત્રિય છું, ને મેં પૂર્વે ઘણાંક દાનો પણ આપેલાં છે. હે રાજન ! બ્રાહ્મણ વગર બીજો કોઇ પણ દીન થઇને યાચના કરે નહીં, માટે મારા જેવો સત્કર્મ કરનાર પૂર્વે કોઇ કાળે નહીં કરેલ એવું કામ કેમ કરે ? એ પ્રમાણે યયાતિ બોલી રહ્યો એટલે ત્યાંજ બેઠેલા પ્રતર્દન નામના રાજાએ તે રાજાને પૂછ્યું કે હે તેજસ્વી ! મારૂં નામ પ્રતર્દન છે. મેં કરેલા ધર્મથી જો મને સ્વર્ગાદિક લોક મળવાના હોય તો મને કહો. યયાતિ બોલ્યો કે હે પ્રતર્દન ! સુખને આપનાર અને શોક રહિત એવા સ્વર્ગાદિ સર્વ લોકો તારા ધર્મથી તને મળવાના છે. પ્રતર્દન બોલ્યો કે, તે સર્વ લોકો હું તમોને આપું છું, તેમાં મારી વતી તમે જલદીથી જાઓ. યયાતિ બોલ્યો કે વિદ્વાન રાજા દૈવયોગથી આપત્તિમાં આવી પડ્યો હોય તોપણ પોતાના બરોબરીયા પાસેથી પોતાના નિર્વાહની ઇચ્છા રાખતો નથી. પૃથ્વીમાં સત્કર્મ કરવા ઇચ્છતો એવો હું, પૂર્વે કોઈ રાજાઓએ નહીં કરેલું એવું કામ કેમ કરૂં ? એ પ્રમાણે યયાતિને બોલતો સાંભળી તેને વસુમાન રાજા આ પ્રમાણે કહેવા લાગ્યો.

**कुर्यादपूर्वं न कृतं यदन्यै विधित्समानः किमुतत्र साधु**
**ब्रुवाणमेवं नृपतिंययातिं नृपोत्तमो वसुमानब्रवीत्तं ॥**

**इति श्रीमहाभारत आदिपर्वणि संभवपर्वणि उत्तरयायाते गुर्जरभाषायां द्विनवतितमोऽध्यायः ॥ ९२ ॥**

## અધ્યાય ૯૩ મો. યયાતિનું પુનઃ સ્વર્ગગમન.

**वसुमान उवाच-पृच्छा मित्वां वसुमानौषदश्वि र्यद्यस्तिलोको दिवि मे नरेंद्र**
**यद्यंतरिक्षे प्रथितो महात्मन् क्षेत्रंज्ञात्वातस्य धर्मस्यमन्ये ॥**

વસુમાન કહે છે—હે નરેંદ્ર ! હે મહાત્મન ! ઉષદશ્વનો પુત્ર વસુમાન એવો હું તમોને પૂછું છું કે સ્વર્ગ અથવા અંતરિક્ષમાં રહેલા નક્ષત્રાદિમાં કોઇ વિખ્યાત લોકની મને પ્રાપ્તિ છે ? કારણ ધર્માચરણથી જે સ્થાન મળે છે તે તમે જાણો છો એમ હું માનું છું. યયાતિ બોલ્યો કે, તારા ધર્માચરણથી તને ઘણાક લોકો મળવાના છે, જે તું થોડા વખતમાં પામીશ. વસુમાન બોલ્યો કે, તે સર્વ લોકો હું તમોને આપું છું; પણ હે બુદ્ધિમાન ! એમ ફોકટ લેવામાં તમોને માઠું લાગતું હોય તો મને તૃણ માત્ર આપીને વેચાતા લ્યો. યયાતિ બોલ્યો કે, એવું ખોટું કામ કરી હું તારા લોકો લેવા ઇચ્છતો નથી. તે પછી શિબિ રાજા બોલ્યો કે, હું ઉશીનરનો પુત્ર શિબિ છું, તે તમોને પૂછું છું કે, મારા ધર્માચરણથી મને સ્વર્ગાદિ લોકની પ્રાપ્તિ છે કે નહીં ? યયાતિ બોલ્યો કે, વાણી તથા મને કરી તું કોઇ પણ સત્પુરૂષોનું અપમાન કરતો નથી, તેથી સ્વર્ગાદિ વિખ્યાત લોકો તને મળશે. શિબિ બોલ્યો કે તમોને એ લોકો વેચાતા લેવા ગમતું ન હોય તો હું તમોને એમજ આપું છું, ત્યાં તમે મારી વતી જાઓ. યયાતિ બોલ્યો કે, એમ કોઇના આપેલા લોકમાં હું જવા ઇચ્છતો નથી. તે સાંભળી અષ્ટક બોલ્યો કે હે યયાતિ ! અમારા એક એકના લોકમાં તમારી જવાની ઇચ્છા ન હોય, તો અમે ચારે જણા અમારા બધા લોક તમોને આપીએ છીએ, તેમાં તમે જાઓ. યયાતિ બોલ્યો કે, એમ તમારા આપેલા લોકોમાં જવું મને ગમતું નથી. મેં પણ પૂર્વે કંઇ ધર્માચરણ કર્યું હતું, પણ ગર્વ કર્યાથી ક્ષીણ થઇ ગયું હતું, તે ફરી તમારી સોબતથી હું નિગર્વ થયો તેથી મને પ્રાપ્ત થયું છે. વૈશંપાયન કહે છે—એટલામાં ત્યાં સુવર્ણમય પાંચ રથો દેખાયા. તે જોઇને અષ્ટક બોલ્યો કે હે યયાતિ રાજન ! આ સુવર્ણમય રથો કોના દેખાય છે ! યયાતિ બોલ્યો કે, જે રથોમાં બેસીને મનુષ્યો સ્વર્ગાદિ લોકોમાં જઇ શકે છે, એવા અગ્નિ સરખા પ્રકાશમાન આ રથો તમારે વાસ્તે આવ્યા છે. તે સાંભળી અષ્ટક બોલ્યો કે હે રાજન ! એ રથોની સાથે તમે જાઓ; અમારો વખત થશે ત્યારે અમે આવીશું. યયાતિ બોલ્યો કે હમણાંજ આપણે સર્વે સ્વર્ગને પામવા લાયક છીએ, માટે સાથેજ જઇએ. જુઓ, આ દેવલોકમાં જવાનો સુંદર માર્ગ દેખાય છે ! વૈશંપાયન કહે છે—પછી તે પાંચે જણા તે રથોમાં બેસી સ્વર્ગ પ્રત્યે ચાલ્યા. રસ્તામાં યયાતિને અષ્ટકે પૂછ્યું કે, મહાત્મા ઇન્દ્ર મારો સખા છે, માટે સ્વર્ગમાં પ્રથમ હું પહોંચીશ, એમ હું માનતો હતો; પણ આ તો શિબિ રાજાનો રથ બધાની આગળ વેગથી જાય છે ! યયાતિ બોલ્યો કે, તપ, દાન, સત્ય, ધર્મ લજ્જા, લક્ષ્મી, ક્ષમા, શાંતિ તથા પ્રજાપાલન, એટલા ગુણોમાં તમારા કરતાં શ્રેષ્ઠ છે, તેથીજ તેનો રથ આગળ જાય છે. વૈશંપાયન કહે છે—પછી અષ્ટકે પૂછ્યું કે હે યયાતિ રાજન ! તમારી સાથે અમારો કંઈ સંબંધ હોય તો કહો. તે સાંભળી યયાતિ બોલ્યો કે, હું તમારો માતામહ થાઉં છું એ તમે સત્ય જાણજો. કારણ હું કોઈ દિવસ અસત્ય બોલતો નથી. વૈશંપાયન કહે છે—એ પ્રમાણે પોતાના દોહિત્રોએ તારેલો એવો મહાત્મા તથા આ પૃથ્વીમાં ઉદાર કર્મો કરનાર યયાતિ રાજા, ભૂલોકને મૂકી તેઓની સાથે સ્વર્ગમાં ગયો.

एवं राजा समहमातह्यतीव स्वैर्दौहित्रैस्तारितो मित्रसाहः
त्याकृत्वा महीं परमोदारकर्मा स्वर्गगतः कर्मभिर्व्याप्यपृथ्वीं ॥

इति श्रीमहाभारते आदिपर्वणि संभवपर्वणि उत्तरयायाते गुर्जरभाषायां त्रिनवतितमोऽध्यायः ॥ ९३ ॥

## અધ્યાય ૯૪ મો. પૌરવોની વંશાવલી.

जनमेजय उवाच—भगवन् श्रोतुमिच्छामि पूरोर्वंशकरान् नृपान्
भूरिद्रविणाविक्रांतान् सर्वलक्षणपूजितान् ॥

જનમેજય પૂછે છે—હે ભગવન ! હવે ઘણા દ્રવ્યવાળા પરાક્રમી અને સર્વ લક્ષણ સંપન્ન એવા પૂરૂ વંશના રાજાઓને હું સાંભળવા ઇચ્છું છું. વૈશંપાયન કહે છે—પૂરૂની કૌશલ્યા સ્ત્રી થકી જનમેજય નામે પુત્ર થયો, જે વિશ્વજીત નામે યજ્ઞ તથા ત્રણ અશ્વમેધે યજન કરી વનમાં ચાલી નીકળ્યો. તેને તેની મધુ કુળની અનંતા નામની સ્ત્રી થકી પ્રાચીનવાન નામે પુત્ર થયો હતો, જેણે પૂર્વ દિશાને જીતી લીધી હતી. તે પ્રાચીનવાનને તેની યુદુકુળની અશ્મકી નામની સ્ત્રી થકી સંયાતિ નામે પુત્ર થયો. અહંયાતિને તેની ભાનુમતિ નામની સ્ત્રી થકી સાર્વભૌમ નામે પુત્ર થયો. તે સાર્વભૌમની સુનંદા નામે સ્ત્રી થકી જયત્સેન થયો. જયત્સેન વિદર્ભ દેશના રાજાની સુશ્રવા નામે કન્યા પરણ્યો હતો, તે થકી તેને અવાચીન નામે પુત્ર થયો. તે અવાચીનને તેની મર્યાદા નામે સ્ત્રી થકી અરિહ નામે પુત્ર થયો. અરિહની ખલ્વાગી સ્ત્રીને વિષે મહાભૌમ નામે પુત્ર થયો. મહાભૌમની સ્ત્રી સુયજ્ઞા થકી અયુતનાઇ પુત્ર થયો. તે અયુતનાઇ પૃથુશ્રવાની પુત્રી કામાને પરણ્યો હતો, તે થકી તેને અક્રોધન નામે પુત્ર થયો. તે અક્રોધનની કરંભા નામે સ્ત્રી થકી દેવાતિથિ નામે પુત્ર થયો. દેવાતિથિને તેની મર્યાદા નામે સ્ત્રીને વિષે અરિહ નામે પુત્ર થયો. અરિહ થકી તેની સુવેદા સ્ત્રીને વિષે ૠદક્ષ નામે પુત્ર થયો. તે ૠદક્ષની જ્વાલા સ્ત્રી થકી મતિનાર નામે પુત્ર થયો, જેણે સરસ્વતી નદીને કાંઠે બાર વર્ષ યજ્ઞ કર્યો હતો. તે યજ્ઞ સમાપ્ત થયો ત્યારે સરસ્વતી સ્ત્રી તેની પાસે આવીને તેને વરી તે થકી તેને તંસુ નામે પુત્ર થયો. તંસુને તેની કાલીંગ નામે સ્ત્રીને વિષે ઇલીન નામે પુત્ર થયો. ઇલીનની તેની રથનતરી નામે સ્ત્રી થકી દુષ્યંતાદિક પાંચ પુત્રો થયા. દુષ્યંત થકી શકુંતલા વિષે ભરત ઉત્પન્ન થયો. તે ભરતની સુનંદા સ્ત્રી થકી ભુમન્યુ નામે પુત્ર થયો. ભુમન્યુને તેની વિજયા સ્ત્રી થકી સુહોત્ર ઇક્ષ્વાકુ રાજાની સુવર્ણા નામે કન્યા પરણ્યો હતો, તે થકી તેને હસ્તી નામે પુત્ર થયો, જેણે હસ્તિનાપૂર વસાવ્યું.

सुहोत्रः खल्विक्ष्वाकुकन्यामुपयेमेसुवर्णां नाम
तस्यामस्यजज्ञेहास्तीय इदं हास्तिनपुरं स्थापयामास ॥

इति श्रीमहाभारत आदिपर्वणि संभवपर्वणि पुरुवंशानुकीर्तन गुर्जरभाषायांचतुर्नवतितमोऽध्यायः ॥ ९४ ॥

## અધ્યાય ૯૫ મો. કૌરવપાંડવોની વંશાવલી.

वैशंपायन उवाच-हस्तीखल्वत्रैगर्त्तीमुपयेमेयशोधरानाम्
तस्यामस्यजज्ञेविकुंठनोनाम ॥

વૈશંપાયન કહે છે–તે હસ્તી રાજા ત્રિગર્ત દેશના રાજાની યશોધરા નામની કન્યાને પરણ્યો, જે થકી તેને વિકુંઠન નામે પુત્ર થયો. વિકુંઠનને તેની સુદેવા નામની સ્ત્રીને વિષે અજમીઢ નામે પુત્ર થયો. અજમીઢને કૈકેયી, ગાંધારી, વિશાળા અને ત્દક્ષના નામે ચાર સ્ત્રીયો થકી ઘણા પુત્રો થયા, જેમાં સંવર્ણ નામનો પુત્ર વિખ્યાત થયો. સંવર્ણની તપતી સ્ત્રીને વિષે કુરૂ નામે પુત્ર થયો. કુરૂથકી તેની શુભાંગી સ્ત્રીને વિષે વિદુર નામે પુત્ર થયો. અનશ્વ મગધ દેશના રાજાની અમૃતા નામે કન્યા પરણ્યો હતો, તે થકી તેને પરીક્ષિત નામે પુત્ર થયો. પરીક્ષિતની સુયશા નામે સ્ત્રી થકી ભીમસેન થયો. ભીમસેન થકી તેની કુમારી નામે સ્ત્રીને વિષે પ્રતિશ્રવા થયો. પ્રતિશ્રવાનો પ્રતીપ નામે પુત્ર થયો. પ્રતીપની સુનંદા સ્ત્રી થકી દેવાપી, શાંતનુ અને બાલ્હીક નામે ત્રણ પુત્રો થયા. તેમાં સઉથી મોટો દેવાપી બાલક અવસ્થામાંજ વનમાં ચાલી નીકળ્યો, તેથી શાંતનુને રાજ્ય મળ્યું. શાંતનુ રાજા ગંગા સ્ત્રીને પરણ્યા, તે થકી તેને દેવવ્રત નામે પુત્ર થયો, જે ભીષ્મ નામથી વિખ્યાત થયો. ભીષ્મે પોતાના પિતાને સત્યવતી નામે કન્યા પરણાવી, જેને પરણ્યા અગાઉ પરાશર ઋષિ થકી વ્યાસ નામે પુત્ર થયો હતો. પછી તેને શાંતનુ થકી વિચિત્રવીર્ય અને ચિત્રાંગદ નામે બે પુત્રો થયા. તેમાં ચિત્રાંગદ નાની વયમાંજ કોઇ ગંધર્વના હાથે માર્યો ગયો, તેથી વિચિત્રવીર્યને રાજ્ય મળ્યું. વિચિત્રવીર્ય કાશી રાજાની અંબા અને અંબાલિકા નામે બે કન્યાઓ પરણ્યો હતો. પણ તે પ્રજા થયા પહેલાં મરણ પામ્યો ત્યારે તેની મા સત્યવતીએ વિચાર કર્યો જે, “ દુષ્યંત રાજાનો આ અમારો વંશ નિર્વંશ જાય તે ઠીક નહીં. ” એમ વિચારી પોતાના પુત્ર વ્યાસજીને યાદ કર્યા, તેટલામાંજ વ્યાસજી ત્યાં આવ્યા; ને તેઓએ પોતાને યાદ કરવાનું કારણ પૂછ્યું. સત્યવતીએ કહ્યું કે તારો ભાઈ વિચિત્રવીર્ય પ્રજા વગર સ્વર્ગવાસી થયો, વાસ્તે તેની સ્ત્રીઓને વિષે તું રૂડી પ્રજા ઉત્પન્ન કર. ઠીક બહુ રૂડું, એમ કહી વ્યાસજીએ તે સ્ત્રીઓને વિષે ધૃતરાષ્ટ્ર, પાંડુ અને વિદુર નામે ત્રણ પુત્રો ઉત્પન્ન કર્યા. તેમાં ધૃતરાષ્ટ્રને તેની ગાંધારી સ્ત્રી થકી વ્યાસજીના વરદાનથી સો પુત્રો થયા. પાંડુ રાજાને કુંતી અને માદ્રિ નામે બે સ્ત્રીઓ હતી તેમાં કુંતી થકી યુધિષ્ઠિર, ભીમસેન અને અર્જુન નામે ત્રણ પુત્રો થયા, માદ્રિ થકી નકુલ તથા સહદેવ થયા. તે પાંચે જણા થકી દ્રૌપદીને વિષે પ્રતિવિંધ્ય, સુતસોમ, શ્રુતકીર્તિ, શતાનીક અને શ્રુતકર્મા નામે પાંચ પુત્રો થયા. વળી યુધિષ્ઠિરની દેવિકા નામે સ્ત્રી થકી યૌધેય નામે પુત્ર થયો. ભીમસેન થકી તેની વસુંધરા સ્ત્રીને વિષે સર્વંગ, અને હિડિંબાને વિષે ઘટોત્કચ નામે પુત્રો થયા. અર્જુન થકી શ્રીકૃષ્ણની બેન સુભદ્રાને વિષે અભિમન્યુ થયો. નકુલ ચેદિ દેશના રાજાની કરેણુમતી નામે કન્યા પરણ્યો હતો, જે થકી તેને નિરમિત્ર નામે પુત્ર થયો, તથા સહદેવ મદ્ર દેશના રાજાની વિજયા નામે કન્યાને સ્વયંવરમાં પરણ્યો હતો, તે થકી તેને સુહોત્ર નામે પુત્ર થયો. એ પ્રમાણે પાંડવોના અગિયાર પુત્રો હતા, પણ તેમાંથી ફક્ત અભિમન્યુનો વંશ ચાલ્યો. એ અભિમન્યુ વિરાટ રાજાની ઉત્તરા નામે કન્યા પરણ્યો હતો, તે

થકી તેને તમારો પિતા પરિક્ષિત થયો. પરિક્ષિત માદ્રવતી નામે તમારી માને પરણ્યો, તે થકી તમે ઉત્પન્ન થયા. હે રાજન ! આ પરમ પવિત્ર પુરૂ રાજાનો વંશ મેં તમોને કહ્યો, જે બ્રાહ્મણાદિ ચારે વર્ણોએ શ્રદ્ધાથી સાંભળવો. એવા પુણ્યવાન રાજાઓની કથાઓ જેમાં છે, એવું પવિત્ર, ચારે વેદો સરખું ઉત્તમ, અને ધન, યશ તથા આયુષ્ય દેનારૂં આ ‘મહા ભારત’ મનુષ્યોએ મન નિયમમાં રાખી શ્રવણ કરવું.

**इदं हि वेदैः समितं पवित्रमपि चोत्तमं**
**धन्यं यशस्यमायुष्यं श्रोतव्यं नियतात्मभिः ॥**

**इति श्रीमहाभारत आदिपर्वणि संभवपर्वणि पुरुवंशानुकीर्तनं गुर्जरभाषायां पंचनवतितमोऽध्यायः ॥ ९५ ॥**

## અધ્યાય ૯૬ મો. વસુઓ ને ગંગાનો સંકેત.

**वैशंपायन उवाच–इक्ष्वाकुवंशप्रभवो राजासीत्पृथिवीपतिः**
**महाभिषइतिख्यातः सत्यवाक्सत्यविक्रमः ॥**

વૈશંપાયન કહે છે–ઇક્ષ્વાકુ રાજાના વંશમાં ઉત્પન્ન થયેલા અને સાચી વાણી તથા પરાક્રમવાળા મહાભિષ નામે રાજા હતા. તે હજાર અશ્વમેધ અને સો રાજસૂય યજ્ઞોએ કરી ઇન્દ્રને પ્રસન્ન કરીને સ્વર્ગમાં ગયા. કોઇ વખતે બધા દેવતાઓ તથા રાજર્ષિઓ બ્રહ્મા પાસે બેઠા હતા ત્યાં મહાભિષ રાજા પણ બેઠા હતા, તેઓની પાસે નદીઓમાં શ્રેષ્ટ એવી ગંગા સ્ત્રીનું રૂપ લઇને આવી. એટલામાં વાયુના વાવાથી ગંગાના શરીરઉપરથી તેનું શ્વેત વસ્ત્ર ખસી ગયું. ત્યારે બધા દેવતાઓ નીચે જોવા લાગ્યા, પણ મહાભિષ રાજા તો નિર્ભય થઇને તેની તરફ જોઈ રહ્યો. તે જોઇને બ્રહ્માજીએ તેને શાપ આપ્યો જે હે દુષ્ટ બુદ્ધિવાળા ! જા તું મનુષ્ય લોકમાં અવતાર લે, ને આ ગંગાને વિષે તારૂં મન લલચાયું છે, પણ તે તારૂં અપ્રિય કરશે અને જ્યારે તું તેના ઉપર ક્રોધ કરીશ ત્યારે આ શાપથકી મુક્ત થઇને પાછો આ લોકમાં આવીશ. તે સાંભળી મહાભિષ રાજાએ, “પૃથ્વીમાં રાજાઓ તો ઘણા છે, પણ મારે ઘણા તેજવાળા પ્રતાપી રાજાને ઘેર અવતરવું.” એવો નિશ્ચય કર્યો અને ગંગા પણ તે રાજાને પોતામાં આસક્ત થયેલો જોઇને, તેનુંજ ધ્યાન કરતી થકી ત્યાંથી ચાલી. રસ્તામાં તેને વસુદેવતાઓ મળ્યા, જેઓને તેજ હીન જોઇને તેણે પૂછ્યું કે, તમારૂં રૂપ કેમ જતું રહ્યું છે ? શું તમોને કંઇ દુઃખ છે ? વસુઓ બોલ્યા કે ગુપ્ત તેજવાળા વસિષ્ઠ ઋષિ સંધ્યા કરતા હતા, ત્યારે આ મારાથી તેઓનો તિરસ્કાર થઇ ગયો. તેથી મહાત્મા વસિષ્ઠે ક્રોધે કરી અમારો અપરાધ થોડો છતે અમોને શાપ આપ્યો જે, “તમે મનુષ્ય જાતિમાં અવતરો.” હે ગંગા ! એ બ્રહ્મવાદીનો શાપ ટળે એમ નથી માટે તું મનુષ્ય જાતિમાં સ્ત્રી થા, ને અમે તારે વિષે અવતરીએ. કારણ હે કલ્યાણી ! સાધારણ સ્ત્રીને વિષે અમે અવતરશું નહીં. તે સાંભળી ગંગા બોલી કે, મનુષ્યોમાં તમારો પિતા કોણ થશે ? વસુઓ બોલ્યા કે, પ્રતીપ રાજાનો પુત્ર વિખ્યાત એવો શાંતનુ રાજા અમારો પિતા થશે. ગંગા બોલી કે હે દેવતાઓ ! ઠીક, હું તે

રાજાની સ્ત્રી થઈશ ને તમે મારે વિષે અવતરજો. વસુઓ બોલ્યા કે, અમે જેમ જેમ તારે વિષે ઉત્પન્ન થઈએ, તેમ તેમ તારે અમને પાણીમાં નાખી દેવા, જેથી અમારા શાપની તરત મુક્તિ થાય. ગંગા બોલી કે જેમ તમે કહો છો તેમ હું કરીશ. પણ એક પુત્ર જીવતો રહેવો જોઈએ; કારણ કે, રાજા સાથેનો મારો સમાગમ અફળ થવો ન જોઈએ. વસુઓ બોલ્યા કે, અમારામાંથી જે આઠમો અવતરશે, તેને અમે અમારા બળનો એક એક અંશ આપશું, પણ તેને પ્રજા થશે નહીં, એ પ્રમાણે વસુદેવતાઓ પોતાના સંકલ્પ પ્રમાણે ગંગા સાથે સંકેત કરી પ્રસન્ન થતા ત્યાંથી સુખેકરી ગયા.

एवं ते समयं कृत्वा गंगया वसवःसह
जग्मुः संहृष्टमनसो यथा संकल्पमंजसा ॥

इति श्रीमहाभारत आदिपर्वणि संभवपर्वणि महाभिषोपाख्याने गुर्जर-भाषायां षण्णवतितमोऽध्यायः ॥ ९६ ॥

## અધ્યાય ૯૭ મો. શાન્તનૂપાખ્યાન.

वैशंपायन उवाच—ततः प्रतीपो राजासीत् सर्वभूतहितः सदा
निषसाद समाबह्वीर्गंगाद्वारगतो जपन् ॥

વૈશંપાયન કહે છે—પછી હમેશાં સર્વ પ્રાણિઓનું હિત ઇચ્છનારો પ્રતીપ નામે રાજા હરદ્વારમાં જઇને ઘણાં વર્ષ સુધી જપ કરતો હતો. ત્યાં કોઇ વખતે મનોહર જેની આકૃતિ છે એવું સ્ત્રીનું રૂપ ધારણ કરીને, તે રાજાના શાળ વૃક્ષ સરખા સાથળ ઉપર ગંગાજી આવીને બેઠી. તે જોઇને પ્રતીપ રાજા બોલ્યા કે હે કલ્યાણી ! હું તારૂં હું શું પ્રિય કરૂં ! જે તારી ઇચ્છા હોય તે કહે. ગંગા બોલી કે-તમારી સાથે ભોગ ભોગવવાની મારી ઇચ્છા છે માટે તે પૂર્ણ કરો. તે સાંભળી પ્રતીપ બોલ્યો કે હે કલ્યાણિ ! પારકી અથવા અન્ય વર્ણની સ્ત્રી સાથે ગમન ન કરવું, એવું મારૂં વ્રત છે. ગંગા બોલી કે તમારે મને એમ કહેવું નહીં, કારણ હું તો દિવ્ય કન્યા છું. પ્રતીપ બોલ્યો કે તે ઠીક, પણ જેમ તું ઇચ્છે છે તેમ મારાથી બનશે નહીં. કારણ હે શ્રેષ્ઠ સ્ત્રી ! તું મારા જમણા સાથલ ઉપર આવીને બેઠીછે, જે સ્થાન તો પુત્રવધુ તથા છોકરાઓને બેસવાનું છે અને સ્ત્રીને તો ડાબા સાથળ ઉપર બેસવું જોઇએ, જેમ તેં કર્યું નથી માટે તારી ઇચ્છા હું પૂર્ણ નહીં કરૂં; પણ મારો પુત્ર થશે તે પૂરી કરશે. ગંગાએ કહ્યું કે ઠીક, પણ મારા કામમાં તેણે આડા આવવું નહીં. હે રાજન ! પૃથ્વીના બધા રાજાઓ તમારે તાબે છે ને તમારા ગુણો મારાથી સો વર્ષ સુધી કહી શકાય તેમ નથી, એટલું કહીને ગંગાજી અંતર્ધાન થઇ ગયાં. પછી પ્રતીપ રાજા પોતાની સ્ત્રી સહિત પુત્ર વાસ્તે તપ કરવા લાગ્યો ત્યારે તેને ઘેર મહાભિષ રાજા અવતર્યો. તેનું શાંતનું એવું નામ પડયું. કારણ પ્રતીપ રાજા પોતે સ્વભાવે શાંત હતો. તે શાંતનુ જ્યારે જુવાનીમાં આવ્યો ત્યારે પ્રતીપરાજાએ તેને કહ્યું કે પુત્ર ! પૂર્વે રૂપ ગુણ સંપન્ન એવી એક દિવ્ય સ્ત્રી મારી પાસે આવી હતી, જે મારા કહેવાથી તને વરનારી છે. તે સ્ત્રી કદાચ તારી પાસે એકાંતમાં આવીને તને વરે તો તારે કંઇ તેને કહેવું નહીં; ને તે જે કર્મો કરે તે વિષે પણ તારે

તેને પૂછવું નહીં. ફક્ત મારી આજ્ઞાથીજ તેની સાથે તારે સંબંધ કરવો. વૈશંપાયન કેહે છે એ પ્રમાણે પોતાના પુત્ર શાંતનુને આજ્ઞા કરી તેને પોતાનું રાજ્ય આપીને પ્રતીપરાજા વનમાં ચાલી નીકળ્યો. પછી કોઇ વખતે ઇન્દ્ર સરખી કાંતિવાળો તથા બુદ્ધિમાન શાંતનુ રાજા મૃગયા કરવા ગયો, ત્યાં કેટલાક મૃગો તથા પાડાઓને મારતો થકો તે રાજા, સિદ્ધ ચારણોએ સેવેલી એવી ગંગાને કાંઠે એકલો ફરતો હતો તેવામાં સાક્ષાત્ લક્ષ્મી સરખી સુંદર અંગવાળી, દિવ્ય આભરણોએ કરી શોભાયમાન તથા ઝીણાં જેણે વસ્ત્ર પેહેર્યાં છે, એવી એક મનોહર સ્ત્રી તેના જોવામાં આવી. જેને જોઇને રાજા વિસ્મય થઈ ગયો. તેની તરફ એકનજરે જોવા લાગ્યો. તેમ તે સ્ત્રી પણ રાજાને જોવા લાગી. ત્યારે રાજાએ તેને મનોહર વાણીએ કહ્યું કે હે સ્ત્રી! તું શું કોઇ દેવતા, દૈત્ય અથવા ગંધર્વની કન્યા છે? કે કોઇ અપ્સરા છે? હે રૂડા મધ્ય ભાગવાળી! હે દેવતાના ગર્ભ જેવી શોભાયમાન! તું કોઇ યક્ષ, સર્પ અથવા મનુષ્યની કન્યા છે? હું તારી પાસેથી માગી લઉં છું કે તું મારી સ્ત્રી થા.

**यक्षी वा पन्नगीवापि मानुषी वा सुमध्यमे**
**याचेत्वां सुरगर्भाभे भार्या मे भवशोभने ॥**

**इति श्रीमहाभारत आदिपर्वणि संभवपर्वणि शांतनूपाख्याने गुर्जरभाषायां सप्तनवतितमोऽध्यायः ॥ ९७ ॥**

## અધ્યાય ૯૮ મો. ભીષ્મની ઉત્પત્તિ–જન્મ.

**वैशंपायन उवाच—एतछ्रुत्वा वचो राज्ञः सस्मितं मृदुवल्गुच**
**वसुमांसमयं स्मृत्वा थाभ्यगच्छदनिंदिता ॥**

વૈશંપાયન કહે છે—એ પ્રમાણે રાજાનું મનોહર તથા કોમળ એવું હાસ્યસહિત બોલવું સાંભળીને, વસુદેવતાઓની સાથે કરેલ સંકેતને યાદ કરી ગંગા તેની પાસે ગઇ, અને બોલી કે હે રાજન! હું તમારી સ્ત્રી થઇશ, પણ હું જે કંઇ કર્મ કરૂં તેની વચ્ચે તમારે આવવું નહીં, ને તેમ મારૂં અપ્રિય બોલવું નહીં. એ પ્રમાણે જ્યાં સુધી તમે વર્તશો ત્યાં સુધી હું તમારી પાસે રહીશ. શાંતનુ બોલ્યો કે ઠીક, હું તારા કેહેવા પ્રમાણે વર્તીશ. તે સાંભળી ગંગા ઘણી ખુશીથી તેની સ્ત્રી થઈને તેની પાસે રહી. વૈશંપાયન કેહે છે પછી શાંતનુ રાજા એવી ઉત્તમ સ્ત્રીને પામીને તેની સાથે ઇચ્છા પ્રમાણે વિહાર કરવા લાગ્યો, ને કોઇ વખતે પણ તેને કંઈ કેહેતો નહીં. તેના શીળવ્રત, રૂપ તથા ઔદાર્ય ઇત્યાદિ ગુણોએકરી તથા એકાંતમાં તેના હાવભાવ જોઇને શાંતનુ રાજા ખુશી થતો, અને તેનામાં હમેશ આસક્ત રેહેતો. એ પ્રમાણે ગંગાની સાથે વિહાર કરતાં ઘણાં વર્ષો વહી ગયાં, તેમાં તે થકી તેને દેવતા સરખી કાંતિવાળા આઠ પુત્રો થયા. પુત્રો જેમ જેમ ઉત્પન્ન થતા ગયા તેમ તેમ દરેકને, " હું તને મનુષ્ય દેહનો વિયોગ કરાવીને ખુશી કરૂં છું, " એમ કહીને ગંગા ગંગા નદીના પ્રવાહમાં નાખી આવતી, તે શાંતનુ રાજાને ગમતું નહીં; પણ "કંઈ કહીશ તો મારો ત્યાગ કરીને જતી રેહેશે, " એમ જાણી કંઈ બોલતો નહીં. પછી જ્યારે આઠમો પુત્ર થયો ત્યારે તે દુઃખિત રાજાએ પુત્રના બચાવ

વાસ્તે ગંગાને કહ્યું કે, હે પુત્રને મારનારી સ્ત્રી ! તું કોણ છે ? ને કેની કન્યા છે ? આ પુત્રને શું કરવા મારે છે ? આટલા પુત્રને તેં માર્યા તેથી તને ઘણું પાપ લાગ્યું છે, માટે હવે એને માર માં. ગંગા બોલી કે, હે પુત્રની ઇચ્છા રાખનારા, લ્યો આ તમારા પુત્રને હું મારતી નથી. પણ તમારી સાથે મારો સંકેત હતો જે, "મારા કર્મ વિષે તમારે કંઇ બોલવું નહીં;" તે હમણાં તમારા બોલવાથી ભંગ થયો, માટે હવે હું તમારી પાસે રહીશ નહીં. મહર્ષિઓ જેને સેવે છે એવી જન્હુ રાજાની હું ગંગા નામ કન્યા છું. તે દેવતાઓના કામ વાસ્તે તમારી સાથે રહી હતી. આ મારે વિષે જે તમારા થકી પુત્રો થયા, તે મહા પરાક્રમી અને મોટા ભાગ્યવાળા આઠ વસુઓ વસિષ્ઠ ઋષિના શાપે કરી અવતર્યા, એમ તમારે જાણવું. તેઓને ઉત્પન્ન કરવા લાયક તમે હતા, પણ તેઓને ગર્ભમાં ધારણ કરે એવી સ્ત્રી કોઈ નહોતી, તેથી મારે મનુષ્યપણું ધારણ કરવું પડયું. હે રાજન ! એઓ તમારે ત્યાં જન્મ્યા તેથી તમે અક્ષય લોકને પામશો. મેં પૂર્વે એ આઠ વસુઓની સાથે સંકેત કર્યો હતો જે, " તમોને હું ઉત્પન્ન કરીને તત્કાળ મનુષ્ય શરીર થકી મુક્ત કરીશ. " તેટલા માટેજ મેં તેઓને જળમાં નાખ્યા, જેથી રહેવા દો ઋષિના શાપ થકી તેઓ જલદીથી મૂકાયા. વસુદેવતાઓએ, મારી પ્રાર્થનાથી કહ્યું હતું કે, અમારા અંશોથી ઉત્પન્ન થયેલો તારો છેલ્લો પુત્ર જીવતો રહેશે " માટે ગંગાએ આપ્યો છે, એમ જાણી આ મારા પુત્રની રક્ષા કરો. હવે હું જઇશ, તમારૂં કલ્યાણ થાઓ.

मत्प्रसूतिं विजानीहि गंगादत्तमिमं सुतं
स्वस्ति तेस्तु गमिष्यामि पुत्रं पाहि महाव्रतं ॥

**इति श्रीमहाभारत आदिपर्वणि संभवपर्वणि भीष्मोत्पत्तौ गुर्जरभाषायां अष्टनवतितमोऽध्यायः ॥ ९८ ॥**

---

## અધ્યાય ૯૯ મો. ભીષ્મનો આગલો જન્મ.

**शांतनुरुवाच—आपवोनामकोन्वेष वसुनांकिंचदुष्कृतं
यस्याभिशापात्ते सर्वे मानुषीं योनिमागताः ॥**

શાંતનુ પૂછે છે—જેના શાપથી બધા વસુઓ મનુષ્ય યોનિમાં અવતર્યા, એવા તે આપવ નામના ઋષિ કોણ હતા ? ને વસુ દેવતાઓએ તેઓનો શું અપરાધ કર્યો હતો? તથા આ તારો આઠમો પુત્ર તેં મને આપ્યો, તેણે એવું શું કર્મ કર્યું છે, કે જેથી એનો મનુષ્ય લોકમાં નિવાસ થશે ? વૈશંપાયન કહે છે—હે જનમેજય ! એ પ્રમાણે શાંતનુ રાજાના પૂછવાથી ગંગા તેઓને કહેવા લાગી કે, પૂર્વે વરૂણનો પુત્ર વસિષ્ઠ નામે હતો, જેનું નામ આપવ એવું હતું. તેનો પવિત્ર આશ્રમ મેરૂ પર્વતની પાસે હતો. જે સર્વ ઋતુઓમાં સુંદર ફળોથી શોભાયમાન રહેતો. તેમાં સ્વાદિષ્ટ ફળો તથા કંદમૂળો થતાં હતાં. તેની આસપાસ સુંદર વન હતું, જેમાં ચોફેર નિર્મળ જળ વહેતું અને ત્યાં મૃગો તથા પક્ષીઓ સુખે કરી ફરતાં હતાં. એવા પોતાના આશ્રમમાં પુણ્યવાનમાં શ્રેષ્ટ વસિષ્ઠ ઋષિ તપશ્ચર્યા કરતા હતા. તેઓની નંદિની નામની ગાય, આશ્રમની પાસેના વનમાં નિર્ભય થઇને હમેશ ચરતી હતી. ત્યાં કોઇ વખતે, પૃથુ આદિ લઇ આઠ વસુઓ પોતાની સ્ત્રીઓ

સહિત આવીને, તે રમણીય વન તથા પર્વતોને વિષે વિહાર કરતા થકા ફરતા હતા તેવામાં ધ્યૌ નામના વસુની સુંદર સ્ત્રીએ વસિષ્ઠની ગાયને દીઠી. જેને સુંદર અંગવાળી તથા ઘણી દૂધવાળી જોઇને તેણે પોતાના સ્વામીને દેખાડી, ત્યારે ધ્યૌ બોલ્યો કે હે સ્ત્રી ! જે મહાત્મા વસિષ્ઠ ઋષિનું આ ઉત્તમ વન છે, તેનીજ આ ગાય છે. હે રૂડા અંગ્ય ભાગવાળી ! આ ગાયનું સ્વાદિષ્ટ દૂધ જેના ખાવામાં આવે, તે દશ હજાર વર્ષ જીવે ને તેની જુવાની પણ જાય નહીં. તે સાંભળી સુંદર અંગવાળી સ્ત્રી પોતાના સ્વામીને કેહેવા લાગી કે, હે સ્વામી ! મનુષ્ય લોકમાં બુદ્ધિમાન્ અને સાચી પ્રતિજ્ઞાવાળા ઉશીનર રાજાની જીતવતી નામે ઘણી રૂપાળી કન્યા છે, જેને મેં મારી સખી કરી છે તેને વાસ્તે વત્સ સહિત આ ગાયને લઇ જવા ઇચ્છું છું. માટે એને લઇ આવો. કારણ એનું દૂધ પીને મારી સખી મનુષ્ય લોકમાં જરા રહિત થાય. હે સ્વામી ! એ મારૂં પ્રિય કામ તમે કરવા લાયક છો. એવું સાંભળી પોતાની સ્ત્રીનું પ્રિય કરવા સારૂ, ધ્યૌએ પોતાના પૃથુ આદિ લઇ ભાઇઓ સહિત તે ગાયને હરણ કરી, પણ ઋષિ શાપ આપશે, એવો કંઇ વિચાર કર્યો નહીં. તેટલામાં વરૂણ પુત્ર વસિષ્ઠ ઋષિ ફળો લઇને પોતાના આશ્રમે આવ્યા. ત્યાં તેઓએ પોતાની ગાયને દીઠી નહીં તેથી તેને શોધવા સારૂ તેઓ આખા વનમાં ફર્યા, તોપણ ગાય મળી નહીં. ત્યારે તેઓએ દિવ્ય દૃષ્ટિએ જોયું તો "વસુદેવતાઓએ ગાયને હરણ કરી છે," એમ તેઓના જાણવામાં આવ્યું. તત્કાળ ક્રોધવશ થઇને તેઓએ વસુઓને શાપ આપ્યો જે, "મારી સુંદર ગાય જેઓએ હરણ કરી છે, એવા વસુઓ મનુષ્ય લોકમાં અવતરશે, એમાં કંઇ સંશય નથી." એ પ્રમાણે શાપ આપીને મહાત્મા વસિષ્ઠ પાછા તપ કરવા લાગ્યા. એટલામાં તેઓના શાપને સાંભળીને, વસુઓ તેઓને પ્રસન્ન કરવા માટે તેઓની પાસે આવ્યા. ત્યારે વસિષ્ઠ ઋષિએ પ્રસન્ન થઇને તેઓનો અપરાધ ક્ષમા તો ન કર્યો, પણ એટલું કહ્યું કે, એક વર્ષ પછી તમે શાપથી મૂકાશો અને જેને લીધે તમોને મેં શાપ આપ્યો છે, એવો આ ધ્યૌ તો પોતાના કર્મથી મનુષ્ય લોકમાં ઘણા કાળ સૂધી રહેશે ને તે સર્વ શાસ્ત્ર જાણનારો અને ધર્મિષ્ઠ થશે, તથા પોતાના પિતાના હિત વાસ્તે સ્ત્રી ભોગનો ત્યાગ કરી પ્રજા ઉત્પન્ન કરશે નહિ. એમ કહીને વસિષ્ઠ ઋષિ ચાલતા થયા. પછી વસુઓએ મારી પ્રાર્થના કરી કે, "તું મનુષ્ય જાતિમાં સ્ત્રી થા, ને અમે તારા ઉદરથી જન્મ લેઇશું; પણ જન્મતાં વેતજ અમોને ગંગાના પ્રવાહમાં નાખી દેજે." હે શાંતનુ ! એ પ્રમાણે વસુઓએ કહ્યું હતું, તેથીજ મેં તે પુત્રોને પાણીમાં નાખી દીધા. હવે આ એકજ પુત્ર જે ધ્યૌ નામનો વસુ છે, તે આ પૃથ્વીમાં ઘણા કાળ સૂધી રહેશે. વૈશંપાયન કેહે છે કે એટલાં વચન કહી ગંગા પોતાના કુમાર સહિત ત્યાંજ અંતર્ધ્યાન થઇ ગઇ પછી તે ગંગાના પુત્રનું દેવવ્રત એવું નામ પડયું, તથા ગાંગેય નામથી પણ વિખ્યાત થયો; અને શાંતનુ રાજા કરતાં પણ વિશેષ ગુણવાન થયો. હવે ગંગા અંતર્ધ્યાન થઇ જવાથી શાંતનુ રાજા ઘણો શોકાતુર થઇને પોતાના શહેરમાં ગયો તેના વિશેષ ગુણો હું તમોને કહીશ.

शांतनुश्चापि शोकार्तो जगाम स्वपुरं ततः
तस्याहं कीर्तयिष्यामि शांतनोरधिकान् गुणान् ॥

इति श्रीमहाभारत आदिपर्वणि संभवपर्वणि आपवोपाख्याने गुरुप्रा-
षायां नवनवतितमोऽध्यायः ॥ ९९ ॥

## અધ્યાય ૧૦૦ મો. શાંતનુ ને યોજનગંધા.

वैशंपायन उवाच—स राजा शांतनुर्धीमान देवराजर्षिसत्कृत:
धर्मात्मा सर्वलोकेषु सत्यवागिति विश्रुत: ॥

વૈશંપાયન કહે છે—બુદ્ધિમાન્ શાંતનુ રાજા દેવર્ષિ તથા રાજર્ષિઓથી સન્માન પામતો, તથા સર્વ લોકમાં ધર્માત્મા અને સત્ય બોલનારો કેહેવાતો હતો. જીતેન્દ્રિયતા, દાતૃત્વ, ક્ષમા, બુદ્ધિ, લજ્જા, ધૈર્ય અને તેજ, એટલા ગુણો તેનામાં હમેશ રહેતા હતા. તેની ડોકમાં શંખના સરખી રેષાઓ હતી, તથા તેના ખભા ઘણા મોટા હતા. તેનું પરાક્રમ હસ્તિ સરખું હતું, તથા તે સર્વ પરિપૂર્ણ રાજચિન્હોએ કરી યુક્ત હતો. એવો તે ધર્મ અર્થમાં કુશળ રાજા, ભરતવંશ તથા સર્વ પ્રજાની રક્ષા કરતો હતો. તેનાં આચરણો જોઈને બધી પ્રજા પણ ધર્મ પાળતી હતી. તેના રાજ્યથી તેના તાબેદાર રાજ્યોને કંઇ શોક, ભય, અથવા પીડા થતાં નહીં ને તેઓના દિવસો સુખમાં જતા હતા તેથી તેઓ બધાએ તેને પોતાનો રક્ષણ કરનાર માનીને, તેને સર્વ રાજાઓ ઉપર સત્તા ધરાવનાર એવો મહારાજા કર્યો. પછી તેના તાબામાં રહી સર્વ રાજાઓ ધર્મ પાળવા લાગ્યા, ને સર્વ પ્રજા પણ ધર્મવાન થઇ. તે ઇન્દ્ર સરખો પરાક્રમી, સૂર્ય સરખો તેજસ્વી તથા પૃથ્વી સરખો ક્ષમાવાન હતો, ને આ તમારા હસ્તિનાપૂર શહેરમાં રહીને સમુદ્ર પર્યંત પૃથ્વીની રક્ષા કરતો હતો. તેના રાજ્યમાં મૃગ, વરાહ, પશુ તથા પક્ષી ઇત્યાદિ પ્રાણીઓનો, યજ્ઞાદિ ક્રિયા સિવાય કોઈ કાળે અધર્મથી વધ થતો નહીં. એવો અહિંસા ધર્મ જેમાં મુખ્ય છે, એવા પોતાના રાજ્યમાં તે વિનયવાન શાંતનુ રાજા, સર્વ પ્રાણી માત્રની, સમાન દૃષ્ટિએ કરી પોતાની પેઠે રક્ષા કરતો હતો. પછી ગંગા અંતર્ધ્યાન થઈ ગઇ, ત્યારથી સ્ત્રી સુખનો ત્યાગ કરીને, છત્રીશ વર્ષ સુધી શાંતનુ રાજા હમેશ વનમાં ફરવા જતો હતો. કોઇ વખતે મૃગને મારીને તે રાજા ગંગા નદીના કાંઠે આવ્યો, ને થોડું પાણી જોઇને તેણે વિચાર્યું કે, આગળ પ્રમાણે ગંગા કેમ વહેતી નથી ! તેનું કાંઇ કારણ હોવું જોઇએ. એમ વિચારી તે રાજા ગંગાની પાસે આવ્યો. તો દિવ્ય અસ્ત્રો જેણે ધારણ ર્ક્યાં છે એવો ઇન્દ્ર સરખો પરાક્રમી એક સુંદર કુમાર તેના જોવામાં આવ્યો. જેણે તીક્ષ્ણ બાણોના સંધાને કરી ગંગાના પ્રવાહને રોકી રાખ્યો હતો. એવું તે બાળકનું અમાનુષ કર્મ જોઇને રાજા વિસ્મય થયો. વૈશંપાયન કેહે છે—હે જનમેજય ! તે પ્રવાહને રોકી રાખનારો બાળક, જે આગળ શાંતનુ રાજા થકી ગંગાને વિષે ઉત્પન્ન થયો હતો, તેજ હતો પણ રાજાએ તેને જન્મતી વખત જોયો હતો, તેથી તેના ઓળખવામાં તે આવ્યો નહીં. એવી રીતે રાજા વિસ્મય પામ્યા પછી તે કુમાર એકાએક અંતર્ધ્યાન થઇ ગયો. એવું આશ્ચર્ય જોઇને "ગંગા લઇ ગઇ હતી તે એજ મારો પુત્ર હશે." એમ શંકા ધરીને રાજાએ ગંગા નદીને પૂછ્યું કે, એ કુમાર કોણ હતો ? તે મને દેખાડ. તે સાંભળી ઉત્તમ સ્ત્રીનું રૂપ ધારણ કરી, રૂડાં વસ્ત્ર તથા આભરણો પેહેરી, તે કુમારને પોતાની સાથે લઇને ગંગા ત્યાં આવી. પણ રાજાએ જો કે

પૂર્વે તેની સાથે પોતે ઘણો નિવાસ કર્યો હતો, તોપણ આ વખતે તેને ઓળખી નહીં. તે જોઇ ગંગા બોલી કે હે પુરૂષમાં સિંહરૂપ ! હું ગંગા છું, ને તમારાથકી મારે વિષે જે આઠમો પુત્ર ઉત્પન્ન થઇને જીવતો રહ્યો હતો, તેજ આ પુત્ર છે. તે વસિષ્ઠ થકી અંગો સહિત વેદો ભણ્યો છે, યુદ્ધમાં ઇન્દ્ર સરખો પરાક્રમી છે, તથા તેનાં સુર અસુરો પણ વખાણ કરે છે. શુક્રાચાર્ય તથા બૃહસ્પતિ જેવો વિદ્વાન્ છે, તથા અસ્ત્ર વિદ્યામાં પરશુરામ જેવો છે. વળી રાજનીતિમાં ઘણો ચતુર તથા મોટું ધનુષ ધારણ કરનારો છે. આ પુત્રને આટલા દિવસ મેં મોટો કર્યો, હવે એ હું તમોને આપું છું માટે એને તમારે ઘેર લઈ જાઓ. વૈશંપાયન કેહે છે—એ પ્રમાણે ગંગાના કેહેવાથી શાંતનુ રાજા, સૂર્ય સરખા પ્રકાશમાન પોતાના પુત્રને લઇને, ઇન્દ્રની પૂરી સરખી પોતાની સુંદર પૂરીમાં આવ્યો ને તેણે પોતાની સર્વ કામના પૂર્ણ થઇ એમ માની લીધું. પછી તેણે પોતાના ગુણવાન પુત્રને પોતાના રાજ્યમાં થોડીક સત્તા આપી. ત્યારે તે પુત્ર પોતાની સારી ચાલથી, પોતાના પિતા, પૂરૂ કુળના બીજા રાજાઓ, તથા પોતાના દેશના લોકોને ખુશી કરતો એ પ્રમાણે ચાર વર્ષો વીતી ગયા પછી, કોઇવખતે તે શાંતનુ રાજા, યમુના નદીની આસપાસના વનમાં ગયો હશે, જ્યાં તેને ઉત્તમ સુગંધ આવ્યો; જેને સુંઘીને તે સુગંધ ક્યાંથી આવે છે, તે જોવા માટે તે વનમાં પોતે ચોફેર ફરવા લાગ્યો. એટલામાં દેવતા સરખી રૂપવાન એક માછીમારની કન્યા તેના જોવામાં આવી, જેના અંગમાંથી તે સુગંધ આવતો હતો. તે જોઇ રાજાએ તેને પૂછ્યું કે, હે સુંદર નેત્રવાળી ! તું કોની કન્યા છે ? ને અહીં કેમ આવી છે ? તે સાંભળી તે કન્યા બોલી કે, સર્વ માછીમારોમાંના મુખ્યની હું કન્યા છું, ને તેની આજ્ઞાથી હું ધર્મ વાસ્તે આ નાવ ચલાવું છું. એવાં તેનાં મધુર વચન સાંભળી તથા રૂપ પણ સારી રીતે જોઇને શાંતનુ રાજાને તેની ઇચ્છા થઇ, તેથી તે કન્યાના પિતા પાસે જઇ તેણે પોતા વાસ્તે તે કન્યાની માગણી કરી. તે સાંભળી તે માછીમાર બોલ્યો કે હે રાજન ! કન્યા તો જ્યારથી ઉત્પન્ન થઇ ત્યારથીજ પારકાને દેવા વાસ્તે છેઃ પણ મારા મનમાં કંઇ ઇચ્છા છે, જે હું કહું છું તે સાંભળો. જો આ મારી કન્યાને તમે સ્ત્રી કરવા ઇચ્છતા હો, તો હું માંગું તે તમારે આપવું પડશે. તે જો તમે આપતા હો, તો મારી કન્યાને તમારા સરખો બીજો વર કોણ મળનાર છે ? તે સાંભળી શાંતનુ બોલ્યો કે હે ઢીમર ! તું શું માગે છે ? તે મારે જાણવું જોઇએ. જો દેવા લાયક હશે તો દઇશ. માછીમાર બોલ્યો કે હે રાજન ! હું એટલુંજ માગું છું કે, આ મારી કન્યાને વિષે તમારા થકી જે પુત્ર થાય, તેનેજ તમારા પછી રાજ્ય મળે. વૈશંપાયન કેહે છે—હે જનમેજય ! પછી રાજાએ પોતે કામથી પીડાય છે, તોપણ તે માછીમારની માગણી કબુલ રાખી નહીં; ને તે પોતાના શહેરમાં આવ્યો, તેનું ચિત્ત તે કન્યામાં રેહેતું, તેથી તે હમેશ શોકાતુર લાગતો હતો. કોઇ વખતે તેની પાસે આવીને, તેના પુત્ર દેવવ્રતે પૂછ્યું કે હે પિતા ! ચોતરફના રાજાઓ તમારા હિતમાં છે, ત્યારે તમે હમેશ શોકાતુર કેમ દેખાઓ છો ? ને જાણે કેમ ધ્યાન કરતા હો ને બોલો નહીં, તેમ મારી સાથે કંઈ બોલતા નથી ! ઘોડે બેસી બહાર પણ જતા નથી ? શરીર પણ સફેદ તથા દુબળું થઇ ગયું છે ? માટે તમોને શું વ્યાધિ છે તે મને કહો; હું તે ટાળવા ઇચ્છું છું. પુત્રનાં એવાં વચન સાંભળી રાજા બોલ્યો કે હે પુત્ર ! હું હમેશ વિચારમાં રહું છું, તેનું કારણ કહું તે

સાંભળ. મારા કુળમાં તું એકજ પુત્ર છે, વળી નિરંતર શસ્ત્ર ધારણ કરનાર અને પરાક્રમી એવો તું મારે તો સો પુત્ર સરખો છે. પણ ધર્મ જાણનારા પુરૂષોએ કહેલું છે કે, એક પુત્રવાળાને પુત્રવાન જાણવો નહીં. કારણ તે ટળી જાય તો પછી આખા વંશમાં કોણ રહે, ને પુત્ર વિના તેની ગતિ પણ કેમ થાય ? હવે તું તો શરીર સદા ક્રોધી તથા નિરંતર શસ્ત્ર ધારણ કરનારો છે, તેથી કોઈ કાળે સંગ્રામમાં તારી ઉપર આપત્તિ આવી પડે તો પછી મારા કુળમાં કોણ ? તેનો હું શોચ કરૂં છું ને બીજી સ્ત્રી કરવા ઇચ્છું છું. વૈશંપાયન કેહે છે કે, પિતાનાં એવાં વચન સાંભળીને મહા બુદ્ધિમાન્ દેવવ્રતે, વિચાર કરીને તેજ વખતે પોતાના પિતાનું હિત કરનાર જે વૃદ્ધ કારભારી હતો તેની પાસે જઇ, પિતાના શોકનું કારણ પૂછ્યું, ત્યારે તે વૃદ્ધ કારભારીએ તેના પિતાની પેલા માછીમાર સાથે થયેલી વાતચીત યથાર્થ કહી દેખાડી. તે સાંભળી દેવવ્રતે પોતાની સાથે કેટલાક વૃદ્ધ ક્ષત્રિઓને લઇને, તે માછીમાર પાસે જઇ તેની પાસેથી પોતાના પિતા વાસ્તે તેની કન્યાનું માગું કર્યું. તેનો સત્કાર કરી તે માછીમાર બધા ક્ષત્રિયોની સમક્ષ બોલ્યો કે, હે ભરત કુળમાં શ્રેષ્ઠ ! શસ્ત્ર ધારણ કરનારમાં શ્રેષ્ઠ એવો તું શાંતનુ રાજાનો પુત્ર છે, તેને હું શું કહું ? પૂર્વે અસિત નામના દેવર્ષિએ મારી કન્યા માગી હતી, તેને તે મેં આપી નહીં, પણ આ તારા પિતા વેરે તું મારી કન્યા માગે છે તે, જો હું ન આપું તો મારે પસ્તાવું પડે. કારણ સત્યવાન તથા ધર્માત્મા એવા તારા પિતા જેવો સત્યવતીને વર કોણ મળનાર છે ? માટે મારી કન્યા તારા પિતાને હું આપવા ઇચ્છું છું, તો પણ હું કન્યાનો પિતા છું, વાસ્તે કંઇ કહું તે સાંભળ. જો આ મારી કન્યા તારા પિતાને આપું અને તેને જો પુત્રો થાય, તો તે પુત્રોને તારા જેવા બળવાન સાથે રાજ્ય વાસ્તે શત્રુતા કરવી પડે; ને જેનો તું શત્રુ થયો, તે કદી ગંધર્વ અથવા અસુર હોય તોપણ તું જ્યારે ક્રોધ કરે ત્યારે તે ઘણા દિવસ જીવી શકે નહીં. હે રાજાના પુત્ર ! મારે કન્યા દેવા ન દેવામાં એટલોજ વિચાર છે, બીજું કંઇ નથી. વૈશંપાયન કેહે છે—એ પ્રમાણે માછીમારનું બોલવું સાંભળી, બધા ક્ષત્રિયોની સમક્ષ ગંગાનો પુત્ર પોતાના પિતાના હિત વાસ્તે બોલ્યો કે, હે ઢીમર ! જે પ્રમાણે તું કહે છે તેજ પ્રમાણે તારી કન્યાને વિષે જે પુત્ર થશે તેનેજ હું રાજા કરીશ, એ મારૂં બોલવું સત્ય જાણજે, કારણ મારે સત્ય બોલવાનું વ્રત છે. આ પ્રમાણે પ્રતિજ્ઞા કરનાર કોઇ થયો નથી ને થશે પણ નહીં. તે સાંભળી ફરી તે માછીમાર બોલ્યો કે હે સત્ય ધર્મમાં તત્પર ! સત્યવતી વાસ્તે આ ક્ષત્રિયોની સમક્ષ તેં જે પ્રતિજ્ઞા કરી તે તને યોગ્ય છે. હે મહાબાહુ ! એ તારી પ્રતિજ્ઞા વિષે મને કંઇ સંશય નથી. તોપણ મારી કન્યાના સ્નેહથી હું ફરી એક વચન કહું તે સાંભળ. તારી તો મને ચિંતા નથી, પણ તારા પુત્રો થાય તે મારા દૌહિત્રનું રાજ્ય લઇ લે એ વિષે મને મોટું ભય છે. વૈશંપાયન કહે છે—એવાં તેનાં વચન સાંભળી તેનો અભિપ્રાય જાણીને, પોતાના પિતાનું પ્રિય કરવા માટે ગંગાનો પુત્ર ફરી બોલ્યો કે, હે માછીમારમાં મુખ્ય ! આ બધા ક્ષત્રિયો સાંભળે તેમ હું કહું છું જે, રાજ્ય તો મેં પ્રતિજ્ઞા કરીને ત્યાગ કર્યું પણ હવે મારી પ્રજા થાય તેનો તને ભય છે, તે ટાળવા વાસ્તે હું એવો નિશ્ચય કરૂં છું કે જા, આજથી મારે બ્રહ્મચર્ય પાળવું ને પુત્ર વગર પણ મને અક્ષય લોકની પ્રાપ્તિ થશે. એવું સાંભળી તે માછી-

માર ઘણો રાજી થયો ને બોલ્યો કે, આ સત્યવતી કન્યા તારા પિતા શાંતનુને હું આપું છું. વૈશંપાયન કેહે છે એટલામાં આકાશમાંથી અપ્સરાઓ, દેવતાઓ તથા ઋષિઓ ફુલોની વૃષ્ટિ કરવા લાગ્યા, ને બોલ્યા કે, આ ગંગાના પુત્રે આવી ભયંકર પ્રતિજ્ઞા કરી, માટે એ ભીષ્મ કેહેવાશે. પછી ભીષ્મે સત્યવતી પાસે જઇને કહ્યું કે હે માતાજી! આ રથમાં બેસો એટલે આપણે ઘેર જઇએ. એમ કહી તેને રથમાં બેસાડીને હસ્તિનાપુરમાં લઈ આવ્યા; ને પોતાના પિતા પાસે જઇ સત્યવતીને નિવેદન કરી. પછી ભીષ્મનું કોઇથી ન બની શકે એવું કર્મ જોઇને, બધા ક્ષત્રિયો તેને વખાણીને બોલ્યા કે, આ ભયંકર પ્રતિજ્ઞા કરનાર છે. અને શાંતનુ રાજા પણ ભીષ્મનું કર્મ સાંભળીને પ્રસન્ન થયા, ને તેને તેઓએ કહ્યું કે હે નિષ્પાપ! જ્યાં સુધી તું જીવવાની ઇચ્છા રાખીશ, ત્યાં સુધી તારું મરણ થશે નહીં, પણ તારી આજ્ઞાથી તને મૃત્યુ પ્રાપ્ત થશે.

न ते मृत्युः प्रभविता यावज्जीवितुमिच्छसि
त्वत्तोह्यनुज्ञां संप्राप्य मृत्यु प्रभवितानघ ॥

इति श्रीमहाभारत आदिपर्वणि संभवपर्वणि सत्यवतीलाभोपाख्याने गुर्जरभाषायां शततमोऽध्यायः ॥ १०० ॥

## અધ્યાય ૧૦૧ મો. ચિત્રાંગદનું મરણ.

ततो विवाहे निर्वृत्ते स राजा शांतनुर्नृपः
तां कन्यां रूपसंपन्नां स्वगृहेसंन्यवेशयत् ॥

વૈશંપાયન કેહે છે—હવે શાંતનુ રાજાએ તે રૂપવાન કન્યાને તેની સાથે વિહાર કરીને પોતાના ઘરમાં રાખી. પછી તેના થકી તે રાજાને પ્રથમ ચિત્રાંગદ તથા પછી વિચિત્રવીર્ય નામે બે પરાક્રમી પુત્રો થયા. તેમાં વિચિત્રવીર્ય બાળક હતો, તેટલામાંજ બુદ્ધિમાન્ શાંતનુ સ્વર્ગવાસી થયા. પછી ભીષ્મે પોતાની માનો મત લઇ ચિત્રાંગદને રાજ્યનો અભિષેક કર્યો ત્યારે ચિત્રાંગદ રાજગાદી ઉપર બેસતાંજ પોતાના શૌર્યથી બધા રાજાઓ, દેવતાઓ, અસુરો તથા મનુષ્યનો તિરસ્કાર કરવા લાગ્યો, ને કોઇને પોતાની બરોબર ગણતો નહીં. તેવામાં ગંધર્વોનો બળવાન એવો ચિત્રાંગદ નામે રાજા તેની સાથે યુદ્ધ કરવા આવ્યો. તેથી કુરૂક્ષેત્રમાં સરસ્વતી નદીને તીરે તે બેઉનું ત્રણ વર્ષ સુધી મોટું યુદ્ધ ચાલ્યું. તેમાં તે ચિત્રાંગદ ગંધર્વને હાથે માર્યો ગયો. તે વાત સાંભળીને ભીષ્મે તેની વિધિવત્ ઉત્તર ક્રિયા કરી, ને તેનો નાનો ભાઈ માહાબાહુ વિચિત્રવીર્ય બાળક હતો, તોપણ તેને રાજ્ય ઉપર બેસાડયો. પછી ધર્મશાસ્ત્રમાં કુશળ એવા શાંતનુના પુત્ર ભીષ્મનો સત્કાર કરતો ને ભીષ્મ પણ ધર્મથી તેની રક્ષા કરતા હતા.

स धर्मशास्त्रकुशलं भीष्मं शांतनवं नृपः
पूजयामास धर्मेण सचैनं प्रत्यपालयत् ॥

इति श्रीमहाभारते आदिपर्वणि संभवपर्वणि चित्रांगदोपाख्याने गुर्जरभाषायां एकाधिकशततमोऽध्यायः ॥ १०१ ॥

## અધ્યાય ૧૦૨ જો. કાશીરાજ કન્યાઓનું હરણ.

**वैशंपायन उवाच—हते चित्रांगदे भीष्मो बाले भ्रातरि कौरव**

**पालयामास तद्राज्यं सत्यवत्यामते स्थितः ॥**

વૈશંપાયન કેહે છે—હે જનમેજય ! એ પ્રમાણે ચિત્રાંગદ મરણ પામ્યા પછી, પોતાનો ભાઇ વિચિત્રવીર્ય બાળક હતો વાસ્તે સત્યવતીના કેહેવાથી તે રાજ્ય ભીષ્મજ ચલાવતા હતા. પછી વિચિત્રવીર્ય જુવાનીમાં આવ્યો તે જોઇને ભીષ્મે તેના વિવાહનો વિચાર કર્યો. તેટલામાં તેના સાંભળવામાં આવ્યું કે, કાશી રાજાની અપ્સરાઓ સરખી ત્રણ કન્યાઓ એકજ વખતે સ્વયંવરમાં વરનારીઓ છે. તે સાંભળી પોતાની મા સાથે વિચાર કરીને, શત્રુઓને જીતનાર તથા રથીઓમાં શ્રેષ્ટ એવા ભીષ્મ, એકજ રથ લઇને કાશીપૂરી પ્રત્યે ગયા; ને ત્યાં સ્વયંવરમાં ગયા તો ચોતરફથી આવેલા રાજાઓ બેઠેલા જણાયા, ને તે કન્યાઓ પણ ઉભી હતી. તે જોઈ ભીષ્મ પણ બેઠા. પછી કાશી રાજાની આજ્ઞાથી તે કન્યાઓની પાસે બધા રાજાઓનાં નામ તથા ગુણો કેહેવા માંડ્યાં, ત્યારે શાંતનુના પુત્ર ભીષ્મનું પણ નામ આવ્યું. તેને વૃદ્ધ જોઇને તે પરમ સુંદર કન્યાઓ આગળ ચાલી. ત્યારે ત્યાં બેઠેલા કે, માથાના કેશ જેના સફેદ થઇ ગયા છે એવો આ ધર્માત્મા વૃદ્ધ ભીષ્મ અહીં કેમ લજાતો નથી ? લોકોમાં એણે બ્રહ્મચર્યની પ્રતિજ્ઞા કરીછે, તે પણ વૃથા લાગે છે. વૈશંપાયન કેહેછે–રાજાઓનાં એવાં કઠોર વચન સાંભળી યુદ્ધ કરનારાઓમાં શ્રેષ્ટ ભીષ્મ, ક્રોધ કરીને તે રાજાઓ પ્રત્યે મેઘ સરખી વાણીએ કરી કેહેવા લાગ્યા કે, બ્રહ્માદિક આઠ વિવાહોમાં રાક્ષસ વિવાહ ક્ષત્રિયોને શ્રેષ્ટ કહેલો છે, માટે તે પ્રમાણે બળાત્કારથી આ કન્યાઓને હું લઇ જાઉં છું એમ કહી તે કન્યાઓને રથમાં બેસાડીને તે જલદીથી ચાલતા થયા; ને તે રાજાઓને તથા કાશિ રાજાને પણ કેહેતા ગયા કે, તમારાથી થાય તે કરી લેજો. ભીષ્મનાં એવાં વચન સાંભળી તે રાજાઓ અત્યંત ક્રોધાયમાન થયા, ને દાંતે કરી ઓઠ કચરતા થકા પોતાના બાહુઓ ઠોકવા લાગ્યા. પછી તેઓના હુકમથી સારથીઓએ રથો તૈયાર કરી તેઓની પાસે આણ્યા. તે રાજાઓ લાલ નેત્રો તથા વાંકી ભ્રકુટી કરીને ઉતાવળથી બેઠા, અને અનેક શસ્ત્રો લઇને ભીષ્મની પછવાડે દોડ્યા. રસ્તામાં તેઓના કેટલાક આભરણો પડતા ગયા તેની તેઓએ દરકાર પણ કરી નહીં. પછી તે રાજાઓ અને ભીષ્મની વચ્ચે મોટું યુદ્ધ થયું, તેમાં તે રાજાઓએ હજારો બાણે કરી ભીષ્મને, વાદળાં જેમ વરસાદથી પર્વતને વીંટી લે તેમ વિંટી લીધા ભીષ્મે બાણોએ કરી ચોફેરથી ટાળી દરેક રાજા ઉપર ત્રણ ત્રણ બાણો નાખ્યા. ફરી તે દરેક રાજાએ ભીષ્મ ઉપર પાંચ પાંચ બાણો ફેંક્યાં, જેને વીંધીને ફરી ભીષ્મે પરાક્રમથી તેઓ ઉપર બબ્બે બાણો નાખ્યા. એવી રીતે યુદ્ધ કરતાં ભીષ્મે હજારો મસ્તકો, ધનુષો, ધ્વજાઓ તથા કવચો કાપી નાખ્યાં. એવી તે ભીષ્મની ચાલાકી જોઇને શત્રુઓ પણ તેને વખાણવા લાગ્યા. હે જનમેજય ! એ પ્રમાણે બાણ તથા શક્તિ ઇત્યાદિ આયુધે કરી વ્યાપ્ત એવું તે યુદ્ધ, દેવ તથા અસુરોના યુદ્ધ જેવી જેને ઉપમા અપાય એવું મહા ભયંકર થયું. પછી તે સર્વ રાજાઓને જીતીને શસ્ત્ર ધરનારાઓમાં શ્રેષ્ટ ભીષ્મ, તે ત્રણે કન્યાઓને સાથે લઇ પોતાના શેહેર ભણી ચાલ્યા. તે જોઇ સ્ત્રીની જેને ઇચ્છા છે, એવો

મહાબાહુ તથા બળવાન શાલ્વ રાજા તેની પછવાડે દોડયો અને તેની પાસે જઇ ક્રોધથી બોલ્યો કે ઉભો રેહે, સ્ત્રીને લઇને કયાં જાય છે ? શાલ્વનાં એવાં વચન સાંભળીને તે પુરૂષમાં સિંહ સરખા ભીષ્મે, ધૂમાડા વગરના અગ્નિની પેઠે જ્વલાયમાન થઇને, નિર્ભયતાથી પોતાનો રથ તેની સામે પાછો વાળ્યો. ત્યારે ત્યાં બધા રાજાઓ ભીષ્મ તથા શાલ્વનું યુદ્ધ જોવા ઉભા રહ્યા. પછી શાલ્વે હજારો બાણોએ કરી ભીષ્મને વીંટી લીધો. તે જોઇને બધા રાજાઓ વિસ્મય પામી ખુશી થઇને "સારૂં થયું" એમ કહેવા લાગ્યા, ને તેના હાથની ચાલાકી જોઈ તેને વખાણવા લાગ્યા. એટલામાં ભીષ્મે ક્રોધથી પોતાના સારથિને કહ્યું કે, આ મારો રથ શાલ્વ રાજાની આગળ ઘણોજ નજીકમાં રાખ, ને જ્યાં સુધી ગરૂડ જેમ સર્પને મારે તેમ હું તેને મારૂં નહીં ત્યાં સુધી ત્યાંથી ખસેડજ મા. ત્યારે સારથિએ તેના કહ્યા પ્રમાણે કર્યું, એટલે તેણે પ્રથમ વારૂણાસ્ત્ર મોકલીને શાલ્વના ચારે ઘોડા રોકી રાખ્યા, અને તેના તરફથી આવતા બાણોનો નાશ કરી તેના સારથિને માર્યો. પછી ઐંદ્ર અસ્ત્રે કરી તેના ઘોડા પણ ભીષ્મે મારી નાખ્યા, પણ તેને માર્યો નહીં. એ પ્રમાણે ભીષ્મે શાલ્વને હરાવીને તેને જીવતો મૂકી દીધો. પછી તે પોતાના શેહેરમાં જઈ ધર્મથી પોતાનું રાજ્ય કરવા લાગ્યો. અને તે બેઉનું યુદ્ધ જોવા સારૂ જે રાજાઓ ઉભા રહ્યા હતા, તે પણ પોતાના દેશ પ્રત્યે ગયા. પછી મહા પરાક્રમી ભીષ્મ પણ તે ત્રણે કન્યાઓને લેઇને હસ્તિનાપૂર ભણી ચાલ્યા. રસ્તામાં પોતાની બેનો, પુત્રિઓ અથવા પુત્રવધૂઓની પેઠે તે કન્યાઓનું રક્ષણ કરતા થકા, તેઓ થોડાક કાળમાં કેટલાંક વનો, નદીઓ, પર્વતો તથા અનેક તરેહના વૃક્ષોને ઉલ્લંઘન કરીને હસ્તિનાપૂરમાં આવ્યા. પછી પોતાની મા સત્યવતી સાથે વિચાર કરીને ભીષ્મે, પોતાના નાના ભાઇ વિચિત્રવીર્ય સાથે તે કન્યાઓના વિવાહની તૈયારી કરી. ત્યારે તે ત્રણે કન્યાઓમાંથી સઉથી મોટી અંબા નામની કન્યા હસીને ભીષ્મ પ્રત્યે બોલી કે, હું તો શાલ્વ રાજાને મનથી વરી ચૂકી છું, ને મારા પિતાની પણ મને તેનેજ આપવાની ઇચ્છા હતી; તેથી સ્વયંવરમાં હું તેનેજ વરનારી હતી. હે ધર્મ જાણનાર! એ વાત જાણીને જેમ ઘટે તેમ કરો. એવું અંબાનું બોલવું સાંભળીને ભીષ્મે, વેદ ભણેલા બ્રાહ્મણો સાથે વિચાર કર્યો ને તેને શાલ્વ રાજા પાસે જવાની રજા આપી. પછી અંબિકા તથા અંબાલિકા નામે જે બે નાની કન્યાઓ હતી તેઓને વિચિત્રવીર્ય સાથે પરણાવી. પછી તે રૂપાળી, યુવા અવસ્થામાં આવેલી, તથા સુંદર કેશવાળી કન્યાઓ સાથે વિચિત્રવીર્ય ખુશીથી વિહાર કરતો, ને તે કન્યાઓ પણ તેને પોતાનો યોગ્ય પતિ જાણીને તેનો રૂડી રીતે સત્કાર કરતી. એ પ્રમાણે વિહાર કરતાં સાત વર્ષો ગયાં, તેટલામાં અશ્વિનીકુમાર સરખા રૂપવાન, દેવ સરખા પરાક્રમી, તથા એકાંતમાં સ્ત્રીઓનાં ચિત્ત હરનાર વિચિત્રવીર્યને ક્ષયરોગ થયો. ત્યારે તેના સંબંધીઓએ ઘણા હુશીઆર વૈદ્યો પાસેથી તેનો યત્ન કરાવ્યો. તોપણ સૂર્ય જેમ અસ્ત થાય તેમ તે કુરૂકુલનો કુમાર સ્વર્ગવાસી થયો. તેની મા સત્યવતી, ગંગાના પુત્ર ભીષ્મ તથા સર્વ પ્રજા ઘણી દિલગીર થઈ પછી સત્યવતીના કેહેવા પ્રમાણે કુરૂકુલમાં શ્રેષ્ટ એવા બધા સંબંધીઓ તથા ઋત્વિજ બ્રાહ્મણો સહિત વિચિત્રવીર્ય રાજાની સર્વ પ્રેતક્રિયા શોકાતુર એવા ધર્માત્મા ભીષ્મે કરાવી.

धर्मात्मा स तु गांगेयश्चिंताशोकपरायणः
प्रेतकार्याणि सर्वाणि तस्य सम्यगकारयत् ॥

इति श्रीमहाभारत आदिपर्वणि संभवपर्वणि विचित्रवीर्योपरमे गुर्जर-भाषायां द्व्यधिकशततमोऽध्यायः ॥ १०२ ॥

## અધ્યાય ૧૦૩ જો. ભીષ્મ સત્યવતીનો સંવાદ.

**वैशंपायन उवाच—ततः सत्यवती दीना कृपणा पुत्रगृद्धिनी**
**पुत्रस्य कृत्वा कार्याणि स्नुषाभ्यां सहभारत ॥**

વૈશંપાયન કેહે છે—હવે પોતાની વહુઓ સહિત કૃપણ, દીન તથા પુત્રને ઇચ્છનારી સત્યવતીએ પણ પોતાના પુત્રની ક્રિયા કરી. પછી તે વહુઓનો આશ્વાસના કરી, ધર્મ વિચારીને સત્યવતીએ ગંગાના પુત્ર ભીષ્મને કહ્યું કે હે પુત્ર! નિરંતર ધર્મ પાળનાર તથા યશસ્વિ એવા શાંતનું રાજાને તુંજ પિંડ આપનારો પુત્ર રહ્યો છે. જેમ શુભ કર્મો સ્વર્ગ આપ્યા વગર રહેતાં નથી, ને સત્ય આયુષ્ય આપ્યા વગર રેહેતું નથી, તેમ તું ધર્મ પાળ્યા વગર રેહેવાનો નથી. કારણ ધર્મોને સંક્ષેપ તથા વિસ્તારથી તું જાણે છે. તેમ વિવિધ પ્રકારની શ્રુતિઓ તથા વેદનાં અંગો પણ તારાથી અજાણ્યાં નથી. તેથી સંકટની વખતે કેમ વર્તવું, તે વિષે શુક્રાચાર્ય તથા બૃહસ્પતિ જેટલું તું જાણે છે માટે હે ધર્મ પાળનારાઓમાં શ્રેષ્ઠ! તારે વિષે અત્યંત વિશ્વાસ રાખીને જે કામ કરવાને હું તને આજ્ઞા આપું તે તું કરવા લાયક છે. હે પુરૂષમાં શ્રેષ્ઠ. આ તારો પ્રિય ભાઈ વિચિત્રવીર્ય બાળકપણામાં પુત્ર વગર મરણ પામ્યો, ને તેની આ જુવાન તથા રૂપાળી બે સ્ત્રીઓ જે કાશિરાજાની કન્યાઓ છે, તેઓને તો હજુ પુત્ર ઉત્પન્ન કરવાની ઇચ્છા છે માટે મારી આજ્ઞાથી તેઓને તું ધર્મથી સ્ત્રીઓ કરીને તેઓમાં પુત્રો ઉત્પન્ન કર, જેથી આપણા પિતૃઓ નિરાશ થાય નહીં, વૈશંપાયન કેહે છે–હે જનમેજય! એજ પ્રમાણે બીજા સગાઓ પણ ભીષ્મને કેહેવા લાગ્યા. ત્યારે તે ધર્માત્મા ભીષ્મ ધર્મથી પોતાની મા પ્રત્યે બોલ્યા કે હે માતાજી! તમે જે કામ કરવા મને કહો છો, તે પરમ ધર્મ છે, એમાં સંશય નથી ને તે મારે કરવું પણ જોઇએ. પણ તમારા પિતાએ, તમોને મારા પિતાને આપતી વખતે મારી પાસેથી માગી લીધું છે કે, મારે પ્રજા ઉત્પન્ન કરવી નહીં. તે પ્રમાણે મેં તેવી પ્રતિજ્ઞા કરી છે, જે તમે પણ જાણો છો. એ મારી પ્રતિજ્ઞા સત્ય છે. તે વાસ્તે કદાચ મારે ત્રિલોકી તથા દેવતાઓનું રાજ્ય હોય, ને તે ત્યાગ કરવું પડે તો તે હું કરૂં, પણ મારૂં બોલેલું ફેરવું નહીં. કદાચ પૃથ્વી, જળ, તેજ, વાયુ, ને આકાશ એ પાંચ મહાભૂતો પોતાના ગંધ, રસ, રૂપ, સ્પર્શ તથા શબ્દ એ પાંચે ગુણોને મૂકી દે, સૂર્ય પોતાની કાંતિને મૂકે, ચંદ્ર પોતાની શીતળતા છોડી દે, ધૂમકેતુ ઉષ્ણતાને મૂકે, ઇન્દ્ર પોતાના પરાક્રમને છોડે, તથા ધર્મરાજા ધર્મને મૂકે, તોપણ હે મા! હું ક્યારે પણ મારૂં સત્ય મૂકનાર નથી. એ પ્રમાણે ભીષ્મનાં વચન સાંભળી સત્યવતી ફરી બોલી કે હે સાચા પરાક્રમવાળા! તેં પ્રજા ન કરવા વિષે જે પ્રતિજ્ઞા કરી છે, તે હું જાણું છું. તોપણ સંકટની વખતે કેવો ધર્મ પાળવો તે વિષે વિચાર કરીને, જે રીતે કુળની વૃદ્ધિ થાય, તથા આપણા સંબંધીઓ ખુશી થાય, અને ધર્મ પણ જાય નહીં તે રીતે કર. એ પ્રમાણે વંશની ઇચ્છા રાખનારી તથા દીન એવી પોતાની મા સત્યવતીનું બોલવું સાંભળીને, ભીષ્મ ફરીથી બોલ્યો કે, હે

મા ! જે તમે કહો છો તે સર્વે ખરૂં છે, ને હું પણ જાણું છું, પણ ક્ષત્રિયને પોતાની પ્રતિજ્ઞા મૂકવી યોગ્ય નથી, માટે હે મા ! હવે જેથી આ પૃથ્વીમાં શાંતનુ રાજાનો અક્ષય વંશ થાય, એવો પરંપરાથી ચાલતો આવેલો ધર્મ હું તમોને કહું છું તે સાંભળીને તથા લોકોની રીત પણ જોઇને, આપદ્ધર્માર્થમાં કુશળ અને બુદ્ધિમાન એવા પુરોહિતોએ સહિત જેમ કરવું ઘટે તેમ કરો.

श्रुत्वा तं प्रतिपद्यस्व प्राज्ञैः सह पुरोहितैः
आपद्धर्मार्थकुशलैर्लोकतंत्रवेक्ष्य च ॥

इति श्रीमहाभारत आदिपर्वणि संभवपर्वणि भीष्मसत्यवतीसंवादे गुर्जरभाषायां त्र्यधिकशततमोऽध्यायः ॥ १०३ ॥



## અધ્યાય ૧૦૪ થો. દીર્ઘતમાનો અત્યાચાર.

भीष्म उवाच—जामदग्न्येन रामेण पितुर्वधममृष्यता
राजापरशुना पूर्वं हैहयाधिपतिर्हतः ॥

ભીષ્મ કેહે છે--પૂર્વે પોતાના પિતાનો વધ નહી સહન કરતા એવા જમદગ્નિના પુત્ર પરશુરામે, હૈહય દેશના અધિપતિ સહસ્રાર્જુનને મારો. પછી ધનુષ્ય લઇ રથમાં બેસી તેણે આખી પૃથ્વીમાં ફરીને બધા ક્ષત્રિયોને મારી નાખ્યા. એ પ્રમાણે તેણે એકવીશવાર કર્યું. તેથી પૃથ્વિમાં કોઇ ક્ષત્રિય રહ્યો નહીં ત્યારે તે ક્ષત્રિયોની બધી સ્ત્રીઓએ વેદને પાર પામેલા બ્રાહ્મણો સાથે સમાગમ કરીને પુત્રો ઉત્પન્ન કર્યા. તે સર્વ ક્ષત્રિયા કેહેવાયા કારણ વેદમાં એવો નિશ્ચય છે જે, જેનું ક્ષેત્ર હોય તેનીજ પ્રજા કેહેવાય. હે મા ! એ માર્ગ પરંપરાથી ચાલ્યો છે. વળી એક પુરાતન વાત તમોને કહું છું તે સાંભળો. પૂર્વે દેવતાઓના ગુરૂ બૃહસ્પતિના મોટા ભાઇ ઉતથ્ય નામે એક બુદ્ધિમાન ઋષિ હતા, તેની મમતા નામની એક સુંદર સ્ત્રી હતી. તેની પાસે જઇ કોઇ દિવસે બૃહસ્પતિ કામાતુર થયા તે જોઇ મમતા બોલી કે, તારા ભાઇ થકી મારે વિષે ગર્ભ રહેલો છે, માટે દૂર રેહે. એ ગર્ભ મારા ઉદરમાંજ અંગો સહિત વેદો ભણ્યો છે. એ પ્રમાણે મમતાએ ના કહી તોપણ બૃહસ્પતિથી રેહેવાયું નહિં. તેની ઇચ્છા ન છતાં પણ તેણે તેના ઉપર બળાત્કાર કરવા માંડ્યો. ત્યારે તેના ગર્ભમાં રહેલો બાળક બોલ્યો કે હે તાત ! હું ગર્ભમાં રહેલો છું, તેને પીડા થાય એવું કામ કરવાને તમે લાયક નથી. વૈશંપાયન કેહે છે—એવું તે બાળકનું કેહેવુ પણ બૃહસ્પતિએ સાંભળ્યું નહીં, ને તેની ઉપર બળાત્કાર કર્યો ત્યારે તે બૃહસ્પતિએ ક્રોધ કરીને ગર્ભમાં રહેલા બાળકનો તિરસ્કાર કરી. તેને શાપ આપ્યો કે, " તે મારૂં વીર્ય બાહાર કાહાડી નાંખ્યું વાસ્તે તું આંધળો થઇશ. " પછી તે બાળક બૃહસ્પતિના શાપથી આંધળો અવતર્યો, ને તેથી તેનું નામ દીર્ઘતમા એવું પડયું તે ઘણો વિદ્વાન્ હતો, તેથી તેને યુવા અવસ્થામાં આવેલી તથા સુંદર રૂપવાળી પ્રદ્વેષી નામે કન્યા મળી. તેને વિષે તે મહાત્માએ ગૌતમાદિ પુત્રો ઉત્પન્ન કર્યા, તોપણ તેનો કામ શાન્ત થયો નહીં. ત્યારે તેણે લજ્જા મૂકીને પશુની પેઠે પ્રકાશ મૈથુન કરવા માંડયું. તે જોઇને તેના આશ્રમની આસપાસ રહેનારા બધા મુનિ-

ઓએ વિચાર કર્યો કે, આ દીર્ઘતમાએ મર્યાદા મૂકી દીધી છે, માટે એ પાપી હવે અહીં આશ્રમમાં રેહેવા લાયક નથી. આપણે બધા, એનો ત્યાગ કરીએ એવો વિચાર કરી તેઓએ તેનો ત્યાગ કર્યો. પછી તેની સ્ત્રીએ પણ તેનો અનાદર કરવા માંડ્યો. તે જોઇ દીર્ઘતમાએ તેને કહ્યું કે, તું મારો અનાદર કેમ કરે છે ! પ્રદ્વેષી બોલી કે, સ્ત્રીને સ્વામિ ભર્તા કેહેવાય છે, તેનું કારણ એ જે તેણે અન્નાદિકે કરી તેનું ભરણ પોષણ કરવું, તેથી પતિ કેહેવાય છે; તેનું કારણ એ જે તેણે તેનું પાલન કરવું. પણ આ તો તમે આંધળા હોવાથી પુત્રોસહિત તમારૂં ભરણ પોષણ મારે કરવું પડે છે. તે જો કે હું અશક્ત છું ને શ્રમથી પીડાઉ છું તોપણ કરૂંછું, પણ હવે તે નહીં કરૂં. એવાં સ્ત્રીનાં વચન સાંભળી દીર્ઘતમા બોલ્યો કે, મને કોઈ ક્ષત્રિય પાસે લઇ જા, તો તેની પાસેથી જે કંઈ ધનાદિક મળશે તે હું તને આપીશ, જેથી આપણું ભરણ પોષણ થશે. પ્રદ્વેષી બોલી કે હે વિપ્ર ! તમારા આપેલા ધનની હવે હું ઇચ્છા કરતી નથી કારણ તમે પશુચર્યા કરવા માંડી છે; ને તેથી તમારી સાથે રેહેવામાં મને ઘણું દુઃખ થાય છે. હવે તમે તમારી ઇચ્છામાં આવે તેમ કરો, હું મારે બીજો પતિ કરીશ. તે સાંભળી દીર્ઘતમા બોલ્યો જે, આજથી સ્ત્રીએ આખી જીંદગામાં એકજ પતિ કરવો; તે કદાચ જીવતો અગર મરી ગયો હોય, તોપણ આસક્તિથી તેણે બીજો પતિ કરવો નહીં; ને જો કરશે તો પાપી થશે, તથા તેની જગત્‌માં નિંદા થશે. પણ જો પુત્ર ઉત્પન્ન કરવા વાસ્તેજ તે બીજો પતિ કરશે તો તેમાં તેને દોષ નથી. એવું સાંભળી તેની સ્ત્રી પ્રદ્વેષીએ અતિ કોપાયમાન થઇને, પોતાના ગૌતમાદિ પુત્રોને કહ્યું કે હે પુત્રો ! આ તમારા પિતાને બાંધી, એક હોડકામાં નાંખીને, તે હોડકું ગંગાજીમાં તરાવી દ્યો, તે સાંભળી તે બાળક પુત્રોએ તે પ્રમાણે કર્યું. પછી તે દીર્ઘતમા જેમાં બેઠો હતો, તે હોડકું તણાતું તણાતું ઘણેદૂર નીકળી ગયું. તે સર્વ ધર્મ જાણનારાઓમાં શ્રેષ્ઠ એવો બલિ નામે રાજા ગંગામાં સ્નાન કરતો હતો, તેની પાસે જઇ નીકળ્યું. તેને જોઇ રાજાએ દીર્ઘતમાને તેમાંથી ઉતારી લીધો ને તેને પોતાને ઘેર લઇ ગયો. પછી તેને ઋષિ જાણીને તે રાજાએ કહ્યું કે હે મોટા ભાગ્યવાળા ! તમે મારી સ્ત્રીઓને વિષે મારા વંશની વૃદ્ધિ વાસ્તે, ધર્મ અર્થમાં કુશળ એવા પુત્રોને ઉત્પન્ન કરવા લાયક છો. તે સાંભળી દીર્ઘતમાયે કહ્યું કે ઠીક. પછી રાજાએ તેની પાસે પોતાની સુદેષ્ણા નામની સ્ત્રીને મોકલી. પણ તે આંધળો તથા વૃદ્ધ હોવાથી તેને તેની પાસે જવું ગમ્યું નહીં; તેથી તેણે પોતાની દાસીને તેની પાસે મોકલી. જેને વિષે તે ઋષિયે કાક્ષિવાન આદિ અગિયાર પુત્રો ઉત્પન્ન કર્યા. તે જોઇને તે રાજાએ તે ઋષિ પાસે જઇને કહ્યું કે, એ મારા પુત્રો મને આપો. ત્યારે ઋષિ બોલ્યો જે, એ પુત્ર મારા છે, કારણ તારી મૂઢ એવી સુદેષ્ણા સ્ત્રી, મને અંધ તથા વૃદ્ધ જોઇને મારી પાસે આવી નથી. પણ પોતાને બદલે તેણે પોતાની દાસીને મોકલી, જે થકી આ પુત્રો થયેલા છે. એ પ્રમાણે દાસી થકી થયા તેથી મારા છે, માટે હું આપીશ નહીં. એવું સાંભળી તે રાજાએ ફરીથી તે ઋષિને પ્રસન્ન કર્યો. ફરી તેની પાસે પોતાની સુદેષ્ણા સ્ત્રીને મોકલી. જેને વિષે તેણે અંગ, વંગ, કલિંગ, પુંડ્ર, અને સુહ્મ નામે પાંચ પુત્રો ઉત્પન્ન કર્યા જેઓને તે રાજાએ રાખ્યા. પછી તે પુત્રો જ્યારે મોટા થયા, ત્યારે એવા પરાક્રમી થયા કે, તેઓના નામથીજ વિખ્યાત થયા, ભીષ્મ કેહે છે—એવી રીતે બલિનામે રાજાનો વિખ્યાત વંશ પૂર્વે મહર્ષિ થકી થયો હતો;

ને એજ પ્રમાણે મોટા ધનુષ ધરનારા, પરમ ધર્મને જાણનારા તથા મહા બળવાન બીજા પણ ક્ષત્રિયો બ્રાહ્મણો થકી પૃથ્વીમાં ઉત્પન્ન થયેલા છે. હે માતાજી! એ સાંભળીને તમે પણ તમારી ઇચ્છામાં આવે તેમ કરો, ને કોઈ ગુણવાન બ્રાહ્મણને ધન આપીને બોલાવો, જે વિચિત્રવીર્યના ક્ષેત્રામાં પ્રજા ઉત્પન્ન કરે.

**ब्राह्मणो गुणवान् कश्चिद् धनेनोपनिमंत्र्यतां**
**विचित्रवीर्यक्षेत्रेषु यः समुत्पादयेत्प्रजाः ॥**

**इति श्रीमहाभारत आदिपर्वणि संभवपर्वणि भीष्मसत्यवतीसंवादे गुर्जरभाषायां चतुरधिकशततमोऽध्यायः ॥ १०४ ॥**

## અધ્યાય ૧૦૫ મો. વ્યાસોત્પત્તિની કથા.

**वैशंपायन उवाच—ततः सत्यवती भीष्मं वाचा संसज्जमानया**
**विहसंतीव सव्रीडमिदं वचनमब्रवीत् ॥**

વૈશંપાયન કેહે છે—પછી જાણે હસતી હોયની તેમ, સત્યવતી લજાતી પોતાના પુત્ર ભીષ્મને અચકાતી વાણીએ કરી કેહેવા લાગી કે, હે મહાબાહો, તું જે કેહે છે તે સત્યછે. અને હું પણ આપણા કુળની વૃદ્ધિ વાસ્તે તારા વિશ્વાસથી તને કહું છું તે સાંભળ. એ ન કહેવાની વાત આ સંકટને વખતે મારે કેહેવી પડે છે, કારણ આપણા કુળમાં ધર્મરક્ષક તથા સત્ય બોલનારો તુંજ છે. માટે હું કહું તે સાંભળીને જેમ તારે કરવું ઘટે તેમ કર. મારા પિતાએ લોકોને યમુના પાર ઉતારવા વાસ્તે ધર્મની એક નૌકા રાખી હતી. જે ચલાવવાનું કામ તેણે મને સોંપેલું હતું. કોઇ વખતે ધર્મ જાણનારાઓમાં શ્રેષ્ઠ અને બુદ્ધિમાન્ એવા પરાશર ઋષિ યમુના પાર ઉતરવા સારૂ ત્યાં આવ્યા, તેઓને હું નૌકામાં બેસાડીને યમુના પાર ઉતારતી હતી, ત્યાં રસ્તામાં મને મારી પેહેલી યુવા અવસ્થામાં આવેલી જોઇને તે મુનિને કામ ઉત્પન્ન થયો. ત્યારે તેઓએ મને મીઠી વાણીએ કરી પોતાનું જન્મ તથા કુળ કહી દેખાડયું, ને પછી મારા જન્મ વિષે પૂછયું; એટલે મેં કહ્યું જે હું ઢીમરની કન્યા છું. પછી તે મને લોભાવવા લાગ્યા, ત્યારે "હું ના કહીશ તો મને શાપ આપશે," એવા ભયથી મેં તેને ના કહ્યું નહીં. ત્યારે ચોફેર ઝાકળથી અંધારૂં કરીને, હું બાળકને તેઓએ પોતાના તેજથી ત્યાં નૌકામાંજ વશ કરી. ને પછી મારા શરીરમાં માછલા સરખો ગંધ હતો તે ટાળીને આ સુંદર ગંધ આપ્યો ને કહ્યું કે, "આ મારો ગર્ભ આ યમુનાના બેટમાં મૂકી દે, ને તારૂં કન્યાપણું જશે નહીં" એ પ્રમાણે કન્યાકાળમાં મારાથી થયેલો પરાશરનો પુત્ર દ્વૈપાયન એવે નામે મહાયોગી થયો છે. જે તપે કરી લોકોમાં વ્યાસ નામથી વિખ્યાત થયેલો છે, એવો તે તપસ્વી તથા સત્યવાદી મારો પુત્ર ઉત્પન્ન થતાંજ વનમાં ચાલી નીકળ્યો છે. તેને આપણે બેઉ જણ આજ્ઞા કરશું તો જરૂર તે ભાઇના ક્ષેત્રોમાં સુંદર પુત્રો ઉત્પન્ન કરશે હે ભીષ્મ! જતી વખતે તેણે મને કહ્યું હતું કે, "જ્યારે કષ્ટ પડે ત્યારે મને યાદ કરજે;' માટે જો તારી મરજી હોય તો હું તેને યાદ કરૂં. વૈશંપાયન કેહે છે—એ પ્રમાણે સત્યવતીએ પોતાથકી થયેલા વ્યાસજીની વાત કહી દેખાડી તે સાંભળી તેને હાથ જોડી ભીષ્મ કેહેવા લાગ્યા કે હે મા! તમે જે કહ્યું તે

ધર્મયુક્ત તથા આપણા કુળને પણ હિતરૂપ છે, ને તે મને પણ અત્યંત રૂચે છે. કારણ એમ કરવાથી ધર્મ, અર્થ ને કામ એ ત્રણે પુરૂષાર્થ સચવાય છે. પરિણામે પણ તેમાંથી સુખ ઉપજશે, માટે એમ કરવું, એ બુદ્ધિમાનનું કર્તવ્ય-કામ છે. વૈશંપાયન કહે છે. પછી એ પ્રમાણે ભીષ્મના અનુમતથી સત્યવતીએ પોતાના પુત્ર વ્યાસજીનું ચિંતન કર્યું, તેટલામાંજ તેઓ વેદ ભણતા ભણતા એકાએક ત્યાં આવી ઉભા રહ્યા. તેનો વિધિપૂર્વક સત્કાર કરીને સત્યવતી તેને બે હાથે ભેટી; ને તેને ઘણેક કાળે જોયો તેથી તેના સ્તનમાંથી સ્નેહને લીધે દૂધ સ્રવવા લાગ્યું, તથા તેની આંખમાંથી આંસુ પડવા લાગ્યાં તે જોઇ વ્યાસજીનું પણ હૈયું ભરાઇ આવ્યું. પછી તેઓએ પોતાની દુઃખી એવી માને પ્રણામ કરીને કહ્યું કે, હે ધર્મની જાણનારી મા ! મને યાદ કરવાનું શું કારણ છે ? તે કહો, ને જે કંઇ તમારૂં કામ હોય તે કરવાની મને આજ્ઞા કરો. તે સાંભળી સત્યવતી બોલી કે હે પુત્ર ! માતા છે તે પિતા સમાન છે, માટે તેના ઉપર જેમ પિતાની સત્તા છે તેમ માતાની પણ છે. મારો પ્રથમ પુત્ર તું છે. જેમ ભીષ્મ, પિતા તરફથી વિચિત્રવીર્યનો ભાઇ છે તેમ તું તેનો માતા તરફથી ભાઇ છે. હવે આ ભીષ્મ તો પોતાનું સત્ય પાળવા માટે રાજ્ય કરવા તથા પ્રજોત્પત્તિ કરવામાં પોતાની મરજી કરતો નથી માટે તું, વિચિત્રવીર્યની દેવતાઓની કન્યા સરખી રૂપયૌવન સંપન્ન એવી પુત્રને ઇચ્છનારી બે સ્ત્રીયો છે તેઓને વિષે પૂર્ણ સ્નેહથી અમારા કુળની વૃદ્ધિ વાસ્તે ભીષ્મના વચનથી તથા મારી આજ્ઞાથી રૂડી પ્રજા ઉત્પન્ન કર, કારણ તું સમર્થ છે. તે સાંભળી વ્યાસજી બોલ્યા કે હે મા ! નિવૃત્તિ, તથા પ્રવૃત્તિ એ બેઉ માર્ગના ધર્મો તમે જાણો છો, ને તમારી બુદ્ધિ પણ ધર્મને વિષે રહેલી છે માટે તમારી આજ્ઞાથી આ સનાતન ધર્મ છે એમ માનીને, તમારી ઇચ્છા પ્રમાણે વિચિત્રવીર્યના ક્ષેત્રોમાં મિત્રાવરૂણ ઋષિ સરખા હું પુત્રો ઉત્પન્ન કરીશ. પણ એ બેઉ સ્ત્રીઓએ એક વર્ષ પર્યંત હું કહું તેવું વ્રત પાળવું પડશે, કારણ તેમ કર્યાથી તેઓ શુદ્ધ થઇને મારી પાસે આવવા લાયક થશે. સત્યવતી બોલી કે ઠીક, પણ જેમ જલદીથી તે સ્ત્રીઓ ગર્ભ ધારણ કરે તેમ કર, કારણ હાલ આપણો દેશ રાજા વગરનો છે, તેથી અનાથ એવી બધી પ્રજા કલેશ પામે છે. હે પુત્ર ! તું વિચાર કરી જો કે રાજા વગર દેશ કેમ સચવાય? માટે તું તરત તે સ્ત્રીઓને વિષે પુત્ર ઉત્પન્ન કર, પછી ભીષ્મ તેમને મોટા કરશે. વ્યાસજી બોલ્યા કે, જ્યારે એ પ્રમાણે મારે તરત પુત્ર ઉત્પન્ન કરવા, એમ તમારી મરજી છે તો, તે સ્ત્રીઓએ મારૂં ભયંકર રૂપ જોઇ ડરવું નહીં, એજ તેઓનું પરમ વ્રત છે. જો એમ તેઓ કરશે તો હમણાંજ તેઓને સારી પ્રજા થશે. વૈશંપાયન કહે છે—એ પ્રમાણે પોતાની માને કહીને વ્યાસજી ત્યાંથી ચાલતા થયા, ને કહેતા ગયા કે, તમે જ્યારે બોલાવશો ત્યારે હું આવીશ. પછી કોઇ વખતે સત્યવતી વિચિત્રવીર્યની અંબિકા નામે મોટી સ્ત્રી પાસે એકાંતમાં જઇને કહેવા લાગી કે, હે કાશિરાજાની કન્યા ! જેમાંથી ધર્મ તથા અર્થ, એ બેઉ પુરૂષાર્થ સિદ્ધ થાય એવું તારા હિતનું વચન કહું તે સાંભળ. હે પુત્રિ ! મારા મંદ ભાગ્યને લીધે મારા પુત્રો મરણ પામવાથી આપણા વંશનો ક્ષય થયો તેથી આપણા પિતૃઓ દુઃખ પામશે એમ જાણી તથા મને પણ દુઃખિત જોઇને, ભીષ્મે આપણા કુળની વૃદ્ધિ વાસ્તે જે મને કહેલું છે, તે પ્રમાણે કરવું તારા હાથમાં છે. તેણે એવું કહ્યું કે, આ આપણો વંશ નાશ પામે છે, વાસ્તે તેને ફરીથી વધારવા માટે વિચિત્રવીર્યની સ્ત્રીઓને વિષે બીજા પુરૂષથી પુત્ર ઉત્પન્ન કરાવવા,

જે આપણું રાજ્ય સાચવે. માટે હે પુત્રિ ! તારે એમ કરવું પડશે. વૈશંપાયન કહે છે—એ પ્રમાણે સત્યવતીએ તે ધર્મવતી સ્ત્રીને ઘણીક રીતે સમજાવીને હા પડાવી, ને પછી બ્રાહ્મણો, દેવર્ષિ તથા અતિથિઓને જમાડયા.

सा धर्मतोनुनीयैनां कथं चिद्धर्मचारिणी
भोजयामास विप्रांश्च देवर्षीनतिथींस्तथा ॥

इति श्रीमहाभारत आदिपर्वणि संभवपर्वणि सत्यवत्युपदेशे गुर्जरभाषायां पंचाधिकशततमोऽध्यायः ॥ १०५ ॥

## અધ્યાય ૧૦૬ મો. વ્યાસે પુત્રો ઉત્પન્ન કર્યા.

वैशंपायन उवाच—ततः सत्यवतीकाले वधूंस्नातामृतौ तदा
संवेशयंतीशयने शनैःवचनमब्रवीत् ॥

વૈશંપાયન કહે છે—પછી સત્યવતીએ, ઋતુકાળને વિષે નાહાઇને શુદ્ધ થયેલી પોતાના પુત્રની સ્ત્રી અંબિકાને શયન ગૃહમાં લઇ જઇને ધીરેથી કહ્યું કે, હે કાશિરાજાની કન્યા ! આજે તારો દિયર તારી પાસે અર્ધરાત્રિએ આવશે, માટે તેની સાવધાન થઇને વાટ જોજે. સાસુનાં એવાં વચન સાંભળીને તે સુંદર અંબિકાએ, તે વખતે ભીષ્મ તથા કુરૂકુળમાં જે બીજા કોઈ શ્રેષ્ઠ પુરૂષો હશે તેનું ચિંતન કર્યું, કારણ ગર્ભ ધારણ કરવાની વખતે સ્ત્રીઓ જેવા પુરૂષનું ચિંતન કરે તેવા પુત્રો થાય એમ કહેલું છે. પછી સત્યવતીએ વ્યાસજીને બોલાવીને તે દીપકાથી પ્રકાશમાન એવા શયન ગૃહમાં અંબિકા પાસે મોકલ્યા, ત્યારે તેઓની પીળી જટા, પ્રદીપ્ત નેત્ર તથા વિકરાળ દાઢી જોઈ અંબિકા ભય પામીને પોતાની આંખો મીચી ગઇ, તોપણ માનું પ્રિય કરવા વ્યાસજીએ તેની સાથે સમાગમ કર્યો. પછી જ્યારે વ્યાસજી બહાર આવ્યા ત્યારે સત્યવતીએ પુછ્યું કે, હે પુત્ર ! આ અંબિકાને વિષે ગુણવાન એવો રાજપુત્ર થશે કે ? પોતાની માનાં વચન સાંભળી વ્યાસજી બોલ્યા કે, દશ હજાર હાથી જેટલા બળવાળો રાજાઓમાં શ્રેષ્ઠ, વિદ્વાન, મોટા ભાગ્યવાળો તથા મહા પરાક્રમી એવો પુત્ર થશે, પણ માના દોષથી આંધળો અવતરશે. પણ તેને સો પુત્ર થશે. ત્યારે સત્યવતી બોલી કે, કુરૂકુળનું રાજ્ય આંધળાને કરવું ઘટે નહીં, માટે પોતાના વંશનું રક્ષણ કરનાર તથા પિતૃ વંશને વધારનાર એવો કુરૂ વંશનો રાજા બીજો આપવાને તમે લાયક છો. તે સાંભળી, ઠીક, તેવી રીતે કરીશ, એમ કહીને વ્યાસજી ત્યાંથી ગયા. પછી વખતસર અંબિકાએ અંધ પુત્ર ઉત્પન્ન કર્યો ફરીથી એક સમયે સત્યવતીએ, વિચિત્રવીર્યની અંબાલિકા નામે બીજી સ્ત્રીને સમજાવીને, તેની પાસે વ્યાસજીને મોકલ્યા. ત્યારે તે સ્ત્રી પણ વ્યાસજીનું વિકરાળ સ્વરૂપ જોઇને ભયથી ફીકી પડીને પાંડુર વર્ણની થઇ ગઈ. તે જોઇ વ્યાસજી બોલ્યા કે, હે સ્ત્રી મારૂં કુરૂપ જોઇને તું પાંડુર એટલે ફીકા વર્ણની થઈ માટે આ તારો પુત્ર પણ પાંડુર વર્ણનો થશે, ને તેનું નામ પણ પાંડુ પડશે. એમ કહી વ્યાસ ત્યાંથી બહાર નીકળ્યા, ને સત્યવતીના પૂછવાથી કહ્યું કે, હે મા ! એ પુત્ર પાંડુર વર્ણનો થશે. તે સાંભળી વળી માતા બોલી કે, હજી એક બીજો પુત્ર આપો. વ્યાસજી બોલ્યા કે, ઠીક, તેમ કરીશ. પછી પુરે વખતે અંબાલિકાએ સર્વ લક્ષણ સંપન્ન એવો પાંડુ પુત્ર જણ્યો. પછી ફરી જ્યારે તે અંબિ-

ઋતુકાળમાં આવી, ત્યારે તેને સત્યવતીએ વ્યાસજી પાસે જવાનું કહ્યું પણ તે વિકરાળ સ્વરૂપ જોઈને આગળ ભય પામેલી હતી, તેથી પોતાને બદલે તેણે પોતાની અપ્સરા સરખી દાસીને, પોતાના આભરણો પેહેરાવીને વ્યાસજી પાસે મોકલી. ત્યારે તે દાસીએ વ્યાસજીનો ઘણો સત્કાર કર્યો તેથી વ્યાસજી તેનો સમાગમ કરીને ઘણા પ્રસન્ન થયા, ને કહેતા ગયા કે હવે તારે દાસીપણું કરવું પડશે નહીં; ને તારા ઉદરમાં આ જે ગર્ભ રહ્યો છે, તે લોકોમાં બુદ્ધિમાન્ તથા ધર્માત્મા કહેવાશે. એમ કહી વ્યાસજી પોતાની મા પાસે આવ્યા, ને પોતાની પાસે અંબિકાએ પોતાને બદલે તેની દાસી મોકલી, ને તેને ગર્ભ રહ્યો ને સર્વ વાત કહી દેખાડી. વૈશંપાયન કહે છે-એ પ્રમાણે માની ઇચ્છા પૂર્ણ કરીને તેની આજ્ઞા લઇ વ્યાસજી ત્યાંથી ચાલી નીકળ્યા. પછી તે દાસીએ વખતસર પુત્ર જણ્યો, જે વિદુર નામથી વિખ્યાત થયો. તે મહાત્મા માંડવ્ય ઋષિના શાપથી ધર્મરાજાજ અવતર્યો હતો. એ પ્રમાણે દેવતાના ગર્ભ જેવી કાંતિવાળા તથા કુરૂવંશને વધારનારા પુત્રો વિચિત્રવીર્યના ક્ષેત્રોમાં વ્યાસજી થકી ઉત્પન્ન થયા હતા.

एते विचित्रवीर्यस्य क्षेत्रे द्वैपायनादपि
जज्ञिरे देवगर्भाभाः कुरुवंशविवर्धनाः ॥

इति श्रीमहाभारत आदिपर्वणि संभवपर्वणि विचित्रवीर्यसुतोत्पत्तौ गुर्जरभाषायां षडधिकशततमोऽध्यायः ॥ १०६ ॥

## અધ્યાય ૧૦૭ મો. અણીમાંડવ્યનું આખ્યાન.

जनमेजय उवाच—किं कृतं कर्मधर्मेण येन शापमुपेयिवान्
कस्य शापाच्च ब्रह्मर्षे शूद्रयोनावजायत ॥

જનમેજય પૂછે છે—ધર્મ રાજાએ એવું શું કર્મ કર્યું હતું કે જેથી તેને શાપ મળ્યો? ને કયા બ્રહ્મ ઋષિએ તેને શાપ આપ્યો હતો કે, જેથી તે શૂદ્રયોનિમાં ઉત્પન્ન થયા? વૈશંપાયન કહે છે-સર્વ ધર્મ જાણનાર ધૈર્યવાન, સત્યવાદી તથા તપસ્વી એવા કોઇ માંડવ્ય નામે ઋષિ હતા, તે પોતાના આશ્રમના દરવાજામાં કોઈ વૃક્ષની નીચે ઉંચા હાથ કરી મૌનવ્રત ધારણ કરી તપ કરતા હતા. હવે કોઇ સમયે કયાંકથી ધન ચોરીને ચોરો નાઠા હશે, તે એ મુનિના આશ્રમ પાસે આવ્યા; એટલામાં તેઓની પાછળ તેઓને શોધવા માટે નીકળેલા રાજાના નોકરો તેઓની નજીક આવી પહોંચ્યા ત્યારે ભય પામીને તે ચોરો, પોતે ચોરી લાવેલું ધન તે મુનિના આશ્રમમાં મૂકીને ત્યાંજ છૂપી રહ્યા. એટલામાં તે રાજાના નોકરો તુરત ત્યાં આવ્યા. તે ઋષિને બેઠેલા જોઇ તેને પૂછવા લાગ્યા કે હે બ્રાહ્મણમાં શ્રેષ્ઠ! ચોરો કયે રસ્તે નીકળી ગયા તે અમોને કહો. જેથી અમે તેઓની પાછળ લાગીએ. એ પ્રમાણે રાજાના નોકરોએ પૂછ્યું, પણ તે મુનિએ કંઇ જવાબ આપ્યો નહીં, કારણ તેણે મૌનવ્રત ધારણ કર્યું હતું. પછી રાજાના નોકરો મુનિના આશ્રમમાં ફરવા લાગ્યા, તો ત્યાં તેજ છૂપાયલા ચોરો તથા તે ધન તેઓના જોવામાં આવ્યાં. ત્યારે ધન લઇ ચોરોને પકડીને તેઓએ મુનિ પ્રત્યે શંકા કરી કે, રખે આ ચોરોને એ મુનિએજ સંતાડયા હોય, ને એ કામમાં એ પણ સામેલ હોય! એવી શંકાથી મુનિને પણ ચોરોની સાથે બાંધીને તેઓ

રાજા પાસે લઇ ગયા. ત્યારે રાજાએ કંઇ પણ તપાસ કર્યા વગર હુકમ કર્યો કે, જાઓ, એ બધાને શૂળિએ ચઢાવો. રાજાના એવા હુકમથી તે ચાકરોએ બધા ચોરોની સાથે તે મુનિને પણ શૂળિ ઉપર ચઢાવી દીધો. પણ તે મુનિ પોતાના તપોબળથી મરણ પામ્યા નહીં, ને તે શૂળિ ઉપર તપ કરવા લાગ્યા, તે સાંભળી બીજા કેટલાક મુનિયો તેની પાસે પક્ષીયો થઇને આવ્યા, ને તેને એવી અવસ્થામાં જોઇ ઘણું દુઃખ પામીને પૂછવા લાગ્યા કે, હે બ્રહ્મન્! એવું તમે શું પાપ કર્યું છે કે જેથી આ શૂળિ ઉપર ચઢીને તમે મોટા ભય તથા દુઃખને પામ્યા છો ? તે અમે સાંભળવા ઇચ્છીએ છીએ.

श्रोतुमिच्छाम हेब्रह्मन् किं पापं कृतवानसि
येनेह समनुप्राप्तं शूलेदुःखभयं महत् ॥

इति श्रीमहाभारत आदिपर्वणि संभवपर्वणि अणीमांडव्योपाख्याने गुर्जरभाषायां सप्ताधिकशततमोऽध्यायः ॥ १०७ ॥

## અધ્યાય ૧૦૮ મો. અણીમાંડવ્યે કરેલું પાપ.

वैशंपायन उवाच—ततः स मुनिशार्दुलस्तानुवाच तपोधनान्
दोषतः कंगमिष्यामि नहि मेन्योपराध्यति ॥

વૈશંપાયન કહે છે—ત્યારે મુનિમાં સિંહરૂપ એવા માંડવ્ય ઋષિએ તે તપરૂપી ધનવાળા મુનિઓને કહ્યું કે, મેં કંઇ પાપ કર્યું હશે ! એમાં દોષ કોને દેવો, મારો કોઇએ અપરાધ કર્યો નથી. તે સાંભળી તે મુનિયો ત્યાંથી ચાલતા થયા. પછી એક વખતે તે રાજાના ચાકરો ત્યાં આવ્યા હશે, ત્યારે તે ઋષિને હજી સુધી શૂળિ ઉપર જીવતા જોઇને અત્યંત વિસ્મય પામ્યા; ને રાજા પાસે જઇ તે વાત તેને કહી દેખાડી. તે સાંભળી પોતાના કારભારીઓને લઇ રાજા તે ઋષિ પાસે આવ્યો, ને તે પ્રસન્ન થાય તેવી રીતે બોલ્યો કે, હે ઋષિમાં શ્રેષ્ઠ ! આ જે કામ થયું તે મારી અજાણમાં થયું છે માટે મારી ઉપર તમારે ક્રોધ કરવો નહીં, હું તમારી પાસેથી ક્ષમા માગું છું. રાજાની એવી નમ્ર વાણી સાંભળીને મુનિ રાજી થયા, ત્યારે રાજાએ તેઓને શૂળિ ઉપરથી નીચે ઉતાર્યા, ને તેઓના પેટમાંથી શૂળિ કાઢવા માંડી, પણ તે નીકળી નહીં. તેમ પેટમાં રહેલો ભાગ રાજાએ કપાવી નંખાવ્યો, પછી જેના પેટમાં શૂળિનો અગ્ર ભાગ રહ્યો છે, એવા તે મુનિએ તપે કરીને દેવતાઓના લોક મેળવ્યા, ને તે શૂળિના ભાગ સહિત તેઓ પૃથ્વીમાં ફરતા તેથી અણીમાંડવ્ય કહેવાયા. કોઇ વખતે ધર્મરાજા પાસે જઇ તે ઋષિ તેનો તિરસ્કાર કરી બોલ્યા કે, મેં એવું શું પાપ કર્યું હતું, કે જેથી મને તમોએ આવું ફળ આપ્યું ? તે મને જલદીથી કહો, ને પછી મારા તપનું બળ જુઓ. તે સાંભળી ધર્મરાજા બોલ્યા કે કોઈ તીડને તમે સળીથી વિંધ્યું હશે, તેથી તમોને એવું ફળ પ્રાપ્ત થયું છે. થોડું દાન કર્યું હોય તે જેમ કાળે કરીને ઘણું થાય છે, તેમ અધર્મ થોડો કર્યો હોય તોપણ ઘણા દુઃખને આપનારો થાય છે. તે સાંભળી અણિમાંડવ્ય બોલ્યા કે તે ખરૂં, પણ તેવું પાપ મેં મારી કયી અવસ્થામાં કર્યું હતું, તે મને યથાર્થ કહો. ત્યારે ધર્મરાજા બોલ્યા કે, એ પાપ તમે બાળકપણામાં કર્યું હતું. અણિમાંડવ્યે કહ્યું કે, જન્મથી બાર વર્ષ પર્યંત બાળક જે કંઇ પાપ કરે, તે અધર્મ કહેવાતો નથી,

પરંતુ તેને તે વખતે ધર્મશાસ્ત્રનું જ્ઞાન હોતું નથી. એવા મારા નહિ સરખા અપરાધને લીધે તમોએ મોટો દંડ આપ્યો, માટે હે ધર્મ ! તમે મનુષ્ય લોમાં શૂદ્રયોનિને વિષે અવતરશો. અને આજથી હું એવું કહું છું કે ચૌદ વર્ષ સુધી કંઇ અધર્મ કર્યેથી બાળકને પાપ લાગશે નહીં. વૈશંપાયન કહે છે–એ પ્રમાણે શાપ થવાથી ધર્મરાજા શૂદ્રયોનિમાં વિદુરરૂપે અવતર્યા. જે ધર્મ અર્થમાં કુશળ, લોભ ક્રોધથી રહિત, લાંબી દ્રષ્ટિવાળા, તથા કૌરવોના હિત માટે તત્પર એવા થયા.

धर्मे चार्थे च कुशलो लोभक्रोधविर्जितः
दीर्घदर्शी शमपरः कुरूणां च हिते रतः ॥

इति श्रीमहाभारत आदिपर्वणि संभवपर्वणि अणीमांडव्योपाख्याने गुर्जरभाषायां अष्टाधिकशततमोऽध्यायः ॥ १०८ ॥

## અધ્યાય ૧૦૯ મો. પાંડુને રાજ્યાભિષેક.

वैशंपायन उवाच—तेषु त्रिषु कुमारेषु जाते षुकुरुजांगलं
कुरवोथ कुरुक्षेत्रं त्रयमेतदवर्द्धत ॥

વૈશંપાયન કહે છે—એ પ્રમાણે એ ત્રણ પુત્ર થયા પછી કુરુ જાંગલ દેશ તથા કુરુ કુળના પુરૂષો પણ સુખી થયા. પૃથ્વીમાં રસવાળું ધાન પાકવા લાગ્યું, વખતસર વર્ષાદ થવા લાગ્યો, તથા પશુ પક્ષિઓ પણ સુખથી ફરવા લાગ્યાં. બધાં શેહેરોમાં ઉદ્યોગનો વધારો થયો તેથી વેપારીઓ તથા કારીગરો ઘણા સુખી થયા. શૂરવીર, વિદ્વાન્ તથા સત્પુરૂષો બહુ સુખી હતા. કોઈ પુરૂષ ચોરી તથા અધર્મ કરતો નહીં. બધી પ્રજા યજ્ઞાદિ ક્રિયા, ધર્મ તથા સત્વમાં તત્પર રહેતી, ને પરસ્પર સંપ રાખતી તેથી વૃદ્ધિ પામતી હતી. વળી માન, ક્રોધ તથા લોભથી રહિત રહીને હમેશ સુંદર બગીચાઓમાં ફુરસદની વખતે વિહાર કરતી હતી. એ પ્રમાણે આખા દેશમાં ભીષ્મના બળથી સત્યયુગ વર્તિ રહ્યો હતો, તેથી બીજા દેશોની પ્રજા પણ સુખ વાસ્તે ત્યાં આવી વસી હતી. પછી તે પુત્રો ભીષ્મની રક્ષાથી મોટા થયા, ત્યારે તેણે તેઓને યજ્ઞોપવીત આદિ સંસ્કાર કરાવીને વેદ ભણવા બેસાડયા. તે ભણીને તેઓ શાસ્ત્ર તથા યુદ્ધ વિદ્યામાં કુશળ થયા. એ ત્રણેમાં પરાક્રમી એવો પાંડુ ધનુર્વિદ્યામાં અધિક થયો, અંગ બળમાં ધૃતરાષ્ટ્ર વધ્યો અને ધર્મ જાણવામાં વિદુર અધિક થયો. એ પ્રમાણે શાંતનુ રાજાનો વંશ ફરીથી ઉદય થયો તે જોઇને બધા દેશોમાં પ્રશંસા થવા લાગી કે, વીર પુત્રોને ઉત્પન્ન કરનારીઓમાં કાશિ રાજાની કન્યાઓ, દેશ માત્રમાં કુરુ જાંગલ, સર્વ ધર્મ જાણનારાઓમાં ભીષ્મ, અને શહેરો માત્રમાં હસ્તિનાપુર શ્રેષ્ઠ છે. હવે ધૃતરાષ્ટ્ર જોકે મોટો હતો, પણ તે અંધ હોવાથી પાંડુને ભીષ્મે રાજ્યનો અભિષેક કર્યો. પછી કોઇ વખતે સર્વ નીતિમાનમાં શ્રેષ્ઠ એવા ગંગાના પુત્ર ભીષ્મ, ધર્મના તત્વને જાણનાર વિદુર પ્રત્યે આ પ્રમાણે કહેવા લાગ્યા.

कदाचिदथ गांगेयः सर्वनीतिमतांवरः
विदुरं धर्मतत्वज्ञं वाक्यमाहय थोचितं ॥

इति श्रीमहाभारत आदिपर्वणि संभवपर्वणि पांडुराजाभिषेके गुर्जरभाषायां नवाधिकशततमोऽध्यायः ॥ १०९ ॥

## અધ્યાય ૧૧૦ મો. ધૃતરાષ્ટ્રનો વિવાહ.

भीष्म उवाच--गुणैः समुदितं सम्यग् इदं नः प्रथितं कुलं
अत्यन्यान्पृथिवीपालान् पृथिव्यामधिराज्यभाक् ॥

ભીષ્મ કહે છે--આ આપણું વિખ્યાત કુળ ગુણે કરી રૂડી રીતે ઉદય થઇને પૃથ્વીના બીજા રાજાઓને વશ કરી અધિક રાજ્ય ભોગવનારૂં થયું છે. તે પરંપરાથી અખંડ ચાલ્યું આવતું હતું. પણ થોડાક કાળ ઉપર નાશ પામી જવાથી હું, સત્યવતી, તથા વ્યાસજીએ વિચાર કરી, તમોને ઉત્પન્ન કરાવીને પાછું સ્થાપન કર્યું છે. હવે એ આપણું કુળ ફરીથી સમુદ્રની પેઠે વૃદ્ધિ પામે તેમ કરવા માટે આપણે બેઉએ વિચાર કરવો. કુંતિભોજ યાદવની કુંતિ નામની, સુબળ રાજાની ગાંધારી નામે, તથા મદ્ર દેશના રાજાની માદ્રિ નામની કન્યાઓ છે. એવી તે કુળવાન કન્યાઓ ઘણી રૂપવાન સંભળાય છે, તેથી તેઓ આપણા કુળને લાયક છે; ને તે રાજાઓ પણ આપણા સંબંધી થવા યોગ્ય છે. માટે હે બુદ્ધિમાનમાં શ્રેષ્ટ વિદુર! આપણા કુળની વૃદ્ધિ વાસ્તે તે કન્યાઓ મેળવવાની મારી મરજી છે, તે વિષે તું શું વિચાર આપે છે? વિદુરજી બોલ્યા કે, અમારા તો માતા પિતા તથા ગુરૂ પણ તમેજ છો, માટે જેમ આપણા કુળનું હિત થાય, તેમ વિચારીને કરો. વૈશંપાયન કહે છે—પછી કોઇ વખતે ભીષ્મે બ્રાહ્મણોથી એવું સાંભળ્યું કે, સુબળ રાજાની પુત્રી ગાંધારી દેવના દેવ એવા મહાદેવજીનું આરાધન કરીને સો પુત્રના વરને પામી છે. તે સાંભળી ભીષ્મે ગાંધાર દેશના સુબલ રાજા પાસે પોતાનો દૂત મોકલીને કહેવરાવ્યું કે, "તમારી ગાંધારી કન્યા અમારા ધૃતરાષ્ટ્ર વાસ્તે આપો." તે સાંભળી સુબલે વિચાર્યું જે ધૃતરાષ્ટ્ર બધી વાતે તો ઠીક છે, પણ એક અંધ છે, અને તેનું કુળ પણ ઘણું ઉંચુ છે. એવો નિશ્ચય કરીને તે રાજાએ પોતાની ધર્મવતી ગાંધારી કન્યાને ધૃતરાષ્ટ્ર વાસ્તે આપી. તે વાત ગાંધારીના જાણુવામાં આવ્યાથી તેણે વિચાર્યું કે, મને મારા પિતાએ જેને આપી, તે નેત્ર વગરનો છે, માટે મારે નેત્રનું શું કામ છે? એમ વિચારી પોતાની આંખો આડો તેણે એક પાટો બાંધી મૂકયો. પછી તે સુબલ રાજાનો પુત્ર શકુનિ, પોતાની જુવાન તથા સુશોભિત બેનને લઇને ભીષ્મની પાસે આવ્યો, ને તેણે તેને ધૃતરાષ્ટ્ર સાથે ભીષ્મનો મત લઇને પરણાવી. પછી કૌરવોને ઘટતી પેહેરામણી આપીને ભીષ્મથી સન્માન પામી તે પોતાના શહેર પ્રત્યે ગયો. હવે તે પતિમાં તત્પર તથા રૂડા વ્રતવાળી ગાંધારી પોતાના આચરણોએ કરી મોટાઓને ખુશી કરતી, ને વાણીએ કરી કોઇ બીજા પુરૂષો સાથે બોલતી નહીં.

वृत्तेनाराधतान् सर्वान् गुरून् पतिपरायणा
वाचापि पुरुषानन्यान् सुव्रतानान्वकीर्तयत् ॥

इति श्रीमहाभारत आदिपर्वणि संभवपर्वणि धृतराष्ट्रविवाहे गुर्जरभाषायां दशाधिकशततमोऽध्यायः ॥ ११० ॥

## અધ્યાય ૧૧૧ મો. કર્ણની ઉત્પત્તિ.

**વૈશંપાયન ઉવાચ—શૂરો નામયદુશ્રેષ્ઠો વસુદેવપિતાભવત્**
**તસ્ય કન્યા પૃથા નામ રૂપેણાપ્રતિમાભુવિ ॥**

વૈશંપાયન કહે છે—યાદવોમાં શ્રેષ્ઠ એવો વસુદેવનો શૂર નામે પિતા હતો. તેની પૃથા નામની કન્યા હતી, જેના રૂપની ઉપમા પૃથ્વીમાં કોઇને આપી શકાતી નથી. તે શૂરે પોતાના મિત્ર તથા ફોઇના પુત્ર કુંતિભોજ રાજાને પ્રજા વગરનો જોઇને તેને કહ્યુ હશે કે, " મારે જે પ્રજા થશે તે હું તને આપીશ. " એ બોલ પાળવા માટે સત્યવાદી શૂરે પોતાની પૃથા કન્યા કુંતિભોજને આપી હતી. તે લઇને કુંતીભોજે તે કન્યાને બ્રાહ્મણ તથા અતિથિઓનો સત્કાર કરવામાં જોડી. કોઇ વખતે તીક્ષ્ણ વ્રતવાળા તથા ગુપ્ત જેનું તેજ છે, એવા દુર્વાસા ઋષિ ત્યાં આવ્યા. તેની પૂજા કરીને કુંતિએ તેને પ્રસન્ન કર્યા ત્યારે ઋષિએ આકર્ષણ તથા વશ્ય કરવાનો મંત્ર આપ્યો અને કહ્યું કે, આ મંત્રથી તું જેજે દેવને બોલાવીશ તે તે દેવ આવીને તેને પુત્ર આપશે. દુર્વાસાનાં વચન સાંભળી કુંતિ વિસ્મય પામી. હવે કોઇ વખતે તે મંત્રની પરીક્ષા વાસ્તે કુંતિએ સૂર્યનું આવાહન કર્યું તેથી પ્રકાશમાન સૂર્ય તેની પાસે આવ્યા, તે જોઇ તે આશ્ચર્ય પામી. પછી સૂર્ય બોલ્યા કે હે રૂડી ભ્રકુટિવાળી ! આ હું આવ્યો, બોલ શું કામ કરૂં. કુંતિ બોલી કે, મને કોઇ બ્રાહ્મણે પ્રસન્ન થઇને આ મંત્ર આપ્યો છે, તેની પરીક્ષા કરવા માટે મેં તમારૂં આવાહન કર્યું. એ મારો અપરાધ તમે ક્ષમા કરજો, કારણ સ્ત્રીઓ તો હમેશ ક્ષમા કરવા લાયક છે. તે સાંભળી સૂર્ય બોલ્યા કે, દુર્વાસા ઋષિએ તને મંત્ર આપ્યા છે. તે હું જાણું છું પણ તેં મને બોલાવ્યો, માટે ભય મૂકીને મારો સમાગમ કર, કારણ મારૂં દર્શન અફળ જશે નહીં. જો તેમ નહીં કરીશ તો તને દોષ લાગશે. વૈશંપાયન કહે છે—એ પ્રમાણે ઘણીક રીતે સૂર્યે તેને સમજાવી, પણ તેણે પોતાના બંધુવર્ગથી બીહીને લજ્જાથી ના કહ્યું, ને બોલી કે હું કન્યા છું. ફરીથી સૂર્ય બો-લ્યા કે હે રાજકન્યા ! જા, આ મારા પ્રસાદથી તને દોષ લાગશે નહીં. એમ કહી સૂર્યે તેની સાથે સમાગમ કર્યો. જેથી કવચ કુંડલે સહિત તેને એક પુત્ર અવતર્યો જે કર્ણ નામથી ઓળખાવ્યો. પછી તેને પાછું કન્યાપણું આપીને સૂર્ય આકાશમાં ગયા. હવે તે પુત્રને જોઇને કુંતિએ વિચાર કર્યો કે આ મારા અનાચારની કોઇને ખબર ન પડે તેમ કરવું. એમ વિચારી તેણે તે મહા બળવાન પુત્રને ગંગાના જળમાં નાખી દીધો. તે રાધાના સ્વામી સૂત પુત્રના જોવામાં આવ્યો હશે, ત્યારે તેણે તેને પોતાને ઘેર લેઇ જઇને પોતાનો પુત્ર કરી રાખ્યો; ને તે કવચ કુંડળે સહિત જન્મ્યો હતો તેથી તેનું વસુષેણ એવું નામ પાડયું. તે કંઇ મોટો થયો ત્યારે સર્વ અસ્ત્ર વિદ્યા ભણીને કુશળ થયો. તે દરરોજ મધ્યાન્હ સુધી સૂર્યની ઉપા-સના કરતો હતો. તેટલા વખતમાં જે કોઇ બ્રાહ્મણ તેની પાસેથી યાચના કરતો, તો તેને તે પાછો વાળતો નહિ. કોઇ વખતે અર્જુનના હિત વાસ્તે બ્રાહ્મણનું રૂપ લઇ ઇન્દ્રે તેની પાસે આવીને તેનું કવચ માગ્યું. તે તેણે તરત પોતાના શરીરમાંથી કહાડી આપ્યું. તે લઇ તેનું એવું કર્મ જોઇ પ્રસન્ન થઇને ઇન્દ્રે તેને એક શક્તિ આપી, કહ્યું કે, દેવતા, અસુર, મનુષ્ય, ગંધર્વ, ઉરગ તથા રાક્ષસ, એઓમાંથી જેને તું જીતવા ઇચ્છીશ તેને જીતી શકીશ. વૈશંપાયન કહે છે—એના કર્મથી જોકે તેનું પૂર્વે વસુષેણ એવું નામ હતું, તોપણ હવે તે કર્ણ તથા વૈકર્તન કહેવાયો.

**प्राकनाम तस्य कथितं वसुषेण इति क्षितौ**
**कर्णो वैकर्तनश्चैव कर्मणा तेनसोभवत् ॥**

**इति श्रीमहाभारत आदिपर्वणि संभवपर्वणि कर्णसंभवे गुर्जरभाषायां एकादशाधिकशततमोऽध्यायः ॥ १११ ॥**

## અધ્યાય ૧૧૨ મો. કુંતીનો પાંડુ સાથે વિવાહ.

**वैशंपायन उवाच—सत्वरूपगुणोपेता धर्मारामामहाव्रता**
**दुहिता कुंतिभोजस्य पृथा पृथुललोचना ॥**

વૈશંપાયન કહે છે—પછી રૂપ, બળ તથા ગુણે કરી યુક્ત, ધર્મમાં એક નિષ્ઠા રાખનારી, મોટાં વ્રત પાળનાર તથા વિશાળ નેત્રવાળી કુંતિભોજની પૃથા નામની કન્યાને કેટલાક રાજાઓ વરવા ઇચ્છતા હતા. ત્યારે તે રાજાએ બધા રાજાઓને બોલાવી કન્યાનો સ્વયંવર કર્યો. તેમાં ભરત કુળમાં શ્રેષ્ઠ, રાજાઓમાં સિંહરૂપ, તથા મોટી છાતીવાળો પાંડુ રાજા, સૂર્યની પેઠે બધા રાજાઓની કાંતિ ઢાંકીને ઉભો હતો. તેને જોઇ સુંદર અંગવાળી તે કુંતિભોજની કન્યાએ વ્યાકુળ થઇ લજ્જાઇને તેને વરમાળ પેહેરાવી. એ પ્રમાણે કુંતી પાંડુ રાજાને વરી તે જોઇ બધા રાજાઓ ત્યાંથી ચાલતા થયા. ત્યારે કુંતિભોજે વિધિથી કુંતિને પાંડુ રાજા સાથે પરણાવી. તે વખતે જેમ ઇંદ્રાણિ સાથે ઉભેલો ઇન્દ્ર શોભે તેમ કુંતી સાથે પાંડુ રાજા શોભતો હતો. પછી તેને નાના પ્રકારની પેહેરામણી આપીને કુંતિભોજે વિદાય કર્યો. ત્યારે વિવિધ પ્રકારની ધ્વજા પતાકાવાળી પોતાની મોટી સેનાએ સહિત, બ્રાહ્મણો તથા મહર્ષિઓથી આશિર્વાદ પામતો, તે સમર્થ કૌરવ પાંડુ રાજા પોતાના શેહેરમાં આવ્યો ને પોતાની સ્ત્રી કુંતિને પોતાના ઘરમાં રાખી.

**संप्राप्य नगरं राजा पांडुः कौरवनंदनः**
**न्यवेशयततां भार्यां कुंतीं स्वभवने प्रभुः ॥**

**इति श्रीमहाभारत आदिपर्वणि संभवपर्वणि कुंतीविवाहे गुर्जरभाषायां द्वादशाधिकशततमोऽध्यायः ॥ ११२ ॥**

## અધ્યાય ૧૧૩ મો. બીજી રાણી માદ્રીના માટે માગણી.

**वैशंपायन उवाच—ततः शांतनवो भीष्मो राज्ञः पांडोर्यशस्विनः**
**विवाहस्यापरस्यार्थे चकार मतिमान्मतिं ॥**

વૈશંપાયન કહે છે—પછી શાંતનુના પુત્ર બુદ્ધિમાન ભીષ્મ, યશસ્વી પાંડુ રાજાના બીજા વિવાહ વાસ્તે વિચાર કરીને, વૃદ્ધ કારભારીઓ તથા મહર્ષિ બ્રાહ્મણો સહિત, ચતુરંગી સેના લઇ મદ્ર દેશના રાજા પાસે ગયા. તેઓને આવતા સાંભળી રથ હાંકનારાઓમાં શ્રેષ્ઠ એવો શલ્ય રાજા તેઓની સામો આવ્યો ને તેઓને ઘટતા સત્કારથી પોતાના શેહેરમાં તેડી ગયો. પછી સુંદર આસન આપી તેઓના આવવાનું તેણે કારણ પૂછ્યું. ત્યારે ભીષ્મ

બોલ્યા કે, તમારી માદ્રી નામની બેનનો યશ સાંભળીને હું અહીં આવ્યો છું, તેની અ-
મારા પાંડુ રાજા વાસ્તે માગણી કરૂં છું. આપણે સંબંધી થવા લાયક છીએ, એમ જાણી
હે મદ્ર દેશના રાજન્ ! તમે મારી માગણી કબૂલ કરો. તે સાંભળી શલ્ય રાજા બોલ્યો કે,
તમારા જેવા સંબંધિ બીજા ક્યાંથી મળે ! પણ અમારા પૂર્વજોએ અમારા કુળમાં જે
પલ્લું લેવાની રીત ચાલુ કરી છે, તે કદાચ સારી અગર નરતી હોય તોપણ મારાથી ઉલ્લંઘન
કરાતી નથી; ને તે રીત મુજબ તમારી પાસેથી પલ્લું માગવું પણ યોગ્ય નથી; પરંતુ હે
વીર ! અમારા કુળનો ધર્મ છે તે પ્રમાણે મારે કરવું પડે, માટે મારાથી તમારી માગણી
કબૂલ રખાતી નથી. ત્યારે ભીષ્મ બોલ્યા કે હે રાજન્ ! એ રીત પણ પરંપરાથી ચાલેલી
છે માટે તેમાં કંઇ દોષ નથી. એમ કહી ભીષ્મે કેટલુંક સુવર્ણ, વિવિધ પ્રકારનાં રત્નો, હાથી
ઘોડા, રથો, વસ્ત્રો, આભરણો, મણિઓ, મોતી તથા પરવાળાં ઇત્યાદિ પદાર્થ શલ્યને
આપ્યાં. તે લઇ શલ્ય બહુ રાજી થયો. પછી તેણે પોતાની બેન માદ્રિને અલંકાર પેહેરા-
વીને ભીષ્મને સોંપી; તેને લઇને તે બુદ્ધિમાન્ ભીષ્મ પોતાના હસ્તિનાપૂર શેહેરમાં આવ્યા,
ને તેઓએ સારો દિવસ જોઇને પાંડુ રાજા સાથે તે કન્યા પરણાવી. પછી કુંતિ તથા
માદ્રિ એ બેઉ સાથે પોતાની ઇચ્છા પ્રમાણે ત્રીશ રાત્રી સૂધી પાંડુ રાજાએ વિહાર કરીને,
પૃથ્વી જીતવા વાસ્તે બાહાર નીકળવાનો વિચાર કર્યો; ને તેઓ ભીષ્માદિ વૃદ્ધોને પ્રણામ
કરી તેઓની આજ્ઞા લઇને, હાથી, ઘોડા, તથા રથો જેમાં છે, એવી મોટી સેના સાથે લઇ
બહાર નીકળ્યા. તે પ્રથમ દશાર્ણ નામે દેશો જીત્યા, જેમાં ઘણા ચોરો વસતા હતા. પછી
તેઓએ મગધ દેશમાં જઇ ત્યાંના બળવાન તથા અહંકારી રાજાને માર્યો, ને તેનો ખજાનો
તથા ઘણાં વાહનો લઇ મિથિલાપૂરી પ્રત્યે ગયા. અને ત્યાંના રાજાને પણ જીતીને તેઓએ
કાશિ, સુહ્ય તથા પુંડ્ર દેશોમાં જઇ, ત્યાંના રાજાઓને પોતાના બાહુબળથી વશ કરીને
કૌરવોનો યશ વધાર્યો. એ પ્રમાણે બધા દેશોમાં ફરી તેમણે સર્વ રાજાઓને જીત્યા ને
રાજાઓએ ઇન્દ્ર માનીને, તેમને હાથ જોડી મણિ, મોતિ, પરવાળાં, સોનું, રૂપું, ઉત્તમ
ગાયો, ઘોડા, હાથી, ખચ્ચર, ઉંટ, ભેંસો, બકરા, કામળીઓ તથા મૃગચર્મો ઇત્યાદિ વિવિધ
પ્રકારનાં નજરાણાં કર્યાં. જે લઇને પાંડુ રાજા હસ્તિનાપૂર ભણી ચાલ્યા. તેને આવતા સાં-
ભળી ઘણા હર્ષથી ભીષ્માદિક તેની સામે ગયા, ને તે જે વિવિધ પ્રકારની ભેટો લાવ્યા હતા
તે જોઇને ઘણા ખુશી થયા. તેઓ જ્યારે પાસે આવ્યા ત્યારે પાંડુ રાજાએ ભીષ્મને પ્રણામ
કર્યા, ને તેને જોઇ ભીષ્મની આંખમાં હર્ષાશ્રુ આવી ગયાં. પછી પાંડુ રાજાએ શહેરના બીજા
પણ જે લોકો સામે આવ્યા હતા તેનો યથાર્થ સત્કાર કર્યો. અને તુરી, શંખ તથા ભેરી
ઇત્યાદિ વાજીત્રોના મોટા શબ્દોએ કરી ચોફેરથી શેહેરના લોકોને ખુશી કરતા કરતા
તેઓ હસ્તિનાપૂર આવ્યા.

स शंखतूर्यनिनादैश्च भेरीणां च महास्वनैः
हर्षयन्सर्वशः पौरान् विवेश गजसाह्वयं ॥

इति श्रीमहाभारत आदिपर्वणि संभवपर्वणि पांडुदिग्विजये गुर्जरभा-
षायां त्रयोदशाधिकशततमोऽध्यायः ॥ ११३ ॥



## અધ્યાય ૧૧૪ મો. વિદુર વિવાહ.

**वैशंपायन उवाच—धृतराष्ट्राभ्यनुज्ञातः स्वबाहुविजितं धनं**
**भीष्माय सत्यवत्यै च मात्रे चोपजहार सः ॥**

વૈશંપાયન કહે છે—પછી ધૃતરાષ્ટ્રની આજ્ઞા પાંડુ રાજાએ પોતાના બાહુબળે કરી મેળવેલું ધન ભીષ્મ, સત્યવતી તથા પોતાની માને આપ્યું. તેમાંથી થોડુંક વિદુરજીને મોકલ્યું, તથા બીજા સગાઓને પણ થોડું થોડું આપીને તેણે તૃપ્ત કર્યા. એવા પરાક્રમી પોતાના પાંડુ પુત્રને જોઇને તેની મા અંબાલિકા, જેમ ઇંદ્રાણિ પોતાના જયંત પુત્રને જોઇ ખુશી થાય તેમ ખુશી થતી હતી. પછી પાંડુ રાજા પોતાની કુંતિ તથા માદ્રિ, એ બેઉ સ્ત્રીઓ સહિત, પોતાનાં સુંદર ભવનો મૂકીને હિમાલય પર્વતની દક્ષિણ તળેટીમાં જ્યાં શાલ વૃક્ષોનાં વનો છે, ત્યાં મૃગયા કરવા વાસ્તે જઇને રહ્યા; ને તે વનમાં બેઉ સ્ત્રીઓ સહિત હમેશ ફરતા હતા. તેને ધૃતરાષ્ટ્ર રાજા સર્વ ભોગ ભોગવવાના પદાર્થો મનુષ્યો સાથે ત્યાં મોકલી આપતો હતો. હવે અહીં દેવક રાજાની રૂપયૌવન સંપન્ન એવી પારસ્વી કન્યા છે એવું સાંભળી ભીષ્મે તે કન્યા વિદુરજી વાસ્તે મેળવીને, તેની સાથે તેનો વિવાહ કર્યો. વૈશંપાન કહે છે કે હે કુરુકુલના પુત્ર ! પછી તે સ્ત્રીને વિષે વિદુરજીએ ગુણે કરી પોતાના સરખા વિનયવાન પુત્રો ઉત્પન્ન કર્યા.

**वैशंपायन उवाच—तस्यां चोत्पादयामास विदुरः कुरुनंदन**
**पुत्रान् विनयसंपन्ना नात्मनः सदृशान् गुणैः ॥**

**इति श्रीमहाभारत आदिपर्वणि संभवपर्वणि विदुरपरिणये गुर्जरभाषायां चतुर्दशाधिकशततमोऽध्यायः ॥ ११४ ॥**

---

## અધ્યાય ૧૧૫ મો. ધૃતરાષ્ટ્રને સો પુત્રો થયા.

**वैशंपायन उवाच—ततः पुत्रशतं जज्ञे गांधार्यां जनमेजय**
**धृतराष्ट्रस्य वैश्यायामेकश्चापिशतात्परः ॥**

વૈશંપાયન કહે છે—હે જનમેજય ! પછી ધૃતરાષ્ટ્રને ગાંધારીથી સો પુત્રો થયા અને એક પુત્ર વૈશ્યા સ્ત્રીથી થયો; ને પાંડુરાજાની કુંતિ તથા માદ્રિને વિષે કુલની વૃદ્ધિ વાસ્તે દેવતાઓ થકી મહારથી એવા પાંચ પુત્રો થયા. જનમેજય પૂછે છે–હે બ્રાહ્મણમાં શ્રેષ્ઠ ! ગાંધારીએ સો પુત્રો કેવી રીતે ને કેટલે વખતે જણ્યા ? ને વૈશ્યા પુત્ર કેમ થયો ? તથા પાંડુરાજાની સ્ત્રીઓએ દેવતાઓથી કેવી રીતે પુત્રો મેળવ્યા ? હે તપરૂપી ધનવાળા, હે વિદ્વાન ! એ વાત જે પ્રમાણે બની હોય તે પ્રમાણે વિસ્તારથી મને કહો. વૈશંપાયન કહે છે–કોઇ વખતે વ્યાસજી ભૂખથી પીડાતા હશે, તેઓને ગાંધારીએ સંતુષ્ટ કર્યા. તેથી તેઓએ ગાંધારીને તેના સ્વામી જેવા સો પુત્રો થવાનો વર આપ્યો. પછી કાળે કરી ધૃતરાષ્ટ્રથી ગાંધારીને ગર્ભ રહ્યો, જે બે વર્ષ સુધી જન્મ્યો નહીં. તેટલામાં કુંતિએ સૂર્ય સરખો પુત્ર જણ્યો, તે સાંભળી ગાંધારીને પોતાનો ગર્ભ જન્મ્યો નહીં, તેનું ઘણું દુઃખ થઇ પડયું. ત્યારે ધૃતરાષ્ટ્ર જાણે નહીં, તેમ તેણે પોતાના ગર્ભને બાહાર કાહાડવાનો હઠાત્કારથી યત્ન કર્યો. તેથી એક

લોઢાની ગાંઠ સરખી એક કઠણ માંસની ગાંઠ તેણે જણી. તે વાત સાંભળી ત્યાં વ્યાસજી આવ્યા. માંસની ગાંઠ જોઇને તેઓએ ગાંધારીને કહ્યું કે, આ તેં શું કર્યું ! ગાંધારી બોલી કે, કુંતિએ સૂર્ય સરખો પુત્ર પ્રથમ જણ્યો, તે સાંભળી મને ઘણું દુઃખ થવાથી મેં બળાત્કારથી ગર્ભ પાડયો. તમે તો સો પુત્ર થવાનો વર આપ્યો છે. પણ આ તો માંસની એક ગાંઠ છે. વ્યાસજી બોલ્યા કે, હે સુબલ રાજાની કન્યા ! મારૂં કેહેવું મિથ્યા થશે નહીં માટે એક સો કુંડાં ઘીથી ભરીને લઇ આવો, ને તે એકાંત સ્થાનમાં મૂકો, અને આ ગાંઠ ઉપર ટાઢું પાણી રેડયા કરો. વૈશંપાયન કેહે છે—પછી તે પ્રમાણે સો કુંડાં એકાંત સ્થાનમાં ઘીથી ભરીને મૂકાવ્યાં ને તે ગાંઠ ઉપર પાણી સિંચન કર્યું. તો તેમાંથી અંગુઠાના પર્વ જેવડા જૂદા જૂદા સો ભાગ થઇ ગયા. પણ વ્યાસજીએ તેમાંથી એક ભાગ વધાર્યો. પછી તે ભાગોને તે સો કુંડાંમાં વ્યાસજીએ મૂકાવ્યા, ને એક ભાગ વધ્યો તેને વાસ્તે બીજું કુંડું મંગાવીને તે ભાગ તેમાં મુકાવ્યો. પછી અમુક વખતે આ કુંડાં ઉઘાડજો, એમ ગાંધારીને કહીને વ્યાસજી હિમાલય પ્રત્યે તપશ્ચર્યા કરવા વાસ્તે ચાલતા થયા. હવે કહેલે વખતે ગાંધારીએ ક્રમથી એક માસ સુધી તે કુંડાં ઉઘાડયાં, તો તેમાંથી સો પુત્રો ને એક કન્યા નીકળ્યાં. તેમાં સઉથી મોટાનું નામ દુર્યોધન પાડયું. દુર્યોધને ઉત્પન્ન થતાં વાંત ગધેડાના જેવો શબ્દ કર્યો, ને તે વખતે શિઆળીઆ, કાગડા તથા ગૃધ્રો બોલવા લાગ્યાં. ઘણો વાયુ વાવા લાગ્યો ને દિશાઓ ઝાંખી દેખાવા લાગી. ત્યારે બીહીને ધૃતરાષ્ટ્રે, કેટલાક બ્રાહ્મણો, ભીષ્મ, વિદુર તથા બીજા પણ સંબંધિઓને બોલાવીને કહ્યું કે, આપણા કુળને વધારનાર એવો મોટો પુત્ર યુધિષ્ઠિર છે, ને રાજ્ય પણ તેને ઘટે છે. અને આ દુર્યોધન તે પછી જન્મ્યો છે, તેથી તે પછી એને રાજ્ય મળશે કે નહીં? તે જેવું તમને ભાસતું હોય તેવું કહો. તે સાંભળી સર્વે બોલ્યા કે, હે ધૃતરાષ્ટ્ર ! આ તમારા પુત્ર દુર્યોધનના જન્મની વખતે માંસને ખાનારાં ભયંકર પ્રાણીઓ બોલ્યાં, તેથી અમને એવું લાગે છે કે નિશ્ચય એ પુત્ર કુળને નાશ કરનારો થશે. માટે જો કુળનો બચાવ ઇચ્છતા હો તો આ પુત્રનો ત્યાગ કરો. એમ સમજો કે, એક પુત્ર ઓછો હતો. એમ કરશો તો આપણા કુળનું તેમજ જગતનું પણ કલ્યાણ થશે, કારણ એવું કહ્યું છે કે, એકના ત્યાગથી જો કુળ બચતું હોય તો તેમ કરવું, ને કુળના ત્યાગથી જો ગામ બચતું હોય તો તેમ કરવું; ને એક એક ગામ ત્યાગવાથી જો આખો દેશ બચતો હોય તો તેમ કરવું, અને આખી પૃથ્વી મૂકવાથી પણ જો પોતાનો જીવ બચતો હોય તો તે પણ મૂકવી. એ પ્રમાણે તે બધાઓએ ધૃતરાષ્ટ્રને કહ્યું, પણ પુત્રના સ્નેહને લીધે તેનાથી તેમ બન્યું નહીં. પછી ધૃતરાષ્ટ્રની એક વૈશ્ય વર્ણની સ્ત્રી હતી તેનાથી તેને એક યુયુત્સુ નામે પુત્ર થયો. એ પ્રમાણે બુદ્ધિમાન્ ધૃતરાષ્ટ્રને સો પુત્રો થયા, અને તે મહારથી તથા શૂરવીરોમાં એક કન્યા અધિક થઇ, તથા તે ઉપરાંત પ્રતાપવાન અને મોટા તેજવાળો વૈશ્ય પુત્ર યુયુત્સુ થયો.

महारथानां वीराणां कन्या चैकायताधिका

युयुत्सुश्च [illegible] वैश्यापु[illegible]वान: ॥

इति श्रीमहाभारते आदिपर्वणि संभवपर्वणि गांधारी[illegible] गुर्जर-

भाषायां पंचदशाधि[illegible]ततमाऽध्यायः ॥ ११५ ॥

## અધ્યાય ૧૧૬ મો. દુઃશલાની ઉત્પત્તિ.

जनमेजय उवाच—गांधारराजदुहिता शतपुत्रेति चानघ
उक्ता महर्षिणा तेन व्यासेनामिततेजसा ॥

જનમેજય પૂછે છે—હે નિષ્પાપ ! ગાંધારીને મહર્ષિ વ્યાસજીએ સો પુત્ર થવાનો વર આપ્યો હતો, ત્યારે એક કન્યા અધિક કેમ થઈ ? તે મને કહો. વૈશંપાયન કેહે છે—એ વખતે માંસની ગાંઠના સો ભાગ થયા ત્યારે ગાંધારીના મનમાં એવું આવ્યું કે, મને એક કન્યા થાય તો ઠીક, કારણ કન્યા હશે તો મારો પતિ દૌહિત્રવાન પણ થશે. માટે મેં કંઇ તપ, દાન, અગ્નિમાં હોમ તથા બ્રાહ્મણોને સંતુષ્ટ કર્યા હોય તો એક કન્યા પણ થાય. એવો તેનો સંકલ્પ જાણીને વ્યાસજીએ તે સો ભાગોમાંથી એક ભાગ વધાર્યો, ને તેને પણ એક કુંડામાં મૂકાવ્યો; અને ગાંધારીને કહ્યું કે, તારી ઇચ્છા પ્રમાણે આમાંથી કન્યા થશે. વૈશંપાયન કેહે છે એ પ્રમાણે દુઃશાલા કન્યાનો જન્મ મેં તમને કહ્યો; હવે હે ભરત કુળમાં ઉત્પન્ન થયેલ, હે નિષ્પાપ રાજેન્દ્ર ! ફરીથી બોલો હું તમોને શું કહું ?

एतत्ते कथितं राजन् दुःशला जन्म भारत
ब्रूहि राजेंद्र किंभूयो वर्तयिष्यामि तेमघ ॥

इति श्रीमहाभारत आदिपर्वणि संभवपर्वणि दुःशलोत्पत्तौ गुर्जरभाषायां षोडशाधिकशततमोऽध्यायः ॥ ११६ ॥

## અધ્યાય ૧૧૭ મો. ધૃતરાષ્ટના પુત્રોનાં લગ્ન.

[illegible] उवाच—ज्येष्ठानुज्येष्ठतां तेषां नामानि च पृथक्पृथक्
धृतराष्ट्रस्य पुत्राणामानुपूर्व्यात्प्रकीर्तय ॥

જનમેજય કહે છે—ધૃતરાષ્ટ્રના પુત્રોનાં જૂદાં જૂદાં નામો મને ક્રમે કરીને કહો. વૈશંમપાયન કેહે છે—હે જનમેજય ! એ સર્વ નામો મેં તમોને પ્રથમ કહેલાં છે. તેઓના નામના ક્રમથી તેઓના જન્મનો ક્રમ પણ જાણવો, તે સર્વ પુત્રો અતિરથી; શૂરવીર, યુદ્ધ કરવામાં કુશલ, વેદોને જાણનારા તથા અસ્ત્ર વિદ્યા શિખેલા હતા. તેઓને યોગ્ય ઓઓ સાથે ધૃતરાષ્ટ્રે પરણાવ્યા હતા, અને વખતસર તેણે પોતાની દુઃશાલા કન્યાને વિધિએ કરી જયદ્રથને આપી હતી.

दुःशलां चापि समये धृतराष्ट्रो नराधिपः
जयद्रथाय प्रददौ विधिना भरतर्षभ ॥

इति श्रीमहाभारत आदिपर्वणि संभवपर्वणि गुर्जरभाषायां सप्तदशाधिकशततमोऽध्यायः ॥ ११७ ॥

## અધ્યાય ૧૧૮ મો. પાંડુને થયેલો શાપ.

जनमेजय उवाच—कथितो धार्तराष्ट्राणां मार्षः संभव उत्तमः
अमनुष्योमनुष्याणां भवता ब्रह्मवादिना ॥

જનમેજય કહે છે—બ્રહ્મવાદી એવા તમોએ, ધૃતરાષ્ટ્ર રાજાના પુત્રોની, વ્યાસ ઋષિના પ્રસાદથી મનુષ્યોમાં ન સંભવે એવી ઉત્પત્તિ કહી. હવે ઇન્દ્ર સરખા પરાક્રમી, મહાત્મા તથા અમાનુષ કર્મો કરનાર પાંડવો દેવતાઓના અંશોથી થયા હતા એવું તમોએ અંશાવતરણ પ્રકરણમાં કહ્યું છે. વૈશંપાયન કહે છે–હે જનમેજય! પાંડુરાજા મૃગયા વાસ્તે વનમાં જઇને રહ્યા હતા, ત્યાં કોઇ સમયે તેઓ વનમાં ફરતા હતા, તેવામાં કોઇ તપસ્વી ઋષિનો પુત્ર પોતાની સ્ત્રી સહિત મૃગનું રૂપ લઇ મૈથુન કરતો હતો. તે બેઉને મૃગ જાણીને પાંડુરાજાએ તીક્ષ્ણ એવાં પાંચ બાણો તે બેઉ ઉપર નાંખ્યાં. તે વાગવાથી મૃગ મનુષ્યની પેઠે બોલતો બોલતો પૃથ્વી ઉપર પડી ગયો, ને પાંડુરાજાને કહેવા લાગ્યો કે, જે પુરૂષો કામ ક્રોધથી ભરેલા, બુદ્ધિહીન, તથા હમેશ પાપમાં આસક્ત છે, તેઓ પણ આવું ભયંકર કર્મ કરતા નથી. ત્યારે નિરંતર ધર્મ પાળનારાઓના કુળમાં ઉત્પન્ન થયેલો તું, તેની બુદ્ધિ આવી કેમ થઇ? પાંડુરાજા બોલ્યા કે, રાજાઓની વૃત્તિ જેવી શત્રુને મારવામાં રહે છે, તેવીજ મૃગો મારવામાં પણ હોય છે. માટે હે મૃગ! તારી મતલબ વાસ્તે મારી નિંદા કરવા તું યોગ્ય નથી. અમે તો પ્રત્યક્ષ વા છૂપીને પણ મૃગોને મારીએ છીએ. જ્યારે અગસ્ત ઋષિએ પણ યજ્ઞમાં અરણ્યના મૃગો મારીને હોમ્યા હતા, ત્યારે અમે મારીએ તેમાં શું? તે સાંભળી મૃગ બોલ્યો કે, જે ઉત્તમ પુરૂષો છે તે શત્રુની ગફલતામાં તેને મારતા નથી; પણ હથિઆર લઇ સામે લડવા આવે છે ત્યારેજ મારે છે. પાંડુરાજા બોલ્યો કે તે વાત ખરી, પણ એ તો મનુષ્યો વાસ્તે કહ્યું છે, કંઇ મૃગ વાસ્તે કહેલું નથી. માટે તું શું કરવા મને નિંદે છે? તે સાંભળી મૃગ બોલ્યો કે, મૃગ મારનારની હું નિંદા કરતો નથી. પણ મારો મૈથુન કાળ તો જોવો હતો? પ્રાણીમાત્ર જેને ઇચ્છે છે, એવા મૈથુન સમયમાં કોણ વિદ્વાન પુરૂષ મૃગને મારે? હે રાજેન્દ્ર! આ મૃગીને વિષે હર્ષથી ગર્ભાધાન કરવા હું તેની સાથે સમાગમ કરતો હતો, તે બધું મારૂં તેં અફળ કર્યું. માટે હે મહારાજ! સત્કર્મ કરનાર પૌરવોના વંશમાં ઉત્પન્ન થયેલો એવો તું, તેને આવું કર્મ કરવું યોગ્ય નહતું. કારણ ક્રુર કર્મ સર્વ લોકોમાં નિંદિત છે, તેમ અપયશ તથા નર્ક આપનારૂં છે. તું ધર્મ અર્થના તત્વને જાણનારો તથા સ્ત્રી ભોગના વિશેષ સુખનો અનુભવિ છે ત્યારે તેં આવું કામ કેમ કર્યું? તારે તો આવાં ક્રૂર કર્મ કરનાર મનુષ્યોને દંડ આપવો જોઇએ. તેને બદલે આ તો ફળ મૂળનો આહાર કરનાર, મૃગરૂપ ધારણ કરનાર તથા નિરંતર શાંત થઈ અરણ્યમાં ફરનાર, એવો હું કિંદમ નામે ઋષિ મનુષ્યની લજ્જાથી મૃગરૂપ લઇ મૈથુન કરતો હતો તેને તેં માર્યો, માટે હું તને શાપ આપું છું જે, તેં મને અજાણથી માર્યો તેથી તને બ્રહ્મહત્યા તો નહીં લાગે, પણ જ્યારે કામમાં આસક્ત થઇને તારી સ્ત્રી સાથે તું સમાગમ કરવા જઇશ, ત્યારે મરણ પામીશ; ને જે સ્ત્રી સાથે તે વખતે તું સમાગમ કરવા જઇશ, તે સ્ત્રી તારી પછાડે બળી મરશે. વૈશંપાયન કહે છે—પાંડુ રાજાને એવો શાપ આપીને દુઃખથી પીડાયલો મૃગ મરણ પામ્યો, અને તેજ ક્ષણે પાંડુરાજા પણ ખેદને પામ્યો.

वैशंपायन उवाच—एवमुक्त्वा सुदुःखार्तो जीवितात्स व्यमुच्यत

मृगः पांडुश्च दुःखार्तः क्षणेन समपद्यत ॥

इति श्रीमहाभारत आदिपर्वणि संभवपर्वणि पांडुप्रलापे गुर्जरभाषायां अष्टादशाधिकशततमोऽध्यायः ॥ ११८ ॥

## અધ્યાય ૧૧૯ મો. પાંડુરાજાનું ચરિત.

वैशंपायन उवाच- तं व्यतीतमतिक्रम्य राजास्वमिव बांधवं
सभार्यःशोकदुःखार्तः पर्यदेवयदातुरः ॥

વૈશંપાયન કેહે છે--પછી પાંડુરાજા પોતે મારેલા મૃગને અતિક્રમણ કરી, તેનો પોતાના બાંધવની પેઠે પોતાની સ્ત્રી સહિત શોચ કરવા લાગ્યા; તે બોલ્યા કે, સ્ત્રિઓ સાથે સત્પુરૂષોના કુળમાં ઉત્પન્ન થયેલા પુરૂષો પણ કામની જાળમાં મોહ પામીને દુષ્ટ કર્મ કરી ખરાબ ગતિને પામે છે. મારો પિતા પણ નાની વયમાં કામનુંજ ચિંતન કરતા કરતા મરણ પામ્યા. ત્યારે વ્યાસજીએ તેના ક્ષેત્રમાં મને ઉત્પન્ન કર્યો. તે હજી મને પ્રજા પણ ઉત્પન્ન થઈ નથી, ને મારી અધમ બુદ્ધિ થઈ જેથી મને દુઃખ આવી પડયું. માટે હવે હું તો મોક્ષનાં સાધનો કરીશ, કારણ પુત્રાદિકની ઇચ્છા, એ મોટું દુઃખ છે. તેથી વ્યાસજીની પેઠે બ્રહ્મચર્ય પાળીશ, ને અત્યંત તપ આચરીશ. હું એકલો વનમાં જઈ વન ફળ ખાઇને જીવીશ ને પૃથ્વી ઉપર ફરીશ. સુખ દુઃખ; સ્તુતિ નિંદા, લાભ અલાભ, એ સર્વ સમાન ગણીશ. સદા આનંદમાં રહી સર્વ પ્રાણિના હિતમાં તત્પર રહીશ. અહિંસા ધર્મ પાળીશ, મરણ ભય રાખીશ નહીં. સર્વ સકામ કર્મોને ત્યાગ કરીશ, કારણ તે ક્ષણિક ફળ આપનારાં છે. અને નિષ્કામ કર્મો કરી સર્વ પાપથી મુક્ત થઇશ. એ પ્રમાણે નિર્ભય થઇને દેહનો ત્યાગ કરીશ, પણ આ દુઃખરૂપ સંસારમાં રહીશ નહીં. તમારે મારી મા અંબાલિકા, વિદુર, રાજા ધૃતરાષ્ટ્ર, સત્યવતી, ભીષ્મ આપણા પુરોહિત બ્રાહ્મણો તથા શેહેરના બધા વૃદ્ધ મનુષ્યોને કહેવું કે, પાંડુરાજા સંન્યાસી થઈ ચાલી નીકળ્યો. તે સાંભળી કુંતી તથા માદ્રી બોલી કે, હે ભરતકુળમાં શ્રેષ્ઠ! સંન્યાસ વગર બીજા એવા પણ આશ્રમ છે કે જેમાં પોતાની સ્ત્રીઓ સહિત તપશ્ચર્યા થાય, અમે પણ ઇંદ્રિયો નિયમમાં રાખી તુચ્છ સુખની ઇચ્છા મૂકીને તમારી સાથે તપ કરીશું. પણ હે બુદ્ધિમાન્! જો તમે અમારો ત્યાગ કરશો તો અમે જીવીશું નહિ. પાંડુરાજા બોલ્યા કે ઠીક, તમારો નિશ્ચય એવોજ હોય તો તમોને સાથે રાખીને હું વાનપ્રસ્થ ધર્મ આચરીશ. વખતસર અગ્નિમાં હોમ કરીશ, ઝાડની છાલોનાં વસ્ત્ર પેહેરીશ ને ટાઢાડ તડકો સહન કરીને તપશ્ચર્યા કરીશ. વૈશંપાયન કેહે છે--એમ કહીને પાંડુ રાજાએ પોતાનો રત્નજડિત મુગટ, બાજુબંધ, કુંડળ તથા પોતાનાં અને સ્ત્રીયોનાં વસ્ત્રો બ્રાહ્મણોને આપી દીધાં. પછી પોતાના ચાકરોને કહ્યું કે, હસ્તિનાપૂરમાં જઇને તમારે કેહેવું કે અર્થ કામાદિક બધું સુખ ત્યાગ કરીને પાંડુરાજા સ્ત્રીઓ સહિત વાનપ્રસ્થ થયા છે. ભરત કુળમાં સિંહરૂપ એવા પાંડુરાજાની એવી દીન વાણી સાંભળીને તેના બધા ચાકરો ઘણા દીલગીર થયા ને તેઓની આંખમાં અશ્રુ આવી ગયાં. પછી પાંડુ રાજાએ સોંપેલા પદાર્થો લઇ તેઓ હસ્તિનાપૂર ગયા. ધૃતરાષ્ટ્રને આપીને તેઓએ તેને સર્વ હકીકત કહી તે સાંભળી ધૃતરાષ્ટ્ર રાજા બહુ ખેદ પામ્યો. હવે પાંડુરાજા સ્ત્રીઓ સહિત ફળ મૂળનો આહાર કરતો કરતો ત્યાંથી નાગશત પર્વત ઉપર ગયો. ત્યાંથી આગળ કુબેરનો ચૈત્રરથ નામનો બગીચો હતો,

તેને મૂકી તથા કાળકૂટ પર્વતને પણ મૂકીને ત્યાંથી ગંધમાદન પર્વત પ્રત્યે ગયો. પછી હે મહારાજ ! ત્યાંથી ઇંદ્રધ્યુમ્ન નામે સરોવર પાસે જઈ હંસકૂટ પર્વતને અતિક્રમણ કરીને, શતશૃંગ પર્વતમાં જઇ તપસ્વી એવો પાંડુ રાજા તપ કરવા લાગ્યો.

> इंद्रध्युम्नसरः प्राप्य हंसकूटमतीत्य च
> शतश्रृंगे महाराज तापसः समतप्यत ॥

इति श्रीमहाभारत आदिपर्वणि संभवपर्वणि पांडुचरित गुर्जरभाषायां ऊनविंशत्यधिकशततमोऽध्यायः ॥ ११९ ॥

---

## અધ્યાય ૧૨૦ મો. પુત્ર વગર ઉદ્ધાર નહિ.

**वैशंपायन उवाच—तत्रापि तपसि श्रेष्ठे वर्तमानः सवीर्यवान्**
**सिद्धचारणसंघानां बभूवप्रियदर्शनः ॥**

વૈશંપાયન કેહે છે—એ પ્રમાણે ત્યાં ઉત્તમ તપ આચરાને પરાક્રમી પાંડુ રાજા સિદ્ધ તથા ચારણોને પ્રિય દર્શનવાળો તથા ઘણેક કાળે બ્રહ્મઋષિ સરખો થયો. ત્યાં વનમાં તેના કેટલાક મિત્રો થયા, કેટલાકની સાથે તેને ભાઇ જેવો સ્નેહ થયો, તથા કેટલાક ઋષિઓ તેને પુત્ર પ્રમાણે ગણવા લાગ્યા. હે ભરત કુળમાં શ્રેષ્ઠ ! પછી કોઇ અમાવાસ્યાને દીને બધા તીક્ષ્ણ વ્રતવાળા ઋષિઓ ભેળા થઇને બ્રહ્માના દર્શન માટે ત્યાંથી ચાલ્યા. તે જોઇ પાંડુ-રાજાએ તેઓને પૂછ્યું કે, તમે કયાં જાઓ છો ? તે મને કહો. ઋષિઓ બોલ્યા કે આજે બ્રહ્મલોકને વિષે મહાત્મા દેવો, ઋષિઓ તથા પિતૃઓ ભેગા થશે, માટે અમે પણ ત્યાં બ્રહ્મદેવનાં દર્શન કરવા જઇશું. વૈશંપાયન કેહે છે–તે સાંભળી સ્વર્ગથી પણ આગળ જવાની જેની ઇચ્છા છે, એવા પાંડુરાજા પણ સ્રીયો સહિત તે ઋષિઓ સાથે ચાલ્યા. ત્યારે ઋષિઓ બોલ્યા કે, આ પર્વત ઉપર જતાં મોટી નદીઓ ઓળંગવી પડે છે, ચડઉતર ઘણી કરવી પડે છે, નિરંતર હીમ પડે છે, કેટલીક ગુફાઓ આવે છે, ગંધર્વ અપ્સરાઓ તથા દેવતાઓને રમવાનાં સ્થાનકો આવે છે અને ઠેઠ ઉપર તો મૃગ પક્ષીઓથી પણ જવાતું નથી; ફક્ત એક વાયુથી તથા સંસારના ચાર ઋણોથી મુક્ત થયેલા સિદ્ધ એવા પરમ ઋષિઓથીજ જવાય છે. એવા આ પર્વત ઉપર આ રાજસ્રીઓ કેમ આવી શકશે ? માટે હે ભરત કુળમાં શ્રેષ્ઠ ! તમે આવો માં. તે સાંભળી પાંડુરાજા બોલ્યો કે, હે મોટા ભાગ્યવાળાઓ ! જે પુરૂષ આ દુનિયામાં ઉત્પન્ન થાય છે, તેના ઉપર પિતૃ, દેવ, ઋષિ તથા મનુષ્ય, એ ચાર પ્રકારનાં ઋણો હોય છે, તે પુરૂષે ટાળવાં જોઇએ, ને જે નથી ટાળતો તેને સ્વર્ગાદિક લોકોની પ્રાપ્તિ નથી; એમ ધર્મવેત્તાઓએ કહ્યું છે, તે હું જાણું છું. મનુષ્યો, યજ્ઞ કરીને દેવ ઋણોથી, વેદાભ્યાસ તથા તપશ્ચર્યા કરીને મુનિઓના ઋણથી પુત્ર ઉત્પન્ન કરી તથા શ્રાદ્ધ કરીને પિતૃઋણથી અને દયાથી મનુષ્ય ઋણથી મુક્ત થાય છે. તેમાં હું દેવ, ઋષિ તથા મનુષ્યના ઋણોથી તો મુક્ત થયો છું, પણ ફક્ત પિતૃ-ઋણથી મુક્ત થયો નથી, જે પ્રજા થયેથી થવાય છે. માટે હું જેમ મારા પિતાના ક્ષેત્રમાં મહર્ષિ વ્યાસજી થકી ઉત્પન્ન થયો તેમ મારા ક્ષેત્રોમાં પ્રજા કેમ ઉત્પન્ન થાય ? તે સાંભળી

ઋષિઓ બોલ્યા કે, હે ધર્માત્મા ! દેવોની ઉપમા અપાય એવા તને શુદ્ધ પુત્રો થશે, એમ અમે દિવ્ય જ્ઞાનથી જાણીએ છીએ માટે હે મનુષ્યમાં સિંહરૂપ ! દૈવે જે નિરમાણ કર્યું છે, તે ઉદ્યોગ કરીને મેળવ. એમ કહી પાંડુરાજાને સમજાવીને તેઓ ચાલતા થયા. પછી કોઇ વખતે પાંડુરાજા એકાંતમાં પોતાની સ્ત્રી કુંતિને કહેવા લાગ્યા કે, આ આપત્કાળને વિષે તું પુત્ર ઉત્પન્ન કરવાનો યત્ન કર. કારણ પુત્ર વગર આ દુનિયામાં પ્રતિષ્ઠા નથી, ને પરલોકમાં સારી ગતિ થતી નથી. એમ ધર્મવાદીઓ કહે છે. માટે હે પવિત્રહાસ્યવાળી ! મને પણ પ્રજા વગર ઉત્તમ લોકની પ્રાપ્તિ થશે નહીં, ને તે હું મૃગના શાપથી ઉત્પન્ન કરી શકું તેમ નથી. હે કુંતિ ! આપત્કાળમાં પુત્ર ઉત્પન્ન કરવાની રીત છે, માટે કોઇ શ્રેષ્ઠ અથવા સમાન પુરૂષ થકી પુત્રો મેળવ. તેમ કરવામાં તું અચકાતી હો તો એક વાત કહું તે સાંભળ. કોઇ શારદંડાયની નામના પુરૂષે પોતાની સ્ત્રીને પુત્રોત્પત્તિ કરવાની આજ્ઞા આપી ત્યારે તે સ્ત્રી કોઇ દિવસે ઋતુ કાળથી શુદ્ધ થઇ રાત્રી સમય પોતાના ગામના ચૌટામાં જઇ ઉભી. ત્યાં એક સિદ્ધ બ્રાહ્મણ તેના જોવામાં આવ્યાથી તેને પોતાને ઘેર તેડી જઇને રાખ્યો. પછી તેનાથી દુર્જય આદિ લઇ ત્રણ પુત્રો તેણે ઉત્પન્ન કર્યા. હે કલ્યાણિ ! તે પ્રમાણે તું પણ મારી આજ્ઞાથી તપે કરી અધિક એવા બ્રાહ્મણથકી જલદીથી પુત્ર ઉત્પન્ન કરવાનો યત્ન કર.

तथा त्वमपि कल्याणि ब्राह्मणात्तपसाधिकात्
मन्नियोगाद्यतक्षिप्रमपत्योत्पादनंप्रति ॥

इति श्रीमहाभारत आदिपर्वणि संभवपर्वणि पांडुपृथासंवादे गुर्जरभाषायां विंशत्यधिकशततमोऽध्यायः ॥ १२० ॥



## અધ્યાય ૧૨૧ મો. વ્યુષિતાશ્વનું આખ્યાન.

वैशंपायन उवाच—एवमुक्ता महाराज कुंती पांडुमभाषत
कुरूणामृषभं वीरं तदा भूमिपतिंप्रति ॥

વૈશંપાયન કહે છે—હે મહારાજ ! એ રીતનું પાંડુરાજાનું કહેવું સાંભળી, કુંતિ કુરુકુળમાં શ્રેષ્ઠ, શૂરવીર તથા પૃથ્વીપતિ એવા પોતાના સ્વામીને કહેવા લાગી કે, હે ધર્મ જાણનાર ! તમારે વિષે પ્રીતિ રાખનારી એવી હું તમારી ધર્મપત્ની છું, માટે એવું કહેવું તમોને યોગ્ય નથી. હે મહાબાહો ! હે ભરત કુળમાં ઉત્પન્ન થયેલા ! તમારા થકીજ અને પરાક્રમી પુત્રો થશે, ને તમારી સાથેજ હું સ્વર્ગમાં આવીશ. તમારા સિવાય મનથી પણ હું બીજા પુરૂષનું ચિંતન નહીં કરૂં, કારણ તમારાથી શ્રેષ્ઠ બીજો કોણ છે ? હે ધર્માત્મા ! આ એક પુરાતની વાત મેં સાંભળી છે જે તમોને કહું છું તે સાંભળો. પૂર્વે પરમ ધર્મિષ્ટ અને પૂરૂના વંશને વધારનાર એવો વ્યુષિતાશ્વ નામે રાજા હતો. તેણે અશ્વમેધ કરીને બધી દિશાઓ જીતી હતી ને તે આખી પૃથ્વીનું રાજ્ય કરતો હતો. અને સર્વ પ્રજાની પિતાની પેઠે રક્ષા કરતો હતો. તેણે બીજા ઘણાક યજ્ઞો કરીને બ્રાહ્મણોને ઘણીક દક્ષિણાઓ આપી હતી. તે દક્ષિવાન રાજાની ભદ્રા નામની અતિ રૂપવતી કન્યાને પરણ્યો હતો. તે બેઉ સ્ત્રી પુરૂષ પરસ્પર બહુ સ્નેહ રાખતાં હતાં. તેવામાં એકાએક તે રાજાને ક્ષયરોગ થયો,

જેથી તે તુરત મરણ પામ્યો. ત્યારે તેની ભદ્રા સ્ત્રી અત્યંત દુઃખ પામતી પામતી વિલાપ કરવા લાગી, ને પોતાના મરણ પામેલા પતિના શબને આલિંગન કરી કહેવા લાગી કે, હે પરમ ધર્મ જાણનાર! મને પુત્રો આવ્યા પહેલાં તમોએ મને પતિ વગરની કરીને દુઃખના સમુદ્રમાં નાખી છે, તે મારાથી સહન થતું નથી. માટે પ્રસન્ન થઇને મને પણ તમારી ગતિને પમાડો. તમારા વગર ક્ષણ માત્ર હું જીવીશ નહીં. હે સ્વામિ! મેં અભાગણીએ પૂર્વે કોઇ સ્નેહીઓનો વિયોગ કરાવ્યો હશે, તેથીજ મારે તમારો વિયોગ થયો. હે રાજન! આજથી હું દર્ભની પથારી ઉપર સુઇશ ને તમારા દર્શનની ઇચ્છા રાખીશ. એ પ્રમાણે તેણે વારંવાર વિલાપ કર્યો ત્યારે તે શબની અંદરથી શબ્દ થયો કે, હે કલ્યાણિ! તું જા! હું તને કહું છું કે તારે વિષે હું પુત્રો ઉત્પન્ન કરીશ. તું ઋતુ કાળથી શુદ્ધ થઇને ચૌદશ અથવા આઠમે મારી સાથે શૈયામાં પ્રવેશ કરજે. પછી તે સ્ત્રીએ તે શબના કહેવા પ્રમાણે કર્યું, તેથી તેને ત્રણ શાલ્વ અને ચાર માદ્ર નામે પુત્રો થયા. હે ભરતકુળમાં શ્રેષ્ઠ! તેજ પ્રમાણે તપોયોગના બળથી યુક્ત એવા તમે પણ મારે વિષે મને કરીને પુત્રો ઉત્પન્ન કરવા સમર્થ છો.

तथात्वमपि मय्येयं मनसा भरतर्षभ
शक्तो जनयितुं पुत्रांस्तपो योगबलान्वितः ॥

इति श्रीमहाभारत आदिपर्वणि संभवपर्वणि व्युषिताश्वोपाख्याने गुर्जरभाषायां एकविंशत्याधिकशततमोऽध्यायः ॥ १२१ ॥

## અધ્યાય ૧૨૨ મો. પાંડુ ને કુંતીનો સંવાદ.

वैशंपायन उवाच—एवमुक्तस्तया राजा तां देवीं पुनरब्रवीत्
धर्मविद्धर्मसंयुक्तमिदं वचनमुत्तमं ॥

વૈશંપાયન કહે છે—એવાં સ્ત્રીનાં વચન સાંભળી તે ધર્મ જાણનાર પાંડુરાજા ફરી ધર્મયુકત એવું ઉત્તમ વચન તેને કેહેવા લાગ્યા કે, હે કુંતિ! એ પ્રમાણે પૂર્વે વ્યુષિતાશ્વના શબથી પુત્ર ઉત્પન્ન થયા હતા, એવું તું કહે છે, પણ તે વ્યુષિતાશ્વ તો દેવતા સરખો હતો. સુંદર મુખવાળી, હવે હું તને પ્રાચીન કાળની રીત કહું તે સાંભળ. પૂર્વે સ્ત્રીઓને ઘણી છૂટ હતી, જેથી તેઓ પોતાની ઇચ્છા પ્રમાણે ફરતીઓ, તેમાં કોઇ અધર્મ માનતો નહીં. તે પ્રાચીન રીત હાલ આપણે પશુઓમાં જોઇએ છીએ, ને તે હજી પણ ઉત્તર કુરૂ દેશમાં ચાલુ છે. હે સ્ત્રી, એ રીત કેમ બંધ પડી તે હું તને વિસ્તારથી કહું છું. એક ઉદ્દાલક નામે મોટા ઋષિ હશે, તેનો શ્વેતકેતુ નામે પુત્ર હતો, તેણે ક્રોધથી આ ધર્મરૂપી મર્યાદા બાંધી છે. તેનું કારણ કહું તે સાંભળ. કોઇ વખતે એ શ્વેતકેતુ પોતાના પિતાની પાસે બેઠો હતો ત્યાં કોઇ બ્રાહ્મણે આવીને તેની માનો હાથ ઝાલી તેને પોતાની સાથે લઇ જવાનો આગ્રહ કર્યો. તે જોઇ શ્વેતકેતુને ક્રોધ ચડયો, ત્યારે તેનો પિતા ઉદ્દાલક બોલ્યો કે હે પુત્ર! તું ક્રોધ કર માં, કારણ એ રીત સર્વ વર્ણમાં અસલથી ચાલતી આવી છે. એ પ્રમાણે પિતાએ કહ્યું તોપણ તે શ્વેતકેતુથી તે રીત સહન થઇ નહીં, ત્યારે તેણે મનુષ્યોમાં સ્ત્રી પુરૂષની મર્યાદા બાંધી. હે સુંદર હાસ્યવાળી! ત્યારથી તે રીત બંધ પડી છે; ને હવે

પોતાના પતિને મૂકી જે સ્ત્રી વ્યભિચાર કરે છે, તેને ગર્ભપાત કર્યા એટલું પાપ લાગે છે. તેમ કુમારી અગર પરણેલી કોઇપણ પરસ્ત્રી સાથે જે પુરૂષ વ્યભિચાર કરે છે, તેને પણ એટલુંજ પાપ થાય છે. અને જો પતિએ પુત્ર વાસ્તે આજ્ઞા કરી હોય ને સ્ત્રી તેમ નહીં કરે, તો તે સ્ત્રીને પણ તેજ પાપ લાગે છે. હે સ્ત્રી! એ પ્રમાણે ઉદ્દાલકના પુત્ર શ્વેતકેતુએ મર્યાદા બાંધી છે. વળી પૂર્વે સૌદાસ રાજાએ પણ પુત્રોત્પત્તિ કરવા માટે પોતાની મદયંતિ સ્ત્રીને આજ્ઞા કરી હતી. ત્યારે તેણે વસિષ્ઠ ઋષિ થકી અશ્મક નામે પુત્ર ઉત્પન્ન કર્યો હતો. એમ કરીને તેણે પોતાના સ્વામીનું પ્રિય કર્યું હતું, એમ મેં સાંભળ્યું છે. હે કમળ સરખા નેત્રવાળી! અમારો જન્મ પણ કુરૂવંશની વૃદ્ધિ વાસ્તે વ્યાસજીથી થયો છે, તે તું જાણે છે. એ સર્વ કારણો જોઇ આ મારા ધર્મરૂપ વચન પ્રમાણે તું કરવા યોગ્ય છે. હે રાજપુત્રિ! સ્ત્રીએ દર ઋતુકાળે સ્વામીની આજ્ઞા ઉલ્લંઘવી નહીં, એજ સ્ત્રીઓનો ધર્મ કહેલો છે. વેદને જાણનારાઓએ પણ કહ્યુ છે કે, ધર્મ અથવા અધર્મ જે કંઇ સ્વામી કહે તે સ્ત્રીએ કરવું. હે સ્ત્રી! મારે પણ પુત્રદર્શનની લાલસા છે, માટે કોઇ તપસ્વી બ્રાહ્મણથી ગુણવાન પુત્રો ઉત્પન્ન કરવા તું યોગ્ય છે. તેમ કરીશ તો મને પુત્રવાનની ગતિ પ્રાપ્ત થશે. વૈશંપાયન કહે છે—પોતાના સ્વામીનાં એવાં વચન સાંભળી, તેના પ્રિય તથા હિતમાં તત્પર એવી કુંતી બોલી કે, હે સ્વામિ! હું જ્યારે બાળક હતી ત્યારે મારા પિતાએ મને અતિથીઓનું સન્માન કરવામાં જોડી હતી. કોઇ કાળે ઉગ્ર તપવાળા દુર્વાસા ઋષિ આવી ચઢ્યા, તેઓને સન્માન આપી પ્રસન્ન કર્યા. ત્યારે તેઓએ મને પ્રસન્ન થઇને એક મંત્ર આપ્યો છે ને કહ્યું છે કે, “ એ મંત્રથી તું જે જે દેવનું આવાહન કરીશ, તે તે દેવ તારી પાસે આવશે ને તેના પ્રસાદથી તને પુત્રો થશે. ” એમ તે ઋષિએ કહેલું છે, તે ખોટું થાય તેમ નથી. માટે જો તમે આજ્ઞા આપો તો તે મંત્રે કરી હું દેવનું આવાહન કરૂં. જેથી રૂડી પ્રજા ઉત્પન્ન થાય. હે સત્ય પાળનારાઓમાં શ્રેષ્ઠ! હવે કહો, હું કયા દેવનું આવાહન કરૂં? તે સાંભળી પાંડુ રાજા બોલ્યા કે, હે સ્ત્રિ! હમણાંજ પ્રથમ તું ધર્મનું આવાહન કર, કારણ તે લોકોમાં પવિત્ર કહેવાય છે, ને તેથી જે પુત્ર થાય, તે ધર્મિષ્ઠ થાય, કેમકે ધર્મથી થયેલા પુત્રનું મન અધર્મમાં જાય નહીં. વૈશંપાયન કહે છે—એ પ્રમાણે પોતાના સ્વામિએ કહ્યું ત્યારે ઠીક તેમ કરીશ, એમ કહીને તે શ્રેષ્ઠ કુંતિએ પોતાના સ્વામીને વંદન કરી તેની આજ્ઞા પ્રમાણે કરવા માંડયું.

**वैशंपायन उवाच—सा तथोक्ता तथेत्युक्त्वा तेन भर्त्रा वरांगना**
**अभिवाद्याभ्यनुज्ञाता प्रदक्षिणमवर्त्तत ॥**

इति श्रीमहाभारत आदिपर्वणि संभवपर्वणि कुंतीपुत्रोत्पत्त्यनुज्ञाते गुर्जरभाषायां द्वाविंशत्याधिकशततमोऽध्यायः ॥ १२२ ॥

---

## અધ્યાય ૧૨૩ મો. કુંતીને થયેલા પુત્રો.

**वैशंपायन उवाच—संवत्सरधृते गर्भे गांधार्या जनमेजय**
**आव्हयामास वै कुंती गर्भार्थे धर्ममच्युतं ॥**

વૈશંપાયન કહે છે—ગાંધારીને ગર્ભ ધારણ કર્યે એક વર્ષ થયું ત્યારે કુંતિ ગર્ભ ધારણ કરવા વાસ્તે અચ્યુત એવા ધર્મનું આવાહન કરવા લાગી; ને તેને બલિદાન આપીને વિધિથી દુર્વાસાએ આપેલા મંત્રનો જપ કરવા લાગી. ત્યારે તેના મંત્રબળથી જ્યાં તે જપ કરતી હતી ત્યાં ધર્મ સૂર્ય સરખા વિમાનમાં બેસીને આવ્યા; ને હસીને બોલ્યા કે, હે કુંતિ ! કહે હું તને શું આપું ? ત્યારે કુંતિએ હસીને કહ્યું કે, પુત્ર આપો. એમ કહી કુંતિએ ધર્મ સાથે સમાગમ કરીને, સર્વ પ્રાણીઓનું હિત કરનાર એવો ગર્ભ ધારણ કર્યો. પછી શુક્લ પક્ષમાં પૂર્ણતિથિને દિવસે જ્યેષ્ઠા નક્ષત્રનો ચંદ્ર હતો, ત્યારે મધ્યાન્હકાળની વખતે કુંતીએ સુંદર પુત્ર જણ્યો. તે વખતે આકાશવાણી થઇ કે, "આ પુત્ર, ધર્મ પાળનારમાં શ્રેષ્ઠ, પરાક્રમી, સાચી વાણીવાળો, તથા ત્રણ લોકમાં વિખ્યાત થશે, અને તેનું યુધિષ્ઠિર એવું નામ પડશે." એ પ્રમાણે સુંદર પુત્ર થયો, તેને જોઈ પાંડુ રાજા ફરીથી કુંતિ પ્રત્યે બોલ્યા કે, હે કુંતિ ! ક્ષત્રિયોમાં જે અધિક બળવાળો હોય તે વખણાય છે, માટે ઘણું જેમાં બળ હોય એવો એક બીજો પુત્ર ઉત્પન્ન કર; તે સાંભળી કુંતિએ વાયુનું આવાહન કર્યું, તેટલામાં મહાબળવાન તથા મૃગનું જેને વાહન છે, એવા વાયુ દેવતા આવ્યા ને બોલ્યા કે, હે કુંતિ ! તું શું માગે છે ? ત્યારે લજ્જાથી હસીને કુંતી બોલી કે, હે દેવતાઓમાં શ્રેષ્ઠ ! સર્વના ગર્વનો નાશ કરે એવો મોટા શરીરવાળો બળવાન પુત્ર આપો ત્યારે વાયુ દેવતાએ કુંતિ સાથે સમાગમ કરી તેને વિષે ગર્ભ રાખ્યો, જે અતિ બળવાન પુત્ર અવતર્યો તેના જન્મની વખતે આકાશવાણી થઈ કે, 'આ પુત્ર સર્વ બળવાનોમાં શ્રેષ્ઠ અને ભયંકર પરાક્રમવાળો થશે, ને તેથી તેનું ભીમ એવું નામ પડશે." વળી તે વખતે બીજું એક એવું આશ્ચર્ય થયું કે, ભીમને કુંતિએ ખોળામાં સુવાડ્યો હતો, તેવામાં કોઇ વાઘ જોવામાં આવ્યાથી ભય પામીને તે એકાએક ઉભી થવા ગઇ, એટલે ખોળામાંથી ભીમ નીચે એક શિલા ઉપર પડી ગયો. પડતાં માત્રમાંજ તે શિલાના સેંકડો કટકા થઇ ગયા, તો પણ ભીમ જાગ્યો નહીં. તે જોઇ પાંડુરાજા ઘણા અજાયબ થયા. હવે જે દિવસે અહીં ભીમનો જન્મ થયો તેજ દિવસે હસ્તિનાપૂરમાં દુર્યોધન જન્મ્યો. પછી વળી પાંડુરાજાએ વિચાર્યું કે, બધા લોકમાં શ્રેષ્ઠ કહેવાય, એવો એક બીજો પુત્ર થાય, તેવો યત્ન કરવો, કારણ કે દૈવમાં હોય તોપણ ઉદ્યોગ કરવો જોઇએ. માટે ઘણાક બળ તથા તેજવાળા અને પરાક્રમી એવા દેવતાઓના રાજા ઇંદ્ર છે, તે જો પ્રસન્ન થઇને પુત્ર આપે તો તે પુત્ર સંગ્રામને વિષે મનુષ્ય તથા દેવતાઓને જીતીને શ્રેષ્ઠ કહેવાય માટે તેને પ્રસન્ન કરવા વાસ્તે મન, કર્મ અને વાણીએ કરી હું મોટું તપ કરૂં. એમ વિચારી ત્યાં વસનારા ઋષિઓને પૂછીને તેણે કુંતિને એક વર્ષ પર્યંત વ્રત પાળવાની આજ્ઞા કરી, અને પોતે એક પગ ઉપર ઉભા રહીને સમાધિએ કરી ઇંદ્રને પ્રસન્ન કરવા માટે દરરોજ સવારથી સાંજસૂધી તપ કરવા લાગ્યા. પછી ઘણેક કાળે ઇન્દ્રે દર્શન આપીને પાંડુરાજાને કહ્યું કે, બ્રાહ્મણ ગાયો તથા સત્પુરૂષોનું રક્ષણ કરનાર, દુષ્ટોને દંડ આપનાર તથા સર્વ શત્રુઓનો નાશ કરનાર એવો પુત્ર હું તને આપીશ. એમ કહી તે અંતર્ધ્યાન થઇ ગયો. પછી તે ઇન્દ્રનાં વચન સાંભળીને ધર્માત્મા પાંડુરાજાએ કુંતિને કહ્યું કે, હે કલ્યાણી ! તારો જય થયો. કારણ દેવતાઓનો રાજા ઇન્દ્ર પ્રસન્ન થઇને તારા સંકલ્પ પ્રમાણે તને પુત્ર આપવા ઇચ્છે છે. માટે હે રૂડા કટિપશ્ચાદ્ ભાગવાળી ! તું તેનું આવાહન કર. કુંતીએ તેમ

કર્યું એટલે ઇન્દ્રે આવીને તેને ગર્ભ રાખ્યો, જે સૂર્ય સરખો તેજસ્વી અર્જુન નામે પુત્ર થયો. તેના જન્મની વખતે પણ સર્વ પ્રાણી સાંભળે તેમ ગંભીર શબ્દથી આકાશવાણી થઈ કે, હે કુંતિ! "આ પુત્ર મહાદેવજી જેવો પરાક્રમી, ઇન્દ્ર જેવો અજૈય, પરશુરામ સરખો તેજસ્વી વિષ્ણુ સરખો બળવાન, મ્હોટા યશવાળો તથા દિવ્ય અસ્ત્રો મેળવનાર, એવો પુત્ર થશે." એવી આકાશવાણી સાંભળીને તે શતશૃંગ પર્વત ઉપર રેહેનાર બધા તપસ્વીઓ રાજી થયા. તે વખતે ત્યાં બધા દેવતાઓ વિમાનમાં બેસીને આવ્યા, ને અંતરીક્ષમાંથી ફુલની વૃષ્ટી કરવા લાગ્યા. બધા ગંધર્વો આવીને અર્જુનનાં વખાણ કરવા લાગ્યા તથા બધી અપ્સરાઓ નૃત્ય કરવા લાગી. દેવોનાં દુંદુભિ વાગવા લાગ્યાં તથા બધા મહર્ષિઓ આવીને આશીર્વાદ આપવા લાગ્યા. એવું આશ્ચર્ય જોઇને ત્યાંના રહેવાસી બધા ઋષિઓ અજાયબ થયા; ને તે પુત્રો ઉપર ઘણો સ્નેહ રાખવા લાગ્યા. વળી તે પાંડુ રાજાએ કુંતિને હજી વધારે પુત્ર મેળવવાની ઇચ્છા જણાવી. ત્યારે કુંતિ બોલી કે, આપત્કાળમાં ચોથો પુત્ર કારણ તેમ કરે તો તે સ્ત્રી યથેષ્ટ આચરણ કરનારી કહેવાય, ને પાંચમો પુત્ર કરે તો વ્યભિચારિણી ગણાય. માટે હે વિદ્વાન્! એ ધર્મ જાણતે છતે તેને ઉલ્લંઘન કરીને ગાફલ મનુષ્યની પેઠે તમે મને હજી પ્રજા ઉત્પન્ન કરવા કેમ કહો છો?

स त्वं विद्वन् धर्ममिममधिगम्यकथंतुमां
अपत्यार्थं समुत्क्रम्य प्रमादादिवभाषसे ॥

इति श्रीमहाभारत आदिपर्वणि संभवपर्वणि पांडवोत्पत्तौ गुर्जरभाषायां त्रयोर्विंशत्याधिकशततमोऽध्यायः ॥ १२३ ॥

## અધ્યાય ૧૨૪ મો. માદ્રીને પુત્રાભિલાષ.

वैशंपायन उवाच—कुंती पुत्रेषु जातेषु धृतराष्टात्मजेषुच
मद्रराजसुतापांडुं रहोवचनमब्रवीत् ॥

વૈશંપાયન કહે છે—એ પ્રમાણે કુંતિને પુત્ર થયા ને ધૃતરાષ્ટ્રને પણ પુત્ર થયા, ત્યારે મદ્ર દેશના રાજાની કન્યા માદ્રી એકાંતમાં પાંડુરાજા પ્રત્યે બોલી કે. હે કુરૂનંદન! તમે પ્રજા ઉત્પન્ન કરી શકો તેમ નથી; તે વિષે મને કંઈ સંતાપ નથી; તેમ કુંતી મારાથી મોટી છે તેનું પણ મને કંઇ દુઃખ નથી, તથા ધૃતરાષ્ટ્રને સો પુત્રો થયા તે સાંભળીને પણ મને કંઇ ઘણું દુઃખ થયું નથી. પરંતુ આ હું અને કુંતિ બેઉ સરખી છતે મને પુત્રની પ્રાપ્તિ નહીં, માટે મને બહુ ખેદ થાય છે. કુંતીને વિષે પુત્રો થવાથી તમારી સંતતિ રહી, તેથી હું ઘણી પ્રસન્ન છું, પણ મને અપુત્રતા છે તેથી ખેદ થાય છે. માટે કુંતી જો મારા ઉપર અનુગ્રહ કરે તો મને પણ સંતાન થાય, ને તેથી તમારૂં પણ હિત થાય. પણ હું તેની શોક થઇ તેથી તેને કહેવાનો મને અભિમાન રહે છે, માટે તમે જો મારા ઉપર પ્રસન્ન હો તો તમેજ મારે માટે કુંતીને પ્રેરણા કરો. તે સાંભળી પાંડુરાજા બોલ્યા કે હે માદ્રી જે તું કહે છે તેજ વાતનું હું હમેશ ચિંતન કરૂં છું, પણ હું કહીશ તો તને સારૂં અગર માઠું લાગશે એમ જાણીને તને કહ્યું નહીં. પણ હવે મરજી છે માટે હું પ્ર-

યત્ન કરીશ, ને મને ખાત્રિ છે કે કુંતિ મારૂં કહ્યું ફેરવશે નહીં. વૈશંપાયન કહે છે—પછી કોઇ વખતે એકાંતમાં પાંડુરાજાએ કુંતિને કહ્યું કે, હે કુંતી! આપણને ઘણા પુત્ર હોય તો આપણા વંશનો નાશ થાય નહિ, ને આપણા પિતૃઓ પણ પિંડ વગર રહે નહીં. માટે યશ વાસ્તે દુષ્કર એવું કર્મ હું તને કહું તે કર. કારણ યશ વાસ્તે, વેદ જાણનારા બ્રાહ્મણો તથા રાજર્ષિઓ પોતે કૃતાર્થ છે, તોપણ અનેક કર્મો કરે છે. માટે હે કુંતિ! તું પણ આ માદ્રીને તારા મંત્રથી પ્રજા ઉત્પન્ન કરાવી એને ખુશી કરીને પરંકીર્તિને પામ. વૈશંપાયન કહે છે—પાંડુ રાજાનાં વચન સાંભળી કુંતિએ કહ્યું કે ઠીક તેમ કરીશ.' પછી તે માદ્રી પ્રત્યે બોલી કે, તું એક દેવનું ચિંતન કર, તે આવીને તને પુત્ર આપશે. ત્યારે માદ્રીએ વિચાર કરીને અશ્વિનીકુમારનું ચિંતન કર્યું. એટલે અશ્વિનીકુમારોએ આવીને માદ્રીને ગર્ભ રાખ્યો, તેથી અતિ રૂપવાન એવા નકુલ તથા સહદેવ નામે બે પુત્રો થયા. ત્યારે પણ એવી આકાશવાણી થઇ કે, " આ બે પુત્રો સત્ય, રૂપ તથા ગુણે કરી યુક્ત અને અત્યંત તેજસ્વી થશે." પછી તે શતશૃંગ પર્વતમાં રહેનારા ઋષિયોએ કુંતીના સર્વથી મોટા પુત્ર યુધિષ્ઠિર, તેથી નાનાનું નામ ભીમસેન, તથા તેથી નાનાનું નામ અર્જુન એવાં નામ પાડ્યાં. અને માદ્રીના મોટા પુત્રનું નકુલ અને નાનાનું સહદેવ એવાં નામ રાખ્યાં એવા તે દેવ સરખા રૂપવાળા પાંચે પુત્રોને જોઇ પાંડુરાજા હમેશ ખુશી થતા હતા. તથા ત્યાં વસનાર ઋષિયો તથા ઋષિ પત્નિઓ પણ તેઓને જોઈ ઘણાં ખુશી થતાં હતાં. વળી કોઇ વખતે પાંડુરાજાએ કુંતીને, માદ્રીને અધિક પ્રજા ઉત્પન્ન કરાવવા કહ્યું. ત્યારે તે બોલી કે માદ્રીને મેં એક દેવનું સ્મરણ કરવા કહ્યું હતું તોપણ બેનું સ્મરણ કરીને બે પુત્રો મેળવ્યા. એમ કરીને તેણે મને છેતરી, માટે હવે હું તેમ નહીં કરૂં. બે દેવોને સાથે બોલાવ્યાથી બે ફળો થાય છે, તેમ હું જાણતી નહતી. તે સાંભળી પાંડુરાજા ફરી બોલ્યા નહીં. વૈશંપાયન કહે છે—એ પ્રમાણે દેવતાઓથી થયેલા પાંડુરાજાના શુભ લક્ષણ સંપન્ન, ચંદ્રમા સરખા પ્રિયદર્શનવાળા, સિંહ સરખા પરાક્રમી પાંચે પુત્રો તે પવિત્ર શતશૃંગ પર્વત પાસેજ મોટા થવા લાગ્યા; ને બધા ઋષિયોને આશ્ચર્ય પમાડવા લાગ્યા. હવે કુરૂવંશને વધારનારા એવા તે પાંચે પાંડવો તથા ધૃતરાષ્ટ્રના સો પુત્રો, પાણીને વિષે જેમ પદ્મ વધે છે, તેમ થોડાક કાળમાં મોટા થયા.

ते च पंचशतं चैव कुरुवंशविवर्धनाः
सर्वे ववृधुरल्पेन कालेनाप्स्विव नीरजाः ॥

इति श्रीमहाभारत आदिपर्वणि संभवपर्वणि पांडवोत्पत्तौ गुर्जरभाषायां चतुर्विंशत्याधिकशततमोऽध्यायः ॥ १२४ ॥

---

## અધ્યાય ૧૨૫ મો. પાંડુનું મૃગશાપથી મૃત્યુ.

सुपुष्पितवने काले कदाचिन्मधुमाधवे
भूतसंमोहने राजा सभार्यो व्यचरद्वनं ॥

વૈશંપાયન કહે છે—હવે તે પાંડુ રાજા, પ્રાણિ માત્રને પ્રિય એવા વસંત ઋતુમાં, સુંદર ફુલો જેમાં ખીલી રહ્યાં છે, એવા વનને વિષે હમેશ સ્ત્રીઓ સહિત ફરતા હતા.

તે વન અનેક તરેહના વૃક્ષો તથા વિવિધ પ્રકારનાં કમળો જેમાં છે એવા જળના સ્થાનકોથી શોભી રહ્યું હતું. ત્યાં કોઇ વખતે દેવતાની પેઠે પ્રસન્ન ચિત્તથી પાંડુરાજા ફરતા હતા એવામાં અતી પાતળાં વસ્ત્ર પેહેરીને ત્યાં માદ્રી આવી. તેને એકાન્તમાં જોઇને રાજાને ઘણો કામ ઉત્પન્ન થયો, જે તેણે વશ કરવા માંડયો પણ તે થઈ શકયો નહીં. તેથી તેણે માદ્રી સાથે સમાગમ કરવાની તજવીજ કરી. ત્યારે માદ્રીએ "તમોને શાપ થયેલો છે" એમ કહીને તેને ઘણો સમજાવ્યો, તો પણ દૈવની પ્રેરણાથી કામવશ થયેલા તે રાજાએ શાપનો ભય મૂકીને બળાત્કારથી તેની સાથે સમાગમ કર્યો. તેથી તેજ વખતે તેનું મરણ થયું ત્યારે પોતાના સ્વામીને મરણ પામેલો જોઇ તેને આલિંગન કરીને દુઃખથી વારંવાર મોટેથી રડવા લાગી. તે સાંભળીને માદ્રી પાસે પાંચે પુત્રો સહિત કુંતી આવતી હતી. તે જોઇને માદ્રી બોલી કે, તું છોકરાઓને ત્યાંજ રાખીને એકલી અહીં આવ. તે સાંભળી છોકરાઓને મૂકીને કુંતી તેની પાસે આવી, તો પાંડુરાજા મરણ પામેલા હતા; ને માદ્રી તેને આલિંગન કરીને રડતી હતી. તે જોઇ કુંતી શોકાતુર થઇ દુઃખ પામતી થકી વિલાપ કરવા લાગી, કે, જેની હું નિરંતર રક્ષા કરતી હતી અને જે પોતે પણ મૃગના શાપને જાણતા હતા, તેઓએ આજે તારૂં કેમ માન્યું નહીં ? હે માદ્રિ ! તારે તેઓની રક્ષા કરવી હતી. તેં એકાંત વનમાં એઓને કેમ લોભાવ્યા ! વળી દીન તથા તે શાપનું નિરંતર ચિંતન કરતા એવા સ્વામીને તને જોઇ કામ કેમ ઉત્પન્ન થયો ? તે સાંભળી માદ્રી બોલી કે, હે દેવિ ! મેં તેઓને ઘણા વાર્યા, તો પણ દૈવવશ થયાથી તેઓ પોતાના કામને વારી શકયા નહીં. કુંતી બોલી કે, હે માદ્રિ ! તું ઉભી થા, ને આ છોકરાને સાચવ અને હું એઓની મોટી સ્ત્રી છું, તેથી એઓની સાથે જાઉં. એમાં તારે કાંઇ બોલવું નહીં. માદ્રી બોલી કે, નહીં. સ્વામીની સાથે હું જઇશ, કારણ મારી સાથે ગમન કરવાથી એઓ મરણ પામ્યા છે. વળી મારામાં એઓની જે આસક્તિ રહી ગઇ છે, તે હું યમપૂરીમાં જઇને પૂર્ણ કરીશ, કારણ તેમ નહીં કરૂં તો મને દોષ લાગે. માટે હું જેમ તારા પુત્રોને મારા પુત્ર જેવા જાણું છું, તેમ તું પણ મારા પુત્રોને પોતાના સરખા જાણજે; અને સાવધાન થઇને તેઓની રક્ષા કરજે, એજ મારી ભલામણ છે. બીજું કંઇ હું કહેતી નથી. હવે આ મારૂં શરીર કોઇ જુવે નહીં, એવી રીતે આ રાજાની સાથે મને બાળી નાખ, એજ મારૂં પ્રિય છે. વૈશંપાયન કહે છે—એ પ્રમાણે કુંતિ પ્રત્યે બોલીને, યશસ્વિની એવી પાંડુરાજાની ધર્મપત્નિ માદ્રિએ પોતાના સ્વામી સાથે ચિતાના અગ્નિમાં પ્રવેશ કર્યો.

**वैशंपायन उवाच—इत्युक्त्वा तं चिताग्निस्थं धर्मपत्नीनरर्षभं**
**मद्रराजसुतातूर्णं मन्वारोहद्यशस्विनी ॥**

**इति श्रीमहाभारत आदिपर्वणि संभवपर्वणि पांडुमरणे गुर्जरभाषायां पंचविंशत्यधिकशततमोऽध्यायः ॥ १२५ ॥**



## અધ્યાય ૧૨૬ મો. પાંડવોનું હસ્તિનાપુર આવવું.

**वैशंपायन उवाच—पांडोरुपरमं दृष्ट्वा देवकल्पामहर्षयः**
**ततो मंत्रविदः सर्वे मंत्रयां चक्रिरेमिथः ॥**

વૈશંપાયન કહે છે—એવી રીતે પાંડુરાજા મરણ પામ્યા, તેને જોઇને મંત્રને જાણનારા એવા દેવતા સરખા તે બધા મહર્ષિઓ પરસ્પર વિચાર કરવા લાગ્યા ને બોલ્યા કે, એ મહાત્મા અને મોટા યશવાળો પાંડુરાજા પોતાનું રાજ્ય તથા દેશ મૂકીને આ ઠેકાણે તપશ્ચર્યા કરતો થકો આપણી પાસે રહ્યો હતો. તે રાજા આ વખતે પોતાના બાળક પુત્રો તથા સ્ત્રીને આપણી સમીપ મૂકીને સ્વર્ગવાસી થયો. માટે તેના પુત્રો તથા સ્ત્રીને આપણે તેના દેશમાં પહોંચાડી તથા તે બેઉ સ્ત્રી પુરૂષનાં અસ્થિ પણ લઇ જઇએ, એ આપણો ધર્મ છે. વૈશંપાયન કહે છે—એ પ્રમાણે વિચાર કરીને તે મહર્ષિઓ પાંડુરાજા તથા તેની સ્ત્રીનાં અસ્થિ સાથે લઇને પાંડવો તથા કુંતિને હસ્તિનાપૂરમાં ભીષ્મ તથા ધૃતરાષ્ટ્ર પાસે પહોંચાડવા માટે, તેજ વખતે ચાલ્યા. તે થોડાક કાળમાં કુરૂજાંગલ દેશમાં આવી પહોંચ્યા, ને હસ્તિનાપૂર પાસે જઇ તેના મુખ્ય દરવાજા આગળ ઉતર્યા. પછી તે દરવાનને તપસ્વીઓએ કહ્યું કે, ભીષ્મ તથા ધૃતરાષ્ટ્રને ખબર કર, કે પાંડુરાજાના પુત્રો શહેરના દરવાજા પાસે આવી ઉતર્યા છે, ને તેઓની સાથે તેઓને મૂકવા આવેલા કેટલાક મહર્ષિઓ છે. તે સાંભળી તે દરવાને જઇને ધૃતરાષ્ટ્રને ખબર કરી, જે સાંભળીને ધૃતરાષ્ટ્ર રાજા તથા શેહેરના બધા મનુષ્યો વિસ્મય પામ્યા. પછી બે ઘડી દિવસ ચડયો તેટલામાં શેહેરના ચારે વર્ણના મનુષ્યો તરેહવાર વાહનો ઉપર બેસીને પોતાના બાળક તથા સ્ત્રીઓ સહિત તે તપસ્વીઓનાં દર્શન માટે આવ્યા. તેથી તે ઠેકાણે ઘણી ભીડ થઇ રહી. ત્યાં પાંડવોને જોઇ બધા રાજી થવા લાગ્યા. પછી ભીષ્મ, સોમદત્ત, બાલ્હીક, બુદ્ધિમાન ધૃતરાષ્ટ્ર, વિદુરજી, સત્યવતી, પાંડુરાજાની મા અંબાલિકા, બધી રાજસ્ત્રીઓ સહિત ગાંધારી તથા દુર્યોધનાદિ ધૃતરાષ્ટ્રના પુત્રો સર્વે પાંડવોની પાસે આવ્યા; તે મહર્ષિયોને જોઇ તેઓને પ્રણામ કરીને ત્યાં બેઠા, પછી ભીષ્મે તે તપસ્વીઓની પૂજા કરી, ત્યારે તે બધા તપસ્વીઓમાં અત્યંત વૃદ્ધ, મોટી જટાવાળા, તથા મૃગચર્મ જેણે ધારણ કર્યું છે, એવા એક મહર્ષિ ઉભા થઇને બોલ્યા કે, કુરૂકુળનો કુમાર પાંડુરાજા કામ ભોગોનો ત્યાગ કરી અહીંથી શતશૃંગ પર્વત પ્રત્યે આવ્યો હતો, ને ત્યાં બ્રહ્મચર્યવ્રત પાળીને રહેતો હતો. તેને સાક્ષાત્ ધર્મ થકી આ યુધિષ્ઠિર, વાયુ થકી મહાબળવાન એવો આ ભીમ અને ઇન્દ્ર થકી અર્જુન એ ત્રણ પુત્રો કુંતીને વિષે થયા, અને અશ્વીનીકુમારથી માદ્રીને વિષે આ નકુલ તથા સહદેવ થયા. એ પ્રમાણે પુત્રોને પામ્યા પછી તે પાંડુરાજા સ્વર્ગવાસી થયો, તેને સત્તર દિવસ થયા. તેની સાથે તેની માદ્રી સ્ત્રી પણ પોતાનું જીવિત ત્યાગ કરીને અગ્નિમાં બળી મુઇ. અમે તે બેઉનાં આ અસ્થિ લાવ્યા છીએ તે લ્યો ને તેઓની ઉત્તર ક્રિયા આ પુત્રો અને કુંતીયે સહિત જેમ ઘટે તેમ કરો. એ ક્રિયા થઇ રહ્યા પછી એઓની પછવાડે એક પિતૃમેધ યજ્ઞ કરજો. એ પ્રમાણે કહીને તે તપસ્વીઓ બધાના દેખતાં ક્ષણ માત્રમાં અંતર્ધાન થઇ ગયા. વૈશંપાયન કહે છે—ઇન્દ્રજાળના ખેલની પેઠે, તે ઋષિઓ તથા સિદ્ધો આવીને પાછા અંતર્ધાન થઇ ગયા તે જોઇને બધા પરમ વિસ્મય પામ્યા.

गंधर्वनगराकारं तथैवांतर्हितं पुनः
ऋषिसिद्धगणं दृष्ट्वा विस्मयं ते परमंययुः ॥

इति श्रीमहाभारत आदिपर्वणि संभवपर्वणि ऋषिसंवादे गुर्जर-भाषायां षड्विंशत्यधिकशततमोऽध्यायः ॥ १२६ ॥

## અધ્યાય ૧૨૭ મો. પાંડુની ઉત્તરક્રિયા.

**धृतराष्ट्र उवाच—पांडो विंदुरसर्वाणि प्रेतकार्याणि कारय**
**राजवद्राजसिंहस्य माद्याश्चैव विशेषतः ॥**

ધૃતરાષ્ટ્ર કહે છે—હે વિદુર ! રાજામાં સિંહરૂપ એવા પાંડુરાજા તથા માદ્રીનું પ્રેતકાર્ય જેમ બીજા રાજાઓનું થતું હોય તેમ તું કરાવ. તેઓની પછવાડે પશુઓ, વસ્ત્રો, વિવિધ પ્રકારનાં રત્નો તથા ધન સારી રીતે આપ. વૈશંપાયન કહે છે—તે સાંભળી વિદુરે કહ્યું કે, ઠીક તેમ કરૂં છું. એમ કહી ભીષ્મે સહિત વિદુરે સર્વ તૈયારી કરાવવા માંડી, ને જ્યાં સંસ્કાર કરવાનું સ્થાન હતું ત્યાં પુરોહિત સાથે અગ્નિહોત્રનો અગ્નિ, સુગંધિ પદાર્થો તથા ઘી ઇત્યાદિ અગાઉથી મોકલ્યાં. પછી એક પાલખીને સુંદર વસ્ત્ર, આભરણ તથા કેટલીક જાતનાં સુગંધિ ફુલોથી શણગારી, તેમાં માદ્રી તથા પાંડુરાજાનાં અસ્થિ સુંદર વસ્ત્રમાં ઢાંકીને મૂક્યાં. અને તેઓની ઉપર ધોળું છત્ર તથા ચામર ધરીને તે પાલખી રાજ્યના કારભારીઓ તથા સંબંધિઓ ઉપાડીને ચાલ્યા. તેની આગળ વાજીંત્ર વાગી રહ્યાં હતાં તથા ગરીબ લોકોને ધન આપવામાં આવતું હતું. તે પાલખીની પછવાડે ચારે વર્ણો શોકાતુર થઇને ચાલતા હતા. તે પાલખી ગંગાને કિનારે લઇ જઇને એક સારી જગ્યામાં ભીષ્મે મૂકાવી; ને તેઓનાં અસ્થિ ઉપર સુવર્ણના કળશથી પાણી છાંટીને સુગંધિ પદાર્થોનો લેપ કરાવ્યો. પછી ધોળાં વસ્ત્ર ઓઢાડીને તે બેઉનાં અસ્થિને અગ્નિમાં મૂકી સુગંધિ પદાર્થોએકરી વિધિથી ઘી હોમીને બાળ્યાં. તે વખતે પાંડુરાજાની મા અંબાલિકા રડતી રડતી પૃથ્વી ઉપર પડી ગઇ, તે જોઇ તથા કુંતીને પણ રડતી જોઇને શેહેરના બધા લોકો દુઃખથી તપાયમાન થઇ રડવા લાગ્યા, ત્યાં ભીષ્મ, વિદુર તથા બધા કૌરવો પણ અત્યંત વિલાપ કરવા લાગ્યા. પછી તે બધાઓએ સ્ત્રીયો સહિત પાંડુરાજાને દાધાંજલી આપીને તેની જલક્રિયા કરી. હવે બાળક પાંડવો શોચ કરતા હતા, તેઓને બધા કારભારીઓએ મળીને સમજાવ્યા. પછી બાર રાત્રી સુધી શેહેરની બહાર આનંદ જેઓનો જતો રહ્યો છે, ચિત્ત જેઓનું સ્વસ્થ નથી, એવા શેહેરના બધા લોકો બાલકપર્યંત દુઃખ પામતા થકા પાંડવોની સાથે રહ્યા.

**तद्गतानंदमस्वस्थं माकुमारमहृष्टवत्**
**बभूवपांडवैःसार्धं नगरंद्वादशक्षपाः ॥**

**इति श्रीमहाभारत आदिपर्वणि संभवपर्वणि पांडुदाहे गुर्जरभाषायां सप्तविंशत्यधिकशततमोऽध्यायः ॥ १२७ ॥**

---

## અધ્યાય ૧૨૮ મો. ભીમને નદીમાં નાંખી દીધો.

**वैशंपायन उवाच—ततः कुंती च राजा च भीष्मश्चसहबंधुभिः**
**ददुःश्राद्धंतदापांडोः स्वधामृतमयं तदा ॥**

વૈશંપાયન કહે છે—પછી કુંતી, ધૃતરાષ્ટ્ર તથા ભીષ્મે બધા સગાઓએ સહિત પાંડુરાજાનું શ્રાદ્ધ કર્યું, ને પોતાનું કુળ તથા હજારો બ્રાહ્મણોને જમાડીને બ્રાહ્મણોને કેટલુંક ધન તથા જમીન આપ્યાં. એ પ્રમાણે શ્રાદ્ધાદિક ક્રિયા થઇ રહ્યા પછી ધૃતરાષ્ટ્ર, ભીષ્મ તથા

શહેરના બધા લોકો પાંડવોને હસ્તિનાપૂરમાં લઇ ગયા. ત્યાં વ્યાસજી પણ પાંડુ રાજાનું મરણ સાંભળીને આવ્યા હતા તે પોતાની મા સત્યવતીને અત્યંત દુઃખી થએલી જોઇને કહેવા લાગ્યા કે, હે મા! આ વખત એવો આવે છે કે, જેમાં હવે દુઃખના દિવસો ઘણા આવશે, તથા પૃથ્વી પણ રસ વગરની થઇ જશે. સર્વ લોકો કપટથી ભરેલા તથા પાપ આચરનારા થશે, ને ધર્મ, સતક્રિયા તથા રૂડાં આચરણ છોડી દેશે. દુર્યોધનની અનીતિથી આપણું કુળ નાશ પામશે. માટે હે માતા! યોગ ધારણ કરી તપોવનમાં જઇ તમે નિવાસ કરો, જેથી આપણા કુળનો ભયંકર ક્ષય તમારા જોવામાં આવે નહીં. તે સાંભળીને સત્યવતી અંબિકા પાસે જઇને કહેવા લાગી કે હે અંબિકા! તારા પૌત્રના અન્યાયથી આપણું આખું કુળ પરિવાર સહિત નાશ પામશે, એમ મેં સાંભળ્યું છે. માટે દુઃખથી પીડાતી એવી આ અંબાલિકાને લઇને હું વનમાં જાઉં છું, ને તારી મરજી હોય તો તું પણ ચાલ. એવું સાંભળી અંબિકાએ પણ વનમાં જવાની હા કહી. પછી ભીષ્મની આજ્ઞા લઇને સત્યવતી પોતાની બેઉ વહુઓને લઇને વનમાં ચાલી નીકળ્યાં. ત્યાં તે ત્રણે જણીઓ મોટું તપ કરી દેહ ત્યાગ કરીને પરમગતિ પામી. વૈશંપાયન કહે છે—પછી વેદમાં કહ્યા પ્રમાણે પાંડવોને ઉપનયનાદિ સંસ્કારો કરવામાં આવ્યા, ને તેઓ પોતાના પિતાના ઘરમાં રહેતા થકા મોટા થવા લાગ્યા. તેઓ ધૃતરાષ્ટ્રના સો પુત્રો સાથે હમેશ સુખે કરી રમતા હતા. તેમાં બધી બાળક્રીડાઓમાં પાંડવો ધૃતરાષ્ટ્રના પુત્રોથી વધતા હતા. એકલો ભીમસેન બધાઓને પોહોંચતો, ને કોઇ ઘણે હર્ષથી તે સર્વ રમતા હોય ત્યારે દુર્યોધનાદિને તેઓની ચોટલીથી પકડીને પૃથ્વીપર ઘસડતો હતો. તે એવો બળવાન હતો કે, જળક્રીડાની વખતે દુર્યોધન દશ ભાઇઓને બે હાથમાં પકડીને પાણીમાં ડુબકી મારી જતો, ને જ્યારે તેઓ મૂવા સરખા થાય ત્યારે મૂકી દેતો હતો. દુર્યોધનના ભાઇઓ જે વૃક્ષો ઉપર ફળ લેવા ચડયા હોય તે વૃક્ષોના થડમાં ભીમસેન લાતો મારતો, જેથી તે વૃક્ષો કંપીને ફળ સહિત પડવા જેવાં થઇ જતાં; તેથી ઉપર ચડેલા દુર્યોધનના ભાઇઓ બીહીને નીચે પડી જતા હતા. એ પ્રમાણે ભીમસેન તેઓની સાથે રમતો હતો તેમાં તેને કંઇ દ્રોહ બુદ્ધિ હતી નહીં, પણ દુર્યોધનાદિકોને તો તેનું બળ જોઇને અદેખાઇ થતી હતી. તેથી તેઓએ વિચાર્યું જે કુંતિના ત્રણ પુત્રોમાં આ વચલો જે ભીમ છે, તે ઘણો બળવાન છે, ને તે આપણી સાથે અદેખાઇ પણ કરે છે. માટે આપણે તેને ખૂબ નિદ્રા આવે એવું કરવું, ને જ્યારે તે ઉંઘી જાય ત્યારે તેને ગંગામાં નાખી દેવો. આ અર્જુન તથા યુધિષ્ઠિર છે, તેઓને તો બળાત્કારથી બંધીવાન કરીશું. એ પ્રમાણે નિશ્ચય કરીને તે પાપીઓ કોઇ લાગ જોવા લાગ્યા. પછી કોઇ વખતે જળક્રીડા કરવા સારૂ દુર્યોધને ગંગાને કાંઠે જ્યાં સુંદર બગીચાવાળું પ્રમાણકોટિ નામે સ્થાન છે, ત્યાં સુંદર તંબુઓ ઉભા કર્યા. જેની ઉપર ધ્વજા તથા પતાકાઓ ઉડી રહ્યાં હતાં, તે તંબુમાં તેણે જૂદા જૂદા રહેવાના ઓરડાઓ કરાવ્યા હતા. ત્યાં તેણે બધી જાતનાં પકવાનો કરવાનો હુકમ આપ્યો હતો. તે તૈયાર થઇ રહ્યાથી ચાકરોએ હસ્તિનાપૂરમાં જઇ તેને જણાવ્યું ત્યારે તેણે પાંડવોને બોલાવીને કહ્યું કે, ગંગાને કિનારે આજે જળક્રીડા કરવા સારૂ મેં તંબુઓ નંખાવ્યા છે, ને રસોઇ પણ ત્યાંજ કરાવી છે, માટે આપણે બધા ભાઇઓ ત્યાંજ જઇને જળક્રીડા કરીએ. એવું સાંભળી યુધિષ્ઠિરે પણ હા કહી. ત્યારે પાંડવો સહિત સૌ હાથીઓ ઉપર બેસીને ત્યાં ગયા, ગંગા કિનારે તે રમણીય બગીચો તથા

સુંદર તંબુઓની રચના જોઇને ઘણા રાજી થયા. પછી તેઓ સર્વ જમવા બેઠા ત્યારે સ્નેહથી એક બીજાના મોહોડામાં ખાવાનું આપવા લાગ્યા. તે લાગ જોઇને, ભીમસેનને આપવા માટે જે પદાર્થમાં વિષ નંખાવ્યું હતું, તે પદાર્થ પોતાના હાથમાં લઇ, દુર્યોધન ઉભો થઇને સ્નેહીની પેઠે મધુર વાણી બોલતો બોલતો, ભીમને ખવરાવવા લાગ્યો. તે અજાણપણાથી ભીમે ખાધું. તે વખતે મનમાં પ્રસન્ન થઇને તે અધમ એવો દુર્યોધન પોતાને કૃતાર્થ માનવા લાગ્યો. પછી જમી રહ્યા એટલે સર્વ આનંદથી જલક્રીડા કરવા ગયા. તે રમતાં રમતાં સાંજ પડી ગઇ, ને તેઓ થાકી ગયા. ત્યારે બહાર નીકળી તેઓએ પોતાનાં વસ્ત્ર તથા આભરણો પેહેર્યાં, ને વિચાર્યું કે આપણે આજની રાત અહીંજ રહીએ એમ વિચારી તેઓ સર્વે ત્યાં રહ્યા. પછી ભીમસેન બહુ થાકી ગયો હતો, ને તેને ઝેર પણ ચડવા માંડ્યું હતું, તથા શિતળ વાયુ વાતો હતો તેથી સુઇ ગયો, ને તરત બેભાન જેવો થઇ ગયો. ત્યારે તેની પાસે આવીને દુર્યોધને વનસ્પતિના વેલાઓએ કરી તેને બાંધીને જળમાં નાખી દીધો. પણ ભીમસેનને કંઇ ભાન નહીં હોવાથી જેવો પડયો તેવોજ પાણીને તળીએ જઇ બેઠો. ત્યાં નાગોનાં ભવન હશે, તેમાં નાગનાં બચ્ચાંઓ તેના શરીરથી દબાયાં ત્યારે કેટલાક ઘણા વિષવાળા નાગો પોતાની મોટી ડાઢોએ કરી ભીમને ડશવા લાગ્યા. તેથી દુર્યોધને ખવરાવેલું કાલકૂટવિષ તેના શરીરમાં ચડયું હતું તે ઉતરી ગયું. પણ તે સર્પોની ડાઢો તેના શરીરની ચામડી કઠણ હોવાથી તેને ભેદી શકી નહીં. પછી ઝેર ઉતરી જવાથી ભીમસેન જાગી ઉઠયો, ને પોતાના શરીર ઉપર જે બંધન હતું તે કાપીને પોતાને જે નાગો કરડતા હતા, તેઓને પકડીને મારવા લાગ્યો. ત્યારે કેટલાક નાગો બીહીને નાશી ગયા ને ઇન્દ્રની ઉપમા અપાય એવા સર્પના રાજા વાસુકિ પાસે જઇને કહેવા લાગ્યા કે, હે નાગેંદ્ર! કોઇ મનુષ્યને કોઇએ બાંધીને પાણીમાં નાખી દીધો હશે, તે બેભાન થયેલો અમારી પાસે આવીને પડયો. ત્યારે અમે તેને કરડયા કે તરત તે જાગી ઉઠયો, તેથી અમને એમ લાગ્યું કે એણે ઝેર ખાધું હશે. પછી પોતાનું બંધન કાપીને તે અમને મારવા લાગ્યો, ત્યારે અમે નાશીને તમારી પાસે આવ્યા. તે કોણ છે, તે તમે આવીને જુઓ. તે સાંભળી નાગો સહિત વાસુકિ ત્યાં ગયો ને તેણે ભયંકર પરાક્રમવાળા મહાબાહુ ભીમને જોયો. એટલામાં વાસુકિની સાથે ગયેલો આર્યક નામનો નાગ, જે ભીમસેનના માંતામહ શૂરસેનનો માતામહ થતો હતો, તે ભીમને જોઇ તેને મળ્યો ને તેની ઓળખાણ કાહાડી. તે જોઇ વાસુકિ નાગ ભીમની ઉપર પ્રસન્ન થયો ને તેણે આર્યકને પૂછ્યું કે, આપણે ભીમનું શું પ્રિય કરીયે? એને ધન તથા રત્નો આપો. વાસુકિનું બોલવું સાંભળી આર્યક નાગ બોલ્યો કે, હે નાગેન્દ્ર! જ્યારે તું પ્રસન્ન થયો ત્યારે એને ધન શું આપવું! એને તો આપણા કુંડમાં રાખેલો રસ પાઓ, જે પીવાથી દશ હજાર હાથીઓ જેટલું બળ આવે છે; માટે એ જેટલો રસ પીએ તેટલો એને પીવા દો. ત્યારે વાસુકિએ કહ્યું કે ભલે તેમ થાઓ. પછી નાગોના કહેવાથી ભીમસેન પવિત્ર થઇ પૂર્વ દિશા તરફ પોતાનું મુખ રાખીને રસ પીવા મંડયો, તે એકજ ઘુંટડામાં તે આખો કુંડ પી ગયો. એ પ્રમાણે તેણે આઠ કુંડો પીધા. પછી જરૂખામાં જઇને દિવ્યશય્યા ઉપર શત્રુને દમન કરનાર મહાબાહુ ભીમસેન સુખે કરી સુતો.

ततस्तु शयनो दिव्ये नागदत्ते महाभुजः
महेतभीमसेनस्तु यथा सुखमरिंदमः ॥

इति श्रीमहाभारत आदिपर्वणि संभवपर्वणि भीमसेनरसपाने गुर्जरभाषायां अष्टाविंशत्यधिकशततमोऽध्यायः ॥ १२८ ॥

## અધ્યાય ૧૨૯ મો. ભીમ જીવતો થઈ આવ્યો.

वैशंपायन उवाच--ततस्ते कौरवाः सर्वे विना भीमं च पांडवाः
वृत्तक्रीडाविहारास्तु प्रतस्थुर्गजसाह्वयम् ॥

વૈશંપાયન કહે છે—હવે સમાપ્ત થઇ છે જલક્રીડા જેની, એવા કૌરવો તથા પાંડવો સર્વે ભીમ વગર હસ્તિનાપુરમાં જવા તૈયાર થયા ને તેને માટે તેઓએ એવું ધાર્યું કે, તે આપણી આગળથી હસ્તિનાપૂરમાં ગયો હશે. એમ ધારીને તેઓ રથ, ઘોડા તથા હાથી ઇત્યાદિ વાહનો ઉપર બેસીને હસ્તિનાપૂરમાં ગયા. તે વખતે પાપી દુર્યોધન, ભીમસેનનો નાશ થયો એમ માનીને પોતાના ભાઈઓ સહિત ખુશી થયો. ભાઇઓ ઉપર સ્નેહ રાખનાર યુધિષ્ઠિર રાજા પોતાની મા પાસે જઇ તેને પ્રણામ કરી પૂછવા લાગ્યા કે, હે મા ! અહીં ભીમ આવ્યો છે ? શું દેખાતો નથી, તે શું અહીં પણ નથી આવ્યો ? ત્યારે ક્યાં ગયો હશે ? અમે ત્યાંથી ચાલ્યા ત્યારે બધા બગાચાઓમાં તેને જોયો પણ દીઠો નહીં; ત્યારે અમારી આગળ ગયો હશે, એમ ધારી વ્યાકુળ થઇ અમે અહીં આવ્યા, માટે શું તે અહીં આવીને ક્યાંય ગયો છે ? વા તમે ક્યાંય તેને મોકલ્યો છે ? તે કહો. કારણ હે મા ! તે ઘણો શૂરવીર છે, તેથી તેના જીવિત વિષે મને મોટો ભય રહે છે. તે ક્યાંય સુઇ રહ્યો હશે, એમ હું માનતો નથી. તે બુદ્ધિમાન યુધિષ્ઠિરનું બોલવું સાંભળી કુંતીએ હાહાકાર કર્યો, ને તેને કહ્યું કે, હે પુત્ર ! તે હજી સુધી આવ્યો નથી માટે જલદીથી તારા ભાઇઓ સહિત તેને ખોળવાનો યત્ન કર. યુધિષ્ઠિરને એમ કહીને કુંતીએ વિદુરજીને બોલાવ્યા ને તેઓને કહ્યું કે, હે વિદુર ! ભીમસેન દેખાતો નથી તે ક્યાં ગયો હશે ? બગાચેથી આ સર્વ ભાઇઓ ભેગા આવ્યા પણ મહાબાહુ ભીમસેન આવ્યો નથી માટે મને એવું લાગે છે કે, રાજ્યનો લોભી, ક્રૂર, નિર્લજ્જ તથા તુચ્છ બુદ્ધિવાળો દુર્યોધન તેને જોઇ શકતો નથી, તેથી કદાચ ક્રોધથી તેણે તેને મારી તો નહીં નાખ્યો હોય ? એવા વહેમથી મારૂં ચિત્ત વ્યાકુળ થઇને જાણે બળતું હોયની એવું થાય છે. તે સાંભળી વિદુરજી બોલ્યા કે, હે કલ્યાણી ! એમ બોલો માં, ને આ બાકી રહેલા ચાર પુત્રોની રક્ષા કરો. કદાચ આપણે પૂછવા જઇશું તો તો આ બાકી રહેલા પુત્રોને પણ તે મારી નાખશે. તમારા પુત્રો મોટા આયુષ્યવાળા છે, એમ મહામુનીઓએ કહેલું છે. માટે તમારો પુત્ર આવીને તમોને રાજી કરશે, તેની ચિંતા કરો માં. વૈશંપાયન કહે છે—એ પ્રમાણે કુંતીને સમજાવીને, વિદુરજી પોતાને ઘેર ગયા ને કુંતી પોતાના પુત્રો સહિત ભીમની ચિંતા કરવા લાગી. હવે ત્યાં જરૂખામાં સુતેલો ભીમસેન, જ્યારે પિધેલો રસ પચી ગયો ત્યારે જાગી ઉઠયો. તેને જોઇ બધા સર્પો તેની સાંત્વના કરતા કરતા બોલ્યા કે, હે મહાબાહો ! આ પરાક્રમી રસ તેં પીધો છે, તેથી દશહજાર હાથીઓ જેટલું તારામાં બળ થશે. યુદ્ધમાં કોઇ તારી સામે ઉભો રહી શકશે નહીં. હે કુરૂકુળમાં શ્રેષ્ઠ ! હવે આ દિવ્યજળમાં સ્નાન કરીને તું તારે ઘેર જા, કારણ તારા ભાઇઓ તારા વગર તપાયમાન થતા હશે. પછી તેઓના કહેવા પ્રમાણે નાહિ પવિત્ર થઇને ભીમસેને તેઓએ

આપેલું અન્ન ખાધું, અને તેઓની રજા લઇ તેઓ તરફથી આશિર્વાદ પામીને પોતાને ઘેર જવાની મરજી કરી. ત્યારે નાગોએ તેને પાણીમાંથી બાહાર કાઢીને, જે બગીચા આગળથી તેને દુર્યોધને નાખ્યો હતો, તેજ બગીચા પાસે મૂકયો; પછી તરતજ તેના દેખતાં તેઓ અંતર્ધાન થઇ ગયા. પછી મહાબળવાન ભીમસેન ત્યાંથી ઉઠીને પોતાની મા પાસે ગયા. ત્યાં જઇ તેણે પોતાની મા તથા મોટા ભાઇ યુધિષ્ઠિરને પ્રણામ કર્યો. પોતાથી નાના ભાઇઓનું મસ્તક સુંઘ્યું એજ પ્રમાણે તેઓ પણ તેને મળ્યા ને તે આવ્યો તેથી બહુ રાજી થયા. પછી ભીમસેને દુર્યોધને જેવી રીતે તેને ઝેર આપી બાંધીને જળમાં નાખી દીધો હતો, તે બધી હકીકત કહી દેખાડી અને નાગ લોકમાં પણ જે હકીકત બની હતી તે પણ કહી. તે સર્વ હકીકત સાંભળીને યુધિષ્ઠિરે ભીમને કહ્યું કે, એ વાત તારે મનમાં રાખવી, ને કોઇ કાળે પણ બાહાર કાહાડવી નહીં. વૈશંપાયન કહે છે—ત્યારથી યુધિષ્ઠિર પોતાના ભાઇઓ સહિત સાવધાન થઇને રેહેતા. વળી કોઇ કાળે ભીમસેનના ભોજનમાં દુર્યોધને તીક્ષ્ણ એવું કાળકૂટ વિષ ફરીથી નંખાવ્યું હશે, પણ તે ભીમસેનને પચી ગયું. એ પ્રમાણે દુર્યોધન, કર્ણ, તથા શકુનિ પાંડવોને મારવાની અનેક તરેહની તજવીજો કરતા. તે બધું પાંડવો જાણતા હતા. તોપણ વિદુરજીની સલાહથી કોઇને કહેતા નહીં. પછી તે બધા છોકરાઓને રમતાં રમતાં મસ્ત થઇ ગએલા જોઇને, તેઓને ભણાવવા માટે ધૃતરાષ્ટ્ર રાજાએ કોઇ ગૌતમ નામે ઋષિને બોલાવીને તેઓના સ્વાધિનમાં સોંપ્યા. તે ગૌતમ ઋષિ ઘાસના બોથામાં ઉત્પન્ન થએલા અને વેદ તથા શાસ્ત્રના અર્થને જાણનારા હતા. તેઓ કૃપાચાર્ય પણ કહેવાતા હતા. તેઓ પાસેથી તે કુરૂકુળના કુમારો ધનુર્વેદ શીખ્યા.

शरस्तंब समुद्भूतं वेदशास्त्रार्थपारगं
अधिजग्मुश्च कुरवो धनुर्वेदं कृपात्तुते ॥

इति श्रीमहाभारत आदिपर्वणि संभवपर्वणि भीमप्रत्यागमने गुर्जरभाषायां ऊनत्रिंशदधिकशततमोऽध्यायः ॥ १२९ ॥

## અધ્યાય ૧૩૦ મો. કૃપાચાર્યની ઉત્પત્તિ.

जनमेजय उवाच— कृपस्यापि मम ब्रह्मन् संभवंवक्तुमर्हसि
शरस्तंबात्कथं जज्ञे कथं चाऽस्त्राण्यवाप्तवान् ॥

જનમેજય પૂછે છે—હે બ્રહ્મન્! કૃપાચાર્યની ઉત્પત્તિ તમે મને કહેવા યોગ્ય છો. તેઓ ખડના બોથામાંથી કેવી રીતે ઉત્પન્ન થયા તથા અસ્ત્ર વિદ્યા કયાંથી ભણ્યા ? વૈશંપાયન કહે છે—મહર્ષિ ગૌતમનો શરદ્વાન નામે પુત્ર હતો, તેને નાનપણથી બાણો ફેંકવામાં ઘણી પ્રીતિ હતી. તેવી પ્રીતિ તે વેદ ભણવામાં રાખનો નહીં. જેમ બ્રહ્મચારીઓ તપશ્ચર્યાથી વેદ ભણે, તેમ તે તપશ્ચર્યાથી બધી અસ્ત્ર વિદ્યા શિખ્યો. તે એક તો ધનુર્વેદમાં ઘણો હુશિઆર ને વળી ઘણું તપ કરતો તેથી તેના તપમાં વિઘ્ન કરવા માટે ઇન્દ્રે, કોઈ જાનપદી નામે દેવકન્યા હશે, તેને તેની પાસે મોકલી. ત્યારે તે કન્યા એક વસ્ત્ર ધારણ કરી તે શરદ્વાનના રમણીય આશ્રમમાં જઇને તેને લોભાવવા લાગી. તેને જોઇને શરદ્વાન મોહ પામી ગયો તેથી તેના હાથમાંથી ધનુષ તથા બાણો પડી ગયાં; ને તેનું શરીર ધ્રુજવા લાગ્યું.

પણ પોતે જ્ઞાની હોવાથી અને તપના સામર્થ્યથી ધૈર્ય રાખીને ઉભો રહ્યો. પણ તે કન્યાને જોઇ તેના મનમાં જે વિકાર થયો તેથી તેનું વીર્ય પડી ગયું, જે તેના જાણવામાં આવ્યું નહીં. પછી તે પોતાના ધનુષ્ય બાણો, મૃગચર્મ તથા કન્યાને મૂકીને પોતાના આશ્રમમાંથી નાસી ગયો. હવે તેનું જે વીર્ય પડયું, તે ઘાસના જોથા ઉપર પડયું હતું. પડતા માત્રમાંજ તેના બે ભાગો થઇ ગયા. તેથી તેમાંથી એક કન્યા ને એક પુત્ર થયાં. તેટલામાં શાંતનુ રાજા મૃગયા કરવા નીકળ્યા હશે, તેનો કોઈ સીપાઇ તેઓની પાસે નીકળી આવ્યો; ને તે જોડલાને જોઇ તથા ત્યાં ધનુષ બાણ તથા મૃગચર્મ પડેલાં જોઇને, તેણે વિચાર્યું કે, આ કોઇ ધનુર્વેદ જાણનારા બ્રાહ્મણનાં છોકરાં છે, એમ વિચારી શાંતનુ રાજાને તે બતાવ્યાં. ત્યારે તે રાજાએ દયાથી તે જોડલું ઉપાડી લીધું ને તેઓને પોતાનાં છોકરાંની પેઠે ગણીને પોતાને ઘેર લઇ ગયો. પછી તેઓનાં બધાં વૈદિક સંસ્કારો પણ કરાવ્યાં. એ પ્રમાણે પ્રતીપ રાજાના પુત્ર શાંતનુએ કૃપા કરીને બાળકોને ઉછેરી મોટાં કર્યા, તેથી તેણે તેઓનાં કૃપ અને કૃપી, એવાં નામો પાડયાં. હવે તે શરદ્વાન તો પાછો પોતાને આશ્રમે આવી ધનુર્વેદમાં તત્પર થયો; ને શાંતનુ રાજાએ બાળકોને મોટાં કર્યા, તે વાત તેણે તપે કરીને જાણી ત્યારે તે બાળકો પાસે આવીને તેણે પોતાનું ગોત્રાદિક કહ્યું અને તે કૃપને ચાર પ્રકારનો ધનુર્વેદ, વિવિધ પ્રકારનાં શાસ્ત્રો તથા પોતે બીજું જે કંઇ જાણતો હતો તે બધું ભણાવ્યું. તેથી થોડાક કાળમાં તે કૃપ પરં આચાર્ય પદવીને પામ્યો. તે કૃપાચાર્ય પોતાના ગોત્રથી ગૌતમ પણ કહેવાતા હતા. તેની પાસેથી મહારથી ધૃતરાષ્ટ્રના પુત્રો, પાંડવો, યાદવો તથા બીજા દેશોથી આવેલા ક્ષત્રિયો ધનુર્વેદ ભણ્યા. વૈશંપાયન કહે છે—એ પ્રમાણે પોતાના પૌત્રો કૃપાચાર્ય પાસેથી ભણ્યા, તોપણ તેઓને વિશેષ ભણાવવા માટે ભીષ્મ, કોપ બાણ તથા અસ્ત્રવિદ્યા જાણનારા, દેવ સરખા પરાક્રમી તથા બુદ્ધિમાન્ એવા આચાર્યની હમેશ પૂછપરછ કરતા હતા. કારણ તેઓ કહેતા કે, મહા બળવાન કૌરવ પાંડવોને કોઇ સાધારણ પુરૂષ ભણાવી શકે તેમ નથી. એટલામાં ભરદ્વાજના પુત્ર દ્રોણાચાર્ય તેઓના જાણવામાં ઘણા વિદ્વાન આવ્યાથી, તેઓએ તેનો શાસ્ત્ર પ્રમાણે સારી રીતે સત્કાર કરીને, કૌરવ પાંડવોને ભણાવવા માટે તેના સ્વાધિનમાં આપ્યા. ત્યારે પ્રસન્ન થઇને દ્રોણાચાર્ય તે છોકરાઓને ધનુર્વેદ શિખવવા લાગ્યા તેથી તેઓ થોડાક કાળમાં સર્વ શસ્ત્રવિદ્યામાં કુશળ અને મહા પરાક્રમી થયા, જનમેજય પૂછે છે—હે બ્રહ્મન્! તે પરાક્રમી દ્રોણાચાર્ય કોના પુત્ર હતા? ને તેઓ કેવી રીતે ઉત્પન્ન થયા હતા? તેઓ અસ્ત્રવિદ્યા કેની પાસેથી ભણ્યા હતા? તથા તેઓનું કુરૂ દેશમાં આવવું કેમ થયું? અને અસ્ત્રવિદ્યા જાણનારાઓમાં શ્રેષ્ઠ એવો તેઓનો પુત્ર અશ્વત્થામા કેવી રીતે ઉત્પન્ન થયો? એ સર્વ હું સાંભળવા ઇચ્છું છું, માટે વિસ્તારથી કહો. વૈશંપાયન કહે છે—કોઇ તીક્ષ્ણ વ્રતવાળા ભરદ્વાજ નામે ઋષિ ગંગાદ્વારમાં વસતા હતા. તે કોઈ સમય મહર્ષિઓ સહિત ગંગાજીમાં સ્નાન કરવા ગયા હશે, ત્યાં તેઓની પેહેલાં રૂપ યૌવન સંપન્ન તથા મદોન્મત્ત એવી ધૃતાચી નામે અપ્સરા નાહી કિનારે ઉભી હતી.તેટલામાં વાયુ વાવાથી તેનું વસ્ત્ર ખસી ગયું. તેથી તેને વસ્ત્ર રહિત જોઇને ભરદ્વાજ કામાતુર થયા, ને તેઓનું વીર્ય પડી જવા લાગ્યું. જે તેઓએ એક દ્રોણ નામના યજ્ઞપાત્રમાં રાખ્યું. તેમાંથી દ્રોણ થયા, જે અંગે સહિત વેદો ભણ્યા. હવે પૂર્વે ભરદ્વાજે અગ્નિના પુત્ર અગ્નિવેશને આગ્નેયાસ્ત્ર શિખવ્યું હતું, તેથી જ્યારે દ્રોણ ઉત્પન્ન

થયા, ત્યારે પોતાના ગુરૂપુત્ર જાણીને તે અગ્નિવેશે તેને આગ્નેયાસ્ત્ર શિખવ્યું. તે ભરદ્વાજનો મિત્ર કોઇ પૃષત્ એવે નામે ઉત્તર પાંચાલ દેશનો રાજા હતો. તેનો દ્રુપદ નામે પુત્ર હતો. તે હમેશ ભરદ્વાજને આશ્રમે જઇને દ્રોણની સાથે રમતો, તથા ભણતો પણ હતો. પછી જ્યારે પૃષત્ રાજા મરણ પામ્યો, ત્યારે તે મહાબાહુ દ્રુપદને તેના પિતાનું રાજ્ય મળ્યું. તેટલામાંજ ભરદ્વાજ પણ કાળને વશ થયા. પછી દ્રોણ પોતાના પિતાનાજ આશ્રમમાં રહીને તપ કરતા. કોઈ સમય તેઓને એવો વિચાર આવ્યો કે, પુત્ર વગર માપિતૃઓ દુઃખ પામશે; એમ વિચારી તેઓ પુત્ર વાસ્તે શરદ્વાનની કન્યાને પરણ્યા. તે કન્યા ઇન્દ્રિયોને નિયમમાં રાખનારી હતી અને અગ્નિહોત્ર તથા પોતાના ધર્મમાં પ્રીતિમાન રહેતી હતી. તેને અશ્વત્થામા નામે પુત્ર થયો. તે જન્મતાંવેત ઉચ્ચૈઃશ્રવા ઘોડાની પેઠે શબ્દ કરવા લાગ્યો. તે સાંભળી અંતરિક્ષમાં રહેલા અદૃષ્ય ભૂતો બોલ્યા કે, ઘોડાની પેઠે સર્વ દિશાઓમાં સંભળાય એવો આણે શબ્દ કર્યો, માટે આ બાળકનું અશ્વત્થામા નામ પડશે. એ પ્રમાણે પોતાને બાળકની પ્રાપ્તિ થઇ તેથી દ્રોણાચાર્ય ઘણા ખુશી થયા. પછી તેઓની ધનુર્વેદ ભણવાની ઇચ્છા થઇ. તેવામાં તેઓએ સાંભળ્યું કે, સર્વ શસ્ત્ર ધારણ કરનારાઓમાં શ્રેષ્ઠ, એવા મહાત્મા જમદગ્નિના પુત્ર પરશુરામ બ્રાહ્મણોને ધન આપે છે, તથા દિવ્ય એવી અસ્ત્રવિદ્યા પણ શિખવે છે. એવું સાંભળીને પોતાના શિષ્યો સહિત તે મોટા તપવાળા દ્રોણાચાર્ય મહેંદ્ર પર્વતમાં પરશુરામ પાસે ગયા, ને તેઓને સાષ્ટાંગ દંડવત પ્રણામ કર્યા. તે વખતે પરશુરામ બધું ધન બ્રાહ્મણોને આપી ચૂક્યા હતા, ને વનમાં જવાની તૈયારી કરતા હતા. ત્યાં દ્રોણાચાર્ય બોલ્યા કે, હું ભરદ્વાજ ઋષિથી ઉત્પન્ન થયો છું ને મારૂં નામ દ્રોણ છે. તે કંઈ તમારી પાસેથી યાચના કરવા આવ્યો છું. તે સાંભળી ક્ષત્રિયોને મારનાર મહાત્મા પરશુરામ બોલ્યા કે, બ્રાહ્મણમાં શ્રેષ્ઠ, તું ભલે આવ્યો ને જે તારી ઇચ્છા હોય તે કહે. ત્યારે દ્રોણ બોલ્યા કે, હે મોટા વ્રતવાળા ! મને ઘણું ધન જોઇએ છે તે આપો. પરશુરામ બોલ્યા કે, મારી પાસે જે કંઇ ધન હતું તે બધું મેં બ્રાહ્મણોને આપી દીધું, ને સમુદ્ર પર્યંત પૃથ્વી કશ્યપ ઋષિને આપી દીધી. હવે તો ફક્ત મારૂં શરીર મારી પાસે રહ્યું છે તથા વિવિધ પ્રકારનાં શસ્ત્રઅસ્ત્રની વિદ્યા રહી છે. માટે એ બેમાંથી જે તને જોઇએ તે માગ. દ્રોણ બોલ્યા કે, હે ભાર્ગવ ! પ્રયોગ તથા રહસ્યે સહિત સમગ્ર અસ્ત્રવિદ્યા આપો. ત્યારે પરશુરામે તે દ્રોણને સમગ્ર અસ્ત્રવિદ્યા ભણાવી. તે સર્વે ભણીને સિદ્ધ કરચાં છે અસ્ત્રો જેણે, એવા તે બ્રાહ્મણમાં શ્રેષ્ઠ દ્રોણાચાર્ય પ્રસન્ન થઇને પોતાના પ્રિય મિત્ર દ્રુપદ પાસે ગયા.

**प्रतिगृह्यतु तत्सर्वं कृतास्त्रो द्विजसत्तमः**
**प्रियं सखायं सुप्रीतो जगाम द्रुपदं प्रति ॥**

**इति श्रीमहाभारत आदिपर्वणि संभवपर्वणि द्रोणस्यभार्गवादस्त्रप्राप्तौ गुर्जरभाषायां त्रिंशदधिकशततमोऽध्यायः ॥ १३० ॥**

## અધ્યાય ૧૩૧ મો. દ્રોણ ને દ્રુપદ.

**वैशंपायन उवाच—ततो द्रुपदमासाद्य भारद्वाजः प्रतापवान्**
**अब्रवीत्पार्षतं राजन् सखायं विद्धि मामिह ॥**

વૈશંપાયન કહે છે—પછી તે પ્રતાપવાન એવા ભરદ્વાજના પુત્ર દ્રોણાચાર્ય દ્રુપદરાજા પાસે જઇને બોલ્યા કે, હે રાજન્ ! મને તારો મિત્ર જાણ. એવું દ્રોણનું હર્ષથી બોલવું તે પાંચાલ દેશના રાજાથી સહન થયું નહીં. ત્યારે તેણે ક્રોધથી ભ્રકુટિ ચઢાવી તથા લાલ નેત્રો કરીને, ઐશ્વર્યના મદથી તેને કહ્યું કે, હે બ્રાહ્મણ ! તને બોલવાની ખબર નથી. કારણ અહીં આવીને તેં મને જોરથી કહ્યું કે, " મને તારો મિત્ર જાણ. " હે મંદબુદ્ધિવાળા ! મોટા રાજાઓને દરિદ્રો સાથે કયારે પણ મિત્રાઈ હોતી નથી, ને કદાચ હોય છે તો, કાળે કરીને જેમ માણુસ જીર્ણ થાય છે તેમ જીર્ણ થઇ જાય છે. તેજ પ્રમાણે હું સમર્થની સાથે પૂર્વે જે તારે મિત્રાઇ હતી, તે હવે જીર્ણ થઇ ગઇ. મિત્રાઇ કંઇ હમેશ સરખી રહેતી નથી, કારણ કાળે કરી જૂદા પડવાથી અથવા ક્રોધથી તે ઓછી થઇ જાય છે, માટે એ આપણું જુનું સખાપણું જવા દે. પૂર્વે જે તારી સાથે મારી મિત્રાઇ હતી, તે ફક્ત રમવા વાસ્તે હતી. વિદ્વાનનો મિત્ર જેમ મૂર્ખ હોતો નથી, ને શૂરવીરનો મિત્ર નપુંષક હોતો નથી. તેમ ધનવાનનો મિત્ર દરિદ્ર હોય નહીં ત્યારે પૂર્વની મિત્રાઇ શું કામ યાદ કરવી જોઇએ ? જેઓને સરખું ધન હોય અથવા જેઓ સરખું શાસ્ત્ર જાણતા હોય, તેઓ બેઉને પરસ્પર મિત્રાઇ તથા સંબંધ થાય. પણ ધનવાન અને દરિદ્રનો સંબંધ થાય નહીં. વૈશંપાયન કહે છે—એ પ્રમાણે દ્રુપદ રાજાનાં કઠોર વચન સાંભળીને પ્રતાપવાન એવા ભરદ્વાજના પુત્ર બે ઘડી વિચાર કરીને કોપાયમાન થયા; ને દ્રુપદ રાજાનો મદ કેમ ઉતારવો, તે વિષે નિશ્ચય કરી તેની સાથે મનમાં વેર રાખીને તેઓ હસ્તિનાપૂરમાં ગયા. ત્યાં જઇ કૃપાચાર્યને ઘેર ઉતર્યા, ને કોઇ જાણે નહીં તેમ ત્યાં છૂપા રહ્યા. એમ છૂપી રીતે રહેતાં કેટલાક દિવસો ગયા, પછી કોઇ સમય કૌરવ પાંડવાદિ બધા રાજકુમારો ભેગા થઇ હસ્તિનાપૂરની બાહાર મોઇ દંડે રમતાં રમતાં તેઓની મોઇ કોઇ પાણી વગરના કૂવામાં પડી ગઇ, તે કહાડવા માટે તે રાજકુમારોએ ઘણો યત્ન કર્યો, પણ તે મોઇ નિકળે એવો કોઇ ઉપાય તેઓને સુઝયો નહીં. ત્યારે ઉદાસ થઇને તેઓ એકબીજાની તરફ જોવા લાગ્યા. તેટલામાં શ્વેત જેના કેશ થઇ ગયા છે તથા શરીરનો રંગ જેનો કાળો છે એવા એક દુબળા દ્રોણ નામે બ્રાહ્મણને પોતાની નજીકમાં જોવાથી તેઓ તેની પાસે ગયા. તે જોઇ દ્રોણાચાર્ય હસીને બોલ્યા કે, અરે ! તમારા ક્ષત્રિયોનાં બળ તથા અસ્ત્રવિદ્યાને ધિક્કાર છે. કારણ ભરતવંશમાં ઉત્પન્ન થયેલા એવા તમે શું આ મોઇ કૂવામાંથી બહાર કહાડી શકતા નથી ! હું આ એક તો તમારી મોઇ તથા બીજી આ મારી વીંટી જે હું હમણાં તમારા દેખતાં કૂવામાં નાખું, તે બેઉ કહાડી આપું ને મને ભોજન આપજો. એમ કહી દ્રોણાચાર્યે પોતાની વીંટી તે કૂવામાં નાખી દીધી. ત્યારે કુંતિના પુત્ર યુધિષ્ઠિર દ્રોણ પ્રત્યે બોલ્યા કે, હે બ્રાહ્મણ ! કૃપાચાર્ય જો કહેશે તો તમોને નિરંતર ભોજન આપીશું. તે સાંભળી દ્રોણાચાર્ય બોલ્યા કે, આ મારા હાથમાં જે સળીયો છે, તે મેં મંત્રેલી છે તેનું પરાક્રમ જુઓ. એમ કહી દ્રોણાચાર્યે પ્રથમ એક સળીએ કરી મોઇને ભેદી. પછી તે સળીને બીજી સળીએ કરી અને તેને ત્રીજીએ, એ પ્રમાણે જ્યાં સૂધી કૂવાના કાંઠા આગળ તે સળીઓ એક બીજાને વળગતી વળગતી આવી, ત્યાં સૂધી દ્રોણાચાર્યે ભેદી. અને તે છેલ્લી સળીને પકડીને મોઈ કાહાડી લીધી. વૈશંપાયન કહે છે—તે જોઇને બધા રાજકુમારો વિસ્મય પામીને બોલ્યા કે, વીંટી પણ જલદીથી કાહાડી આપો. ત્યારે દ્રોણાચાર્ય તે વીંટી ઉપર

એક એવો બાણ ફેંક્યો કે, જે બાણ તે વીંટીને વીંધીને તે સહિત પાછો કૂવાની બાહાર આવ્યો. પછી તે વીંટી દ્રોણાચાર્યે રાજકુમારોને આપી, તે જોઇ તે બોલ્યા કે, હે બ્રાહ્મણ ! અમે તમોને વંદન કરીએ છીએ. આવી વિદ્યા તમારા વગર બીજો કોઇ જાણતો નહીં હશે ! તમે કોણ છો ? ને અમે તમારૂં શું પ્રિય કરીએ ? તે કહો. વૈશંપાયન કહે છે—તે રાજકુમારોનાં એવાં વચન સાંભળી દ્રોણાચાર્ય બોલ્યા કે, આ વાત તમારે મહાત્મા ભીષ્મને કહેવી, જેથી તે મારા ગુણોથી મને ઓળખી કાઢશે. તે સાંભળી બધા રાજકુમારો ભીષ્મની પાસે ગયા, ને તેઓએ દ્રોણાચાર્ય સંબંધી સર્વ હકીકત તેને કહી સંભળાવી. ત્યારે ભીષ્મે જાણ્યું કે, એવું કામ કરનાર દ્રોણ વગર બીજો હોય નહીં. માટે તેઓનેજ આ છોકરાઓના ગુરૂ કરવા યોગ્ય છે. એમ વિચારી દ્રોણાચાર્યને પોતાને ઘેર બોલાવી, તેઓનો રૂડી રીતે સત્કાર કરીને, શસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ એવા ભીષ્મે તેઓને પૂછ્યું કે, હે બ્રહ્મન્ ! આ હસ્તિનાપૂર ખાતે આપનું આવવું કેમ થયું ? તે સાંભળી દ્રોણ બોલ્યા કે, અગ્નિવેશ ઋષિની પાસે અસ્ત્રવિદ્યા શિખવા માટે પૂર્વે બ્રહ્મચર્ય વ્રત પાળીને હું ઘણાં વર્ષ સુધી રહ્યો હતો. ત્યાં પાંચાલ દેશનો રાજકુમાર દ્રુપદ પણ તેજ ગુરૂ પાસે અસ્ત્રવિદ્યા શિખવા રહ્યો હતો. તેની સાથે મારે ઘણી મિત્રાઇ થઈ હતી, તેથી અમે બેઉ હમેશ સાથેજ ફરતા ને અભ્યાસ પણ ભેળો કરતા હતા. તે મને કહેતો કે, " હે દ્રોણ ! હું મારા મહાત્મા પિતાને ઘણોજ પ્રિય છું, માટે તે જે મને રાજ્ય આપશે, તે તુંજ ભોગવજે, એ હું સોગન ખાઇને કહું છું. અને હું તો તું જે મને આપશે તે ભોગવીશ." એ પ્રમાણે દ્રુપદ બોલતો, ને પછી અસ્ત્રવિદ્યા શિખીને તે પોતાને દેશ ગયો, અને મેં તેનાં વચન સંભારી રાખ્યાં. પછી પુત્રના લોભ વાસ્તે હું અગ્નિહોત્રમાં તત્પર તથા મોટા વ્રતવાળી કૃપી નામની કન્યાને પરણ્યો. તેથી મને સૂર્ય સરખા તેજવાળો અશ્વત્થામા નામે પુત્ર થયો. તે ધનવાનોના છોકરાઓ સાથે રમવા જતો. કોઇ સમય તેઓને ગાયનું દૂધ પીતાં જોઇ તે ઘેર આવીને રડયો. ત્યારે કોઇ ઘણી ગાયોવાળા બ્રાહ્મણ પાસેથી એક ગાય મેળવવા વાસ્તે હું દેશમાં ફરવા નીકળ્યો. પણ જ્યાં જાઉં ત્યાં મારા મનને એવું થાય કે, " હું તેની પાસેથી ગાય માગીશ તો તેના કુટુંબમાં દૂધનો સંકોચ પડશે, માટે તે ઠીક નહીં. " એમ જાણીને હું દેશો દેશમાં ફર્યો, પણ ક્યાંય ગાય મળી નહીં, ત્યારે પાછો ઘેર આવ્યો. પછી તે બીજા છોકરાઓ અશ્વત્થામાને લોટનું પાણી કરીને " આ દૂધ છે " એમ કહેતા. તેને દૂધ સમજીને અશ્વત્થામા પી જતો, ને " મેં પણ પીધું " એમ કહી તેઓની આગળ નાચતો. તે જોઇ તે છોકરાઓ હસતા હતા. અને ગામના માણસો પણ બોલતા કે, નિર્ધન એવા દ્રોણને ધિક્કાર છે, કારણ એનો પુત્ર દૂધની તૃષ્ણાથી લોટનું પાણી પીને " મેં દૂધ પીધું " એમ કહી ખુશીથી નાચે છે, તો પણ એ ધન મેળવતો નથી મહાત્મા ભીષ્મ એવાં વચન મારાથી સહન થયાં નહીં, ત્યારે જો કે મેં કોઇ કાળે, ધનની ઇચ્છાથી પાપિષ્ટ એવી પારકી સેવા ન કરી હતી, તોપણ દ્રુપદ રાજા રાજ્ય ઉપર બેઠો છે, એવું સાંભળીને મારા પુત્રના પ્રિય વાસ્તે, હું મારી સ્ત્રી સહિત પુત્રને સાથે લઇ, તેણે કહેલાં વચન યાદ કરી ખુશી થઇને તેની પાસે ગયો. ત્યાં મિત્રની પેઠે હું તેની પાસે જઇ બોલ્યો કે, આ મને તારો મિત્ર જાણ, તેં મને પૂર્વે કહેલું છે કે, " મને જે રાજ્ય મળશે, તે તુંજ ભોગવજે, " તે વાસ્તે હું અહીં આવ્યો છું. તે સાંભળી હસીને જેમ કોઇ હલકા

આણુસને કહે તેમ તેણે મને કહ્યું કે, તને બોલતાં આવડતું નથી, કારણ કે એકાએક આવીને તું કહે છે કે, " મને તારો મિત્ર જાણ. " વળી રાજ્ય વાસ્તે મેં વાયદો કર્યો છે એમ જે તું કહે છે તે હું જાણતો નથી. એમ કહી તેણે બીજાં પણ સહન ન થાય એવાં ઘણાંક કઠોર વચનો મને સંભળાવ્યાં. પછી છેવટ તેણે કહ્યું કે, " જો તારી ઇચ્છા હોય તો તને એક રાત્રિનું ભોજન આપું. " દ્રુપદનાં એવાં કઠણ વચન સાંભળી મને ઘણો ક્રોધ ચઢ્યો ને મારા મનમાં તેના વાસ્તે મેં કંઈ નિશ્ચય કર્યો, જે હું થોડાક કાળમાં કરી બતાવીશ. પછી સ્ત્રી સહિત હું કોઇ ગુણવાન શિષ્યોને ભણાવવા માટે આ કુરૂ દેશમાં હસ્તિનાપૂર પ્રત્યે તમારી પાસે આવ્યો. હવે કહો તમારૂં હું શું પ્રિય કરૂં ? વૈશંપાયન કહે છે એ પ્રમાણે દ્રોણનું બોલવું સાંભળીને ભીષ્મ બોલ્યા કે, આ રાજકુમારોને અસ્ત્રવિદ્યા ભણાવો ને અહીં રાજગૃહમાં ખુશીથી રહો. આ કુરૂરાજ્ય તથા કૌરવો તમારાજ છે. હે બ્રહ્મન્ ! હવે જે કંઇ તમે ધારશો તે થયુંજ છે એમ જાણજો. તમે અહીં પધાર્યા તે ઘણું સારૂં થયું. મારા ઉપર મોટો અનુગ્રહ કર્યો.

यच्च ते पार्थितं ब्रह्मन् कृतंतादिति चिंत्यतां
दिष्ट्याप्राप्तोतिविप्रर्षे महान्मेऽनुग्रहःकृतः ॥

इति श्रीमहाभारत आदिपर्वणि संभवपर्वणि भीष्मद्रोणसमागमे गुर्जरभाषायां एकत्रिंशदाधिकशततमोऽध्यायः ॥ १३१ ॥

## અધ્યાય ૧૩૨ મો. દ્રોણાચાર્ય પાસે કુંવરોનો અભ્યાસ.

वैशंपायन उवाच—ततः संपूजितो द्रोणो भीष्मेण द्विपदांवर
विशश्रामहातेजाः पूजितः कुरुवेश्मनि ॥

વૈશંપાયન કહે છે—પછી ભીષ્મથી સન્માન પામીને મોટા તેજવાળા અને મનુષ્યમાં શ્રેષ્ઠ દ્રોણાચાર્યે કૌરવોના ઘરમાં વિશ્રામ કર્યો. તેઓને ભીષ્મે પ્રસન્ન થઇને એક જૂદું ઘર કાઢી આપ્યું, ને તેઓનો રૂડી રીતે નિર્વાહ ચાલે એવો બંદોબસ્ત કરી આપ્યો. પછી પોતાના પૌત્ર કૌરવ તથા પાંડવોને સાથે લઇ ભીષ્મ દ્રોણાચાર્ય પાસે ગયા, ને બોલ્યા કે, આ છોકરાઓને તમારા શિષ્ય કરો. તે સાંભળી પ્રસન્ન થઇને દ્રોણાચાર્યે તેઓને પોતાના સ્વાધિનમાં લીધા, ને ભીષ્મ ગયા ત્યારે એકાન્તમાં તેઓને કહ્યું કે, હે નિષ્પાપો ! મેં કંઈ કામ ધારેલું છે, તે તમે જ્યારે અસ્ત્રવિદ્યા શિખી રહો ત્યારે તમારે કરી આપવું, એવી કબૂલાત મને આપો. વૈશંપાયન કહે છે—એવાં દ્રોણનાં વચન સાંભળીને બધા ચૂપ થઇ ગયા, પણ તેમાંથી એક અર્જુને કામ કરી આપવાની કબૂલાત આપી ત્યારે દ્રોણાચાર્ય વારંવાર અર્જુનનું મસ્તક સુંઘીને તેને સ્નેહથી ભેટ્યા, અને તેઓની આંખમાં હર્ષાશ્રુ આવી ગયાં. પછી તે છોકરાઓને વિવિધ પ્રકારનાં દિવ્ય તથા માનુષ અસ્ત્રો દ્રોણાચાર્ય ભણાવવા લાગ્યા. ત્યારે તેઓની પાસે યાદવોના બીજા પણ અનેક દેશના રાજકુમારો ભણવા આવ્યા. ત્યાં સૂતનો પુત્ર રાધેય કર્ણ પણ તેઓની પાસે ભણતો હતો. તે દુર્યોધનના આશ્રયમાં રહીને અર્જુનની તથા તેના ભાઇઓની અદેખાઇ કરતો. હવે એ બધા છોકરાઓમાં વિદ્યા, બળ તથા ઉદ્યોગે કરી અર્જુન દ્રોણાચાર્ય સરખો થયો, ને તે અસ્ત્રવિદ્યામાં

ઘણો સ્નેહ રાખતો તેથી તે બધાઓથી શ્રેષ્ઠ કહેવાયો. જો કે ઉપદેશ બધાઓને સરખો હતો તોપણ હાથની ચાલાકીમાં અર્જુન બધાઓથી વધ્યો. તેથી દ્રોણાચાર્ય તેને સઉ કરતાં શ્રેષ્ઠ માનતા હતા. એ પ્રમાણે દ્રોણચાર્ય બધા કુમારોને ભણાવતા હતા. તેઓને કમંડલો આપી પાણી ભરી લાવવા માટે મોકલતા હતા; તેમ પોતાના પુત્ર અશ્વત્થામાને ઘડો આપીને તેઓની સાથે મોકલતા; કારણ કમંડલનું મોહોડું ઘણું સાંકડું હોવાથી તેને ભરાતાં ઘણીવાર લાગે ને ઘડો જલદીથી ભરાય: તેથી બધા છોકરાઓ કરતાં પોતાનો પુત્ર પાણી ભરીને વહેલો આવે. એ પ્રમાણે કર્યાથી અશ્વત્થામા સઉથી વેહેલો આવતો ને તેને પોતાની પરમ એવી છૂપી ક્રિયા દ્રોણાચાર્ય બતાવતા હતા. એવો તેઓનો પ્રપંચ અર્જુન જાણી ગયો, તેથી વારૂણાસ્ત્રે કરી પોતાનું કમંડલ જલદીથી ભરીને તે અશ્વત્થામાની સાથે વેહેલો વેહેલો આવતો, ને તેની સાથે છૂપી વિદ્યા શીખી લેતો; તેમાં તેનાથી ઓછો ઉતરતો નહીં, વળી ગુરૂની મરજી પણ બીજાથી તે વિશેષ સાચવતો હતો. તેથી દ્રોણને તે ઘણો પ્રિય લાગતો. કોઇ સમય દ્રોણાચાર્યે રસોઇયાને બોલાવીને એકાંતમાં કહ્યું કે, કોઈ કાળે પણ અંધારામાં અર્જુનને તારે અન્ન આપવું નહીં, ને એમ મેં કહ્યું છે, તે તેને કેહેવું પણ નહીં. વૈશંપાયન કહે છે—પછી દ્રોણના કહેવા પ્રમાણે રસોઇયો અર્જુનને કોઇ કાળે અંધારામાં પિરસતો નહીં. પણ એક રાત્રિએ અર્જુન જમતો હતો, ત્યાં વાયુ વાવાથી દીવો ઓલાઇ ગયો તો પણ અર્જુને જમ્યા કર્યું. ત્યારે અંધારામાં પણ પોતાના મુખમાં બરાબર ગ્રાસ જતો જોઇને અર્જુને વિચાર્યું, કે, આ પ્રમાણે થવાનું કારણ અતિ અભ્યાસ છે. એમ વિચારી તે મહાબાહુ અર્જુન રાત્રિને સમયે પણ અંધારામાં બાણ ફેંકવાનો અભ્યાસ કરવા લાગ્યો. તેના ધનુષની દોરીનો શબ્દ સાંભળી દ્રોણાચાર્ય તેની પાસે ગયા, ને તેને ભેટીને બોલ્યા કે, તારા જેવો કોઇ આ લોકમાં ધનુષ્ય ધારણ કરનાર થશે નહીં, એ હું સત્ય કહું છું. વૈશંપાયન કહે છે—તે પછી દ્રોણાચાર્યે ફરીથી અર્જુનને ઘોડા, હાથી, રથ તથા પાયદળની સર્વ યુદ્ધ વિદ્યા શીખવી. અને તે બધા છોકરાઓને પણ ગદા, ખડ્ગ, તોમર, પ્રાસ, શક્તિ ઇત્યાદિ આયુધે કરી યુદ્ધ કરવાની રીતીઓ તથા એકજ વખતે અનેક આયુધો વાપરવાની વિધિ પણ શિખવી. એવી દ્રોણની ધનુર્વેદમાં કુશળતા સાંભળીને તેની પાસે બીજા પણ રાજપુત્રો શિખવા આવ્યા. તેમાં ભીલના રાજા હિરણ્યધનુષનો એકલવ્ય નામે પુત્ર પણ આવ્યો હતો. પણ એ ભીલરાજાનો પુત્ર છે તે શિખશે તો ક્ષત્રિયોથી અધિક થશે, એમ ધારીને તેને દ્રોણે ભણાવ્યો નહીં. ત્યારે તે એકલવ્ય દ્રોણને નમીને જંગલમાં ગયો, ને ત્યાં માટીના દ્રોણ કરી તેને વિષે આચાર્ય ભાવ રાખી પરમ નિયમો પાળીને અસ્ત્રવિદ્યા પોતાની મેળે શિખવા લાગ્યો. એ પ્રમાણે શ્રદ્ધા રાખીને અભ્યાસ કર્યાથી તે બાણ વિદ્યામાં ઘણો કુશળ થયો ને તેની હાથ ચાલાકી પણ ઘણી થઇ. પછી કોઇ સમયે કૌરવ તથા પાંડવો દ્રોણની આજ્ઞા લઇ રથમાં બેસીને મૃગયા કરવા ગયા. ત્યાં યદૃચ્છાએ કોઇ પુરૂષ, એક કૂતરો તથા મૃગયા કરવાનો સામાન સાથે લઇને એકલો તેઓની પછવાડે ગયો હવે કૌરવ પાંડવો વનમાં ફરતા હતા, ત્યારે તે પુરૂષના સાથે ગયેલો કૂતરો જ્યાં તે ભીલરાજાનો પુત્ર એકલવ્ય પોતાની મેળે ભણતો હતો, ત્યાં ફરતાં ફરતાં નીકળી ગયો. તે એકલવ્યના શરીરે ઘણો મેલ ચડી ગયેલો હોવાથી તેનો રંગ કાળો થઇ ગયો હતો, અને તેણે કાળા મૃગનું ચર્મ તથા જટા ધારણ કરી હતી તેથી ભયંકર લાગતો હતો. તેને

જોઇ તે કૂતરો ભસવા લાગ્યો. ત્યારે તે એકલવ્યે પોતાની હાથ ચાલાકીથી એકજ વખતે તે કૂતરાના મુખમાં સાત બાણો એવી રીતે માર્યાં કે તે બાણોથી તેનું મુખ ભરાઇ ગયું, પણ તેને વાગ્યાં નહીં. ત્યારે તે કૂતરો બાણો સહિત ત્યાંથી નાઠો. તે કૌરવ પાંડવોના જોવામાં આવ્યાથી તેઓ ઘણા વિસ્મય થયા, ને તે બાણો મારનારની હાથ ચાલાકી તથા શબ્દવેધીપણું જોઇને લજ્યા પામ્યા અને તેનાં વખાણ કરવા લાગ્યા. પછી આ વનમાં એવો કોણ હશે? એમ શંકા કરી તેને ખોળવા લાગ્યા. ત્યારે ત્યાં હમેશ બાણ ફેંકવાનો અભ્યાસ કરનાર એકલવ્યને તેઓએ દીઠો. પણ જો કે તેને પૂર્વે જોયો હતો તો પણ આ વખતે તેનો વેશ જુદોજ જોઇને તેઓએ તેને ઓળખ્યો નહીં. ત્યારે તેને પૂછ્યું કે, તું કોણ છે? તે સાંભળી તે બોલ્યો કે, હું ભીલના રાજા હિરણ્યધનુષનો પુત્ર ને દ્રોણનો શિષ્ય છું, અને મેં ધનુર્વેદમાં શ્રમ કર્યો છે. વૈશંપાયન કહે છે—પછી કૌરવ પાંડવોએ હસ્તિનાપુરમાં જઇને વનની વાત દ્રોણાચાર્યને કહી. અને અર્જુને તો એકાન્તમાં દ્રોણ પાસે જઇ સ્નેહથી એકલવ્ય વિષે કહ્યું કે, તમોએ મને પૂર્વે સ્નેહથી કહ્યુ હતું કે, " મારો કોઇ બીજો શિષ્ય તારાથી શ્રેષ્ઠ થશે નહીં. " પણ આ તમારો શિષ્ય ભીલરાજાનો પુત્ર તો મારાથી તેમ બીજા બધાઓથી શ્રેષ્ઠ છે, એ કેમ? વૈશંપાયન કહે છે—આ વાત સાંભળીને દ્રોણે બે ઘડી સુધી વિચાર કર્યો ને પોતે અર્જુનને સાથે લઇ તે ભીલ રાજાના પુત્ર પાસે ગયા. તો મેલથી જેનું અંગ કાળું થઇ ગયું છે, માથે જેણે જટા વધારી છે, તથા જેણે મૃગચર્મ ધારણ કર્યું છે, એવા એકલવ્યને હાથમાં ધનુષ લેઇ બાણ ફેંકતો જોયો. પછી તે એકલવ્યે જ્યારે દ્રોણાચાર્ય પાસે આવ્યા ત્યારે તેઓને મસ્તકે કરી પ્રણામ કર્યા, ને વિધિથી તેમની પૂજા કરીને " હું તમારો શિષ્ય છું, " એમ કહી હાથ જોડીને ઉભો રહ્યો. ત્યારે દ્રોણાચાર્ય બોલ્યા કે, હે વીર! તું જો મારો શિષ્ય હોય તો મને ગુરૂ દક્ષિણા આપ. તે સાંભળી પ્રસન્ન થઇ એકલવ્ય બોલ્યો કે, હે ભગવાન! ગુરૂ દક્ષિણા શું આપું? તે મને કહો. ત્યારે દ્રોણ બોલ્યા કે, તારા જમણા હાથનો અંગુઠો આપ. એવાં દારૂણ વચન સાંભળીને એકલવ્યે પોતાની પ્રતિજ્ઞા સત્ય કરવા વાસ્તે પોતાના જમણા હાથનો અંગુઠો કાપી આપ્યો. તે પછી એકલવ્ય આંગળીઓથી બાણ મારતો હતો, પણ અંગુઠો નહીં હોવાથી તેનામાં આગળ જેટલી ઝડપ રહી નહીં. ત્યારે અર્જુન ઘણો પ્રસન્ન થયો ને તેના મનનો તાપ ટળી ગયો. અને તેનાથી કોઇ બીજો શિષ્ય શ્રેષ્ઠ નહીં થાય એવી જે દ્રોણની વાણી, તે પણ સત્ય થઇ. હવે એ બધા રાજકુમારોમાં ભીમ તથા દુર્યોધન ગદાયુદ્ધમાં બહુ કુશળ થયા. અશ્વત્થામા બધા છૂપા મંત્રોમાં સૌથી અધિક થયો. ખડ્ગ યુદ્ધમાં બધાઓથી નકુલ સહદેવ વધ્યા. રથમાં બેસી યુદ્ધ કરવામાં યુધિષ્ઠિર શ્રેષ્ઠ થયા. અને અર્જુન તો બધી વિદ્યામાં કુશળ થયો, ને તે બધાઓમાં અતીરથી પણ તેજ થયો. હવે કોઇ સમયે તે બધા છોકરાઓની વિદ્યા જોવા માટે દ્રોણાચાર્યે, કોઇ કારીગર પાસે એક કાળી પાંખોવાળો કુકડો કરાવ્યો ને તે છોકરાઓ ન જાણે તેમ એક વૃક્ષ ઉપર મૂકાવ્યો. પછી તે છોકરાઓને તેઓએ તે પક્ષી બતાવીને કહ્યું કે, આ નીશાનની સામે તમે બધા ઊભા રહો, ને હું જેમ કહેતો આવું, તેમ તમે એક એક જણ કરતા આવો. એમ કહી પ્રથમ યુધિષ્ઠિરને તેઓએ કહ્યું કે, આ પક્ષી ઉપર બાણનું સંધાન કર, ને હું કહું ત્યારે ફેંકજે. તે સાંભળી યુધિષ્ઠિર તે નિશાન ઉપર બાણ તાકીને ઉભા રહ્યા. પછી થોડીક વાર

રહીને યુધિષ્ઠિરને દ્રોણે કહ્યું કે, આ પક્ષી ઉપર તું બરાબર નજર રાખ. યુધિષ્ઠિર બોલ્યા કે, મેં બરાબર નજર રાખી છે. ત્યારે દ્રોણે પૂછ્યું કે, આ વૃક્ષ, પક્ષી હું તથા તારા ભાઇઓ, એ સર્વને તું જુએ છે ? યુધિષ્ઠિર બોલ્યા કે, હું બધાઓને જોઉં છું. તે સાંભળી અપ્રસન્ન થઇ દ્રોણે યુધિષ્ઠિરને કહ્યું કે, તું ખસી જા, કારણ આ લક્ષ તારાથી વિંધાશે નહીં. તે પછી ધૃતરાષ્ટ્રના દુર્યોધનાદિક પુત્રો તથા ભીમાદિક બીજા દેશોના રાજપુત્રોને પણ દ્રોણે તેજ રીતે પૂછ્યું. ત્યારે તે બધાઓએ "અમે બધું દેખીએ છીએ," એમ કહ્યું કારણ તેઓ લક્ષવેધ કરવામાં બરાબર પહોંચેલા નહીં.

अन्यांश्च शिष्यान् भीमादीन् राज्ञश्चैवान्यदेशजान्
तथा च सर्वे तत्सर्वं पश्याम इति कुत्सिताः

इति श्रीमहाभारत आदिपर्वणि संभवपर्वणि द्रोणशिष्यपरिक्षायां गुर्जरभाषायां द्वात्रिंशदधिकशततमोऽध्यायः ॥ १३२ ॥

## અધ્યાય ૧૩૩ મો. અર્જુનની એકલક્ષતા.

**वैशंपायन उवाच—ततो धनंजयं द्रोणः स्मयमानोऽभ्यभाषत**
**त्वयेदानीं प्रहर्तव्य मेतल्लक्ष्यं विलोक्यतां ॥**

વૈશંપાયન કહે છે—પછી આશ્ચર્ય પામીને દ્રોણાચાર્ય અર્જુન પ્રત્યે બોલ્યા કે, હવે આ નિશાન તારે પાડવું. એની તરફ તું નજર કર, ને થોડીવાર ધનુષ ખેંચીને ઉભો રહે; અને હું કહું ત્યારે તેના ઉપર બાણ ફેંકજે. એવાં ગુરૂનાં વચન સાંભળી તેઓના કહેવા પ્રમાણે અર્જુન ઉભો રહ્યો. પછી થોડીવારે દ્રોણાચાર્યે તેને પૂછ્યું કે, આ પક્ષી, વૃક્ષ તથા હું, એ સર્વેને તું જુએ છે ? અર્જુન બોલ્યો કે હું એક પક્ષીનેજ દેખું છું, ને તે વૃક્ષ તથા તમોને દેખતો નથી. તે સાંભળી પ્રસન્ન થઇ વળી દ્રોણાચાર્યે કહ્યું કે, તે પક્ષીને તું દેખે છે, એમ તેં કહ્યું પણ બરાબર જો, હવે તું તેને દેખે છે? ત્યારે અર્જુન બોલ્યો કે, હું તેનું મસ્તક દેખું છું, તેનું શરીર દેખતો નથી. એવું અર્જુનનું બોલવું સાંભળી દ્રોણાચાર્યના શરીરમાં હર્ષથી રૂંવા ઉભાં થયાં; ને તરત તેઓએ તેને બાણ મૂકવાનું કહ્યું કે તેણે તેજ વખતે બાણ ફેંક્યો. જે જઇને તે પક્ષીના મસ્તકમાં લાગ્યો જેથી તેનું માથું ઉડી ગયું. તે જોઇને દ્રોણાચાર્ય અર્જુન ઉપર પ્રસન્ન થયા, ને તેઓએ એવું ધાર્યું કે દ્રુપદ રાજાનો પરિવાર સહિત હવે પરાજય થઇ શકશે. પછી કોઇ સમયે તે શિષ્યો સહિત દ્રોણાચાર્ય ગંગામાં સ્નાન કરવા ગયા હશે, તે જળમાં પગ મૂકવા ગયા તેટલામાં કોઇ ઝુડ નામે જળમાં વસનારા જાનવરે તેઓની જાંઘ પકડી. તે પોતે મૂકાવવા સમર્થ છે તો પણ તેઓએ પોતાના બધા શિષ્યોને કહ્યું કે, આ ઝુડને મારીને મને મૂકાવો તે સાંભળી તેજ વખતે અર્જુને તીક્ષ્ણ એવા પાંચ બાણો નાંખીને પાણીમાંજ તે ઝુડને મારી નાખ્યો; ને બીજા શિષ્યો તો હજી તે ઝુડને અહીં તહીં ખોળતા હતા. એવી રીતે અર્જુનની ચાલાકી જોઇ દ્રોણાચાર્ય બહુ પ્રસન્ન થયા, ને તે પ્રત્યે બોલ્યા કે, હે મહાબાહો ! શ્રેષ્ઠ એવું આ બ્રહ્માસ્ત્ર વિધિએ સહિત હું તને શિખવું તે શીખી લે. તે તારે કોઇ કાળે મનુષ્યો ઉપર

નાંખવું નહીં, કારણ કે સ્વલ્પ તેજવાળા ઉપર જો નાંખ્યું હોય, તો આખા જગતને બાળી નાખે. હે પુત્ર ! આ અસ્ત્ર કંઇ સામાન્ય નથી, માટે સાવધાન થઇને વાપરજે પણ મનુષ્ય વગર બીજો કોઇ શત્રુ તને બાધ કરે તો તેના ઉપર એ અસ્ત્ર મોકલજે. ત્યારે ઠીક તેમ કરીશ, એમ કહી હાથ જોડીને અર્જુને તે પરમ બ્રહ્માસ્ત્ર શિખ્યો તેને ફરીથી દ્રોણે કહ્યું કે આ લોકમાં તારા જેવો ધનુષ ધરનાર બીજો કોઇ થશે નહીં.

जग्राह परमास्त्रं तत् आह चैनं पुनर्गुरुः
भवितात्वत्समो नान्यः पुमानल्लोके धनुर्धरः ॥

इति श्रीमहाभारत आदिपर्वणि संभवपर्वणि द्रोणग्राहमोक्षणे गुर्जर-भाषायां त्रयस्त्रिंशदधिकशततमोऽध्यायः ॥ १३३ ॥

## અધ્યાય ૧૩૪ મો. અસ્ત્રવિદ્યાની પરીક્ષા.

वैशंपायन उवाच—कृतास्त्रान्धार्त्तराष्ट्रांश्च पांडुपुत्रांश्च भारत
दृष्ट्वा द्रोणोऽब्रवीद्राजन् धृतराष्ट्रं जनेश्वरं ॥

વૈશંપાયન કહે છે—હે ભારત, હવે ધૃતરાષ્ટ્ર તથા પાંડુ રાજાના પુત્રો અસ્ત્રવિદ્યા શિખી રહ્યા તે જોઇને, દ્રોણાચાર્ય ધૃતરાષ્ટ્ર પ્રત્યે બોલ્યા કે હે રાજન ! આ કુમારો ભણી રહ્યા છે, તે હવે જો તમારી ઇચ્છા હોય તો પોતાની વિદ્યા બતાવે. તે વખતે ત્યાં કૃપાચાર્ય, સોમદત્ત, બાલ્હીક, ભીષ્મ, વ્યાસજી તથા વિદુર પણ બેઠા હતા. પછી દ્રોણનાં વચન સાંભળી પ્રસન્ન થઇ ધૃતરાષ્ટ્ર બોલ્યા કે હે બ્રાહ્મણમાં શ્રેષ્ઠ ! હે ભરદ્વાજના પુત્ર ! તમોએ મોટું કર્મ કર્યું. હવે એ છોકરાઓની વિદ્યા જોવા તમે કોઇ વખત નીમો, ને કોઇ જગ્યા પણ પસંદ કરો. એમ કહીને વિદુરજીને રાજાએ કહ્યું કે, હે વિદુર ! જે રીતે દ્રોણાચાર્ય કહે તેમ કર, તેઓ ઉપરાંત મને બીજો કોઇ પ્રિય નથી, તે સાંભળી તેની આજ્ઞા લઇ વિદુરજી દ્રોણની સાથે કોઇ યોગ્ય જગ્યા જોવાને બાહાર ગયા. ત્યાં કોઇ વૃક્ષ વગરની, સરખી અને ઉત્તર દિશામાં ઢોળાવદાર એવી જમીન જોઇને દ્રોણાચાર્યે તેની માપણી કરી, અને સારા નક્ષત્ર તથા તિથિને વિષે તેમાં બલીદાન કરી તેને શુદ્ધ કરી. પછી તે જગ્યામાં દ્રોણના કહેવા પ્રમાણે એક મંડપ રચાવ્યો, તેમાં પુરૂષો વાસ્તે ઊંચી બેઠકો કરાવી તથા સ્ત્રીઓ વાસ્તે એક જૂદું ઘર બનાવ્યું. તે મંડપની ભીંતો ઉપર સોનાનો વરક લગડાવ્યો, તથા તેમાં વૈદુર્યમણી જડાવ્યા; તેમાં મોતીનાં તોરણો બંધાવ્યાં. એવા તે રંગ મંડપમાં ચોક્કસ દિવસે આવવા માટે આખા શહેરમાં નગારાં વગાડીને લોકોને ખબર કરી. પછી તે ઠરાવેલો દિવસ આવ્યો ત્યારે ધૃતરાષ્ટ્ર રાજા ભીષ્મ સહિત પોતાના પ્રધાનને લઇને તે મંડપમાં આવ્યા ત્યાં મહાભાગ્યવાળી ગાંધારી, કુંતી તથા બીજી પણ રાજસ્ત્રીઓ પોતપોતાની દાસીઓ સહિત આવી, તે મેરૂ પર્વત ઉપર જેમ દેવતાઓની સ્ત્રીઓ બેસે તેમ પોતપોતાના મંચ ઉપર હર્ષથી બેઠી. પછી શહેરના ચારે વર્ણો પણ તે કૌરવ પાંડવોની વિદ્યા જોવા માટે વખતસર તે મંડપમાં આવ્યા. ત્યાં નાના પ્રકારનાં વાજીંત્ર વાગી રહ્યાં હતાં. તેટલામાં સફેદ ચંદન જેણે લગાડયું છે, તથા સફેદમાળા જેણે પહેરી છે એવા, સફેદ કેશવાળા દ્રોણાચાર્ય સફેદ વસ્ત્રો પેહેરીને,

પુત્રો સહિત તે રંગમંડપમાં આવ્યા. તે જાણે સ્વચ્છ આકાશમાં મંગળ સહિત ચંદ્ર શોભતો હોય તેમ શોભવા લાગ્યા. ત્યાં કેટલાક માણસો વસ્ત્રો લઇને આવ્યા. પછી બધા રાજકુમારો ધનુષ બાણો લઇ ઉત્તમ વસ્ત્રો પેહેરીને તે મંડપમાં આવ્યા અને દ્રોણની આજ્ઞાથી પોતાની અસ્ત્રવિદ્યા બતાવવા લાગ્યા. તે સમયે કેટલાક મનુષ્યો બાણ વાગવાના ભયથી પોતાનાં મસ્તકો નીચે નમાવતા, ને કેટલાકો હિંમત રાખી સરખા બેસીને જોતા હતા તે બધા કુમારો પોતપોતાના નામના ચિન્હવાળા બાણોથી નિશાનો પાડતા, તથા ઘોડા ઉપર બેસી યુદ્ધ કરવાની રીતો બતાવતા હતા. તે જોઇ બધા વિસ્મય પામીને તે કુમારોનાં વખાણ કરવા લાગ્યા. વળી તે કુમારોએ, રથમાં તેમજ હાથી ઉપર બેસીને, તેમજ જમીન ઉપર રહીને, ઢાલ તરવાર તથા બાણ ઇત્યાદિ આયુધોથી લડવાની રીતો બતાવી. ત્યાં દુર્યોધન તથા ભીમસેન પોતાનાં ગદાયુદ્ધ કરી બતાવવા લાગ્યા. એવી એ કુમારોની યુદ્ધવિદ્યા ધૃતરાષ્ટ્રને વિદુરજી, તથા ગાંધારી ને કુંતી કહેતાં હતાં.

**विदुरो धृतराष्ट्राय गांधार्यपांडवाराणिः**
**न्यवेदयेतां तत्सर्वं कुमाराणां विचेष्टितं ॥**

**इति श्रीमहाभारत आदिपर्वणि संभवपर्वणि अस्मदर्शने गुर्जरभाषायां चतुस्त्रिंशदधिकशततमोऽध्यायः ॥ १३४ ॥**

## અધ્યાય ૧૩૫ મો. કુંવરોની જાહેર પરીક્ષા.

**वैशंपायन उवाच—कुरुराजेहिरंगस्थे: भीमे च बलिनांवरे**
**पक्षपातकृतस्नेहः सद्विधेवाभवज्जनः ॥**

વૈશંપાયન કહે છે—હવે દુર્યોધન તથા બળવાનોમાં શ્રેષ્ઠ એવો ભીમ તે રંગમંડપમાં ગદાયુદ્ધ કરતા હતા, તે જોઇ સ્નેહને લીધે પક્ષપાતથી લોકોમાં બે મત બંધાયા. તેમાં એક પક્ષવાળા ભીમને વખાણતા ને બીજી પક્ષના દુર્યોધનને વખાણતા હતા. એવા તે ક્ષોભ પામેલા સમુદ્ર સરખા રંગમંડપને જોઇ બુદ્ધિમાન્ દ્રોણાચાર્યે પોતાના પ્રિય પુત્રને કહ્યું કે, આ બેઉ જણા સારી રીતે ગદાયુદ્ધ જાણે છે, તેઓને હવે તું મૂકાવ, નહીં તો કલેશ થઇ પડશે. તે સાંભળી અશ્વત્થામાએ તે બેઉને વાર્યા, પછી વાજીંત્ર બંધ કરી દ્રોણાચાર્ય રંગમંડપની વચ્ચે આવી બધા લોક પ્રત્યે બોલ્યા કે, હવે મારા પુત્રથી પણ મને વધારે પ્રિય, અને સર્વ શસ્ત્રમાં કુશળ એવો, ઇન્દ્રથી થયેલો તથા વિષ્ણુ સરખો આ અર્જુન છે, તેની વિદ્યા જુઓ. તે સાંભળતાંજ ધનુષ બાણો જેના હાથમાં છે તથા સુવર્ણનું કવચ જેણે પેહેર્યું છે એવો અર્જુન ત્યાં આવી ઉભો. તેને જોઇ સર્વે ખુશી થવા, ને વાજીંત્ર બંધ રાખ્યાં હતાં તે ફરી વગડાવ્યાં. પછી તેઓ માંહોમાંહે બોલવા લાગ્યા કે, આ કુંતીનો વચલો પુત્ર ઇન્દ્રથી થએલો છે. તે સર્વ અસ્ત્રવિદ્યામાં કુશળ છે, તથા કૌરવ માત્રની રક્ષા કરે એવો છે. તે સાંભળી કુંતીની આંખોમાં અશ્રુ આવી ગયાં, તથા તેના સ્તનમાંથી દૂધ સ્રવવા લાગ્યું. પછી તે લોકોના બોલવા । ઘોંઘાટ સાંભળી ધૃતરાષ્ટ્ર રાજાએ વિદુરજીને પૂછ્યું કે હે વિદુર ! આ રંગમંડપમાં આકાશને ભેદે એવો આ ઘોંઘાટ શેનો થાય છે ? વિદુર બોલ્યા કે, હે મહા-

રાજ પાંડુ રાજાનો પુત્ર અર્જુન કવચ પેહેરીને રંગમંડપની વચોવચ આવી ઉભો છે, તેને જોઇ લોકો તેનાં વખાણ કરે છે, તેથી આ શબ્દ થઇ રહ્યો છે. તે સાંભળી ધૃતરાષ્ટ્ર બોલ્યા કે, પૃથારૂપી અરણીમાંથી ઉત્પન્ન થયા એવા આ ત્રણ પાંડવોરૂપી અગ્નિથી હું ધન્ય છું. અને તેથી મારી રક્ષા થશે, એ મારા ઉપર ઈશ્વરની મોટી કૃપા છે. વૈશંપાયન કહે છે—એ પ્રમાણે આખો રંગમંડપ ખુશી થયો, ત્યારે અર્જુને પોતાના ગુરૂને અસ્ત્રવિદ્યા દેખાડવા માંડી. તેણે આગ્નેયાસ્ત્રથી અગ્નિ; વારૂણાસ્ત્રથી પાણી, વાયવ્યાસ્ત્રથી વાયુ તથા પર્જન્યાસ્ત્રથી મેઘ ઉત્પન્ન કર્યા. ભૌમાસ્ત્રથી પૃથ્વીમાં પ્રવેશ કરી બતાવ્યો, તથા પાર્વતાસ્ત્રથી પર્વતો રચી આપ્યા. અંતર્ધાનાસ્ત્રે કરી તે અંતર્ધ્યાન થઇ જવા લાગ્યો. અને ક્ષણ માત્રમાં ઉંચે, ક્ષણ માત્રમાં નીચે, ક્ષણમાં રથની ધરી ઉપર ક્ષણ માત્રમાં રથની વચમાં તથા પાછો ક્ષણ માત્રમાં પૃથ્વી ઉપર દેખાતો હતો. વળી તે વિવિધ પ્રકારના બાણોએ કરી કોમળ, સુક્ષ્મ તથા મોટા પદાર્થોને એવી રીતે વીંધતો કે તે પદાર્થો હાલતાં પણ નહીં. ત્યાં એક લોખંડનો વરાહ કરીને ફરતો રાખ્યો હતો તેને એકજ ઠેકાણે પાંચ બાણો મારી તેણે વીંધી નાંખ્યો. એક ગાયનું શીંગડું દોરીમાં બાંધીને ફરતું રાખ્યું હતું, તેને એકવીશ બાણે કરી વીંધી નાંખ્યું. એજ પ્રમાણે તેણે ખડ્ગ તથા ગદાયુદ્ધની રીતીઓ પણ કરી બતાવી. વૈશંપાયન કહે છે—એ પ્રમાણે અર્જુને પોતાની વિદ્યા બતાવી લીધી, ત્યારે વાજીંત્ર મંદ વાગવા લાગ્યાં અને ત્યાં મળેલા બધા લોકો પણ શાંત થયા. એટલામાં મંડપના દરવાજામાંથી એક મોટો હાથીનો શબ્દ સંભળાયો. તે સાંભળી રંગમંડપના લોકો વિચારવા લાગ્યા કે, આ તે શું પૃથ્વી ફાટી ! કે મેઘ ગાજે છે ! વા પર્વતો ફાટે છે ! એમ વિચારી બધા દરવાજા સામે જોવા લાગ્યા. ત્યાં પાંચ પાંડવોથી વીંટાયલા દ્રોણાચાર્ય ઉભા થયા, તે જાણે હસ્ત નક્ષત્રના પાંચ તારાઓ સહિત ચંદ્રમા સમાન શોભતા હતા. અને દુર્યોધન ઉભો થયો તેને અશ્વત્થામા તથા તેના સો ભાઇઓ વીંટીને ઉભા. તે સમય ગદા જેના હાથમાં છે, એવો તે દુર્યોધન પૂર્વે દાનવોના ક્ષયમાં દેવતાઓથી વીંટાઇને જેવો ઇંદ્ર શોભતો તેમ શોભતો હતો.

स तैस्तदा भ्रातृभिरुद्यतायुधै र्गदाग्रपाणिःसमवस्थितैर्वृत:
बभौ यथा दानवसंक्षये पुरा पुरंदरो देवगणैः समावृत:

इति श्रीमहाभारत आदिपर्वणि संभवपर्वणि अस्मदर्शने गुर्जरभाषायां पंचत्रिंशदधिकशततमोऽध्याय: ॥ १३५ ॥



## અધ્યાય ૧૩૬ મો. અંગદેશની ગાદી કર્ણને આપી.

वैशंपायन उवाच—दत्तेवकाशे पुरुषै र्विस्मयोत्फुल्ललोचन:
विवेश रंगविस्तीर्णे कर्ण: परपुरंजय: ॥

વૈશંપાયન કહે છે—પછી માણસોએ રસ્તો આપ્યો ત્યારે આશ્ચર્યથી પ્રફુલ્લિત જેનાં નેત્ર થયાં છે એવો પારકા શહેરોને જીતનાર કર્ણ તે વિશાળ રંગમંડપમાં આવ્યો. તેણે ધનુષ બાણ તથા તરવાર બાંધેલાં હતાં તે કુંતીને વિષે સૂર્યથી ઉત્પન્ન થયેલો સિંહ સરખો પરાક્રમી તથા સૂર્ય સરખો તેજસ્વી હતો. તે કદે ઘણો ઉંચો હતો. તથા તેનું શરીર

જુવાનીમાં આવેલું હતું; તથા તેનામાં અસંખ્ય ગુણો હતા. તે મહાબાહુએ, રંગ મંડપમાં ચારે બાજુ જોઇને દ્રોણ તથા કૃપાચાર્યને સ્નેહ દેખાડયા વગર પ્રણામ કર્યા. તેને જોઇ ત્યાં બેઠેલા બધા મનુષ્યો આ કોણ છે ? એમ વિચારવા લાગ્યા. એટલામાં તે સૂર્યનો પુત્ર કર્ણ મેઘ સરખી ગંભીર વાણીએ કરી અર્જુન પ્રત્યે બોલ્યો કે, હે પાર્થ ! તેં જે કર્મ કરી દેખાડયુ તે કરતાં, બધા મનુષ્યોના દેખતા હું વધારે કરી બતાવીશ. તે સાંભળી ત્યાં બેઠેલા સર્વ મનુષ્યો ઉભા થયા, ને દુર્યોધન ઘણો ખુશી થયો. પણ એક અર્જુન શરમાઇ ગયો, તથા તેણે મનમાં રીસ ચઢાવી, પછી સંગ્રામમાં જેને પ્રીતિ છે, એવા મહા બળવાન કર્ણે દ્રોણની આજ્ઞાથી જેટલું અર્જુને કરી દેખાડયું હતું; તે બધું કરી બતાવ્યું. તે જોઇ પોતાના ભાઇઓ સહિત દુર્યોધન કર્ણને સ્નેહથી ભેટયો, ને બોલ્યો કે, હે માહાબાહુ ! હે પારકા અભિમાનને તોડનાર ! તું ભલે આવ્યો. આ હું તારોછું ને આ કૌરવોનું રાજ્ય તારી મરજી પ્રમાણે ભોગવ, કર્ણ બોલ્યો કે હે દુર્યોધન ! તેં જે કહ્યું તે બધું મને પહોંચ્યું. હું તો તારી સાથે મિત્રતા ઇચ્છું છું. તે સાંભળી દુર્યોધન બોલ્યો કે, આ રાજ્ય ભોગવ, ને પોતાના મિત્રોનું પ્રિય કર તથા ખરાબ હૃદયવાળાઓના મસ્તકોપર પગ મૂક. વૈશંપાયન કહે છે—તે સાંભળી અર્જુનને પોતાનો તિરસ્કાર થયો એમ લાગ્યું. તેથી તેણે દુર્યોધનાદિકની વચમાં પર્વતની પેઠે ઉભેલા કર્ણને કહ્યું કે, હે કર્ણ ! બોલાવ્યા વગર બોલનારા લોકો જે લોકને પામે છે, તે લોક પ્રત્યે મારા હાથથી મરણ પામીને તું જઇશ. ત્યારે કર્ણ બોલ્યો કે, હે અર્જુન ! આ રંગમંડપ સર્વને સરખો છે, એમાં તારૂં શું લાગે છે, ? આમ બોલ્યાથી શું વળ્યું ? પરાક્રમ હોય તો બાણોથી બતાવ, નહીં તો હું તારા ગુરૂની સમક્ષ તારૂં મસ્તક કાપી બતાવું ! વૈશંપાયન કહે છે—પછી દ્રોણની આજ્ઞાથી શત્રુને જીતે એવા અર્જુન, પોતાના ભાઇઓને મળીને કર્ણ પણ દુર્યોધનાદિકોને મળીને હાથમાં ધનુષ લઇ તૈયાર થયો. હવે કર્ણની પાસે ધૃતરાષ્ટ્રના પુત્રો ઉભા ને અર્જુનની પાસે દ્રોણાચાર્ય, કૃપાચાર્ય તથા ભીષ્મ ઉભા એ પ્રમાણે તે રંગમંડપમાં પુરૂષોમાં બે પક્ષો બંધાયા, તથા સ્ત્રીઓ બે ભાગમાં વેહેંચાઇ ગઇઓ. તે વખતે કુંતી મોહ પામીને મૂર્છિત થઇ ગઇ. કારણ તે જાણતી હતી કે, એ બેઉ મારા છોકરા છે. તે જોઇ વિદુરજીએ દાસીઓ પાસે કુંતીને ચંદનનું પાણી છંટાવ્યું, તેથી તે પાછી શુદ્ધિમાં આવી. પણ તે બેઉ પુત્રોને લડવા ઉભેલા જોઇ તેને કંઇ સુઝયું નહીં. પછી કૃપાચાર્ય કર્ણ પ્રત્યે બોલ્યા કે, આ અર્જુન તો કુંતિથી થયેલો પાંડુ રાજાનો પુત્ર છે, તથા કુરૂવંશમાં ઉત્પન્ન થયો છે; તે તારી સાથે યુદ્ધ કરશે, પણ હે મહાબાહુ ! તું પણ તારાં માબાપ તથા કુળ કહી દેખાડ. તે જાણ્યા પછી જો તે તારી સાથે યુદ્ધ કરવું ઘટશે તો કરશે. કારણ રાજાઓના પુત્રો હલકા કુળમાં ઉત્પન્ન થયેલાઓની સાથે યુદ્ધ કરતા નથી, વૈશંપાયન કહે છે—કૃપાચાર્યનાં એવાં વચન સાંભળી કર્ણ, જેમ વર્ષાઋતુના પાણીએ કરી કમળ નમી જાય છે, તેમ લજ્જાથી નીચે જોવા લાગ્યો. તે જોઇ દુર્યોધન બોલ્યો કે હે કૃપાચાર્ય ! સારા કુળમાં ઉત્પન્ન થયેલ, શૂરવીર તથા સેનાઓને જીતનાર, એ ત્રણ પ્રકારના રાજાઓ શાસ્ત્રમાં કહેલા છે. પણ જો આ અર્જુન રાજા વગર બીજા સાથે લડવા ઇચ્છતો ન હોય, તો હું કર્ણને અંગદેશનું રાજ્ય હમણાંજ આપું છું. વૈશંપાયન કહે છે—એમ કહી તેણે તેજ ક્ષણે સુવર્ણના કળશો પાણીથી ભરાવી, તે ઉપર હાર તથા ફૂલો રાખી, કર્ણને સવર્ણના સુંદર આસન ઉપર બેસાડીને, તેને મંત્ર જા-

જાણનારા બ્રાહ્મણો પાસે અંગદેશનો રાજ્યાભિષેક કરાવ્યો. તે સમયે કર્ણ ઉપર છત્ર તથા ચામર થઇ રહ્યાં ને જયજય શબ્દ થવા લાગ્યો. ત્યારે કર્ણ દુર્યોધન પ્રત્યે બોલ્યો કે, હે દુર્યોધન! તેં જે મને આ રાજ્ય આપ્યું, તેના બદલામાં હું તને તેના સરખું શું આપું? હે રાજન! તું કહે તેમ કરૂં. દુર્યોધન બોલ્યો કે, હું તારી અત્યંત મિત્રતા ઇચ્છું છું. બીજું કંઇ ઇચ્છતો નથી. તે સાંભળી કર્ણ બોલ્યો કે ઠીક, હું તે પ્રમાણે કરીશ, પછી તે બેઉ જણ હર્ષથી મળીને ઘણા ખુશી થયા.

एवमुक्तस्ततः कर्णस्तथेति प्रत्युवाचतं
हर्षाच्चोभौ समाश्लिष्य परां मुदमवापतुः ॥

इति श्रीमहाभारत आदिपर्वणि संभवपर्वणि कर्णाभिषेके गुर्जरभाषायां षड्त्रिंशदधिकशततमोऽध्यायः ॥ १३६ ॥

## અધ્યાય ૧૩૭ મો. ભીમે કર્ણને મારેલું મહેણું.

वैशंपायन उवाच—ततः स्रस्तोत्तरपटः सप्रस्वेदः सवेपथुः
विवेशाधिरथो रंगं यष्टिप्राणो ह्वयन्निव ॥

વૈશંપાયન કહે છે—તેટલામાં છુટી ગઇ છે ભેટ જેની તથા પરસેવો જેને વળી રહ્યોછે, એવો કર્ણનો બાપ સૂત, હાથમાં ચાબકો લઈ કંપતો કંપતો તે રંગમંડપમાં કર્ણને બોલાવવા માટે આવ્યો. તેને જોઇ પોતાનું ધનુષ પૃથ્વી ઉપર મૂકી કર્ણે પોતાના મસ્તકે કરી પ્રણામ કર્યો. ત્યારે તે બોલ્યો કે હે પુત્ર! તને રાજ્ય મળ્યું તેથી હું બહુ ખુશી થયો છું. એમ કહી તેને ભેટયો ને તેની આંખમાંથી હર્ષાશ્રુ પડવા લાગ્યાં. તે જોઇ પાંડુરાજાનો પુત્ર ભીમસેન, આ તો સૂત પુત્ર દેખાય છે, એમ કહી હસીને બોલ્યો કે હે કર્ણ! અર્જુન સાથે તું યુદ્ધ કરવા યોગ્ય નથી, કારણ તારે તો તારા કુળની રીત પ્રમાણે રથ હાંકવો જોઇએ. હે નરમાં અધમ! યજ્ઞમાં અગ્નિની પાસે પડેલો પુરોડાશ કૂતરાને ખાવા યોગ્ય નથી, તેમ તું અંગદેશનું રાજ્ય ભોગવવા યોગ્ય નથી. એવાં ભીમનાં વચન સાંભળી કર્ણને રીસ ચઢી, પણ કંઇ બોલ્યો નહીં ને નિશ્વાસ મૂકી તેણે આકાશમાં સૂર્ય સામું જોયું. ત્યારે ભાઇઓ રૂપી કમળ વનમાંથી મદોન્મત્ત હાથીની પેઠે મહા બળવાન દુર્યોધન બોલી ઉઠયો કે, હે ભીમ! એવું વચન કહેવું તને યોગ્ય નથી, કારણ ક્ષત્રિયોને તો બળ મુખ્ય છે, માટે ક્ષત્રિયમાં અધમ હોય તેની સાથે પણ યુદ્ધ કરવું જોઇએ. શૂરવીર પુરૂષો તથા નદિયોની ઉત્પત્તિ જાણવી ઘણી મુસ્કેલ છે. તારે એમ ન જાણવું કે આ હલકા છે; કારણ કે, જળમાંથી ઉત્પન્ન થયેલા એવા અગ્નિથી આખું વિશ્વ વ્યાપ્ત છે. દધિચિ ઋષિના અસ્થિનું વજ્ર દૈત્યોને મારનારૂં થયું! અગ્નિ, કૃતિકા, રૂદ્ર તથા ગંગા, એ ચારેના અંશથી થએલા કાર્તિકસ્વામિ દેવ કહેવાયા! શસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ એવા આ દ્રોણાચાર્ય એક યજ્ઞના પાત્રમાંથી થયા! તથા આ કૃપાચાર્ય ઘાસના ભોથામાંથી થએલા છે! અને તમે પાંચે ભાઇઓ કેમ ઉત્પન્ન થયા, તે પણ હું સારી રીતે જાણું છું. તું વિચારી તો જો, કે આ સૂર્ય સરખા કર્ણને કવચ કુંડલે સહિત રાધા પુત્ર કેમ જણે? કારણ મૃગી કંઇ વ્યાઘ્ર જણશે? માટે આ કર્ણ મારી સહાયતાથી ને પોતાના બાહૂબળથી આખી પૃથ્વીનું રાજ્ય કરવા યોગ્ય છે. આ

મારાં વચન જેથી સહન ન થતાં હોય, તેણે ધનુષ લઇ રથમાં બેસી અમારી સાથે યુદ્ધ કરવું; તેમાં તે અમને મારે અગર અમે તેને મારીએ. એવી ક્ષત્રિયોની જે પ્રસિદ્ધ પ્રતિજ્ઞા છે તે કરી દેખાડે. તે સાંભળી આખા રંગમંડપમાં હાહાકાર થઇ રહ્યો. એટલામાં સૂર્ય પણ અસ્ત થયા. પછી દુર્યોધન કર્ણનો હાથ ઝાલી તેને પોતાની સાથે લઇ રંગમંડપમાંથી બાહાર નીકળી પોતાને સ્થાનકે ગયો. અને દ્રોણાચાર્ય, કૃપાચાર્ય તથા ભીષ્મની સાથે પાંડવો પણ પોતપોતાને સ્થાનકે ગયા. ત્યાં આવેલા શેહેરના મનુષ્યો પણ પોતાને ઘેર ગયા. રસ્તામાં કોઇ અર્જુનને, કોઇ દુર્યોધનને તથા કોઇ કર્ણને વખાણતા. તે કર્ણને અંગ દેશનું રાજ્ય મળ્યું તેથી કુંતી પોતાના મનમાં રાજી થઇ. દુર્યોધનને કર્ણની સાથે મિત્રાઇ થવાથી અર્જુનનો ભય રહ્યો નહીં. પછી શસ્ત્રવિદ્યામાં શ્રમ જેણે કર્યો છે એવો તે શૂરવીર કર્ણ દુર્યોધનને યુક્તિથી સમજાવતો અને યુધિષ્ઠિર ત્યારથી એમ જાણતા કે, કર્ણ જેવો પૃથ્વીમાં બીજો કોઇ ધનુષ ધરનાર નથી.

**स चापि वीरः कृतशस्त्रनिश्रमः प्रेरणात्साम्नाऽयवदत्सुयोधनं**
**युधिष्ठिरस्याप्यभवत्तदामति र्न कर्णतुल्योस्ति धनुर्धरः क्षितौ ॥**

**इति श्रीमहाभारत आदिपर्वणि संभवपर्वणि अस्त्रदर्शने गुर्जरभाषायां सप्तत्रिंशदधिकशततमोऽध्यायः ॥ १३७ ॥**

---

## અધ્યાય ૧૩૮ મો. દ્રોણે માગેલી ગુરૂદક્ષિણા.

**वैशंपायन उवाच—पांडवान्धार्त्तराष्ट्रांश्च कृतास्त्रान्प्रसमीक्ष्य सः**
**गुर्वर्थदक्षिणाकाले प्राप्तेऽमन्यत वै गुरुः ॥**

વૈશંપાયન કહે છે—પછી પાંડવો તથા ધૃતરાષ્ટ્રના પુત્રો એ પ્રમાણે અસ્ત્રવિદ્યા ભણી રહ્યા, તે જોઇને ગુરૂ દ્રોણાચાર્યે વખત થયો ત્યારે ગુરૂદક્ષિણા લેવાનો વિચાર કર્યો અને બધા શિષ્યોને બોલાવીને કહ્યું કે, પાંચાલ દેશના દ્રુપદરાજાને રણસંગ્રામમાં પકડીને મારી પાસે લઇ આવો, એ હું તમારી પાસેથી ગુરૂદક્ષિણા માગું છું. તે સાંભળી બધા રાજકુમારો તરતજ ગુરૂને દક્ષિણા આપવા સારૂ ગુરૂની સાથે તે દ્રુપદરાજાના શહેર પ્રત્યે રથમાં બેસીને ગયા. ત્યાં અર્જુને વિચારીને દ્રોણાચાર્યને એકાંતમાં કહ્યું કે, આ દુર્યોધનાદિક કુમારોને ગર્વ ઘણો છે, માટે આગળથી તેઓને શહેરમાં જવા દ્યો, ને અમે પાછળથી પરાક્રમ દેખાડશું. કારણ તેઓથી કંઇ દ્રુપદરાજા પકડાશે નહીં. એવો વિચાર કરી પોતાના ભાઇઓ સહિત અર્જુન શહેરની બાહેર અર્ધા ગાઉપર ગુરૂની સાથે રહ્યો, અને દુર્યોધન, કર્ણ, યુયુત્સુ, દુઃશાસન, વિકર્ણ, જલસંધ, સુલોચન તથા બાકીના બીજા કુમારો કેટલાક સ્વારોએ સહિત એકદમ તે શહેરના રાજમાર્ગમાં જઇ લોકોને પીડા કરવા લાગ્યા. તે સાંભળી પાંચાલ રાજા પોતાના ભાઇઓ તથા સેના સહિત તૈયાર થઇ તેઓની પાસે આવ્યો. તેને જોઇ તે કુમારોએ મોટો શબ્દ કરીને તેની ઉપર બાણોનો વર્ષાદ વર્ષાવવા માંડયો. ત્યારે દ્રુપદરાજાએ એકદમ અસંખ્ય બાણો ફેંકીને તેઓને મોહ પમાડયા. તેથી કૌરવોને તે એક છતો પણ અનેક સરખો લાગ્યો; ને તેનાથી તેઓ ત્રાસ પામવા લાગ્યા. તે વખતે

દ્રુપદ રાજાની સેનામાં શંખ, ભેરી, મૃદંગ ઇત્યાદિ વાજીંત્રો વાગતાં હતાં. ધનુષોની પ્રત્યંચાનો શબ્દ થઇ રહ્યો હતો. વળી કૌરવોએ ક્રોધથી દ્રુપદ ઉપર બાણો ફેંકવા માંડયાં તે જોઇ દ્રુપદ પણ પોતાના તીક્ષ્ણ બાણો નાખવા લાગ્યો. તેટલામાં તેના શહેરના માણસો મુશલ તથા લાકડીઓથી કૌરવોને મારવા મંડયા, અને બીજા પણ નાના મોટા માણસો કૌરવોને મારવા માટે જ્યાં ત્યાંથી આવવા લાગ્યા. તે જોઇને બધા કૌરવો પાંડવોને હાંક મારતા મારતા નાસવા લાગ્યા, તે પાંડવોની નજીક જઇ પહોંચ્યા ત્યારે તેઓનો પીડિત શબ્દ સાંભળી દ્રોણને પ્રણામ કરી પાંડવો રથમાં બેઠા, અને તેઓએ યુધિષ્ઠિરને કહ્યું કે, તમે યુદ્ધ કરશો નહી. પછી નકુલ સહદેવ અર્જુનના રથના ચક્રની રક્ષા કરનારા, ને ભીમસેન સેનામાં આગળ ચાલનાર થયો. એ પ્રમાણે તૈયાર થઈ પાંડવો, જ્યાં દુર્યોધનાદિ બધથી પોકારતા હતા ત્યાં આવ્યા. પછી ક્ષોભ પામેલા સમુદ્રના સરખો જેનો શબ્દ છે, એવી દ્રુપદ રાજાની સેનામાં મૂર્તિમાન કાળ જેવો ભીમસેન સમુદ્રમાં જેમ મગરમચ્છ પેસે તેમ પેઠો, ને ગદાએ કરીને હાથીઓને મારવા લાગ્યો. તે પર્વત સરખા હાથીઓ ભીમની ગદાથી ઘણું રૂધિર ઓકતા ઓકતા મરણ પામીને, વજ્રથી હણેલા પર્વતો જેમ પડે તેમ રણભૂમિમાં પડવા લાગ્યા. એજ પ્રમાણે ભીમે કેટલાક ઘોડેસ્વારો, રથીઓ તથા પ્યાદાઓને માર્યા. વૈશંપાયન કહે છે-પછી દ્રોણાચાર્યનું પ્રિય કરવા સારૂ અર્જુન તૈયાર થયો, ને દ્રુપદ ઉપર બાણો નાખવા લાગ્યો. જેથી કેટલાક ઘોડા, રથ, તથા હાથીઓનો નાશ થયો. એ પ્રમાણે અર્જુનને બાણો નાખતો જોઇ, તે દ્રુપદ રાજાના ભાઇઓએ સિંહ સરખો શબ્દ કરીને બાણોથી તેને ઢાંકી દીધો. તે અર્જુનથી સહન થયું નહી, ત્યારે તેણે તત્કાલ દ્રુપદના બધા ભાઇઓને બાણોના વર્ષાદથી મોહ પમાડી હાંકો કાઢયા. તે એવી રીતે બાણો નાખતો કે, દ્રુપદના ભાઇઓને સામા બાણો નાખવાનો અવકાશ મળતો નહી, તે જોઇ દ્રુપદરાજા સત્યજીતે સહિત, જેમ સંબરાસુર દૈત્ય ઇન્દ્રની સામે દોડયો હતો, તેમ અર્જુનની સામે દોડયો. તેને પણ અર્જુને બાણોના વર્ષાદથી વીંટી લીધો. તે વખતે દ્રુપદની સેનામાં પોકાર થઇ રહ્યો, જેમ કોઇ સિંહ હાથીને મારે તેમ આ આપણા રાજાને મારવા ઇચ્છે છે. ત્યારે તે રાજાના બચાવ વાસ્તે સત્યજીત તેઓની વચમાં આવ્યો. તેને દશ બાણોએ કરી વીંધીને અર્જુને દૂર કર્યો. પછી ફરી તે અર્જુન તથા દ્રુપદ જેમ ઇન્દ્ર અને બળિરાજા વઢે તેમ વઢવા લાગ્યા. તેમાં દ્રુપદે હજારો બાણોએ કરી અર્જુનને ઢાંકી દીધો. ત્યારે અર્જુને પણ વેગથી બાણો ફેંકવા માંડયાં, અને ફરી સત્યજીત વચમાં આવ્યો, તેનું ધનુષ કાપી નાખ્યું. ત્યારે બીજું ધનુષ લઇ સત્યજીતે અર્જુનને તેના ઘોડા, સારથિ, તથા રથ સહિત વિંધ્યો, તે અર્જુનથી સહન થયું નહી. તેથી તેણે સત્યજીતના ઘોડા, રથ, સારથિ, ધનુષ, તથા ધ્વજા ઇત્યાદિને બાણોએ કરી વિંધી નાખ્યા, ને તેને સંગ્રામથી વિમુખ કર્યો. તે જોઇ ફરી દ્રુપદે અર્જુન ઉપર બાણોને વર્ષાદ કર્યો. ત્યારે અર્જુને દ્રુપદનું ધનુષ કાપી નાંખ્યું, ને તેના રથ ઉપરની ધ્વજા પાડી નાખી અને પાંચ બાણોએ કરી તેના ઘોડા તથા સારથિને વિંધી નાંખ્યા. પછી દ્રુપદ રાજા તે ભાગેલું ધનુષ નાખીને બીજું ધનુષ લેતો હતો, તેવામાં હાથમાં ખડગ લઇ સિંહના જેવો શબ્દ કરીને અર્જુને દ્રુપદ રાજાના રથમાં નિર્ભય થઇ ચડી જઇ, તેને પકડી લીધો. તે જોઇ તેની બધી સેના દિશાઓમાં નાસી ગઇ. અને તે બધા કૌરવો દ્રુપદના શહેરને પીડવા લાગ્યા. ત્યારે અર્જુન

બોલ્યો કે, રાજાઓમાં શ્રેષ્ઠ એવો આ દ્રુપદ રાજા કુરૂકુલનો સંબંધી છે, માટે એના શહેરને પીડા માં; ને હવે ચાલો આપણે ગુરૂને દક્ષિણા આપીએ. વૈશંપાયન કહે છે–તે સાંભળી ભીમાદિ બધા કુમારો શહેરને પીડતા બંધ થયા, ને અર્જુનની સાથે દ્રુપદને લઇ દ્રોણ પાસે આવ્યા. અને બોલ્યા કે હે ગુરૂ! લ્યો આ દ્રુપદ. ત્યારે દ્રોણાચાર્ય, દ્રુપદને ગર્વ તથા ધન રહિત અને પોતાને વશ થયેલો જોઇ, તેની સાથે થયેલું વૈર સંભારીને બોલ્યા કે, મેં તારો દેશ જલદીથી જીતી લીધો ને હવે તારૂં જીવિત પણ મારે હાથ છે. માટે આ વખતે તારે એમ ન ધારવું કે, હું તારો પૂર્વે મિત્ર હતો. એમ કહી હસીને ફરી બોલ્યા કે હે શૂરવીર! પ્રાણ જવાના ભયથી તું બીહીશ માં, કારણ અમે બ્રાહ્મણ ક્ષમાવાન હોઇએ છીએ. હે ક્ષત્રિયમાં શ્રેષ્ઠ, બાળકપણામાં અમારા આશ્રમમાં તું મારી સાથે રમતો હતો. તેથી તારા ઉપર મને બહુ સ્નેહ છે. માટે હે રાજન! ફરીથી હું મિત્રાઇ ઇચ્છું છું, ને તને આ તારૂં અર્ધું રાજ્ય પાછું આપું છું. હે દ્રુપદ! આ તારૂં રાજ્ય લેવાનો મેં જે પ્રયત્ન કર્યો, તેનું કારણ એ જે, તેં કહ્યું હતું કે રાજાનો રાજા વગર બીજો કોઇ મિત્ર થાય નહીં. હવે ગંગાની દક્ષિણ બાજુનું રાજ્ય તને આપું છું, ને ઉત્તર તરફનું રાજ્ય હું રાખું છું. માટે હે રાજન! હવે હું રાજા થયો, તેથી તારે જો મારી મિત્રાઇ રાખવી હોય તો રાખ. દ્રુપદ બોલ્યો કે હે બ્રાહ્મણ! તમારા જેવા મહાત્મા પુરૂષોએ એમજ કરવું ઘટે છે. તમારાથી હું ખુશી થયો છું, નિરંતર તમારી સાથે સ્નેહ રાખવા ઇચ્છું છું. વૈશંપાયન કહે છે–દ્રુપદ રાજાનું નમ્રતાથી બોલવું સાંભળીને દ્રોણાચાર્યે તેને છોડાવ્યો, અને તેનો સત્કાર કરી પ્રસન્ન થઇ તેને અર્ધું રાજ્ય આપ્યું. પછી દ્રુપદ રાજાએ ગંગા નદીને કિનારે દક્ષિણ પાંચાલમાં કાંપિલ્ય નામે શહેરમાં પોતાની રાજધાની કરી અને દ્રોણે પોતાનો પરાભવ કર્યો તેથી મનમાં ખેદ પામીને એવો વિચાર કર્યો કે, આપણે તો એને પહોંચી શકશું નહીં, પણ કોઇ એવો પુત્ર ઉત્પન્ન કરવો કે જે એનો પરાભવ કરે. પછી દ્રોણાચાર્યે ગંગાની ઉત્તર તરફના પાંચાલ દેશમાં અહિછત્રાપુરીમાં પોતાની રાજધાની કરી. હે રાજન! એ પ્રમાણે દેશે કરી યુક્ત એવી અહીછત્રાપુરી અર્જુને યુદ્ધમાં જીતીને દ્રોણને આપી.

**एवं राजन्नहिछत्रा पुरीजनपदायुता**
**युधि निर्जित्य पार्थेन द्रोणाय प्रतिपादिता ॥**

**इति श्रीमहाभारत आदिपर्वणि संभवपर्वणि द्रुपदशासने गुर्जरभाषायां अष्टात्रिंशदधिकशततमोऽध्यायः ॥ १३८ ॥**

## અધ્યાય ૧૩૯ મો. યુધિષ્ઠિરને મળેલું યૌવરાજ્ય.

**वैशंपायन उवाच--ततः संवत्सरस्यांते यौवराज्याय पार्थिव**
**स्थापितो धृतराष्ट्रेण पांडुपुत्रो युधिष्ठिरः ॥**

વૈશંપાયન કહે છે—હે રાજન! પછી એક વર્ષ થયું ત્યારે પાંડુરાજાના પુત્ર યુધિષ્ઠિરને ધૃતરાષ્ટ્ર રાજાએ રાજ્યમાં થોડીક સત્તા આપી. કારણ ધૈર્ય, સહનતા, અક્રૂરપણું, સરલતા તથા સૌજન્ય, ઇત્યાદિ ગુણો યુધિષ્ઠિરમાં તેણે જોયા. તેથી તેણે વિચાર્યું કે જો એને થોડીક

સત્તા આપી હશે તો પ્રજા સુખી થશે. પછી યુધિષ્ઠિરે પોતાને સત્તા મળી ત્યારે થોડા વખતમાં પોતાના સદ્ગુણોએ કરી પોતાના પિતા કરતાં અધિક યશ મેળવ્યો. વળી ભીમસેન બળદેવજી પાસે જઇ ખડ્ગ ગદા તથા રથયુદ્ધની અધિક વિદ્યા શીખીને દ્યુમત્સેન સરખો બળવાન થયો. પછી પોતાના ભાઇઓને વશ થઇને રહ્યો. પછી કોઇ સમય કૌરવોની સભામાં સર્વ શસ્ત્રવિદ્યામાં કુશળ એવા અર્જુનને દ્રોણાચાર્યે કહ્યું કે મારા ગુરૂ અગ્નિવેશ અગસ્ત્યઋષિ પાસેથી ધનુર્વેદ શિખ્યા હતા. તેઓ પાસેથી બધી વિદ્યાઓમાં બ્રહ્માસ્ત્ર વિદ્યા પણ હું શિખ્યો હતો, જે મેં તને પણ શીખવી છે. તે મને શિખવતી વખતે મારા ગુરૂએ કહ્યું હતું કે, કોઇ મનુષ્ય ઉપર આ અસ્ત્ર તારે નાખવું નહીં, હે અર્જુન! એ વાત તારે પણ યાદ રાખવી અને હવે મને એ અસ્ત્ર શિખ્યાની ગુરૂદક્ષિણા આપ. અર્જુન બોલ્યો કે શું આપું ? દ્રોણ બોલ્યા કે, સંગ્રામમાં તારે મારી સાથે યુદ્ધ કરવું. અર્જુને કહ્યું કે ઠીક, તેમ કરીશ. એ પ્રમાણે અર્જુન સર્વ અસ્ત્ર વિદ્યામાં કુશળ થયો. તથા સહદેવ દ્રોણાચાર્ય પાસેથી સમગ્ર નીતિશાસ્ત્ર શિખ્યો અને નકુળ વિચિત્ર પ્રકારની યુદ્ધિવિદ્યા શિખીને અતિરથી થયો. પછી પાંડવોએ સૌવીર નામના રાજાને માર્યો, જેણે ત્રણ વર્ષનો યજ્ઞ ગંધર્વોથી અડચણ થયા છતાં પણ સમાપ્ત કર્યો હતો વળી પરાક્રમી પાંડુ રાજા જેને વશ કરી ન શક્યા હતા, એવા યવનોના અધિપતિને પણ અર્જુને વશ કર્યો. તથા તેણે અત્યંત બળવાન અને કૌરવો પ્રત્યે હમેશ માન કરનાર એવા સૌવીર દેશમાંના કોઇ સુમિત્ર નામે રાજાને પણ માર્યો. પછી ભીમને સાથે લઇ અર્જુન પૂર્વ દિશામાં જઇ ત્યાંના બધા રાજાઓને યુદ્ધ કરીને જીત્યો. તેમાં બધા મળીને અર્જુને દશ હજાર રથો ભાગ્યા હશે, પણ તેનો રથ કોઇથી ભગાયો નહીં. પછી તેજ રથથી દક્ષિણ દિશાના રાજાઓને જીતિને અર્જુને ઘણુંક ધન પોતાના દેશમાં મોકલાવી દીધું. એ પ્રમાણે પાંડવોએ પારકા દેશો જીતીને પોતાનો દેશ વધાર્યો. પછી પાંડવોને એવા વિખ્યાત બળવાળા જાણીને ધૃતરાષ્ટ્ર રાજાને તેઓને વિષે અદેખાઇ થઇ આવી તેથી ચિંતાને લીધે તેને ઉંઘ આવતી નહિ.

दूषित: सहसाभावो धृतराष्ट्रस्य पांडुषु
सचिंतापरमो राजाननिद्रामलभन्निशि ॥

इति श्रीमहाभारत आदिपर्वणि संभवपर्वणि धृतराष्ट्रचिंतायां गुर्जरभाषायां ऊनचत्वारिंशदधिकशततमोऽध्यायः ॥ १३९ ॥

## અધ્યાય ૧૪૦ મો. કણિકનીતિ.

वैशंपायन उवाच--तत आहूय मंत्रज्ञं राजाशास्त्रार्थवित्तमं
कणिकं मंत्रिणां श्रेष्ठं धृतराष्ट्रोऽब्रवीद्वचः ॥

વૈશંપાયન કહે છે—પછી રાજનીતિને જાણનાર, વિચારમાં કુશળ તથા મંત્રિઓમાં શ્રેષ્ઠ, એવા કણિક નામે મંત્રીને બોલાવીને ધૃતરાષ્ટ્રે પૂછ્યું કે હે બ્રાહ્મણમાં ઉત્તમ ! પાંડવો પોતાની ઉત્કૃષ્ટતાથી બધે વિખ્યાત થયા, તેથી તેઓને વિષે મને હમેશ ઇર્ષ્યા રહે છે. માટે

હે કણિક! તેઓની સાગે મારે સ્નેહ કે શત્રુતા કરવી ? તે વિષે તું નિશ્ચય કરી મને કહે તે પ્રમાણે હું કરૂં. વૈશંપાયન કહે છે—એ પ્રમાણે ધૃતરાષ્ટ્રના પૂછવાથી પ્રસન્ન થઇ કણિક બોલ્યો કે હે રાજન! હું તમોને રાજનીતિ પ્રમાણે જે કહું તે સાંભળો. તેમાં હું તીક્ષ્ણ ઉપાય બતાવું છું, એમ જાણી તમારે મારા ઉપર અકૃપા કરવી નહીં. હે રાજન! રાજાએ આ પ્રમાણે કરવું--પોતાથી જે ઉતરતા હોય તેની તેણે ઉપેક્ષા કરવી નહીં, ને તેઓને હમેશ ભય બતાવતા રહેવું, તથા બરોબરીઆને પોતાનું પરાક્રમ દેખાડયા જવું; અને પોતાથી બળવાન હોય, તેને પોતાની ખામીઓની ખબર પડવા દેવી નહીં. પણ ઉલટી તેઓની ખામીઓ જોયા કરવી; કાચબો જેમ પોતાના અંગોની રક્ષા કરે છે, તેમ રાજાએ પોતાના સહાય, સાધન, ઉપાય ઇત્યાદિ અંગો સાચવવાં, ને કોઇની ખામી પોતાના જોવામાં બરાબર આવે, તો તેના ઉપર ચઢી જઇ તેને જીતવો. જો શત્રુ નાશ કરવાનો આરંભ કર્યો હોય તો તેનો પૂરેપૂરો નાશ કર્યા વગર રહેવું નહીં. કારણ પગમાં વાગેલો કાંટો જો બહાર કહાડતાં થોડો ભાગીને અંદર રહી જાય તો પીડા કર્યા વગર રહે નહીં. રાજાએ હમેશ કિલ્લાઓનો આશ્રય રાખવો, કારણ તેથી શત્રુઓ તેના ઉપર ફાવી શકતા નથી. પણ કદાચ તેવો આશ્રય ન હોય ને શત્રુ ચઢી આવ્યો હોય, તો હથીઆર મૂકી તેને શરણે જવું; તથા તે જે કંઇ અપશબ્દો બોલે તે સહન કરવા. પછી મૃગોને જેમ પારધીઓ વિશ્વાસ આપીને મારે છે, તેમ તેનો વિશ્વાસ મેળવીને કોઈ સમય કપટ કરી તેને મારી નાખવો. તે વખતે એમ ન વિચારવું કે એ આપણો વિશ્વાસુ છે. શત્રુના કિલ્લાઓ જીતી તેનું ઐશ્વર્ય તોડવું, તેની પાસે પોતાના છૂપા દૂતો મોકલી તેનો વિચાર ફેરવી નંખાવવો; તથા કોઇ બધી વાતે પરિપૂર્ણ એવો ચાલાક છૂપો દૂત મોકલી તેની હોંસ ભાગી નંખાવવી. અથવા સામ, દામ, ભેદ, દંડ, ઉદ્બંધન, વિષ તથા અગ્નિ, એ સાત પ્રકારથી શત્રુના પ્રધાન, કિલ્લા, ભંડાર સૈન્ય તથા દેશનો નાશ કરવો. અથવા પ્રથમ શત્રુનેજ મારવો, જેથી તેના પક્ષના પણ પોતાની મેળે નાશ પામી જાય; જેમ વૃક્ષનું મૂળ કાપ્યું હોય તો તેની શાખાઓ પણ નાશ પામે છે. અગ્નિહોત્રિ થઇ રહેવું, યજ્ઞ કરવો, ભગવાં વસ્ત્ર પહેરવાં, તથા જટા રાખી મૃગચર્મ ધારણ કરવું, ઇત્યાદિ ઢોંગ કરી શત્રુનો વિશ્વાસ મેળવીને જેમ વરૂ બકરાને મારે તેમ તેને મારી નાંખવો. જ્યાં સુધી પોતાનો વખત આવ્યો ન હોય ત્યાં સુધી શત્રુને પોતાને ખભે બેસાડી ફેરવવો, પણ જ્યારે વખત આવે ત્યારે પથરા ઉપર જેમ ઘડો ફેંકીએ તેમ તેને ફેંકી દેવો. હે ધૃતરાષ્ટ્ર રાજન! એ પ્રમાણે અનેક ઉપાયો કરીને પણ શત્રુઓને મારવા. તે સાંભળી ધૃતરાષ્ટ્ર બોલ્યા કે, શત્રુને સામ, દામ, ભેદ તથા દંડ ઇત્યાદિ ઉપાયોએ કરીને કેવી રીતે મારી શકાય? તે મને કહો. કણિક બોલ્યો કે હે રાજન! પૂર્વે રાજનીતિને જાણનાર એવો કોઇ શિયાળ વનમાં રહેતો, તેની વાત કહું તે સાંભળો. તેના વાઘ, ઉંદર, વરૂ તથા નોળિયો, એ ચાર મિત્રો હતા. કોઇ સમય તે પાંચે જણાએ તે વનમાં એક મોટો મૃગ દીઠો. તેને પકડવાની તે વ્યાઘ્રે ઘણી તજવીજ કરી, તોપણ તે જુવાનીને લીધે ઘણો વેગવાન હોવાથી પકડાયો નહીં. તેથી તે બધા મળીને વિચાર કરવા લાગ્યા કે આને કેવી રીતે પકડવો. ત્યારે સ્વાર્થમાં કુશળ તથા બુદ્ધિમાન શિયાળ બોલ્યો કે હે વ્યાઘ્ર! એને પકડવાનો આપણે એવો ઉપાય કરીએ કે, એ મૃગ જ્યાં સુતો હોય ત્યાં જઈ આ ઉંદર એના પગને કરડે, જેથી એ ચાલી શકે નહીં એટલે

તારે એને મારવો. હે ધૃતરાષ્ટ્ર! પછી એ પ્રમાણે કરવાથી તે વાઘ મૃગને મારી શક્યો. ત્યારે શિયાળ બોલ્યો કે, તમે બધા નહાઇ આવો ત્યાં સુધી આ મૃગના શરીરને હું સાચવું છું: તે સાંભળી તે બધા એક પછી એક એમ નદીએ નહાવા ગયા, અને શિયાળ ચિંતાતુર જેવું મોઢું કરી ત્યાં બેઠો. પછી પ્રથમ નાહાઇને વાઘ આવ્યો, તેણે શિયાળને ચિંતાતુર જોઇને પૂછ્યું કે, હે બુદ્ધિમાનમાં શ્રેષ્ઠ! તું શેની ચિંતા કરે છે? જંબુક બોલ્યો કે હે મહાબાહો! તું ગયા પછી ઉંદરે જે વચન કહ્યાં છે, તે હું કહું તે સાંભળ. તેણે કહ્યું કે, વાઘના બળને ધિક્કાર છે, કારણ આ મૃગને તેણે મારી સહાયતાથી માર્યો, ને હવે તેને ખાઇ તે તૃપ્ત થશે. હે વ્યાઘ્ર! તેનું એવું બોલવું સાંભળ્યાથી મને આ ભક્ષ ખાવા ગમતું નથી. વ્યાઘ્ર બોલ્યો કે, જો તે એમજ બોલતો હોય તો હું મારા પોતાના પરાક્રમથીજ વનના બીજા કોઇ પ્રાણિને મારીને તેનું માંસ ખાઇશ. એમ કહી તે વનમાં ચાલી નીકળ્યો. તેટલામાં ઉંદર આવ્યો. તેને શિયાળે કહ્યું કે હે ઉંદર! નોળિએ જે વચન કહ્યાં છે તે સાંભળ. તેણે કહ્યું છે કે, મૃગનું માંસ હું ખાઇશ નહીં, કારણ તે ઝેર બરાબર છે. માટે હું તો ઉંદરને ખાઇશ. તે સાંભળી ઉંદર દરમાં પેસી ગયો એટલામાં ત્યાં આવ્યો. તે પ્રત્યે શિયાળ બોલ્યો કે, તારા ઉપર વાઘ કોપ્યો છે, ને સ્ત્રી સહિત અહીં આવે છે. માટે તારે નાસવું હોય તો નાશ. એવું સાંભળી વરૂ પણ નાસી ગયો. તેટલામાં નોળિયો આવ્યો તેને શિયાળે કહ્યું કે, વ્યાઘ્રાદિકને હું મારા બાહુબળથી જીત્યો, તેથી તેઓ નાસી ગયા. માટે તું પણ મારી સાથે યુદ્ધ કર ને મને જીતીને માંસ ખા. નકુળ બોલ્યો કે, વાઘ, વરૂ તથા બુદ્ધિમાન ઉંદરને તેં જીતી લીધા. તેથી શૂરવીરોમાં તું શ્રેષ્ઠ થયો, માટે હું તારી સાથે યુદ્ધ કરવા ઇચ્છતો નથી. એમ કહી તે નાસી ગયો. પછી તે શિયાળે પ્રસન્ન થઇને માંસ ખાધું. હે ધૃતરાષ્ટ્ર! એ પ્રમાણે જે નિરંતર યુક્તિથી ચાલે તે સુખી થાય. બીહીકણને ભય પમાડી, શૂરવીરને હાથ જોડી, લોભીને ધન આપી અને સમોવડીઆ તથા પોતાથી ન્યુનને પરાક્રમ દેખાડીને વશ કરવા. હે રાજા! રાજાએ પુત્ર, સખા, ભ્રાતા, પિતા, તથા ગુરૂ, એ સર્વે જો શત્રુ પ્રમાણે વર્તતા હોય તો તેઓને પણ મારવા. કદાચ ગુરૂ હોય, પણ જો તે ગર્વિષ્ટ હોય, તથા આ કરવા લાયક છે, ને આ કરવા લાયક નથી, એવો વિવેક જાણતો ન હોય, ને આડે રસ્તે ચાલતો હોય, તો તેને પણ સજા આપવી એ ન્યાય છે. રાજાએ પોતાનો ક્રોધ જણાવવો નહીં, અને નિરંતર હાસ્યપૂર્વક બોલવું. શત્રુને મારતી વખતે પણ પ્રિય બોલવું, અને તેને માર્યા પછી શોક કરવો તથા તેની પછવાડે હોય તેઓની સાંત્વના કરવી. પોતાના શત્રુથી, તેમજ શત્રુ ન હોય તેનાથી પણ રાજાએ સાવચેત રેહેવું, કારણ જેનાથી ભય ધારવામાં આવતો ન હોય તેનાથી તો કોઈ સમય એવો ભય આવી પડે છે કે, સમૂળો નાશ થઇ જાય. પોતાના દૂતો પરિક્ષા કરીને રાખવા. ને જેઓ ઢોંગ કરીને તપસ્વિયોનો વેષ ધારણ કરે, તેઓને પારકા દેશોમાં છુપા જાસુસો કરી મોકલવા. તે બગિચા, દેવમંદિર, પાણીસેયડા, ચૌટાં, સર્વ તીર્થો, કૂવાઓ, પર્વતો તથા વનો ઇત્યાદિ સ્થાનોમાં રહીને સર્વ ખબરો મોકલે. જેમ સુંદર ફુલો જેમાં થાય છે એવાં વૃક્ષો ફળ આપતાં નથી, તેમ શત્રુને મોટી આશા આપી કામ કાઢી લેવું, પણ તેને કંઇ આપવું નહીં. કદાચ તે મળવાને ઇચ્છે તો કંઈ બહાનું કાહાડી તેનો મેળાપ લેવો નહીં. ધર્મ, અર્થ અને કામ એ ત્રણે પુરૂષાર્થો એવી રીતે સંપાદન કરવા કે, તેઓમાંનો એક પુરૂષાર્થને સંપાદન કરતાં બીજા પુરૂષાર્થને

ધક્કો લાગે નહીં; એટલે કે ધર્મ પાળવો તે એવી રીતે કે, જેથી પોતાના ધન તથા સુખનો નાશ થાય નહીં. તથા ધન પણ એવી રીતે મેળવવું કે, જેથી પોતાના ધર્મ તથા સુખનો ભંગ થાય નહીં. તેમજ સુખ પણ એવી રીતે ભોગવવું કે, જેથી પોતાના ધર્મ તથા ધનનો ભંગ થાય નહીં. ડાહ્યા પુરૂષે, ધીરજ રાખી, ગર્વ મૂકીને, શુદ્ધ મને કરી નીતિ જાણનારા બ્રાહ્મણો પાસેથી નીતિ શિખવી. પછી કોઇ પણ પ્રકારે કરી તેણે સંપત્તિ મેળવવી, અને તે મળ્યા પછી સર્વ કપટ છોડીને કેવળ ધર્મનુંજ આચરણ કરવું કોઇના ઉપર ધન સંબંધી આપત્તિ આવી પડી હોય, તો તેને તેના કરતાં જે વધારે દુઃખી થઇ ગયા હોય, તેની વાત કહીને તેની સાંત્વના કરવી. જો તે મૂર્ખ હોય તો તેને એમ સમજાવવો કે, ફરી કોઇ કાળે તને ધન મળશે. પણ જો તે પંડિત હોય તો તેને બાકી રહેલા ધન ઉપર સંતોષ રાખવા સમજાવવો. કોઇનું પણ કામ કરી આપવું હોય તો તે કરી આપવું, પણ તેમાં કંઇ ન્યુનતા રાખવી, કારણ તેમ જો ન કરીએ, તો પછી જેનું કામ થઇ રહ્યું હોય, તેને આપણી પાસે આવવાની મતલબ રહે નહીં. જે કાંઇ કામ કરવું હોય તેની, મિત્ર અથવા શત્રુને, કર્યા પેહેલાં ખબર પડવા દેવી નહીં જ્યાં સૂધી ભય આવ્યું ન હોય, ત્યાં સૂધી બીહીવું, પણ જ્યારે ભય આવી પડે, ત્યારે નિર્ભય થઇ તે ટાળી નાખવું, દંડથી વશ કરેલા શત્રુને ધન તથા માને કરી પાછો જે વધારે છે, તેને તે થકી કોઇ સમય મૃત્યુ થાય છે; જેમ ખચ્ચરની સ્ત્રી જો ગર્ભ ધારણ કરે, તો તે મરણ પામે છે. જેને ધન મેળવવાની ઇચ્છા હોય તેણે આળસુ થવું નહીં. પણ દેશકાળ જોઇને તે મેળવવાનો પ્રયત્ન કરવો. શત્રુ બાળક હોય તો પણ તેની ઉપેક્ષા કરવી નહીં, કારણ લાંબે દહાડે તાડ વૃક્ષના મૂળિયાંની પેઠે તેનું મૂળ મજબૂત થાય છે. પછી જેમ થોડો અગ્નિ કોઇ ધાડા વનમાં પડીને મોટો થઇ જાય છે તેમ તે પણ મોટો થઇ જાય છે માટે હે ધૃતરાષ્ટ્ર! તમારા ભાઇના પુત્ર પાંડવો બળવાન છે, તે ખાતે જેમ તમારી હાનિ થાય નહીં, ને તમોને પશ્ચાતાપ પણ કરવો ન પડે તેમ વર્તો. વૈશંપાયન કહે છે—એમ કહી તે કણિક બ્રાહ્મણ ત્યાંથી ચાલતો થયો, ને કુરૂકુળમાં ઉત્પન્ન થયેલો તથા શોકથી પીડાયલો ધૃતરાષ્ટ્ર પોતાના ઘરમાં ગયો.

**एवमुक्त्वासंप्रतस्थे कणिकःस्वगृहंगतः**
**धृतराष्ट्रोविकारव्यः शोकार्त्तःसमपद्यत ॥**

**इति श्रीमहाभारत आदिपर्वणि संभवपर्वणि गुर्जरभाषायां कणिकवाक्ये चत्वारिंशदधिकशततमोऽध्यायः ॥ १४० ॥**

---

## અધ્યાય ૧૪૧ મો. લાક્ષાગૃહ દાહ.

**વૈશંપાયન ઉવાચ—ततःसुबलपुत्रस्तु राजादुर्योधनश्चह**
**दुःशासनश्चकर्णश्च दुष्टंमंत्रममंत्रयन् ॥**

વૈશંપાયન કહે છે-પછી શકુનિ, રાજા દુર્યોધન, દુઃશાસન તથા કર્ણ મળીને પાંડવો ખાતે ખરાબ વિચાર કરી, તેઓને કુંતી સહિત બાળી નાંખવાની બુદ્ધિ કરી. અને છૂપી રીતે તેઓએ લાખનાં ઘરો બનાવીને તેમાં રહેવા માટે કુંતી સહિત પાંડવોને ત્યાં મોકલ્યા.

એ તેઓની ખરી મતલબ તેઓના મોઢા પરથી તથા તેઓની ચેષ્ટાથી વિદુરજી જાણી ગયા. તેથી તેઓએ જેમાં પાણીની લહેર આવી શકે નહિ તથા પવનથી ચાલે એવી સઢવાળી નૌકા કરાવીને ગંગાજીમાં રખાવી. પછી જ્યારે પાંડવો લાખનું ઘર બાળીને ભોંયરાની વાટે વનમાં ગયા, ત્યારે વિદુરજીએ તેઓને ખલાસી સાથે કહેવરાવ્યું કે, આ નૌકા તમારે વાસ્તેજ કરાવી રાખી છે, તેમાં બેસીને તમે આ ગંગા પાર ઉતરો. ત્યારે પાંડવો તે નૌકામાં બેસી ગંગા પાર ઉતરી ગયા. હવે પાંડવોએ લાખનું ઘર બાળી દીધું, તેમાં કોઇ ભીલની સ્ત્રી પોતાના પાંચે પુત્રો સહિત બળી ગઈ અને દુર્યોધને મોકલેલ પુરોચન નામે મંત્રિ પણ બળી ગયો, પછી તે ભીલની સ્ત્રી તથા તેના પાંચ પુત્રોને બળી ગયેલા જોઇને વારણાવત નગરના લોકોએ જાણ્યું કે, આ પાંચે પાંડવો સહિત કુંતી બળી ગઇ છે. એમ જાણી તે સર્વ હકીકત તેઓએ ધૃતરાષ્ટ્રને કહેવરાવી. તે સાંભળી તેણે બાંધવોએ સહિત તેઓની ઉત્તર ક્રિયા કરાવી. જનમેજય પૂછે છે—હે વૈશંપાયન! લાખનું ઘર બાળીને પાંડવો બચી ગયા, એ બધી વાત હું સાંભળવા ઇચ્છું છું. વૈશંપાયન કહે છે—હે રાજન! ભીમસેનને અતિ બળવાન તથા અર્જુનને ધનુર્વિદ્યામાં શ્રેષ્ઠ જોઇને દુર્યોધન હમેશ ઉદાસી રહેતો, ને કર્ણ શકુનિ તથા દુઃશાસનની સાથે હમેશ પાંડવોને અનેક ઉપાયે કરી મારવાનો મનસુબો કરતો હતો. તે વાત પાંડવો જાણતા હતા, તોપણ વિદુરની ભલામણથી ઉઘાડી પાડતા નહીં અને પોતાનો બચાવ કરતા હતા. પાંડવોને ગુણવાન જોઇ શેહેરના માણસો સભામાં તથા જ્યાં પાંચ જણા એકઠા મળતા ત્યાં તેઓના વખાણ કરતા, ને કેહેતા કે, ધૃતરાષ્ટ્ર રાજા ચક્ષુ વગર હોવાથી રાજ્ય પર બેઠાજ નથી, ને ભીષ્મે તો રાજ્ય ઉપર બેસવાની પ્રથમથીજ ના કહી છે. માટે આ પાંડવોમાં વૃદ્ધના સરખો જેનો સ્વભાવ છે, એવો દયાવાન, સત્ય બોલનારો તથા વેદ ભણેલો યુધિષ્ઠિર નામે જે સૌથી મોટો કુમાર જુવાનીમાં આવેલો છે, તેને આપણે રાજ્ય ઉપર અભિષેક કરીએ કારણ તે ધર્મજ્ઞ છે, તેથી શાંતનુના પુત્ર ભીષ્મ તથા વિદુર સહિત ધૃતરાષ્ટ્રનું માન રાખશે ને તેઓને સર્વ પ્રકારથી ખુશી કરશે. શેહેરના મનુષ્યોને એમ બોલતાં સાંભળીને દુર્યોધન ઘણો તપાયમાન થતો. કોઇ વખતે ધૃતરાષ્ટ્રને એકાંતમાં બેઠેલા જોઇને તે તેઓની પાસે ગયો ને તેઓનો સત્કાર કરી બોલ્યો કે હે પિતા! શેહેરના માણસો તમારો તથા ભીષ્મનો અનાદર કરીને યુધિષ્ઠિરને રાજ્ય આપવા ઇચ્છે. તે ભીષ્મને પણ ગમે છે, કારણ તેઓને રાજ્ય જોઇતું નથી, એ જે પીડા છે તે આપણનેજ છે. તમે અંધ હોવાથી પિતાનું રાજ્ય પાંડુરાજાને મળ્યું, ને તેનું રાજ્ય જ્યારે યુધિષ્ઠિરને મળશે, ત્યારે યુધિષ્ઠિરનું તેના પુત્રને; એ પ્રમાણે વંશપરંપરા તેઓનેજ રાજ્ય મળશે, અને આપણા વંશને રાજ્ય મળનાર નથી, તેથી લોકો આપણો તિરસ્કાર કરશે, તથા આપણે હમેશ પારકું અન્ન ખાનારા કહેવાઇશું ને દુઃખી પણ થઇશું. માટે એ પ્રમાણે ન બને તેવી રાજનીતિ ચલાવો. પણ હે રાજન્! જો પૂર્વે તમોનેજ રાજ્ય મળ્યું હોત, તો લોકો આપણી વિરૂદ્ધ છતાં પણ તે અમોનેજ મળત.

यदि त्वं हि पुरा राजन्निदं राज्यमवाप्तवान्।
ध्रुवं प्राप्स्याम च वयं राज्यमप्यवशे जने ॥

इति श्रीमहाभारत आदिपर्वणि जतुगृहपर्वणि दुर्योधनेष्यां गुर्जरभाषायां मेकचत्वारिंशदाधिकशततमोऽध्यायः ॥ १४१ ॥

## અધ્યાય ૧૪૨ મો. પાંડવોનું કાસલ કાઢવાનો વિચાર.

वैशंपायन उवाच—एवंश्रुत्वासुपुत्रस्य प्रज्ञाचक्षुर्नराधिपः
कणिकस्यचवाक्यानि तानिश्रुत्वासर्वशः ॥

વૈશંપાયન કહે છે—પુત્રનાં એવાં વચન સાંભળી તથા કણિકનાં વચન પણ યાદ કરીને પ્રજ્ઞારૂપી જેને ચક્ષુ છે, એવા ધૃતરાષ્ટ્ર રાજાનું ચિત્ત ચિંતાથી બે પ્રકારનું થયું. પછી દુર્યોધન, કર્ણ, શકુનિ તથા દુઃશાસન એ ચારે જણાઓએ મળીને એક મંનસુબો કર્યો. જે વિષે ધૃતરાષ્ટ્ર રાજા પાસે આવીને દુર્યોધન બોલ્યો કે, પાંડવોથી આપણને ભય ન રહે, માટે તેઓને કોઇ સારી યુક્તિથી વારણાવત નગરમાં રહેવા મોકલો, એવું સાંભળી બે ઘડી વિચાર કરી ધૃતરાષ્ટ્ર બોલ્યો કે, મારો ભાઇ પાંડુરાજા ઘણો ધર્મિષ્ટ હતો, ને આપણા કુળ ઉપર સ્નેહ રાખતો હતો. તેમાં મારા ઉપર તો બહુજ સ્નેહ રાખતો હતો. ખાન પાન ઇત્યાદિ બધું મારી ઇચ્છા પ્રમાણે ચાલતું હતું. તથા રાજ્ય પણ મને પૂછીને તે કરતો હતો. એવા ધર્મિષ્ટ પાંડુરાજાનો પુત્ર આ યુધિષ્ઠિર છે, તે પણ ધર્મિષ્ટ, ગુણવાન, લોકોમાં વિખ્યાત તથા આપણા કુળમાં માનીતો છે; ને તેની સહાયતા પણ ઘણી છે. ધર્માત્મા યુધિષ્ઠિરને તેના પિતાના રાજ્યથી બળે કરી આપણે કેમ ભ્રષ્ટ કરી શકીયે? રાજ્યના જેટલા કારભારીઓ છે, તથા જે આપણું સૈન્ય છે, તે સર્વનું પાંડુરાજાએ પૂર્વે સારી રીતે પોષણ કર્યું છે અને શેહેરના લોકોનો પણ તેણે ઘણો સત્કાર કરેલો છે. તેથી જો આપણે યુધિષ્ઠિરને અહીંથી કહાડી મૂકીએ તો તેના વાસ્તે તે લોકો આપણને કુટુંબ સહિત કેમ મારી ન નાંખે? તે સાંભળી દુર્યોધન બોલ્યો કે હે પિતા! હું પણ એવાજ વિચારથી રાજ્યના કારભારીઓ તથા સૈન્યને ધન તથા માને કરી પ્રથમથી વશ કરી લઇશ. માટે નિશ્ચય તે બધા આપણનેજ સહાયતા કરશે. વળી હાલ ધનનો ભંડાર પણ મારા હાથમાંજ છે. વાસ્તે પાંડવોને જેમ બને તેમ જલદીથી વારણાવત શેહેરમાં મોકલવાને તમો મુખત્યાર છો. પછી જ્યારે મારૂં રાજ્ય મજબૂત થશે, ત્યારે કુંતિ પાંડવો સહિત પાછી આવશે. ધૃતરાષ્ટ્ર બોલ્યા કે હે દુર્યોધન! જે તું કહે છે તેજ વિચાર મારો પણ છે; પણ એ વિચાર પાપરૂપ છે, તેથી હું બોલતો નથી. તેમ ભીષ્મ, દ્રોણ, વિદુર, કૃપાચાર્ય, એ સર્વ પણ કુંતીના પુત્રોને વારણાવત મોકલવા કબુલ કરશે નહીં. કારણ તેઓને આપણે તથા પાંડવો બેઉ સરખા છીએ. માટે તે ધર્મિષ્ટ તથા શૂરવીરો એવું વિપરીત કામ કરવા ઇચ્છશે નહીં. ત્યારે જો આપણે તેમ કરીએ તો એ શૂરવીર તથા આખું જગત્ આપણને માર્યા વગર કેમ મૂકે? દુર્યોધન બોલ્યો કે, ભીષ્મને તો પાંડવો તથા આપણે સરખા છીએ, પણ દ્રોણાચાર્યનો પુત્ર અશ્વત્થામા આપણા પક્ષમાં છે, તેથી દ્રોણાચાર્ય પણ આપણી તરફ થશે. તેને જોઇ કૃપાચાર્ય પણ આપણા પક્ષમાં આવશે. કારણ દ્રોણને તથા પોતાના ભાણેજ અશ્વત્થામાને તો તે કયારેય મૂકનાર નથી. વિદુરજી જે છે, તે જો કે તેનો સ્વાર્થ આપણામાં છે, તોપણ છૂપી રીતે પાંડવોના પક્ષમાં રેહે છે, પણ પાંડવો વાસ્તે તે એકલો આપણી સામે થઇ શકે

એમ નથી. માટે નિર્ભય થઇ હમણાંજ કુંતિને પાંડવો સહિત વારણાવત મોકલવાનું કરો; અને હૃદયમાં રહેલા શલ્યની પેઠે નિદ્રાભંગ કરનાર એવા ઉત્પન્ન થએલા શોકરૂપી અગ્નિને તે કર્મ કરીને ટાળી નાખો.

विनिद्रकरणंघोरं हृदिशल्यमिवार्पितं
शोकपावकमुद्भूतं कर्मणैतेननाशय ॥

इति श्रीमहाभारत आदिपर्वणि जतुगृहपर्वणि दुर्योधनपरामर्शे गुर्जरभाषायां द्विचत्वारिंशदधिकशततमोऽध्यायः ॥ १४२ ॥

## અધ્યાય ૧૪૩ મો. પાંડવોને વારણાવત મોકલવાની યુક્તિ.

वैशंपायन उवाच—ततोदुर्योधनोराजा सर्वाःप्रकृतयःशनैः
अर्थमानप्रदानाभ्यां संजहारसहानुजः ॥

વૈશંપાયન કહે છે—તે પછી ભાઇઓ સહિત દુર્યોધન રાજાએ, બધા કારભારીઓને ધન તથા માને કરી ધીરે ધીરે પોતાને વશ કરી લીધા. પછી ધૃતરાષ્ટ્રના કેહેવાથી કેટલાક કુશળ મંત્રિયો પાંડવો સાંભળે તેમ વારણાવત નગરનાં વખાણ કરતા; ને કેહેતા કે, એ નગર ઘણું મનોહર છે, તથા તેમાં ઘણા ધનવાનો વસે છે, અને થોડા વખતમાં ત્યાં મહાદેવજીની પૂજા વાસ્તે મેળો ભરવાનો છે. એ પ્રમાણે ધૃતરાષ્ટ્રના મંત્રિયો વારણાવતને વખાણતા, તે સાંભળી પાંડવોની ત્યાં જવાની મરજી થઇ. તે જાણી ધૃતરાષ્ટ્ર રાજાએ એક દિવસ તેઓની પાસે આવીને કહ્યું કે, આપણા મંત્રિઓ વારણાવત નગરને વારંવાર વખાણીને કહે છે કે, એના જેવું પૃથ્વીમાં બીજું કોઇ શેહેર રમણીય નથી. માટે હે પુત્રો ! તમારે ત્યાં જવાની મરજી હોય તો, સુખે ચાકરો સહિત ત્યાં જાઓ, ને દેવતાઓની પેઠે વિહાર કરો. તથા તમારી ઇચ્છા પ્રમાણે બ્રાહ્મણોને દાન આપતા જાઓ, ને ચોફેરથી આવનાર ગવૈયા લોકો પાસેથી ગાયન સાંભળી, તેઓને ધન આપી રાજી કરતા જાઓ. એવી રીતે ત્યાં વિહાર કરી સુખ ભોગવજો ને પછી પાછા હસ્તિનાપૂરમાં આવજો. વૈશંપાયન કહે છે—એ પ્રમાણે ધૃતરાષ્ટ્રની પણ આપણને વારણાવતમાં મોકલવાની મરજી છે, ત્યારે જરૂર એ શેહેરનાં વખાણ પણ તેણેજ કરાવ્યાં હશે !" એવું ધારી ખેદ પામી યુધિષ્ઠિર બોલ્યા કે, ઠીક અમે ત્યાં જઇશું. પછી શાંતનુના પુત્ર ભીષ્મ, મહા બુદ્ધિમાન વિદુર, દ્રોણ, કૃપાચાર્ય, અશ્વત્થામા, ભૂરિશ્રવા, રાજાના માનવા લાયક કારભારીઓ, તપસ્વી, બ્રાહ્મણો, પુરોહિત, તથા ગાંધારી, એ બધાઓને યુધિષ્ઠિરે ધીરેથી કહ્યું કે, ધૃતરાષ્ટ્ર રાજાના હુકમથી અમે સર્વ રમણીય એવા વારણાવત નગરમાં જઇશું. માટે પ્રસન્ન થઇ તમે અમને આશિષ આપો. કારણ જો તમારી આશીષ હશે તો અમારૂં કંઇ બુરૂં થશે નહીં. તે સાંભળી તે બધા પ્રસન્ન થઇ બોલ્યા કે, રસ્તામાં કોઇ પણ પ્રાણીથી અડચણ માં થાઓ, તથા તમારૂં કંઇ અશુભ પણ માં થાઓ. એ પ્રમાણે આશિર્વાદ મેળવી, પોતાનાં સર્વ કામો કરી રાજ્ય લાભ વાસ્તે પાંડવોએ વારણાવત નગર પ્રત્યે જવાની તૈયારી કરી.

ततःकृतस्वस्त्ययना राज्यलोभायपार्थिवाः
कृत्वासर्वाणिकार्याणि प्रययुर्वारणावतं ॥

इति श्रीमहाभारत आदिपर्वणि जतुगृहपर्वणि वारणावतगमन गुर्जर-भाषायां त्रिचत्वारिंशदधिकशततमोऽध्यायः ॥ १४३ ॥

## અધ્યાય ૧૪૪ મો. સળગી ઉઠે એવા મહેલનું નિર્માણ.

वैशंपायन उवाच—एवमुक्तेषुराज्ञातु पांडुपुत्रेषुभारत
दुर्योधनःपरहर्षं मगच्छत्सदुरात्मवान् ॥

વૈશંપાયન કહે છે—હે ભારત ! ધૃતરાષ્ટ્ર રાજાએ પાંડવોને વારણાવતમાં જવાનું કહ્યું ત્યારે દુરાત્મા દુર્યોધન પરંમ હર્ષને પામ્યો. પછી તેણે પોતાના પુરોચન નામે કારભારીને એકાંતમાં બોલાવીને કહ્યું કે, હે પુરોચન ! આ ધનથી સંપૂર્ણ પૃથ્વી જેમ મારી છે, તેમ તારી પણ છે. એમ જાણવું માટે તેની રક્ષા કરવી યોગ્ય છે. તારા જેવો મને સહાય કરનાર તથા વિશ્વાસ કરવા લાયક બીજો કોઇ નથી, માટે આ એક વિચાર કહું છું, તે મનમાં રાખીને મારા શત્રુનું મૂળ કાપી નાખ. મારા પિતા ધૃતરાષ્ટ્રે પાંડવોને વારણાવતમાં જવા કહ્યું છે, તે ત્યાં જઇ વિહાર કરશે. માટે તું આજને આજ જલદીથી ચાલનારા ખચ્ચરની ગાડીમાં બેસી પાંડવોની પેહેલાં વારણાવતમાં જઇ પોહોંચ. અને ત્યાં ઘણુંક ધન ખરચીને એક સુંદર ઘર બંધાવ, ને તેના ભીંતોમાં શણુ તથા રાળ ઇત્યાદિ સળગી ઉઠે એવા પદાર્થો નંખાવજે, વળી ઘી, તેલ, ચરબી તથા લાખ ઇત્યાદિ પદાર્થો માટીમાં ભેળીને, તે માટીની ભીંતો ઉપર ગાર કરાવજે. તે એવી રીતે ઘર બંધાવજે કે, તેમાં સળગી ઉઠે એવા પદાર્થો નાખ્યા છે, તે પાંડવોના તેમજ બીજા કોઇના પણ જાણવામાં આવી શકે નહીં. પછી ત્યાં પાંડવો આવે, ત્યારે તેઓનો સત્કાર કરી તેઓને કુંતિ સહિત તે ઘરમાં રાખજે. અને તેઓ વાસ્તે દિવ્ય આસનો, વાહનો, તથા સજ્યાઓ તૈયાર કરી રાખજે, જેથી મારા પિતા ધૃતરાષ્ટ્ર ખુશી થાય. પછી વિશ્વાસથી નિર્ભય થઇ પાંડવો તે ઘરમાં સુવે છે, એમ તારા જાણવામાં આવે, ત્યારે તે ઘરના દરવાજામાં અગ્નિ મૂકજે. એટલે એ ઘર બળી ગયેથી પાંડવો નાશ પામશે, ને તે માટે કોઇ આપણને ઠપકો આપશે નહીં; દુર્યોધનનાં એવાં વચન સાંભળી પ્રતિજ્ઞા કરી પુરોચન ખચ્ચરની ગાડીમાં બેસીને વારણાવત પ્રત્યે ચાલતો થયો. હે રાજન્ ! દુર્યોધનના મત પ્રમાણે ચાલનારા પુરોચને ત્યાં જલદીથી જઇ તેના કહેવા પ્રમાણે કર્યું.

सगत्वात्वरितंराज- दुर्योधनमते थतः
यथोक्तंराजपुत्रेण सर्वचक्रेपुरोचनः ॥

इति श्रीमहाभारत आदिपर्वणि जतुगृहपर्वणि पुरोचनोपदेशे गुर्जर-भाषायां चतुश्चत्वारिंशदधिकशततमोऽध्यायः ॥ १४४ ॥

## અધ્યાય ૧૪૫ મો. વિદુરે આપેલી ચેતવણી.

वैशंपायन उवाच—पांडवास्तुरथान्युंक्त्वा सदश्वैरनिलोपमैः
आरोहमाणाभीष्मस्य पादौजगृहरार्त्तव ॥

વૈશંપાયન કહે છે—પછી વાયુ સરખા વેગવાળા સુંદર અશ્વો જેમાં જોડયા છે, એવા રથોમાં બેસતી વખતે દુઃખિતની પેઠે પાંડવો ભીષ્મને પગે લાગ્યા. તેમજ ધૃતરાષ્ટ્ર મહાત્મા દ્રોણાચાર્ય, કૃપાચાર્ય, વિદુરજી તથા બીજા પણ કુરૂકુળના વૃદ્ધ પુરૂષોને પગે લાગ્યા, પોતાના બરોબરીઆને મળી પોતાનાથી નાનાઓને આશિષ આપી, અને ગાંધારી આદિને લઇ કુરૂકુળની સર્વ વૃદ્ધ સ્ત્રીઓની પ્રદક્ષિણા કરી તેઓની આજ્ઞા લઇ તથા સર્વ પ્રધાનોને મળીને વારણાવત પ્રત્યે ચાલ્યા. ત્યારે વિદુરજી તથા ભીષ્મ આદિ લઇ કુરૂકુળના બીજા શ્રેષ્ઠ પુરૂષો તથા શહેરના માણસો તેઓને મૂકવા વાસ્તે બહાર નીકળ્યા. તે વખતે પાંડવોને દીન જોઇને કેટલાક નિર્ભય એવા શહેરના માણસો અત્યંત દુઃખ પામીને બોલ્યા કે, મંદ બુદ્ધિવાળો ધૃતરાષ્ટ્ર રાજા ધર્માધર્મ જોયા વગર પાંડવોની સાથે જૂદાઇ રાખે છે, પણ પાંડવો કંઇ તેનો અપરાધ કરતા નથી. તેઓના પિતાનું રાજ્ય તેઓને મળે તે ધૃતરાષ્ટ્ર દેખી શકતો નથી. એવો તેનો અધર્મ ભીષ્મ કેમ સહન કરે છે? ને આ વખતે તેઓને ધૃતરાષ્ટ્ર વારણાવતમાં કહાડી મુકે છે, તો પણ તે કેમ બોલતા નથી? પૂર્વે શાંતનુના પુત્ર વિચિત્રવીર્ય તથા તેના પુત્ર પાંડુરાજા અમારા પિતા સરખા હતા. તે પુરૂષમાં સિંહરૂપ એવા પાંડુરાજા મરણ પામ્યા, ત્યારે હવે આ તેના બાળક પુત્રોને ધૃતરાષ્ટ્ર દેખી શકતો નથી. માટે એવો અન્યાય જોઇને અમે સર્વે આ શહેરમાંથી ઘરો મૂકીને યુધિષ્ઠિરની સાથે જઇશું. એ પ્રમાણે તેઓને દુઃખ પામતા જોઇ દીન એવા યુધિષ્ઠિર વિચાર કરી બોલ્યા કે, ધૃતરાષ્ટ્ર રાજા અમારા પિતા તથા વડીલ છે, તેથી તેઓના આજ્ઞા અમારે શંકા મૂકીને પાળવી, એવું અમારૂં વ્રત છે. અને તમે અમારા હિતેચ્છુ છો. તે હું જાણું છું માટે હવે તમે અમોને આશિષ આપી પાછા વાળો; ને જ્યારે તમારી સાથે અમોને કામ પડે, ત્યારે અમારૂં પ્રિય કરજો. એવું સાંભળી તે બધા શહેરના માણસો તેઓને આશિર્વાદ આપી પાછા વળ્યા. તથા ભીષ્માદિ કુરૂકુળના પુરૂષો પણ પાછા ગયા, ત્યારે સર્વ ધર્મ જાણનારા વિદુરે, યુધિષ્ઠિરને ખબર નથી એવા દુર્યોધને કરેલા કપટ વિષે, તેના બીજા ભાઇઓના સમજવામાં ન આવે એવી રીતે મ્લેચ્છ ભાષામાં તેને કહ્યું કે, વારણાવતમાં દુર્યોધને તમારે વાસ્તે જે ઘર બંધાવ્યું છે, તે તમોને બાળી નાખવા વાસ્તે લાખનું બનાવેલું છે. તેમાં તમોને વિશ્વાસ આપી દુર્યોધનનો મંત્રિ પુરોચન બાળી નાખશે. માટે સિસોલ્યું નામે જનાવર પોતાને રહેવાને જેવું બે બાજુથી નીકળી જવાય એવું ભોંયરૂં કરે છે, તેવું એક ભોંયરૂં તમે પણ તે ઘરમાં કરાવજો, ને જ્યારે તે ઘર બળે ત્યારે ધીરજ રાખી તે ભોંયરાની વાટે બહાર નીકળી જજો. તમે કહેશો કે એવું ભોંયરૂં અમે કેમ કરાવી શકીએ! તો જાઓ હું એક મારા મિત્રને મોકલીશ, જે તમોને કરી આપશે. વિદુરજીની બધી વાત સાંભળીને યુધિષ્ઠિર બોલ્યા કે તમે કહ્યું તે જાણ્યું, ને અમે તેમ કરશું એ પ્રમાણે યુધિષ્ઠિરને સૂચના કરી તેઓની રજા માગી વિદુરજી પોતાને ઘેર ગયા. પછી કુંતીએ યુધિષ્ઠિરને પૂછ્યું કે, વિદુરજીએ સમજાય નહીં એવી ભાષામાં તને શું કહ્યું? તે જો મને કહેવા લાયક હોય તો કહે, હું સાંભળવા ઇચ્છું છું યુધિષ્ઠિર બોલ્યા કે, વિદુરે એમ કહ્યું કે, "દુર્યોધને વારણાવતમાં બંધાવેલું ઘર તમને બાળી નાખવા વાસ્તે લાખનું બનાવેલ છે. તેનો ઉપાય હું મારા મિત્રને મોકલીને કરાવીશ. તમે ધીરજ રાખશો તો બધું રૂડું થશે." ત્યારે મેં કહ્યું કે ઠીક. વૈશંપાયન કહે છે—એ પ્રમાણે પાંડવો ફાલ્ગુન માસમાં રોહિણી નક્ષત્રમાં રવાના

થયા, ને આઠમે દિવસે વારણાવત નગર પાસે જઇ તેઓએ ત્યાંના લોકોને જોયા.

अष्टमेऽहनि रोहिण्यां प्रयाताः फाल्गुनस्य ते
वारणावतमासद्य ददृशुर्नागरंजनं ॥

इति श्रीमहाभारत आदिपर्वणि जतुगृहपर्वणि व[illegible]ने गुर्जर-
भाषायां पंचचत्वारिंशदधिकशततमोऽध्यायः ॥ १४५ ॥



## અધ્યાય ૧૪૬ મો. યુધિષ્ઠિર ને ભીમની મસલત.

वैशंपायन उवाच--श्रुत्वा गतान्पांडुपुत्रान् नानायानैः सहस्रशः
अभिजग्मुर्नरश्रेष्ठान् श्रुत्वैवपरयामुदा ॥

વૈશંપાયન કહે છે—હવે પાંડુરાજાના પુત્રો આવ્યા, એવું સાંભળી વારણાવતના પ્રધાનો તથા બધા રહેવાસી લોકો, હર્ષ કરી અનેક તરેહના હજારો વાહનો ઉપર બેસીને તેઓની સામે આવ્યા. પછી તે ચંચલ પ્રધાનોએ સુંદર સાહિત્યથી પાંડવોની પૂજા કરી, તથા તે લોકો "તમારો જય થાઓ" એમ આશિર્વાદ આપી યુધિષ્ઠિરને વિંટીને ઉભા. તે વખતે યુધિષ્ઠિર દેવતાઓએ વિંટાયલો ઇન્દ્ર શોભે તેમ શોભતા હતા. પછી પરસ્પર કુશલતા પૂછીને મોટા સત્કારથી પાંડવોએ શોભાયમાન વારણાવત નગરમાં પ્રવેશ કર્યો. અને પોતપોતાના ધર્મમાં કુશળ એવા બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, તથા શૂદ્રનાં ઘરોને જોતા જોતા તેઓ ઉતારાના ઘરમાં પુરોચન સહિત આવ્યા. તેઓને ખાન પાનના સર્વ પદાર્થો, શોભાયમાન શય્યાઓ તથા સુંદર આસનો પુરોચને આપ્યાં. હવે ત્યાં દશ રાત્રી રહ્યા પછી પુરોચનના કહેવાથી પાંડવોએ, શિવ નામના લાક્ષાગૃહમાં સર્વ સાહિત્ય લઇ જેમ યક્ષો કૈલાસમાં પ્રવેશ કરે તેમ પ્રવેશ કર્યો. અને ત્યાં રહ્યા પછી યુધિષ્ઠિર તે લાક્ષાગૃહને જોઇ ભીમસેનને કહેવા લાગ્યા કે હે ભાઇ! આ ઘરમાં કારીગરોએ લાખ, રાળ, શણ તથા વાંસ એ સર્વ પદાર્થો ઘી સાથે મેળવીને નાખેલા છે, એમ મને સુગંધથી જણાય છે; ને આપણા ઉપર દયા કરીને વિદુરે પણ કહેલ છે જે, "તમોને બાળવા સારૂ દુર્યોધને પોતાના ગુપ્ત ચાકરો પાસે લાક્ષાદિ પદાર્થો યુક્ત એક ઘર કરાવ્યું છે." હે ભીમ! તે આજ ઘર, ને પુરોચન પણ દુર્યોધનને વશ થઇ આપણને બાળવાની ઇચ્છાથીજ સ્નેહ દેખાડે છે, અને કપટથીજ વર્તે છે. ભીમસેને કહ્યું હે ભાઇ યુધિષ્ઠિર! આ અગ્નિરૂપ ઘર છે એમ તમે માનતા હો તો આપણે પ્રથમ જ્યાં રહેતા હતા ત્યાં જઇ રહીએ. યુધિષ્ઠિર બોલ્યા કે હે ભીમસેન! આપણે આકુલતાથી રહિત થઇ આપણા અંતઃકરણની ઇચ્છા કોઇના જાણવામાં ન આવે તેમ રહેવું. તો આપણાથી જ્યાં આપણી જવાની મરજી હશે ત્યાં જઇ શકાશે. પણ જો પુરોચનને ખબર પડશે તો તે અધર્મથી નહિ બીહીનાર એવો પાપી નિશ્ચય બળાત્કારથી આપણને બાળી નાખશે. ત્યારે તું માનશે કે ભીષ્મ આપણી સહાયતા કરનાર છે, તે કૌરવો ઉપર ક્રોધ કરશે. પણ નહીં, તે તો ઉલટા કૌરવોને આપણા ઉપર ક્રોધ પમાડે છે, તેથી તેઓ તો કૌરવો સહિત ખુશી થશે. માટે જો આપણે બળી જવાના ભયથી નાસી જઇએ, તો હાલ ભીષ્માદિના પક્ષવાળો રાજ્યલોભી તથા દ્રવ્યવાન દુર્યોધન, રાજ્ય પક્ષ તથા દ્રવ્ય વગ-

રના આપણને આકરથી શોધ કરાવી નાશ પમાડે. વાસ્તે આપણે નિત્ય દિવસના મૃગયા કરવા જવું, જેથી આપણને અહીંથી જવાના માર્ગોની ખબર પડે. વળી આ ઘરમાંથી એક ભોંયરૂં કરાવવું. એ સર્વ અહીં રહેનાર પુરોચનને તથા આ વારણાવતની પ્રજાને ખબર ન પડે તેમ આળસ રહિત થઇ કરવું.

वसताऽत्र यथाचास्मान् नबुध्येतपुरोचन:
पौरो वापिजन: कश्चित् तथाकार्यमतंद्रितै: ॥

इति श्रीमहाभारत आदिपर्वणि जतुगृहपर्वणि भीमसेनयुधिष्ठिरसंवादे गुर्जरभाषायां षट्चत्वारिंशदधिकशततमोऽध्याय: ॥ १४६ ॥

## અધ્યાય ૧૪૭ મો. લાક્ષાગૃહમાં લાય.

वैशंपायन उवाच—विदुरस्य सुहृत्कश्चित् खनक: कुशलोनर:
विविक्तेपांडवानराजान् इदंवचनमब्रवीत् ॥

વૈશંપાયન કહે છે—ત્યાર પછી વિદુરનો સ્નેહી એક ખનક નામનો પુરૂષ પાંડવોની પાસે આવી એકાંતમાં કેહેવા લાગ્યો કે હે પાંડવો! વિદુરે મને કહ્યું છે જે, " તું પાંડવોની પાસે જઇ જેમ તેઓનું સારૂં થાય ને પુરોચનને ખબર ન પડે તેમ કર. " એમ વિદુરના કહ્યાથી હું તમારી પાસે આવ્યો છું, માટે તમારૂં સારૂં કેમ થાય તે મને કહો. તે દુષ્ટ બુદ્ધિવાળા દુર્યોધને તમોને માતાએ સહિત બાળવા સારૂ પુરોચનને તમારી સાથે રાખ્યો છે. તે કોઇ માસના કૃષ્ણ પક્ષની ચૌદશની રાત્રીએ આ ઘરમાં તમો રહ્યા છો, તેના દ્વારથી અગ્નિ લગાડશે. આ મારા બોલવામાં તમોને વિશ્વાસ ન હોય તો તેની નિશાની કહું છું કે, વિદુરે મ્લેચ્છ ભાષામાં તમોને કાંઇ કહ્યું હશે ત્યારે તમોએ કહ્યું કે એમજ છે. એવાં ખનકનાં વચન સાંભળી યુધિષ્ઠિર કેહેવા લાગ્યા કે હે ખનક! તું વિદુરનો સ્નેહી અને પ્રિય મિત્ર છે તે હું જાણું છું, ને કૌરવો અમોને દુઃખ આપે છે, તે સૌ વિદુર જાણે છે. વિદુરને તારામાં સ્નેહ છે, તેમ અમોને પણ છે, તેથી જેમ તું તેનું સારૂં કરે છે, તેમ અમારૂં પણ કર. દુર્યોધનની આજ્ઞાથી પુરોચને અમોને બાળવા સારૂ આ ઘર રચાવ્યું છે તે હું જાણું છું, ને અમે આ ઘરમાં બળી મરશું તો તે પાપ બુદ્ધિવાળો, તથા નિત્ય અમોને દુઃખ આપનાર દુર્યોધન ઘણો ખુશી થશે. તેણે જેમાંથી બાહાર નીકળવાનો માર્ગ નથી એવું ને પાયાથી તે શિખર પર્યંત લાક્ષાદિ પદાર્થો યુક્ત આ ઘર રચાવેલું છે તે વિદુર જાણે છે, ને તેણે અમને પણ કહેલ છે. વાસ્તે આ લાખના ઘરમાંથી અમોને જેમ પુરોચન ન જાણે તેમ મૂકાવ. એવાં પાંડવોનાં વચન સાંભળીને તેણે કહ્યુ કે સારૂં. પછી તે ઘરમાંથી બાહાર નીકળી જવા માટે જમીનની બરોબર ખનકે એક ભોંયરૂં કર્યું, ને પુરોચનના ભયથી તેનું મહોડું ગુપ્ત રાખ્યું. હવે તે દુષ્ટ બુદ્ધિવાળો પુરોચન નિત્ય તે ઘરના દ્વાર પ્રત્યે રહેતો, ને પાંડવો હથિયાર સહિત રાત્રિયે તે ઘરમાં આવીને રહેતા; તથા દિવસના મૃગયા કરવા સારૂ રોજ વનમાં જતા હતા. તે વિશ્વાસ રહિત એવા પાંડવો પુરોચનના કપટરૂપી સ્નેહથી સંતોષ નહી પામતા, તોપણ જેમ વિશ્વાસ યુક્ત તથા સંતોષ યુક્ત હોય તેમ પુરોચનને છળ કરવા સારૂ આશ્ચર્યથી રહેતા. તેની વિદુરના પ્રધાન ખનક શિવાય વારણાવતમાં રહેનાર

પુરૂષોને ખબર હતી નહીં.

नचैनानन्वबुध्यंत नरानगरवासिन:
अन्यत्रविदुरामात्यात् तस्मात्खनकसत्तमात् ॥

इति श्रीमहाभारते आदिपर्वणि जतुगृहपर्वणि जतुगृहवासे गुर्जरभाषायां सप्तचत्वारिंसदधिकशततमोऽध्यायः ॥ १४७ ॥

## અધ્યાય ૧૪૮ મો. લાક્ષાગૃહમાં લાય.

वैशंपायन उवाच—तांस्तुदृष्ट्वासुमनस: परिसंवत्सरोषितान्
विश्वस्तानिवसंलक्ष्य हर्षचक्रे पुरोचनः ॥

વૈશંપાયન કહે છે—પછી ત્યાં સુંદર મનવાળા પાંડવો ઘણાક દિવસ સુધી રહ્યા તેઓને વિશ્વાસ યુક્ત જોઇને પુરોચન હર્ષ પામ્યો. ત્યારે યુધિષ્ઠિર પોતાના ભાઈઓને કહેવા લાગ્યા કે, આ પાપી પુરોચન આપણને વિશ્વાસ યુક્ત જાણે છે, માટે હવે આપણે છળ કરી ભાગી જવું. તે એવી રીતે કે, આ લાખના ઘરમાં છ મનુષ્યો રાખી તેઓ સહિત આ ઘરને બાળી, તથા પુરોચનને પણ બાળીને કોઇ ન જાણે તેમ નાસી જવું. એમ યુધિષ્ઠિરના કહેવા પછી દાન આપવાના મિશે કુંતીએ કેટલાક બ્રાહ્મણોને જમાડયા, તેમાં કેટલીક સ્ત્રીઓ પણ રાત્રિયે ભોજન સારૂ આવી હતી તે સુંદર ખાન પાન કર્યા પછી કુંતીની રજા લઇ પાછી પોતાને ઘેર ગઇઓ. પછી ત્યાં કાળે પ્રેરણા કરી એવી પાંચ પુત્ર સહિત એક ભીલડી અન્ન માગવા સારૂ આવી, તેને પાંડવોએ ખાવાનું આપ્યું, તે ખાઇને પુત્રે સહિત તેણે મદિરા પીધી, તેથી વિહ્વલતાથી મુવા સરખી થઇને તે લાખના ઘરમાંજ સુઈ રહી. પછી રાત્રીને વિષે સર્વ મનુષ્યો નિદ્રાવશ થયા ને ઘણો વાયુ વાવા લાગ્યો ત્યારે ભીમસેને જ્યાં પુરોચન સુતો હતો તે ઘરને તથા લાખના ઘરને ચારે કોરથી અગ્નિ લગાડયો. તે ચોતરફ સળગી ઉઠયો ત્યારે પાંડવોએ માતાએ સહિત તે ભોંયરામાં પ્રવેશ કર્યો. હવે અગ્નિના તાપથી તથા ઘર બળવાના શબ્દથી સર્વ પ્રજા જાગી ઉઠીને, તે લાખના ઘરને બળતું જોઈ ખેદથી કહેવા લાગી કે, દુષ્ટ બુદ્ધિવાળા પાપી પુરોચને દુર્યોધનના કહેવાથી પોતાનાજ નાશ વાસ્તે આ ઘર કરાવ્યું હતું તે બાળ્યું. પણ મોટો અફસોસ તો એ કે ધૃતરાષ્ટ્રની બુદ્ધિ સારી નથી, કારણ પવિત્ર પાંડુરાજાના પુત્રોને શત્રુની પેઠે તેણે બળાવ્યા, તેથી તે ધિક્કારવા લાયક છે, અને આ વિશ્વાસ યુક્ત નિરપરાધી પાંડવોને બાળનાર પાપાત્મા પુરોચન બળી ગયો એ ઘણું સારૂં થયું. વૈશંપાયન કહે છે—એમ ખેદ કરતી કરતી વારણાવતની પ્રજા તે ઘરને વિંટીને તે રાત્રિએ ઉભી હતી. દુ:ખ યુક્ત માતાએ સહિત પાંડવો તે ભોંયરામાંથી કોઇ ન જાણે તેમ દૂર વનમાં જઇ ઉતાવળથી જવા લાગ્યા. પણ રાત્રિના જાગરણને લીધે તથા ઘણું ચાલ્યાથી થાકી ગયા તેથી તેઓ માતાએ સહિત ચાલવાને અશક્ત થયા. ત્યારે ભયંકર પરાક્રમવાળા ભીમસેને પોતાની મા કુંતિને કાંધ ઉપર બેસાડી નકુલ તથા સહદેવને પોતાના સાથળ ઉપર વળગાડયા અને યુધિષ્ઠિરને તથા અર્જુનને બેઉ હાથમાં લીધા. એ પ્રમાણે લઇ તે સરખા વેગવાળા ભીમસેન જાણે છાતીથી

વૃક્ષોનો નાશ કરતા હોય તથા પગેથી પૃથ્વીને કંપાવતા હોય એમ જલદીથી જવા લાગ્યા.

उत्सापा पान् भंजनमहीपदूर्भ्यां विदारयन्
सजगामाशुतेजस्वी वातरंहावृकोदर: ॥

इति श्रीमहाभारत आदिपर्वणि जतुगृहपर्वणि जतुगृहदाहे गुर्जरभाषायां अष्टचत्वारिंशदधिकशततमोऽध्याय: ॥ १४८ ॥

## અધ્યાય ૧૪૯ મો. વિદુરે રાખેલો ગંગા ઉતારવાનો બેત.

वैशंपायन उवाच—एतस्मिन्नेव काले तु यथा संप्रत्ययं कवि:
विदुर: प्रेषयामास तद्वनं पुरुषंशुचिं ॥

વૈશંપાયન કહે છે—એવા સમયને વિષે પ્રથમનાં સંકેત પ્રમાણે વિદુરજીએ તે વન પ્રત્યે એક નાવિકને મોકલ્યો. જે તેના કહ્યા પ્રમાણે તે વનમાં આવ્યો તો ત્યાં માતાએ સહિત પાંડવો ભાગીરથી નદી પાર ઉતરવા સારૂ તેના જળને માપતા હતા. તે જોઇ પાપ બુદ્ધિવાળા દુર્યોધને પાંડવોને દુઃખ આપ્યાં છે એમ જાણીને, તે નાવિકે ભાગીરથીના કિનારા પ્રત્યે ઘણા વેગવાળું, વાવટાવાળું તથા ચલાવનાર પુરૂષોએ યુક્ત એવું એક નાવ પાંડવોને દેખાડયું ને પોતામાં વિશ્વાસ આવે તેમ તેઓને કહ્યું કે હે યુધિષ્ઠિર! તમોને પ્રથમ વિદુરે કહ્યું છે જે, "તમોને પુરોચન લાખના ઘરમાં બાળશે. માટે સાહુડી નામનું જનાવર પોતાને રેહેવાને જેવું બે બાજુથી નીકળી જવાય એવું ભોંયરૂં તમે પણ તે ઘરમાં કરાવજો, ને જ્યારે તે ઘર બળે ત્યારે ધીરજ રાખી તે ભોંયરાની વાટે નીકળી જજો." વળી બીજું પણ તમોને કહ્યું છે જે, "યુદ્ધમાં કર્ણ, શકુનિ તથા ભાઇઓ સહિત દુર્યોધનને તમે જીતશો." હવે આ નાવ ભાગીરથી ગંગાના જળ માર્ગ વિષે રાખ્યું છે, તે તમોને સામા કિનારા પ્રત્યે પહોંચાડશે. એમ કહી માતાએ સહિત દુઃખ યુક્ત પાંડવોને પોતાના નાવમાં બેસાડીને તેણે નાવ ચાલતું કર્યું અને વળી રસ્તામાં કહ્યું કે વિદુરે તમોને કહેવરાવ્યું છે જે, "તમે વનમાં ગતિ કરશો ત્યારે તમારાં અરિષ્ટ સર્વે નાશ પામશે." એમ કહી ગંગાના બીજા કિનારા પ્રત્યે પાંડવોને મૂકી, "તમારો જય થાઓ" એમ આશિર્વાદ આપીને તે જવા લાગ્યો. ત્યારે પાંડવોએ મહાત્મા તથા રૂડી બુદ્ધિવાળા વિદુરને પોતાના કુશળ સમાચાર તેની સાથે કેહેવરાવ્યા, ને પોતે ભાગીરથીને ઉતરી જેમ કોઇ ન જાણે તેમ ચાલતા થયા.

पांडवाश्च महात्मान: प्रतिसंदिश्य वैकवे:
गंगामुत्तीर्य वेगेन जग्मुर्गूढमलक्षिता: ॥

इति श्रीमहाभारत आदिपर्वणि जतुगृहपर्वणि गंगात्तरणे गुर्जरभाषायामूनपंचाशदधिकशततमोऽध्याय: ॥ १४९ ॥

## અધ્યાય ૧૫૦ મો. પાંડવદાહની ખબર.

वैशंपायन उवाच—अथरात्र्यां व्यतीतायामशेषानागरो जन:
तत्राजगाम त्वरितो दिदृक्षु: पांडुनंदनान् ॥

વૈશંપાયન કહે છે-હવે વારણાવતની પ્રજા તે બળતા એવા લાખના ઘરને વિંટીને ઉભી હતી, ને વળી રાત્રી વ્યતીત થયા પછી ત્યાંની બીજી સર્વ પ્રજા પાંડવોને જોવાની ઇચ્છાથી ત્યાં આવીને અગ્નિને ઠારવા લાગી. અને લાખનું ઘર તથા પુરોચન બળી ગયાં તે જોઇને કહેવા લાગી કે, નિશ્ચય ધૃતરાષ્ટ્રને ખબર છતાં પાપકર્મવાળા દુર્યોધને પાંડવોને નાશ કરવા સારૂ આ સર્વ કરાવ્યું. પણ તેને મહાબુદ્ધિવાળા ભીષ્મ, દ્રોણ, વિદુર તથા સર્વ કૌરવોએ કંઇ પણ સમજાવ્યો નહીં, તેથી તેઓ કોઇ ધર્મ પ્રમાણે વર્તતા નથી એમ જણાય છે. હવે આપણે ધૃતરાષ્ટ્રને માણસ મૂકી કહેવરાવીએ જે, "તમોએ પાંડવોને બળાવીને તમારી ઇચ્છા પૂર્ણ કરી." એમ તે બધી પ્રજા કેહેતી ને પાંડવોને શોધવા સારૂ અગ્નિને ઠારતી હતી, તેવામાં તેઓએ પાંચ પુત્રે સહિત બળેલી ભીલડીને દીઠી, તેથી નિશ્ચય કર્યો કે એ પાંડવો સહિત કુંતી છે. તે વખતે ખનકે તે ભોંયરાનું દ્વાર ધૂળથી બંધ કરી નાખ્યું, તે કોઇના જાણવામાં આવ્યું નહીં. પછી તે પ્રજાઓએ માણસ મોકલીને પાંડવો અગ્નિમાં બળી મૂવા એમ ધૃતરાષ્ટ્રને કહેવરાવ્યું. ત્યારે તે વાર્તા સાંભળી ધૃતરાષ્ટ્ર દુઃખ યુક્ત થઇ વિલાપ કરી કેહેવા લાગ્યા કે, માએ સહિત પાંડવો બળી મૂઆ તેથી મારો ભાઇ યશસ્વિ પાંડુરાજા આજેજ મરણ પામ્યો એમ હું સમજું છું. માટે હવે સર્વ પ્રજા તથા સંબંધીઓ તે વારણાવત પુરમાં જઇ તેમની ઉત્તર ક્રિયા ઘણા દ્રવ્યથી કરો. એમ કહી સર્વ સંબંધીઓ સહિત ધૃતરાષ્ટ્રે પાંડવોનું ઉદક દાન કરવા માંડયું. ત્યારે બધાઓએ, હે યુધિષ્ઠિર ! હે ભીમ ! હે અર્જુન ! હે નકુલ ! હે સહદેવ ! હે કુંતી ! એમ વિલાપ યુક્ત રૂદન કરીને, સૌનાં નામ લઇ જળદાન આપ્યું. અને તેઓ પાંડવોનો ઘણો શોક કરવા લાગ્યા. પણ એક વિદુરજી જેને રહસ્યની ખબર હતી, તે કંઇ ઘણો શોચ કરતા નહીં. હવે પાંડવો રાત્રીમાં નક્ષત્રોથી માર્ગ જાણી દક્ષિણ દિશા તરફ ગાઢ વનમાં સાવચેતાઇથી જવા લાગ્યા. ત્યારે થાકી ગયેલા, તૃષાથી પીડાયલા તથા નિદ્રાથી ઘેરાયલી છે આંખો જેઓની એવા પોતાના ભાઇઓને જોઇ યુધિષ્ઠિર ભીમને કેહેવા લાગ્યા કે હે ભીમ ! આ વન ઘણું ગાઢ આવ્યું, ને દિશાઓને પણ અમે જાણતા નથી, તેથી હવે અમે આગળ ચાલવાને અસમર્થ છીએ. વાસ્તે સર્વથી જેમ વાયુ બળવાન તેમ આપણામાં તમે બળવાન છો, તેથી ફરી પૂર્વની માફક અમોને ગ્રહણ કરી ચાલવા યોગ્ય છો. એમ યુધિષ્ઠિરના કેહેવાથી કુંતીને તથા સર્વ ભાઇઓને ગ્રહણ કરી મહા બળવાન ભીમસેન આગળ ચાલ્યા.

**इत्युक्तो धर्मराज्ञेन भीमसेनो महाबलः**
**आदाय कुंतीभ्रातृंश्च जगामाशु महाबलः ॥**

**इति श्रीमहाभारत आदिपर्वणि जतुगृहपर्वणि पांडववनप्रवेशे गुर्जरभाषायां पंचाशदधिकशततमोऽध्यायः ॥ १५० ॥**

---

## અધ્યાય ૧૫૧ મો. ભીમનું જળ લેવા જવું.

**वैशंपायन उवाच—तेन विक्रममाणेन ऊरुवेगसमीरितं**
**वनं सवृक्षविटपं व्याघूर्णितमिवाभवत् ॥**

વૈશંપાયન કેહે છે—એ પ્રમાણે ભીમસેન ઘણા વેગથી ચાલતા હતા, તેથી સર્વ

વૃક્ષોએ સહિત તે વન ક્ષોભિત સરખું થઇ ગયું. તે વૃક્ષો જ્યેષ્ઠ તથા અષાઢ માસના વાયુથી તથા મદોન્મત હાથીના ચાલવાથી નાશ પામે તેમ નાશ પામવા લાગ્યા. એવી રીતે જતાં રસ્તાંમાં કેટલાક પર્વતો તથા સ્થાનકો આવ્યાં, તે સર્વને ઉલંઘીને, સિંહાદિ જનાવરો જેમાં રેહે છે એવા એક ભયંકર, થોડા મૂળ તથા અલ્પ પાણીવાળા વનમાં સાયંકાળની વખતે તેઓ આવી પહોંચ્યા. તે સમય પ્રચંડ વાયુ વાતો હતો, તેથી દિશાઓમાં અંધારૂં થઇ ગયું હતું, ને ઘણાં વૃક્ષો નાશ પામતાં હતાં. તેવામાં શ્રમ, અને તૃષાથી પીડાયલા તથા નિદ્રાથી ઘેરાયલા પોતાના પુત્રોને કુંતીયે કહ્યું કે, મને જળની તૃષા લાગી છે. માતાનાં એવાં વચન સાંભળી ભીમનું મન ઘણું ખેદ પામવા લાગ્યું, ને તે મોટા ભયંકર વનમાં ચાલતાં એક સુંદર છાયાવાળું વૃક્ષ આવ્યું, તે જોઈ તેણે તે વડના વૃક્ષ નીચે પોતાની માને તથા ભાઇઓને બેસાડીને કહ્યું કે, અહીં તમો બેસો, ને વિશ્રામ કરો. સારસ પક્ષીઓનો શબ્દ નજીક સંભળાય છે, માટે જળનું સ્થાનક પાસે હશે એમ જણાય છે, તેથી ત્યાં જઇ શોધ કરી હું જળ લઈ આવું. એમ ભીમસેને કહ્યું ત્યારે યુધિષ્ઠિરે કહ્યું કે, ઠીક ભલે જાઓ. પછી ભીમસેન, સારસાદિ પક્ષીઓ જેમાં શબ્દ કરે છે એવા જળના સ્થાનક પ્રત્યે ગયા. અને તેમાં સ્નાન તથા જળપાન કરી ભાઇઓ ઉપર દયાવાન થઇ, ઉતાવળથી તેઓ વાસ્તે પોતાનાં વસ્ત્ર પલાળી જળ લઇ આવ્યા. પણ ત્યાં આવી જુએ છે તો તે વડના વૃક્ષ નીચે પૃથ્વી ઉપર પોતાની મા તથા ભાઇઓ સુઇ ગયેલા હતા. તેઓને જોઇ ઘણા દુઃખ યુક્ત થઇ તે પોતાના મનમાં કહેવા લાગ્યા કે, આ મારા ભાઇઓ, વારણાવતપુરમાં સુંદર શૈય્યાઓ ઉપર નિદ્રાયુક્ત ન થયા ને આજ અહીં પૃથ્વી ઉપર નિદ્રાયુક્ત થઈને કેમ સુતા છે ? વળી સુંદર શૈયા ઉપર શયન કરવા વાળી, વસુદેવની બેન, કુંતીભોજની પુત્રિ, વિચિત્રવીર્યના પુત્ર પાંડુરાજાની સ્ત્રી, તથા અમારી મા, જેણે ધર્મ વાયુ તથા ઇંદ્રથી યુધિષ્ઠિરાદિ અમો પુત્રોને ઉત્પન્ન કર્યા છે, તે આ કુંતિ થાકીને પૃથ્વી ઉપર સુતાં છે, તેને તથા પુરૂષમાં સિંહ સરખા ભાઇઓને પણ પૃથ્વી ઉપર સુતેલા જોઉં છું. હવે તેથી વધારે દુઃખ હું શું દેખવાનો છું ! અરે ! આ મારા ભાઇ યુધિષ્ઠિર ત્રણ લોકનું રાજ્ય કરવા લાયક તે આજ પૃથ્વી ઉપર કેમ સુતા છે ! વળી આ સુંદર સ્વરૂપવાળા અર્જુન સાધારણ પુરૂષની માફક પૃથ્વી ઉપર સુતા છે. તેને તથા આ અશ્વિનીકુમાર સરખા સુંદર સ્વરૂપવાળા નકુલ તથા સહદેવને પણ પૃથ્વી ઉપર સુતેલા જોઉં છું, તેથી વધારે બીજું શું દુઃખ ! જેના કુળમાં દુઃખ આપનારા સંબંધિઓ ન હોય, ને તે પુરૂષ એકલો હોય તો સુખે કરી જીવી શકે છે. જેમ કોઈ ગામમાં ફળ તથા સુંદર પાનવાળું એકજ વૃક્ષ હોય, તો તે સર્વ પ્રજાની રક્ષાથી જીવે છે. વળી જેના સંબંધિયો શૂરા તથા ધર્મયુક્ત હોય, તે પુરૂષ પણ તેઓના આશ્રયથી સુખે જીવી શકે છે; જેમ વનમાં ઉગેલાં વૃક્ષો એક બીજાનો આશ્રય કરી જીવે છે. પણ અમોને તો દુર્યોધનને વશ એવા દુષ્ટાત્મા ધૃતરાષ્ટ્રે દેશવટો આપ્યો, ને લાખના ઘરમાં બાળવાનો ઉપાય કર્યો. પણ તે થકી અમે દૈવના યોગથી મૂકાઇને, મહા દુઃખ યુક્ત થઇ આ વડના વૃક્ષ નીચે આવી અટક્યા છીએ. હવે અમે કઇ દિશા પ્રત્યે જઈશું ! વૈશંપાયન કેહે છે—એમ પોતાના મનમાં શોક કરી મહાક્રોધ યુક્ત થઇને ભીમસેન, જેમ દુર્યોધન પાસે હોય ને કહે તેમ કહેવા લાગ્યો કે, હે દુષ્ટબુદ્ધિવાળા ધૃતરાષ્ટ્રના પુત્ર દુર્યોધન ! હમણાં તારી ઉપર સર્વ દેવતા પ્રસન્ન છે, જેથી

આ યુધિષ્ઠિર તને મારવાની મને આજ્ઞા આપતા નથી; તેથીજ તું જીવે છે. પણ જો તે મને રજા આપે તો આજજ તને પુત્ર, પ્રધાનો, ભાઇઓ, તથા કર્ણાદિ મિત્રાએ સહિત યમલોક પ્રત્યે મોકલું. પણ શું કરૂં ! આ ધર્માત્મા યુધિષ્ઠિરને કંઇ પણ ક્રોધ ઉત્પન્ન થતો નથી ! એમ કહી ભીમસેન પોતાના હાથ મસળી નિશ્વાસ મૂકી, શિખાએ રહિત જેમ અગ્નિ શાંત હોય તેમ શાંન્ત થઇને બેઠા, અને નિશ્ચિંતાઈથી પૃથ્વી ઉપર સુતેલા પોતાના ભાઇઓને જોઇને મનમાં વિચાર કરવા લાગ્યા કે, આ વનથી શેહેર ઘણું દૂર નથી ને આ સૌ સુતાં છે, તો તેની રક્ષા કરવા મારે જાગવું; ને જ્યારે તેઓ દુ:ખ રહિત થઇ નિદ્રામાંથી જાગશે, ત્યારે આ જળનું પાન કરશે. એવો નિશ્ચય કરી ભીમસેન ત્યાં જાગતા રહ્યા.

प्रास्यंती मे जलं पश्चात् प्रतिबुद्धाजितक्लमाः
इति भीमो व्यवस्यैव जजागार स्वयं तदा ॥

**इति श्रीमहाभारत आदिपर्वणि जतुगृहपर्वणि भीमजलाहरणे गुर्जरभाषाया मेकपंचाशदधिकशततमोऽध्यायः ॥ १५१ ॥**

## हिडिंबवधपर्व

## અધ્યાય ૧૫૨ મો. હિડિંબાને ભીમનો મોહ.

**वैशंपायन उवाच—तत्र तेषु शयानेषु हिडिंबो नामराक्षसः**
**क्रूरोमानुषमांसादो महावीर्यपराक्रमः ॥**

વૈશંપાયન કહે છે—એ પ્રમાણે પાંડવો તે વડના વૃક્ષ નીચે સુતા હતા, તે વખતે ક્રૂર, મનુષ્યના માંસનું ભક્ષણ કરનાર, મહા પરાક્રમી, મેઘ સરખા શ્યામ વર્ણવાળો, પિળા નેત્રવાળો, ભયંકર શરીરવાન, મોટી ડાઢોએ કરી ભયંકર જેનું મુખ છે એવો, ક્ષુધાએ કરી યુક્ત, મોટા હોઠ તથા ઉદરવાળો, ડાઢિ મૂછ તથા મસ્તકના કેશ જેના લાલ છે એવો તથા વૃક્ષ સરખી ઉંચી ડોકવાળો એક હિડિંબ નામનો રાક્ષસ, પોતાની હિડિંબા બેન સાથે ત્યાં આવ્યો, અને એક સાગના વૃક્ષ ઉપર બેઠો. એટલામાં તેની નજર તે સુતેલા પાંડવો ઉપર પડી, તેથી તે પોતાની બેન હિડિંબાને કહેવા લાગ્યો કે, આજ ઘણાક દિવસે માણસના માંસનું પ્રિય ભક્ષ્ય મને પ્રાપ્ત થયું, તેથી મારા મહોડામાં રહેલી આઠ ડાઢોએ કરી તેનું હું ભક્ષણ કરીશ; તે મનુષ્યોનાં ગળાં તથા ધમનિ નામની નાડિઓ કાપીને, તેના શરીરનું ઉનું રૂધિર તને પાન કરાવીશ માટે ત્યાં તું જા, ને આ વનનો આશ્રય કરી તે કોણ સુતા છે તેની ખબર કહાડ. અને તે મનુષ્યોના શરીરની ગંધ મને ઘણોજ હર્ષ આપે છે, માટે તેઓનો નાશ કરી મારી પાસે લાવ. તે આપણા વનમાં આવી સુતેલા છે, તેથી તને કંઇ તેઓથી ભય થનાર નથી. વાસ્તે તેઓને મારીને તું અહીં લાવીશ, ત્યારે તેઓના શરીરમાંથી માંસ કાઢી ભક્ષણ કરીને, આપણે આ વનમાં નૃત્ય કરશું. એવાં વચન સાંભળી હિડિંબાએ ત્યાં જઇને, કુંતીએ સહિત પાંડવોને સૂતેલા, તથા કોઈથી ન જીતાય એવા ભીમસેનને બેઠેલા જોયા. પછી ભીમસેનનું કોમળ અંગ જોઇ તે ઉપર આસક્તિવાન થઇને તે પોતાના મનમાં વિચાર કરવા લાગી કે, આ પુરૂષ સુંદર શરીરવાળો, મહાબાહો,

સિંહ સરખી કાંધવાળો, શંખ સરખું જેનું ગળું છે એવો, તથા કમળપત્ર સરખા નેત્રવાળો છે, તેથી મારો ભર્તા થવા લાયક છે. માટે મારા ભાઇ હિડિંબના કહ્યા પ્રમાણે હું નહી કરૂં, કારણ ભાઇ કરતાં પતિ ઉપર સ્નેહ અધિક હોય છે. જો હિડિંબના કહ્યા પ્રમાણે આ પુરૂષનો નાશ કરૂં તો મને તથા હિડિંબને બે ઘડિ તૃપ્તિરૂપી સુખ થાય, ને જો આને બચાવું તો એની સાથે ઘણા વર્ષો પર્યંત હર્ષ પામું. એમ વિચાર કરી, મનુષ્યની સ્ત્રી સરખું સુંદર સ્વરૂપ ધારણ કરી તથા દિવ્ય અલંકારોથી શોભાયમાન થઇ ભીમસેનની પાસે આવી, ને લજ્જા યુક્ત હોય તેમ હાસ્ય પૂર્વક તેને કહેવા લાગી કે, તમે કોણ છો? કયાંથી આવ્યા છો? ને આ દેવતા સરખા કોણ પુરૂષો સુતેલા છે? વળી આ મ્હોટી અવસ્થાવાળી સુંદર સ્ત્રી જેમ પોતાના ઘરમાં નિશ્ચિંતાઇથી સુવે તેમ આ વનમાં આવી સુતી છે, તે તમારી શું થાય? અહીં રાક્ષસો ઘણા રહે છે, તેથી આ વન ઘણું ભયંકર છે તેને તમે જાણતા નથી. અહીં રહેનાર પાપાત્મા હિડિંબ નામનો રાક્ષસ મારો ભાઇ છે, તેણે તમોને જોઇ તમારા શરીરના માંસનું ભક્ષણ કરવાની ઇચ્છાથી, તમારો નાશ કરવા મને અહીં તમારી પાસે મોકલી છે. પણ તમોને દેવતા સરખા સ્વરૂપવાળા જોઇને હું મોહ પામી ગઇ છું, ને હવે તમારા વિના બીજા પતિની ઇચ્છા કરતી નથી; એ હું સત્ય વચન કહું છું. માટે હે ધર્મના જાણનાર! એ મારા મનની ઇચ્છા જાણી, તમારે વિષે હું કામના યુક્ત છું એમ માની તમે મને સ્ત્રીરૂપે ગ્રહણ કરશો, તો મનુષ્યોને ભક્ષણ કરનાર હિડિંબ રાક્ષસથી હું તમારી રક્ષા કરીશ. અને હું ઇચ્છા પ્રમાણે અંતરિક્ષમાં ગતિ કરનારી છું, માટે પર્વતો ઉપર તથા શહેરોમાં મારી સાથે રહી તમે અત્યંત સુખ પામશો. એવું સાભળી ભીમસેન કહેવા લાગ્યા કે, હે રાક્ષસિ! સુતેલાં એવાં પોતાની મા તથા ભાઇઓનો ત્યાગ અહીં વનમાં બળવાન પુરૂષ કેમ કરે? અને તેઓને રાક્ષસોના ભક્ષ્ય વાસ્તે મૂકી કામથી પીડિત થઇ મારા સરખો પુરૂષ સ્ત્રીની સાથે કેમ જાય? તે સાંભળી હિડિંબાએ કહ્યું કે તમારી ઇચ્છા પ્રમાણે હું કરીશ. આ સુતેલાઓને જગાડો, ને મનુષ્યોને ભક્ષણ કરનાર હિડિંબ રાક્ષસથી તમો સર્વને હું મૂકાવીશ. ત્યારે વળી ભીમસેન બોલ્યા કે હે રાક્ષસિ! આ વનમાં સુખે કરી સુતેલાઓને તારા ભાઇ હિડિંબના ભયથી હું નહીં જગાડું, કારણ મારા પરાક્રમને રાક્ષસો, મનુષ્યો, ગંધર્વો, તથા યક્ષો, કોઇ પણ સહન કરવા સમર્થ નથી. માટે હે કલ્યાણિ! હે સુંદર અંગવાળી! તું અહીં બેશ અથવા જા, વા મનુષ્યનું ભક્ષણ કરનાર તારા ભાઇ હિડિંબને અહીં મોકલ તારી ઇચ્છામાં આવે તેમ કર.

गच्छ वा तिष्ठ वा भद्रे य[illegible]सि तत्कुरु
तं वाप्रेषय तन्वंगि भ्रातरं [illegible]रुषादकं ॥

इति श्रीमहाभारत आदिपर्वणि हिडिंबवधपर्वणि भीमहिडिंबासंवादे गुर्जरभाषायां द्विपंचाशदधिकशततमोऽध्यायः ॥ १५२ ॥

## અધ્યાય ૧૫૩ મો. ભીમહિડિંબ યુદ્ધ.

[illegible]पायन उवाच—तां वि[illegible]त्वा चिरगतां हिडिंबो राक्षसेश्वरः
अवतीर्य[illegible] मातात्तस्मादाजगामाशु पाण्डवा[illegible] ॥

વૈશંપાયન કેહે છે—તે વખતે સર્વ રાક્ષસોનો રાજા હિડિંબ, પોતાની બેનને ગયે ઘણીવાર થઇ એમ જાણી, સાગના વૃક્ષ ઉપરથી ઉતરી પાંડવોની પાસે આવતો હતો, તેને જોઇને હિડિંબા ભીમસેનને કેહેવા લાગી કે, આ દુષ્ટાત્મા મનુષ્યોનું ભક્ષણું કરનાર હિડિંબ રાક્ષસ આવે છે, માટે હું કહું તેમ કરો. આ સુતેલા તમારા ભાઇઓ તથા તમારી માને તમે જગાડો, ને હું તમો સર્વને ગૃહણ કરી આકાશ માર્ગે જઇને, આ રાક્ષસ હિડિંબથી બચાવીશ. ભીમસેને કહ્યું કે હે સુંદર સ્ત્રિ! હું અહીં છતાં તું કંઇ ભય રાખ માં. હું આ રાક્ષસનો તારા દેખતાંજ નાશ કરીશ. કારણ યુદ્ધમાં મારી સામે આ રાક્ષસ તથા બીજો કોઇપણ ઉભો રહી શકે તેમ નથી. હાથીની સુંઢ સરખી આ મારી ભુજાઓ, ગદા સરખા આ મારા સાથળ, તથા વન સરખું દૃઢ અને વિશાળ આ મારૂ ઉરૂસ્થલ છે, તે તું જો. મારામાં ઇન્દ્ર સરખું પરાક્રમ છે, તેથી મનુષ્ય સરખો જાણીશ માં. હિડિંબા બોલી કે હે પુરૂષમાં સિંહ સરખા! હું તમારી અવજ્ઞા કરતી નથી. ભીમસેને કહ્યું કે, રાક્ષસો મનુષ્યનું ભક્ષણ કરવા સારૂ જે પરાક્રમો કરે છે તે સર્વે હું જાણું છું. વૈશંપાયન કહે છે એ પ્રમાણે તે બેઉ જણાં વાતો કરતાં હતાં, તે હિડિંબ રાક્ષસ જે ત્યાં આવતો હતો તેના સાંભળવામાં આવ્યાથી તે મહા ક્રોધયુક્ત થયો. વળી માથામાં જેણે પુષ્પો ગુંથેલાં છે, ચંદ્ર સરખું જેનું મોહોડું છે, જેની સુંદર ભ્રકુટિ, નાક, નેત્ર, તથા અંબોડો છે, કોમળ જેના નખ તથા શરીરની ત્વચા છે, તથા સર્વ અલંકારે યુકત અને ઘણું સૂક્ષ્મ વસ્ત્ર પેહેરેલું, એવું સુંદર મનુષ્યની સ્ત્રી સરખું હિડિંબાનું સ્વરૂપ જોઇને તેને શાક થયો કે, આ મારી બેન આ પુરૂષમાં મોહ પામી છે એવા શકથી ઘણો ક્રોધ યુક્ત થઇ મોટા નેત્રથી પોતાની બેન સામે જોઇ કહેવા લાગ્યો કે અરે! ભક્ષ્યને ઇચ્છતો એવો હું, તેને દુષ્ટમતિવાળો આ કોણ પુરૂષ વિઘ્ન કરે છે! હે હિડિંબા, તું આ પુરૂષમાં મોહ પામી, તેથી મારા ક્રોધથી તું કંઇ બીહીતી નથી એવું લાગે છે. માટે હે પોતાના કુળના અંશને નાશ કરનાર હિડિંબા! તને ધિક્કાર છે. તું આજે આ પુરૂષના આશ્રયથી મારૂં અપ્રિય કરે છે, માટે તારા સહિત આ સર્વનો નાશ કરીશ. એમ કહી પોતાના દાંતને પીસીને ક્રોધે કરી લાલ નેત્ર યુક્ત થઇને પોતાની બેન હિડિંબાને મારવા સારૂ તેની પાસે આવવા લાગ્યો. તે જોઇ ભીમસેને હિડિંબને કહ્યું કે હે રાક્ષસ! સુખે કરી સુતેલા આ મારા ભાઇ પાંડવોને તું શું કરવા શબ્દે કરી જગાડે છે? મારી સામે તું મને પ્રહાર કર. અને આ તારી બેન હિડિંબાએ તારી આજ્ઞાથી અહીં આવીને મારા સ્વરૂપને જોયું, ત્યારે કામદેવે એના શરીરમાં આવેશ કર્યો, જેથી તે મોહ પામી, માટે એનો કંઇ અપરાધ નથી, ને હું છતાં આ સ્રીરૂપ હિડિંબાને તું મારવા લાયક નથી. માટે મારી સાથે યુદ્ધ કર, જેથી તું નાશ પામીશ; ને મદોન્મત્ત હાથી કમળના પુષ્પને જેમ પગથી ક્ચરે, તેમ હું તારા મસ્તકને પગેથી ક્ચરીશ. વળી તું આજ મારે હાથે નાશ પામી પૃથ્વી ઉપર શયન કરીશ, ત્યારે કાગડા તથા સમડી વિગેરે પક્ષિઓ આ તારા શરીરનું ભક્ષણ કરશે, ને હું ક્ષણ માત્રમાં રાક્ષસ વગરનું વન કરી મૂકીશ. જેમ સિંહ હાથીનો નાશ કરી પૃથ્વી ઉપર રોળે તેમ હું તને નાશ કરીને રોળીશ. તેને આ તારી બેન હિડિંબ જોશે, ને આજથી સર્વ મનુષ્યો નિર્ભયતાથી આ વનમાં પ્રવેશ કરશે. તે સાંભળી હિડિંબ બોલ્યો કે હે પુરૂષ! વૃથા બકવાદ શું કરે છે? તું પોતાના કહેવા પ્રમાણે પરાક્રમથી મારો નાશ કરીને, અભિમાન

યુક્ત વાક્ય બોલવામાં વિલંબ કરીશ માં. વળી તું પોતાના શરીરને બળયુક્ત માને છે, પણ જ્યારે મારી સાથે યુદ્ધનો સમાગમ કરીશ, ત્યારે તને મારા શરીરના બળની ખબર પડશે. હે દુષ્ટ બુદ્ધિવાળા પુરૂષ ! આજ હું તને નાશ કરી તારા રૂધિરનું પાન કરીશ. તથા આ સુતેલા પુરૂષોનો તેમજ આ મારૂં અપ્રિય કરનાર મારી બેન હિડિંબાનો પણ નાશ કરીશ. વૈશંપાયન કહે છે—એમ કહીને હિડિંબ રાક્ષસ પોતાના હાથ મોકળા કરી ભીમસેન સામે દોડયો. ત્યારે શત્રુનો નાશ કરનારા ભીમસેને, તેના હાથ ઝાલી જેમ સિંહ મૃગને ગ્રહણ કરી ખેંચે તેમ આઠ ધનુષ પ્રમાણ એટલે બત્રિશ હાથ જમીન સુધી તેને ખેંચ્યો. તેથી તે ઘણો પીડા પામ્યો, અને મહા ક્રોધ યુક્ત થઇ તેણે ભીમસેનને બાથમાં ઘાલી મહોટો શબ્દ કર્યો. ત્યારે વળી ભીમસેને તે રાક્ષસને પૂર્વની પેઠે ખેંચીને કહ્યું કે, તું શબ્દ માં કર; કારણ આ મારા ભાઇઓ સુતા છે તે જાગી ઉઠશે. પછી ભીમસેન હિડિંબ રાક્ષસ, એ બેઉ જણા સામસામા ઉભા રહી એક બીજાને ખેંચતા ખેંચતા અત્યંત પરાક્રમ કરતા હતા. વળી જેમ મદોન્મત્ત બે હાથી વધતાં વૃક્ષ તથા લતાઓનો નાશ કરી નાંખે, તેમ તે બેઉ જણા ગતિ કરતા, ને યુદ્ધ કરતાં મહોટો શબ્દ કરતા હતા. ત્યારે તેઓના શબ્દ સાંભળી સુતેલા પાંડવો માતાએ સહિત જાગી ઉઠયા, ને તેઓએ પાસે ઉભેલી હિડિંબાને જોઇ.

तयोः शब्देन महता विबुद्धास्तेनरर्षभाः
सह मात्रा च ददृशु हिडिंबामग्रतः स्थितां ॥

इति श्रीमहाभारत आदिपर्वणि हिडिंबवधपर्वणि हिडिंबयुद्धे गुर्जर-भाषायां त्रिपंचाशदधिकशततमोऽध्यायः ॥ १५३ ॥

---

## અધ્યાય ૧૫૪ મો. હિડિંબવધ.

वैशंपायन उवाच—प्रबुद्धास्ते हिडिंबाया रूपदृष्ट्वातिमानुषं
विस्मिताः पुरुषव्याघ्रा बभूवुः पृथया सह ॥

વૈશંપાયન કહે છે—એ પ્રમાણે નિદ્રામાંથી ઉઠી મનુષ્યના સરખું હિડિંબાનું સ્વરૂપ જોઇને માતાએ સહિત પાંડવો વિસ્મય પામ્યા. પછી કુંતિ હિડિંબાને કેહેવા લાગી કે હે સુંદર વર્ણવાળી ! તું કેના સ્ત્રી છે ? ને અહીં શું કરવા આવી છે ? તે મને કહે. શું તું કોઇ આ વનની દેવતા કે અપ્સરા છે ? હિડિંબાએ કહ્યુ કે, જે આ વનમાં તમે આવ્યાં છો, તેમાં હિડિંબ રાક્ષસ તથા હું તેની બેન હિડિંબા નામે રહીએ છીએ. તે મારો ભાઇ હિડિંબ ક્રૂર બુદ્ધિવાળો છે, તેણે તમોને જોવાથી પુત્રે સહિત તમારો નાશ કરવા સારૂ મને આજ્ઞા આપી, જેથી હું અહીં તમારી પાસે આવી. પણ મેં પેલા મહા કાંતિવાન તથા પરાક્રમી તમારા પુત્રને જોયો, કે તરતજ સર્વ પ્રાણીઓના ચિત્તને વિષે રેહેનાર કામ-દેવે મારા શરીરમાં પ્રવેશ કર્યો. ત્યારે તમારા પુત્રને પતિરૂપે માનીને મેં તેને અહીંથી દૂર લઇ જવાની ઇચ્છા કરી નહીં. પછી મને આવ્યે ઘણી વાર થઇ તે જાણીને, મનુષ્યનો ભક્ષણ કરનાર હિડિંબ રાક્ષસ પોતે આ તમારા પુત્રોનો નાશ કરવા સારૂ આવ્યો. તેને સુંદર બુદ્ધિવાળા તમારા પુત્ર પ્રહાર કરતા કરતા અહીંથી દૂર લઇ ગયા, ને હવે પરા-

ક્રમી એવા તે બેઉ એક બીજાને ખેંચતા ખેંચતા મોટા શબ્દ કરે છે, તે તમે જુઓ. વૈશંપાયન કહે છે—એવાં હિડિંબાનાં વચન સાંભળી યુધિષ્ઠિર, અર્જુન નકુલ તથા સહદેવ સર્વે ઉઠીને, જ્યાં સામસામે ઉભેલા, પરસ્પરે ખેંચતા, જયની ઇચ્છાવાળા, સિંહ સરખા બળવંત, તથા એક બીજાને બાથમાં ઘાલી ભીંસતા, એવા ભીમસેન તથા હિડિંબ રાક્ષસ વઢતા હતા ત્યાં આવ્યા. અને હિડિંબ રાક્ષસથી ભીમસેનને પીડાયલા જોઇને અર્જુને કહ્યું કે હે ભીમસેન! શ્રમથી થાકીને સુતેલા એવા અમોને આ રાક્ષસ આવ્યો તેની ખબર પડી નહીં. પણ હવે તમે એ રાક્ષસથી ભય પામશો નહીં, કારણ હું તમારી સહાયતા કરી આ રાક્ષસનો નાશ કરીશ, ને નકુલ તથા સહદેવ આપણી મા કુંતિ તથા યુધિષ્ઠિરની રક્ષા કરશે. તે સાંભળી ભીમસેને કહ્યું કે, તમારે કંઇ ઉતાવળા થવું નહીં, કારણ આ રાક્ષસ હવે ઉદાસપણાને પહોંચ્યો છે, તેથી મારી ભુજાઓની અંદર આવીને પાછો જીવતો જશે નહીં. અર્જુન બોલ્યો કે હે ભીમસેન! આ પાપ બુદ્ધિવાળા રાક્ષસને જીવતો રાખી તેની સાથે ઘણીવાર સુધી યુદ્ધ કરવાનું કંઇ કારણ નથી. કેમકે સંધ્યાનો સમય થવા આવ્યો છે ને તેમાં રાક્ષસોનું બળ વધે છે. માટે તમે તેનો જલદીથી તમારી ભુજાના બળથી નાશ કરો. વૈશંપાયન કેહે છે—એવાં અર્જુનનાં વચન સાંભળી ક્રોદ્ધ યુક્ત થઇ, જગતના સંહારની વખતે વાયુ જેવું પરાક્રમ કરીને ભીમસેન, તે રાક્ષસના મેઘ સરખા કાળા શરીરને ઉપાડી તેને સો વાર ફેરવીને કહેવા લાગ્યો કે હે રાક્ષસ! તું માંસ ખાઇ પુષ્ટ થયો ને વળી ઘણા વર્ષો જીવી વૃદ્ધપણાને પામ્યો તે સર્વ તારૂં વ્યર્થ ગયું, કારણ તું આજ મારી પાસે આવ્યો તેથી વૃથા મૃત્યુને પામીશ. હે હિડિંબ! આજથી હું તારો નાશ કરીને આ વનમાં સર્વ પ્રાણીઓ નિર્ભયતાથી પ્રવેશ કરે તેમ કરીશ. એટલામાં વળી ભીમસેનને વધારે ક્રોધ ઉત્પન્ન થવા સારૂ અર્જુન બોલ્યા કે ભીમસેન! જો તમે આ યુદ્ધમાં આ રાક્ષસ મહાપરાક્રમી છે એમ જાણતા હો તો મને કહો, હું તમારી સહાયતા કરી એનો નાશ કરૂં; નહીં તો હવે તમે એને જલદીથી મારો. પણ એની સાથે યુદ્ધ કરતાં તમોને ઘણીવાર થઇ તેથી તમે થાકી ગયા હશો, માટે વિરામ પામો, ને હું એનો નાશ કરીશ, વૈશંપાયન કેહે છે—એવાં અર્જુનનાં વચન સાંભળી મહા ક્રોધ યુક્ત થઇ, ભીમસેને તે હિડિંબ રાક્ષસને પૃથ્વી ઉપર નાખી જેમ પશુને મારે તેમ માર્યો. તે સમયે તે રાક્ષસ મેઘના સરખા મોટા શબ્દ કરવા લાગ્યો. પછી ભીમસેને તે રાક્ષસને બાથમાં ઘાલી તેની કેડનું હાડકું ભાગી તેનો નાશ કર્યો. તે જોઇ પાંડવો ઘણા ખુશી થયા ને ભીમસેનનાં વખાણ કરવા લાગ્યા. પછી અર્જુને ભીમસેનને કહ્યું કે હે પરાક્રમી! આ વનથી ગામ ઘણું દૂર નથી માટે આપણે અહીંથી બીજે ઠેકાણે જઇએ, જેથી દુર્યોધનને આપણી ખબર ન પડે. એવાં અર્જુનનાં વચન સાંભળી ઠીક, એમ કહી માતાએ સહિત તે પાંડવો તથા હિડિંબા સર્વે વનથી આગળ ચાલ્યાં.

**ततः सर्वे तथेत्युक्त्वा मातासह महारथाः**
**प्रययुः पुरुषव्याघ्रा हिडिंबाचैवराक्षसी ॥**

**इति श्रीमहाभारत आदिपर्वणि हिडिंबवधपर्वणि हिडिंबवधे गुर्जरभाषायां चतुष्पंचाशदधिकशततमोऽध्यायः ॥ १५४ ॥**

## અધ્યાય ૧૫૫ મો. હિડિંબાની કામના.

**भीमसेन उवाच--स्मरंति वैररक्षांसि मायामाश्रित्य मोहिनी**
**हिडिंबे व्रजपंथानं त्वमिमं भ्रातृसेवितं ॥**

પછી ભીમસેને તે હિડિંબાને કહ્યું કે હે હિડિંબે! રાક્ષસો મોહિની માયાનો આશ્રય કરી કોઈ કાળે પણ પોતાનું વેર લે, માટે તારા ભાઇ હિડિંબે જે આ વનનું સેવન કર્યું હતું તે પ્રત્યે તું જા. તે સાંભળી યુધિષ્ઠિરે ભીમસેનને કહ્યું કે હે પુરૂષમાં સિંહ સરખા! કદી તું ક્રોધયુક્ત થયો હો, તોપણ આ સ્ત્રીને મારીશ માં. કારણ પ્રાણીના શરીરની રક્ષા કરવી એ મોટો ધર્મ છે. માટે આ સ્ત્રીની રક્ષા કર, જ્યારે રાક્ષસનો આપણે નાશ કર્યો ત્યારે હવે તેની બેન આ હિડિંબા કદી આપણી ઉપર ક્રોધ કરશે, તોપણ આપણને એ શું કરનાર છે? વૈશંપાયન કહે છે—તે વખતે તે કુંતી તથા યુધિષ્ઠિરને પગે લાગી બોલી કે હે શ્રેષ્ઠકુંતિ! આ સંસારમાં સ્ત્રીઓને કામદેવથી ઉત્પન્ન થતા દુઃખને તમે જાણો છો. તે દુઃખ મને આ ભીમસેનને લીધે પ્રાપ્ત થયું છે, જે એની સાથે સંગ કરવાનો સમય આવે ત્યાં સુધી મેં સહન કર્યું. હવે રાત્રિનો સમય હમણાં થયો તેથી મને સુખની પ્રાપ્તિ થશે. હું મારાં સગાં સ્નેહી તથા ધર્મનો ત્યાગ કરી આ તમારા પુત્ર ભીમસેનને પતિરૂપે વરી છું. માટે તમે અથવા આ શૂરવીર યુધિષ્ઠિર ના કહેશો તો હું જીવીશ નહીં, એ હું તમોને સત્ય કહું છું. વળી હે કુંતિ! આ તમારા પુત્ર ભીમસેનરૂપી મારા પતિ સાથે મને સંગ કરવાની આજ્ઞા આપો. હું દેવતા સરખા સ્વરૂપવાન આ મારા પતિને અહીંથી લઇ જઈ, મારી ઇચ્છા પ્રમાણે એની સાથે સુખ ભોગવીને પાછો અહીં તમારી પાસે લાવીશ. તમે મારામાં વિશ્વાસ રાખી મારી ઉપર એવી કૃપા કરવા લાયક છો. હું તમો સર્વને મારા વાંસા ઉપર બેસાડી અનેક કિલ્લા તથા કઠણ માર્ગરૂપી દુઃખથી મૂકાવીશ. માટે ભીમસેન મારી ઇચ્છા પૂર્ણ કરે તેવી મારા ઉપર કૃપા કરો. કદાચ તમે એમ માનશો કે હું રાક્ષસી છું, તેને ગ્રહણ કરવાથી તમારી નિંદા થાય પણ નહીં, તેમ કરવાથી તમારી નિંદા થશે નહીં. કારણ આપત્તિવાન્ પુરૂષોને આપત્તિજ આવી પડે છે, તે વખતે તેઓએ, જે મનુષ્યથી પોતાના દુઃખની નિવૃત્તિ થતી હોય, તેમ પોતાના પ્રાણની રક્ષા પણ થતી હોય તેના કહેવા પ્રમાણે કરવું, એ ધર્મ છે. એવું સાંભળી યુધિષ્ઠિરે કહ્યું કે હે હિંડિંબા! તું એમ કહે છે માટે જા, તારે આ ભીમસેન સાથે દિવસના તારી ઇચ્છા પ્રમાણે વિહાર કરવો, પણ રાત્રિ થાય ત્યારે એને અમારી પાસે પાછો લાવવો. વૈશંપાયન કહે છે—તે વખતે ભીમસેને હિડિંબાને કહ્યું કે મારાથી તને એક પુત્ર થશે, ત્યાં સુધી હું તારી સાથે વિહાર કરીશ. ભીમસેનનાં વચન સાંભળી ઠીક, એમ કહીને તે હિડિંબા તે ભીમસેનને સાથે લઇ આકાશ માર્ગે ચાલતી થઇ. પછી સુંદર પક્ષિયો જેમાં શબ્દ કરે છે એવા શોભાયમાન ગામની પાસેના પર્વતોના શિખરો ઉપર, પુષ્પયુક્ત વૃક્ષો સહિત તલાટીવાળા પર્વતો ઉપર, ઉઘડેલા કમળના પુષ્પથી શોભાયમાન તળાવોમાં, વૈદુર્યમણિ સરખી રેતીવાળી નદીઓમાં, શોભાયમાન સર્વ વનોમાં, અને દેવતા, ગુહ્યક તથા તપસ્વી પુરૂષોના સ્થાનકો પ્રત્યે, સુંદર અલંકારોથી પોતાનું સ્વરૂપ શોભાયમાન કરીને હિડિંબાએ ભીમસેન સાથે પોતાની ઇચ્છા પ્રમાણે વિહાર કર્યો. ત્યારે તેને ભયંકર નેત્ર તથા મુખવાળો, શંકુ જાતની માછલી સરખા કાનવાળો, ત્રાંબા સરખા લાલ ઓઠ તથા મોટી ડાઢોવાળો,

મોટું જેનું નાક છે તથા વજ્ર સરખું જેનું પોહોળું વક્ષ:સ્થલ છે, એવો મહા ભયંકર શબ્દવાળો એક પુત્ર થયો. જે તેજ વખતે યુવાનપણાને પામીને સર્વ શસ્ત્ર વિદ્યામાં કુશળ તથા સર્વ રાક્ષસો કરતાં મહા પરાક્રમી થયો. કારણ રાક્ષસી ગર્ભ ધારણ કરે કે તેજ વખતે પ્રસૂત થાય, ને તે બાળક પણ તેજ વખતે યુવાનપણું તથા ઇચ્છિત સ્વરૂપ ધારણ કરવાની વિદ્યાને પામે. પછી તે પુત્ર હિડિંબા તથા ભીમસેનને પગે લાગ્યો, ત્યારે હિડિંબાએ તેનું મસ્તક કેશ વગરનું ઘડા સરખું જોઇને તેનું ઘટોત્કચ એવું નામ પાડ્યું. પછી ભીમસેન તથા ઘટોત્કચ સહિત હિડિંબા પાંડવો પાસે આવી, તેઓને પાંડવો પાસે રાખી પોતે પોતાનું રાક્ષસીનું સ્વરૂપ ધારણ કરી ત્યાંથી ચાલતી થઈ. હવે તે સર્વ પાંડવો ઉપર ઘટોત્કચ પ્રીતિવાન થયો. તેમ તેના ઉપર પાંડવોને પણ ઘણો સ્નેહ થયો. પછી મોટું સ્વરૂપ છે જેનું એવો ઘટોત્કચ કુંતિ તથા પાંડવોને પગે લાગીને બોલ્યો કે, તમેં મને માન્ય છો, માટે હું તમારૂં શું કામ કરૂં તે કહો. ત્યારે કુંતિએ કહ્યું કે તું કુરૂકુળમાં ભીમસેન સરખો ઉત્પન્ન થયો છે, ને એકજ મોટો પુત્ર છે, માટે આ પાંચે ભાઇઓની સહાયતા કર. વૈશંપાયન કહે છે—કુંતીનાં એવાં વચન સાંભળી ઘટોત્કચે કહ્યું કે, સમય આવશે ત્યારે આ મારા પિતારૂપ પાંડવોના પાસે આવીને હું સહાયતા કરીશ એમ કહીને તે ઉત્તર દિશામાં ચાલતો થયો. હવે ભીમસેનથી ઘટોત્કચના જન્મનું કારણ એ કે, જેના સરખો બીજો કોઇ પરાક્રમી નથી એવા કર્ણ સાથે તેની શક્તિને અર્થે યુદ્ધ કરવા સારૂ, મહાત્મા ઇંદ્રે તેને ઉત્પન્ન કર્યો.

> सहि सृष्टो मघवता शक्तिहेतोर्महात्मना
> कर्णस्याप्रतिवीर्यस्य प्रतियोध्यमहारथ: ॥

इति श्रीमहाभारत आदिपर्वणि हिडिंबवधपर्वणि घटोत्कचोत्पत्तौ गुर्जरभाषायां पंचपंचाशदधिकशततमोऽध्याय: ॥ १५५ ॥



## અધ્યાય ૧૫૬ મો. વ્યાસનો મેળાપ.

> वैशंपायन उवाच—ते वनेन वनं गत्वा घ्नंतो मृगगणान्बहून्
> अपक्रम्य ययूराजंस्त्वरमाणा महारथा: ॥

વૈશંપાયન કહે છે—પછી મહારથી પાંડવો મૃગોનો નાશ કરતા કરતા એક વનમાંથી બીજા વનમાં એમ ઉતાવળથી જવા લાગ્યા. રસ્તામાં મત્સ્ય, ત્રિગર્ત તથા પંચાલાદિ દેશો, સુંદર વનો તથા તળાવોને જોતા જતા હતા. તેમાં તેઓ ક્યારેક પોતાની માને ગ્રહણ કરી ચાલતા હતા. તેઓએ મોટી જટા, વલ્કલ તથા મૃગ ચર્મરૂપી વસ્ત્રો ધારણ કરેલાં હતાં. એ પ્રમાણે વેદ, ઉપનિષદ તથા નીતિશાસ્ત્રમાં કુશળ એવા તે પાંડવો જતા હતા. તેવામાં પિતામહ વ્યાસજી રસ્તામાં તેઓની સામે ચાલ્યા આવતા હતા. તે જોઇ તેઓને પગે લાગી પાંડવો હાથ જોડીને ઉભા રહ્યા. ત્યારે વ્યાસજી બોલ્યા કે, ધૃતરાષ્ટ્રના પુત્રોએ અધર્મથી તમોને દેશવટો આપ્યો, તેથી તમોને દુ:ખ પામેલા જાણી હું તમારી પાસે આવ્યો છું; પણ તમારે કાંઇ ખેદ કરવો નહીં, કારણ આ દુ:ખ તમોને અંતે સુખ આપનારૂં થશે. હે પાંડવો! તમે તથા કૌરવો મને સરખા છો. પણ દીન બાળકો ઉપર

અને કૌરવો કરતાં અધિક સ્નેહ છે, તેથી હું તમારા કલ્યાણની ઇચ્છા કરૂં છું. વાસ્તે તમે અહીંથી નજીક એક શોભાયમાન પૂરી છે, તેમાં હું પાછો આવું ત્યાં સુધી ગુપ્ત થઇને રહો. વૈશંપાયન કહે છે—એમ કહી તેઓની આશ્વાસના કરી વ્યાસજી તેઓની સાથે એકચક્રા નામની પૂરીમાં ગયા ને ત્યાં કુંતીને કહ્યું કે હે કુંતિ ! આ તમારો પુત્ર યુધિષ્ઠિર, ભીમસેન તથા અર્જુનના બળથી સમુદ્રરૂપી મેખળાવાળી આખી પૃથ્વીને જીતી રાજ્ય કરશે, ને સર્વ રાજાઓને શિક્ષા કરશે. અને આ તમારા બધા પુત્રો પોતાના દેશમાં રહીને સુંદર બાગીચામાં ક્રિડા કરશે, ને રાજસૂય તથા અશ્વમેધ યજ્ઞો કરી પોતાના પિતા, તથા પ્રપિતામહાદિનું પરંપરાનું રાજ્ય ભોગવશે. વૈશંપાયન કહે છે—એમ કહી પાંડવોને એક બ્રાહ્મણના ઘરમાં નિવાસ કરાવીને વ્યાસજીએ યુધિષ્ઠિરને કહ્યું કે અહીં તમે એક માસ રહો હું પાછો આવીશ ને તમે દેશકાળ જોઇ તે પ્રમાણે રેહેશો તો તમોને સુખની પ્રાપ્તિ થશે. ત્યારે હે રાજન ! તે પાંડવોએ હાથ જોડીને કહ્યું કે સારૂ. પછી તે વ્યાસજી ત્યાંથી જેમ આવ્યા હતા તેમ ગયા.

**सतैः प्रांजलिभिः सर्वैं स्तथेत्युक्तो नराधिप**
**जगाम भगवान्व्यासो यथागतमृषिप्रभु: ॥**

**इति श्रीमहाभारत आदिपर्वणि हिडिंबवधपर्वणि एकचक्राप्रवेशे व्यासदर्शने गुर्जरभाषायां षट्पंचाशदधिकशततमोऽध्यायः ॥ १५६ ॥**

---

## बकवधपर्व

## અધ્યાય ૧૫૭ મો. એકચક્રાપુરીમાં વાસ.

**जनमेजय उवाच—एकचक्रां गतास्ते तु कुंतीपुत्रा महारथाः**
**अतऊर्ध्वं द्विजश्रेष्ठ किमकुर्वत पांडवाः ॥**

જનમેજય પૂછે છે—હે બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ ! કુંતીનાપુત્ર મહારથી પાંડવોએ તે એકચક્રાપૂરીમાં જઇને શું કર્યું ? તે કહો. વૈશંપાયન કહે છે, પાંડવો એકચક્રામાં જઇને બ્રાહ્મણના ઘરમાં કેટલાક દિવસ રહ્યા હતા. ત્યાં તેઓ ગામની આસપાસના શોભાયમાન વનો તથા ઝાડીઓ જોવા જતા, તે ભિક્ષાને અર્થે ગામમાં ફરતા; તથા પોતાના ગુણે કરી ગામની પ્રજાને પોતામાં પ્રીતિવાન કરતા હતા. તેઓ નિત્ય ભિક્ષા માગી લાવતા ને રાત્રીએ પોતાની મા કુંતીને આપતા, ત્યારે કુંતી તેમાંથી અર્ધો ભાગ ભીમને આપતી, તથા બાકી અર્ધામાંથી સૌને ભાગ કરી વહેંચી આપતી. તે લઇને તેનું સૌ ભોજન કરતા હતા. એ પ્રમાણે એકચક્રામાં રહેતાં કેટલાક દિવસ થયા, ત્યારે કોઇ દિવસે, પુરૂષમાં શ્રેષ્ઠ યુધિષ્ઠિરાદિ પાંડવો સૌ મળી ભિક્ષાને અર્થે ગયા, કુંતીએ સહિત ભીમસેન તે બ્રાહ્મણના ઘરમાં રહ્યા હતા. તેવામાં તેના ઘરમાં એકાએક પીડા યુક્ત મોટો ભયંકર શબ્દ થયો, તથા કુટુંબ સહિત તે બ્રાહ્મણ વિલાપ કરીને રૂદન કરવા લાગ્યો. તે જોઇ કુંતી પોતાના મનમાં ઘણો ખેદ પામવા લાગી, ને ભીમને કહેવા લાગી કે, આપણે દુર્યોધનને ખબર ન પડે તેમ આ બ્રાહ્મણના ઘરમાં રહીએ છીએ, ને તે આપણી પ્રીતિ પ્રમાણે વર્તે

છે તો આપણાથી સુખે રહી શકાય છે. માટે હું એવો વિચાર કરૂંછું કે, આપણે એ બ્રાહ્મણની પ્રીતિ પ્રમાણે કંઇક કરવું જોઇએ. કારણ જેણે કંઈ ઉપકાર સરખું કર્યું હોય તેનો પ્રતિઉપકાર તેથી વધારે કરવો જોઇએ. માટે હમણાં આ બ્રાહ્મણને ખચિત કંઇપણ દુઃખ પ્રાપ્ત થયું છે, વાસ્તે તેમાં તું કંઇ સહાયતા કરે તો પ્રતિઉપકાર કર્યા સરખું થાય. ભીમસેને કહ્યું કે આ બ્રાહ્મણને શું દુઃખ છે? ને તે ક્યાંથી ઉત્પન્ન થયું છે? તે તમે નિશ્ચય કરી કહો, તો પછી હું તેના ઉપાયનો વિચાર કરીશ. વૈશંપાયન કહે છે—એમ બેઉ મા દીકરો વાતો કરતાં હતાં, તેવામાં વળી સ્ત્રી સહિત તે બ્રાહ્મણે મોટું રૂદન કર્યું. તે સાંભળીને કુંતી, તે બ્રાહ્મણના ઘરમાં, જેમ કોઇ ઘરમાં વાછડું બાંધ્યું હોય ને ત્યાં ગાય ઉતાવળથી દોડી જાય, તેમ દોડી ગઇ; તેણે તે સ્ત્રી, પુત્ર તથા છોકરી સહિત વિલાપ કરનાર બ્રાહ્મણને જોયો. તે વખતે તે બ્રાહ્મણ વિલાપથી પોતાની સ્ત્રી આગળ કહેતો હતો કે, આ જગત સાર વગરનું અનર્થરૂપ, દુઃખનું મૂળ તથા પરાધીન છે; માટે તેમાં જીવનારને ધિક્કાર છે, કારણ તેને ઘણી ચિંતા તથા દુઃખો પ્રાપ્ત થાય છે. એકલો આત્મા ધર્મ, અર્થ અને કામને ભોગવે છે, પણ જ્યારે તેઓનો વિયોગ થાય છે, ત્યારે તેને દુઃખ થાય છે. હવે કેટલાક કહે છે જે સૌથી શ્રેષ્ઠ મોક્ષ છે, પણ તે મોક્ષ અર્થ ઇચ્છનાર મનુષ્યને છેજ નહી, કારણ અર્થને ઇચ્છનારા પુરૂષને અર્થ પ્રાપ્ત થયાથી નર્ક પ્રાપ્ત થાય છે. વળી અર્થ મેળવવામાં દુઃખ છે, ને તે પ્રાપ્ત થયા પછી તેને સાચવવામાં વધારે દુઃખ છે; તથા તે અર્થમાં સ્નેહ બંધાયા પછી તેનો નાશ થાય, ત્યારે તેથી પણ વધારે દુઃખ થાય છે. તેજ પ્રમાણે મને આ પુત્રાદિક રૂપી અર્થનો નાશ થવાનું દુઃખ પ્રાપ્ત થયું, જેથી છૂટવાનો ઉપાય મને કંઇ સુજતો નથી. વળી આ દુઃખ પ્રાપ્ત થયાની પહેલાં આ પુત્રાદિક સહિત મેં અહીંથી ભાગી જવાનો ઉપાય કર્યો, તે હે સ્ત્રી! તું જાણે છે. પણ તે વખતે તેં કંઇ સાંભળ્યું નહી, કેમકે તેં એમ વિચાર્યું જે "હું અહીં ઉત્પન્ન થઇ તથા વૃદ્ધિ પામી, ને આ મારા પિતાના નિવાસનું ગામ છે તેને મૂકીને કેમ જાઉં?" પણ હે દુષ્ટ બુદ્ધિવાળી! તારા વૃદ્ધ પિતા, માતા તથા ભાઇઓ એ સર્વે સ્વર્ગવાસી થયા, ત્યારે અહીં રહેવામાં તને શું પ્રીતિ હતી, જે તેં મારાં વચન સાંભળ્યાં નહીં? માટે લે, હવે પુત્રાદિ કુટુંબની કામનાવાળાં આપણ બેઉને કુટુંબનો નાશ થાય તેવું દુઃખ પ્રાપ્ત થયું. અથવા મારો નાશ પ્રાપ્ત થયો, કેમકે નિર્લજ્જની પેઠે હું છતે મારાં કુટુંબનો નાશ કેમ કરવા દઉં! તેમજ મારી સાથે ધર્મનું આચરણ કરનારી, મારૂં માતા સમાન પ્રિય ઇચ્છનારી, મારી સખારૂપ, મને નિત્ય વિશ્રાંતિ આપનારી, મારા ગૃહસ્થાશ્રમના સુખમાં ભાગ લેનારી, મોટા કુટુંબમાં ઉત્પન્ન થયેલી, સુંદર શીલવાળી, સંતાનને ઉત્પન્ન કરવાવાળી સાધ્વી અને અપરાધ વગરની એવી તું, જેને હું વિધિથી વિવાહ કરીને પરણ્યો, તેનો ત્યાગ કરવાને હું સમર્થ નથી; ત્યારે પોતાના પુત્રનો ત્યાગ કરવાને ક્યાંથી સમર્થ થાઉં! જેને જુવાન અવસ્થા પ્રાપ્ત થઇ નથી, ને જે વિધાતાએ કોઈ વર સારૂ થાપણરૂપે મને આપી છે, અને જેને પુત્રો થવાથી હું પોતાના પિતૃએ સહિત સ્વર્ગને પામું, એવી આ કન્યાનો ત્યાગ કેમ કરૂં? વળી કેટલાક કહે છે જે પિતાને પુત્રમાં સ્નેહ વધારે હોય છે, ને કેટલાક કહે છે જે પુત્રીમાં વધારે હોય છે પણ મને તો બેઉ સરખાં છે. હવે જો હું મારા શરીરનો ત્યાગ કરી પરલોકમાં જઇશ તો મારા વગર આ કોઈ જીવવાને સમર્થ થશે

નહીં; ને મારે કુટુંબનો ત્યાગ કરવો તે બુદ્ધિમાન પુરૂષોએ નિંદ્યો છે તેથી હું એવા દુઃખને પામ્યો છું કે જેને તરવાને હું સમર્થ નથી. વાસ્તે મને ધિક્કાર છે, કેમકે આજે હું આ કુટુંબ સહિત કેવી ગતિને પામીશ ! માટે આ સૌ સહિત મરવું એ સારૂં, પણ મારે જીવવું સારૂં નથી.

अहोस्विक्कां गतिं त्वद्य गमिष्यामि सबांधवः
सर्वैः सहमृतं श्रेयो नचमे जीवितंक्षमं ॥

इति श्रीमहाभारत आदिपर्वणि वकवधपर्वणि ब्राह्मणचिंतायां गुर्जरभाषायां सप्तपंचाशदधिकशततमोऽध्यायः ॥ १५७ ॥

## અધ્યાય ૧૫૮ મો. બ્રાહ્મણીનો બકભક્ષ થવા આગ્રહ.

ब्राह्मण्युवाच—न संतापस्त्वया कार्यः प्राकृतेनेव कर्हिचित्
नहि संतापकालोयं वैद्यस्य तवविद्यते ॥

બ્રાહ્મણી કહે છે—તમારે સાધારણ પુરૂષની માફક સંતાપ કરવો નહીં, કારણ વિદ્વાન્ એવા તમોને સંતાપ કરવાનો આ સમય નથી. કેમકે આં સંસારમાં સર્વ મનુષ્યોને મરવું છે, માટે અવસ્ય ભાવી પદાર્થમાં સંતાપ કરવો એ ફોકટ છે. સ્ત્રી પુત્ર તથા પુત્રી, એ સર્વે પોતાને અર્થે કહેલાં છે, માટે તમે શ્રેષ્ઠ બુદ્ધિથી વિચાર કરી આ દુઃખરૂપ સંતાપને નિવૃત કરો. અને જેનાથી આ દુઃખ ઉત્પન્ન થયું ત્યાં હું જાઉં છું, કારણ સ્ત્રીઓનો એજ શ્રેષ્ઠ ધર્મ છે જે પોતાના પ્રાણનો પણ ત્યાગ કરીને પોતાના પતિનું હિત કરવું માટે તે પ્રમાણે હું કરીશ તો તમોને સુખની પ્રાપ્તિ થશે, ને આ લોક તથા પરલોકમાં મારો પણ યશ ગવાશે વળી પતિ સ્ત્રીઓનું પોષણ કરે છે, તેથી તેઓ ઉપર પતિનું ઋણ થાય છે; તે જ્યારે તેઓ પતિથી સંતાન ઉત્પન્ન કરે છે, ત્યારે તેના ઋણથી મૂકાય છે, તો તે પણ એક પુત્ર તથા એક પુત્રી, તમોએ મારે વિષે ઉત્પન્ન કરીને, મને તમારા ઋણથી મુકત કરી છે. વળી તમે આ બે બાળકોનું રક્ષણ તથા પોષણ કરવાને સમર્થ છો તેમ હું નથી. હે પ્રાણપતિ ! તમારા વગરની વિધવા તથા બાળક પ્રજાવાળી હું, આબરૂથી રહીને આ બે સંતાનને કેમ જીવાડી શકું ? વળી સ્ત્રીયોના પતિ હોય છે, તો તેના ભયથી કલંકવાળા પુરૂષો તેમની કન્યાઓની પ્રાર્થના કરી શકતા નથી; પણ જે સ્ત્રીયોના પતિ હોતા નથી, તે સ્ત્રીયો પાસેથી સૌ કલંકવાળા પુરૂષો તેમની કન્યાઓની જેમ કોઇએ પૃથ્વી ઉપર ત્યાગ કરેલા માંસને જોઇ સર્વ પક્ષિઓ તેની ઇચ્છા કરે, તેમ ઇચ્છા કરે છે. તે પ્રમાણે દુષ્ટ પુરૂષો મારી પાસેથી પણ આ કન્યાની પ્રાર્થના કરે, ત્યારે મારાથી એની રક્ષા કેમ થાય ? શ્રેષ્ઠ પુરૂષો સાથે સંબંધ કરવાની જે તમારા કુળની રીત, તે હું કેમ જાળવી શકું ? કદાચ તે રીત જાળવવા વાસ્તે હું તે દુષ્ટ પુરૂષોને આ તમારી કન્યા નહીં આપીશ તો તેઓ બલાત્કારથી, જેમ યજ્ઞમાંથી કાગડા હોમવાના પદાર્થોનું હરણ કરે છે તેમ એનું હરણ કરશે. તે પણ જો હું તેમને કરવા નહીં દેઇશ, તો તેઓ જગતમાં મારી ઘણી નિંદા કરશે, ત્યારે નિશ્ચય હું મૃત્યુને પામીશ. વાસ્તે જો તમે અમારી સર્વની રક્ષા કરવા સારૂ, જે થકી આપણને દુઃખ થયું છે તેની પાસે જઇ વિનાશ પામશો, તો હું પણ દુઃખથી મૃત્યુ પામીશ; ને પછી આપણા બેઉ

વગર આ બે બાળક પણ, જળ વગર જેમ માછલાં નાશ પામે તેમ નાશ પામશે. એ પ્રમાણે એક તમારા જીવ વગર સર્વનો નાશ થાય એ ઠીક નહીં માટે તમે મને આજ્ઞા આપવા લાયક છો. કારણ પતીથી પ્રથમ પુત્રવાળી સ્ત્રીને મૃત્યુ થાય, તેને ધર્મના જાણનાર પુરૂષોએ ઉત્તમ ધર્મ કહ્યો છે. વળી જેમ તમારા વાસ્તે મેં મારા બાંધવોનો ત્યાગ કર્યો, તેમજ આ પુત્ર કન્યા તથા મારૂં જીવિત પણ તમારે વાસ્તે હું ત્યાગ કરવા ઇચ્છું છું; કારણ સ્ત્રીને પોતાના પતિનું પ્રિય તથા હિત કરવાથી જેટલું પુણ્ય થાય છે તેટલું યજ્ઞ, તપ, નિયમ તથા અનેક તરેહનાં દાન આપેથી થતું નથી. માટે આ મેં જે નિશ્ચય કર્યો છે તે ધર્મરૂપ છે, ને તે તમારો તથા આ કુટુંબનો હિત કરનારો છે. હે સ્વામિ! સંતાન, સ્ત્રીઓ, દ્રવ્ય, તથા સંબંધિયો, એ સૌ આપત્તિ વખતે કામ આવવા સારૂ છે, એવો સત્ પુરૂષોનો મત છે. વળી નીતિશાસ્ત્રમાં પણ કહ્યું છે જે, આપત્તિના વખતમાં કામ આવે માટે દ્રવ્યની રક્ષા કરવી, ને તે દ્રવ્યે કરીને સ્ત્રીની રક્ષા કરવી, અને તે દ્રવ્ય તથા સ્ત્રીએ કરીને પણ પોતાના આત્માની નિરંતર રક્ષા કરવી. કારણ કુળનું તથા પોતાના શરીરનું સમાનપણું નથી, એમ સત્પુરૂષો કહે છે. માટે તમે મારો ત્યાગ કરીને પોતાના આત્માને દુ:ખથી મૂકાવો, ને આ મારાં બે સંતાનનું પાલન કરો. વળી ધર્મ જાણનારા પુરૂષો રાક્ષસોને ધર્મિષ્ટ કહે છે, કારણ તેઓ સ્ત્રીઓને મારતા નથી, તેથી મને પણ તે મારશે નહીં. તેઓ પુરૂષોને તો મારે છે તેમાં મને કંઇ શંકા નથી, પણ સ્ત્રીયોને મારે છે કે નહીં તેમાં શંકા છે, પણ હે ધર્મના જાણનાર! મેં ઇચ્છિત પદાર્થોનાં પૂર્વે ભોજન કર્યાં છે, પ્રિય પદાર્થોનાં પૂર્વે ભોજન કર્યાં છે, પ્રિય પદાર્થો સૌ મેળવ્યા છે, રૂડા ધર્મો પણ આચરણ કર્યા છે, ને તમારાથી મને ઇચ્છિત સંતતિ પણ પ્રાપ્ત થઇ છે. માટે હવે હું મૃત્યુથી તાપ પામતી નથી. વળી હું અવસ્થાએ પણ વૃદ્ધ છું, એમ વિચારી તમારી સર્વની રક્ષા થાય તે વાસ્તે મેં એવો નિશ્ચય કર્યો છે. અને હે શ્રેષ્ઠ! મારો ત્યાગ કર્યા પછી તમે બીજી સ્ત્રીને પામશો, ને તેથી ગૃહસ્થાશ્રમનો સર્વ ધર્મ તમોને ફરીથી પ્રાપ્ત થશે, કારણ જેમ સ્ત્રીયોને બીજો પતિ કરવામાં દોષ છે, તેમ પુરૂષોને બીજી સ્ત્રીયો કરવામાં દોષ નથી. માટે એ સર્વ વિચારી, તમારા આત્માને તથા આ બે બાળકોને આ દુ:ખથી તારો, ને મને ત્યાં જવાની આજ્ઞા આપો. વૈશંપાયન કહે છે એ પ્રમાણે તે સ્ત્રીયે કહ્યું ત્યારે અત્યંત દુ:ખી થએલો બ્રાહ્મણ, તેને આલિંગન કરીને નેત્રમાંથી ધીરે ધીરે જળ મૂકવા લાગ્યો.

एवमुक्तस्तया भर्त्ता तां समालिंग्य भारत
मुमोच बाष्पं शनकैः सभार्यो भृशदुःखितः ॥

इति श्रीमहाभारते आदिपर्वणि बकवधपर्वणि ब्राह्मणीवाक्ये गुर्जरभाषायां अष्टपंचाशदधिकशततमोऽध्यायः ॥ १५८ ॥

## અધ્યાય ૧૫૯ મો. બ્રાહ્મણકન્યાની તૈયારી.

वैशंपायन उवाच--तयो र्दुःखितयोर्वाक्य मतिमात्रं निशम्यतु
ततो दुःखपरीतांगी कन्यातावभ्यभाषत ॥

વૈશંપાયન કહે છે—એવાં તે બેઉનાં દુઃખયુક્ત વચન સાંભળી, તેઓની કન્યા ખેદ પામીને તેમને કહેવા લાગી કે, તમે દુઃખ પામી અનાથની પેઠે કેમ રૂદન કરો છો ? કંઇ મારાં પણ વચન સાંભળો, અને પછી જેમ તમારે કરવા યોગ્ય હોય તેમ કરો. જુઓ, તમારે મારો કોઇ સાથે પણ વિવાહ કરીને ત્યાગ કરવો અવશ્ય છે, કારણ કન્યા ત્યાગ કરવારૂપજ છે. ત્યારે હમણાંજ મને આ રાક્ષસને આપી મારો ત્યાગ કરી આ સર્વની રક્ષા કરો, કેમકે માતા પિતાને દુઃખથી મૂકાવવાં એજ સંતાનનો ધર્મ છે. માટે જેમ મનુષ્યો નૌકાથી નદીને તરે તેમ મારાથી આ દુઃખરૂપી નદીને તરો. વળી બુદ્ધિમાન્ પુરૂષો, જે આ લોક તથા પરલોકના દુઃખરૂપ સમુદ્રથી તારે તેનેજ પુત્ર કહે છે; તો આ હું પુત્રી પણ પુત્ર સમાન છું. વળી વૃદ્ધ પુરૂષો દૌહિત્રની ઇચ્છા કરે છે, પણ તે તો હજી મારો વિવાહ પણ થયો નથી. માટે હું આ મારા શરીરથી તમારી સર્વની રક્ષા કરીશ; કારણ હે પિતા ! તમે જો પરલોક પ્રત્યે જાઓ તો, તો આ મારો બાળક ભાઇ થોડાજ દિવસમાં નાશ પામે. એ પ્રમાણે તમે તથા આ મારો ભાઇ નાશ પામો, ત્યારે આપણા પિતૃઓને પિંડદાન કોણ આપે ? અને તે નહીં મળવાથી તે સર્વનું અપ્રિય થાય. વળી આ મારી મા પણ નાશ પામે ત્યારે એ પ્રમાણે સૌએ ત્યાગ કરી એવી હું પણ વારંવાર દુઃખ પામીને નાશ પામું, માટે તમે એક જો રહો તો આ મારી મા તથા ભાઇ પણ કુશળ રહે, ને તેથી તમારો વંશ પણ વિસ્તાર પામે અને પિતૃઓને પિંડદાનની પણ પ્રાપ્તિ થાય. વળી કહ્યું છે જે, પુરૂષને પુત્ર આત્મારૂપ, સ્ત્રી સખારૂપ, ને કન્યા કષ્ટરૂપ છે. માટે હે પિતા ! મારો ત્યાગ કરીને આ કષ્ટથી પોતાના આત્માદિકોને મૂકાવો. વળી તમારા વગરની અનાથ તથા કૃપણ એવી હું, દુઃખથી પિડાયુકત થઇને ચોફેર બીજા મનુષ્યોની પાસે અન્નની યાચના કરવા સારૂ કૂતરીની પેઠે ફરૂં, એ ઠીક નહીં. માટે મારો ત્યાગ કરી, પોતાના કુટુંબની રક્ષા કરી, તમે તમારા પિતૃઆદિનાં શ્રાદ્ધાદિ કરીને પિતૃઓ તથા દેવતાઓને તૃપ્ત કરશો, તો તે સૌ તમારા હિતના ઇચ્છનાર થશે ને હું પણ તે રાક્ષસથી નાશ પામી સ્વર્ગમાં જઇને સુખી થઇશ. વૈશંપાયન કેહે છે—એ પ્રમાણે કન્યાનાં ઘણાં વચન સાંભળી ખેદ પામીને, તે ત્રણે જણાં ઘણું રૂદન કરવા લાગ્યાં. ત્યારે તેઓનું રૂદન સાંભળી તે બાળક છોકરો બોલ્યો કે હે પિતા ! હે મા ! તમે રડો માં. હે બેન ! તું રડ માં, એમ સૌની પાસે જઇ કહેતો કહેતો કાલુ કાલુ ભાષણ કરી, તે એક ઘાસની સળી લઇને તેઓને કહેવા લાગ્યો કે, હું આ સળીથી મનુષ્યોને ખાનાર તે રાક્ષસનો નાશ કરીશ. તે બાળકનાં એવાં કાલાં વચન સાંભળી તે ત્રણે જણાં તેજ વખતે હર્ષયુક્ત થયાં. તે જોઇ સમયને જાણી તેમની પાસે જઇને જેમ મૃત્યુ પામેલા પુરૂષોને અમૃતથી જીવાડે તેમ જીવાડતી એવી કુંતી તેઓને કહેવા લાગી.

अयं काल इति ज्ञात्वा कुंती सर्वानुपेत्य तान्
गतासूनमृतेनेव जीवयंतीदमब्रवीत् ॥

इति श्रीमहाभारत आदिपर्वणि बकवधपर्वणि ब्राह्मणकन्यापुत्रवाक्ये गुर्जरभाषायामूनषष्ट्याधिकशततमोऽध्यायः ॥ १५९ ॥

## અધ્યાય ૧૬૦ મો. કુંતિનો પ્રશ્ન.

**कुंत्युवाच--कुतो मूलमिदं दुःखं ज्ञातुमिच्छामि तत्त्वतः**
**विदित्वाप्यपकर्षेयं शक्यं चेदपकर्षितुं ॥**

કુંતી કહે છે—અરે ! આ દુઃખ તમોને ક્યાંથી ઉત્પન્ન થયું ! તે હું તમારાથી જાણવાની ઇચ્છા કરૂં છું, ને તે દુઃખ નિવૃત થાય તેમ હશે તો હું નિવૃત કરીશ. બ્રાહ્મણે કહ્યું કે હે તપરૂપી ધનવાળી ! તું અમોને દુઃખની વાર્તા પૂછે છે તે તને યોગ્ય છે, પણ અમોને જે દુઃખ છે, તે મનુષ્યથી નિવૃત થઇ શકે તેમ નથી. કારણ આ ગામની પાસેજ આ પૂરી તથા દેશના રાજા સરખો, માંસના ભક્ષણથી પુષ્ટ થયેલો મનુષ્યોને ખાનાર તથા મહા બળવાન એવો દુષ્ટ બુદ્ધિવાળો એક બક નામનો રાક્ષસ રહે છે... આ પૂરી તથા દેશની રક્ષા કરતો તે વસે છે. તેથી અહીં કોઇ પણ રાજા અથવા પ્રાણિથી ભય થતો નથી. માટે આ પૂરીની સર્વ પ્રજાએ મળીને તે રાક્ષસને એવો નિયમ બાંધી આપ્યો છે કે, તેને દરરોજ બાર મણ ચોખા, બે પાડા, ને એક મનુષ્ય, સૌએ વારા પ્રમાણે આપવાં. તેથી જે દિવસે જેનો વારો હોય તે દિવસે તે તેના નિયમ પ્રમાણે લઇને તેની પાસે જાય છે. એ વારો એક ગૃહસ્થને ઘણે વર્ષે આવે છે, પણ તે વખતે જો તેના નિયમ પ્રમાણે તે આપતો નથી, તો તેને તેની સ્ત્રી પુત્ર સહિત નાશ કરીને તે રાક્ષસ ખાઇ જાય છે. એટલું છતાં આ દેશનો રાજા જો કે આ પૂરીની નજીક વેત્રકીય નામના સ્થાનક પ્રત્યે રહે છે, તો પણ સર્વ પ્રજાના સુખ સારૂ આ રાક્ષસનો નાશ કરવાનો કંઇ ઉપાય કરતો નથી. કારણ તે મંદબુદ્ધિવાળો, અને અપરાક્રમી છે. તેમ વળી બીજાઓ પાસે પણ તેને નાશ કરાવવાનો ઉપાય કરતો નથી. એવા દુર્બળ અને કુત્સિત રાજાના દેશમાં રહીને સર્વ પ્રજા દુઃખ ભોગવે છે. આ ગામમાં બ્રાહ્મણો કોણ છે ? ને પોતાની ઇચ્છા પ્રમાણે કોણ વર્તે છે ? એમ કોઈ પૂછનાર નથી. તેથી જેમ પક્ષિઓ પોતાની ઇચ્છા પ્રમાણે ગતિ કરે તેમ સૌ પોતપોતાની ઇચ્છા પ્રમાણેજ વર્તે છે. હવે મનુષ્યે દ્રવ્ય મેળવવું, ને તે ખરચીને સ્ત્રી કરવી એમ કહ્યું છે, પણ આ રાજા વગરના દેશમાં રહેનાર પુરૂષોની સ્ત્રીઓને ચોર સરખા પુરૂષો હરણ કરી જાય છે. ત્યારે સ્ત્રી વગરના પુરૂષોને યજ્ઞાદિ કર્મો કરવાની અયોગ્યતા થાય છે. વળી તેનું દ્રવ્ય પણ બીજા રાજાઓ હરણ કરે છે. માટે શ્રેષ્ઠ અને પરાક્રમી રાજાના દેશમાં રહી મનુષ્યે સ્ત્રી તથા દ્રવ્યનો સંગ્રહ કરવો, એવી નીતિ છે; કારણ તેથી પોતાના પુત્રોને સુખ મળે છે, પણ મને તો એ ત્રણે વિપરીત પ્રાપ્ત થયાં છે તેથી અમે ઘણા તાપ પામીએ છીએ, કારણ આજે તે રાક્ષસને એના નિયમ પ્રમાણે આપવાનો મારો વારો છે પણ મારી પાસે કંઇ દ્રવ્ય નથી કે જેના હું ચોખા તથા પાડા લઇને તેને આપું ! તેમ વળી આ મારા કુટુંબમાંથી કોઇનો પણ ત્યાગ કરવાને હું સમર્થ નથી, તેથી તે રાક્ષસથી અમે સૌ મુકાઇએ, એવો મને કંઈ ઉપાય સુજતો નથી. એવા મોટા દુઃખ રૂપી સમુદ્રમાં હું બુડયો છું. માટે આ મારા સર્વ કુટુંબ સહિત તે રાક્ષસની પાસે જઇશ ને તે અમો સર્વને ભક્ષણ કરશે.

**सहैतैर्गमिष्यामि बांधवैरद्यराक्षसं**
**ततो नः सहितान्क्षुद्रः सर्वानेवोपभोक्ष्यति ॥**

**इति श्रीमहाभारते आदिपर्वणि बकवधपर्वणि कुंतीप्रश्ने गुर्जरभाषायां षष्ट्यधिकशततमोऽध्यायः ॥ १६० ॥**

---

## અધ્યાય ૧૬૧ મો. ભીમ બક પાસે જવા કબુલ થયો.

**कुंत्युवाच—मा विषादस्त्वया कार्यो भयादस्मात्कथंचन**

**उपायः परिदृष्टोऽत्र तस्मान्मोक्षाय रक्षसः ॥**

કુંતી કહે છે—એ રાક્ષસથી તમોને મૂકાવવાનો ઉપાય મેં જાણ્યો છે, માટે તમારે તેના ભયથી કંઇ ખેદ કરવો નહીં. તમારાં બાળકો એકજ પુત્ર અને એકજ પુત્રી છે, તેમ તમારી ધર્મવાન સ્ત્રી પણ એકજ છે, તેથી તમારે તે રાક્ષસ પાસે જવું યોગ્ય નથી. હે બ્રાહ્મણ ! મારા પાંચ પુત્રો છે, તેમાંથી એક તે પાપી રાક્ષસનું ભક્ષ લઇને તમારા રક્ષણ સારૂ તેની પાસે જશે. ત્યારે બ્રાહ્મણે કહ્યું કે, હું મારા જીવવાના સ્વાર્થ સારૂ, બ્રાહ્મણ ને વળી મારે ઘેર પરોણો થઇ રહેલા એવા તમારા પુત્રને પ્રાણથી વિયોગ કરાવવા ચહાતો નથી. કારણ ધર્મિષ્ઠ પુરૂષો બ્રાહ્મણને અર્થે પોતાના આત્મા તથા પુત્રાદિકનો પણ ત્યાગ કરે છે; તેથી બ્રાહ્મણના વધ કરતાં મારા આત્માનો વધ મને શ્રેય છે, એમ હું જાણું છું. વળી આ જગતમાં બ્રાહ્મણના વધરૂપી દોષની નિવૃતિ થતી નથી, તેમ પોતાના આત્માનો વધ કર્યેથી પણ દોષ છે, પણ તે બીજાને હાથે થાય તેમાં દોષ નથી. વળી જે પોતાને ઘેર આવ્યો હોય, શરણે આવ્યો હોય, વા યાચના કરતા આવ્યો હોય, તેનો વધ કરવો અથવા કોઇ પાસે કરાવવો, એ બુદ્ધિમાન્ પુરૂષોએ નિંદ્યું છે માટે એવું નિર્લજ્જ સરખું નિંદિત કર્મ કરવું નહીં, એમ આપદ્ધર્મને જાણનારા પુરૂષો કહે છે. વાસ્તે આ સ્ત્રી તથા પુત્ર સહિત હું નાશ પામું તે સારૂં છે, પણ બ્રાહ્મણનો વધ સારો એમ હું કદી માનનાર નથી. ત્યારે કુંતીએ કહ્યું કે હે બ્રાહ્મણ! મારી પણ એનીજ મતિ છે જે બ્રાહ્મણની રક્ષા કરવી. મને સો પુત્ર હોય તોપણ તેમાંથી એક પણ અપ્રિય થાય નહીં, પણ મારો એક પુત્ર મહા તેજસ્વી, મહા પરાક્રમી, અને મંત્ર સિદ્ધિવાળો છે, જેને તે રાક્ષસ નાશ કરવાને સમર્થ નથી. વાસ્તે તે રાક્ષસને બધું ભોજન તે મારો પુત્ર આપશે, ને પોતાના આત્માની પણ રક્ષા કરશે, એવી મારી મતિ છે. કારણ તેની પાસે મોટા શરીરવાળા અને મહા પરાક્રમી રાક્ષસો આગળ ઘણા આવ્યા હતા, તે સૌને તેણે નાશ પમાડ્યા છે. હે બ્રાહ્મણ ! આ વાત જે હું તમોને કહું છું, તે તમારે કોઇ પાસે કરવી નહીં. કારણ વિદ્યાર્થિરૂપે મારા પુત્રો તમારે ત્યાં રહ્યા છે, તેથી તમારા કહ્યા પ્રમાણે મારો પુત્ર કરશે, પણ બીજાઓના કહ્યા પ્રમાણે કદી કરશે નહીં. એવાં કુંતીનાં વચન સાંભળી સ્ત્રી સહિત તે બ્રાહ્મણ હર્ષ પામ્યો, ને તેનાં વચન તેણે માન્ય કર્યાં. પછી કુંતી તથા તે બ્રાહ્મણે, વાયુપુત્ર ભીમસેનને કહ્યું કે અમે કહીએ છીએ તેમ કરો, ત્યારે તેણે તે બેઉને ભીમે જવાબ આપ્યો કે, હું તેમ કરીશ.

**ततः कुंती च विप्रश्च सहितावनिलात्मजं**

**तमब्रूतां कुरुष्वेति सतथेत्य ब्रवीत्तौ ॥**

**इति श्रीमहाभारत आदिपर्वणि बकवधपर्वणि भीमबकवधागमीकारे गुर्जर-भाषायामेकषष्ठ्यधिकशततमोऽध्यायः ॥ १६१ ॥**

## અધ્યાય ૧૬૨ મો. કુંતી ને ધર્મનો સંવાદ.

**वैशंपायन उवाच—करिष्य इति भीमेन प्रतिज्ञातेऽथ भारत**
**आजग्मुस्ते ततः सर्वे भैक्षमादाय पांडवाः ॥**

વૈશંપાયન કહે છે—હે ભારત! એ પ્રમાણે ભીમસેને પ્રતિજ્ઞા લીધા પછી સર્વ પાંડવો ભિક્ષા લઇ આવ્યા, ને યુધિષ્ઠિરે ભીમસેનને જોઇ એકાંતમાં કુંતીને પૂછ્યું કે હે મા! મહા પરાક્રમી ભીમસેન પોતાની ઇચ્છાથી અથવા તમારા કહ્યાથી શું કરવાની તૈયારી કરે છે? ત્યારે કુતી બોલી કે, મારા કહ્યાથી આ બ્રાહ્મણને તથા આ પૂરીની સર્વ પ્રજાને રાક્ષસના ભયથી મૂકાવવા સારૂ, તે મોટું પરાક્રમ કરનાર છે. યુધિષ્ઠિર બોલ્યા કે, મહા તીક્ષ્ણ એવું આ સાહસ તમે શું કર્યું! કેમકે પોતાના પુત્રનો ત્યાગ કરવો, એ શ્રેષ્ઠ પુરૂષો વખાણતા નથી; ત્યારે તમે પારકા પુત્રાદિ સારૂ પોતાના પુત્રનો ત્યાગ કરવાને કેમ ઇચ્છો છો? એ તો તમે વેદ તથા લોકથી પણ ઉલટું કરો છો! વળી જેની ભુજાઓના બળના આશ્રયથી અમે સુખે સુઇએ છીએ, ને દુષ્ટ કૌરવોએ હરણ કરેલું અમારૂં રાજ્ય જીતીને પાછું લેવાની ઇચ્છા રાખીએ છીએ! જેના પરાક્રમનું ચિંતન કરતાં દુર્યોધન, શકુન સહિત રાત્રિને વિષે ભયથી સુખે સુતો પણ નહીં હોય! જેના પરાક્રમથી લાક્ષાગૃહાદિક મોટા ભયથી અમે મૂકાયા, ને પુરોચનનો પણ જેણે નાશ કર્યો! અને જેના બળના આશ્રયથી, “સર્વ કૌરવોનો નાશ થયો ને સર્વ પૃથ્વીનું રાજ્ય અમને મળ્યું,” એમજ અમે માનીએ છીએ! એવા ભીમસેનને કેવા વિચારથી તે રાક્ષસ પાસે મોકલવાની તમે ઇચ્છા કરી છે! એ વિષે હું તો એમજ માનું છું, કે આપણા ઉપર કંઇક મોટું દુઃખ આવનાર છે, જેથી તમારી બુદ્ધિનો લોપ થયો છે. ત્યારે કુંતીએ કહ્યું કે હે યુધિષ્ઠિર! તારે ભીમસેન વિષે કંઇ સંતાપ કરવો નહીં, કારણ મેં મારી અલ્પ બુદ્ધિથી એ વિચાર કર્યો નથી. જો, કૌરવો ન જાણે તેમ આપણે આ બ્રાહ્મણના ઘરમાં સુખે કરી રહ્યાં, તેથી આ બ્રાહ્મણનો આપણા ઉપર ઉપકાર થયો છે. માટે તેનો તેથી વધારે પ્રતિઉપકાર કરવો, એવો ધર્મ છે, ને તે પ્રતિ ઉપકાર કર્યો હોય તો કદી નાશ થતો નથી. ભીમસેનનું બળ જતુગૃહને વિષે તથા હિડિંબ રાક્ષસને માર્યો ત્યાં મેં જોયું છે, તેથી મને એના પરાક્રમમાં વિશ્વાસ છે. વળી તેની ભુજાઓમાં દશ હજાર હાથીના સરખું બળ છે, ને તેના બળથી આપણે વારણાવતથી નીકળીને બચ્યાં છીએ! માટે તેના જેવો પરાક્રમી બીજો કોઇ નથી. વળી તે યુદ્ધમાં ચક્ર ધારણ ધારનાર વિષ્ણુ સામે પણ ગતિ કરે એવો છે; ને જ્યારે તે મારાથી ઉત્પન્ન થયો, ત્યારે મારા ખોળામાંથી એક શિલા ઉપર પડી ગયો; જે તેના શરીરના મોટાપણાથી તરત ભાગી ગઇ. તેથી હું ભીમસેનના બળને જાણું છું, માટેજ આ બ્રાહ્મણનો પ્રતિઉપકાર કરવાનો મેં નિશ્ચય કર્યો છે; પણ લોભ, અજ્ઞાન કે મોહથી કર્યો નથી. હે યુધિષ્ઠિર! જે ક્ષત્રિય, બ્રાહ્મણોને સહાયતા કરે છે તેને ઉત્તમ લોક મળે છે: ને જે ક્ષત્રિય ક્ષત્રિયોને વધથી મૂકાવે, તેને આ લોક તથા પરલોકમાં કીર્તિ મળે છે. વૈશ્યની રક્ષા કરે તે ક્ષત્રિય સર્વ પ્રજાને રંજીત કરે છે,

ને ચક્રની રક્ષા કરે, તેને રાજાઓમાં માન પામેલા અને દ્રવ્યવાળા સારા કુળમાં જન્મ મળે છે. એમ મને પૂર્વે સમર્થ વ્યાસજીએ કહેલું છે, માટે મેં એ નિશ્ચય વિચારીનેજ કર્યો છે.

एवं मामभगवान्व्यासः पुरा पौरवनंदन
प्रोवाचासुकरप्रज्ञस्तस्मादेवं चिकीर्षितं ॥

इति श्रीमहाभारत आदिपर्वणि बकवधपर्वणि कुंतीयुधिष्ठिरसंवादे गुर्जरभाषायां द्विशष्टयधिकशततमोऽध्यायः ॥ १६२ ॥

## અધ્યાય ૧૬૩ મો. ભીમ ને બકનું યુદ્ધ.

युधिष्ठिर उवाच--उपपन्नमिदं मात स्त्वया यद्बुद्धिपूर्वकं
आर्त्तस्य ब्राह्मणस्यैव ह्यनुक्रोशादिदं कृतं ॥

યુધિષ્ઠિર કહે છે—હે મા ! દુઃખથી પીડાયલા આ બ્રાહ્મણનાં ખેદયુક્ત વચન સાંભળીને, તમોએ બુધિપૂર્વક જે નિશ્ચય કર્યો તે યોગ્ય છે. કારણ ભીમસેન જરૂર તે મનુષ્યોને ખાનાર રાક્ષસને મારીને પાછો આવશે. પણ તમારે આ બ્રાહ્મણને કહી રાખવું, જે આ એકચક્રાપૂરીમાં રેહેનારા મનુષ્યો પાસે વાત કરે નહીં. વૈશંપાયન કહે છે—પછી ભીમસેન વળતે દિવસે તે રાક્ષસ સારૂ ભોજન લઇને, જે વનમાં તે રાક્ષસ રેહેતો હતો ત્યાં ગયો. તેને બોલાવી તે અન્ન બતાવીને તે પોતેજ ખાવા લાગ્યો. ત્યારે ભીમસેનનો શબ્દ સાંભળી તે રાક્ષસ ક્રોધ પામીને તેની પાસે આવ્યો, ને જુએ છે તો ભીમસેન ભોજન કરતા હતા. તે જોઇને તે કહેવા લાગ્યો કે, આ કોણ પુરૂષ છે, જે મારે સારૂ અન્ન લાવી યમલોક પ્રત્યે જવાની ઇચ્છાથી પોતેજ ખાય છે. એવાં તેનાં વચન સાંભળ્યાં, તો પણ તેને નહી ગણકારીને, ભીમસેને હસતાં હસતાં નીચું મોહું કરી તે અન્ન ખાધાં કર્યું. ત્યારે તે રાક્ષસ પોતાના બે હાથ ઉંચા કરી ભીમસેનને મારવા સારૂ નજીક આવ્યો, તો પણ ભીમસેને તેને ગણકાર્યો નહીં, ત્યારે તેણે પોતાના બેઉ હાથની થાપડ ભીમસેનના વાંસામાં જોરથી મારી, તો પણ ભીમસેને તે રાક્ષસ સામું જોયું નહીં, ને અન્ન ખાધા કર્યું; તે જોઇ અત્યંત ક્રોધ પામી તેને મારવા સારૂ રાક્ષસ એક વૃક્ષ લેવા ગયો, ને તે લઇને વેગથી પાછો આવતો હતો, તેટલામાં ભીમસેન ભોજન તથા જળપાન કરી, હર્ષ પામીને યુદ્ધ કરવા તૈયાર થઇ ઉભો. તેના ઉપર રાક્ષસે આવીને તે વૃક્ષ નાખ્યું, જે તેણે જમણા હાથથી ઝાલી લીધું. પછી બીજાં ઘણાંક વૃક્ષો તે બક રાક્ષસે ભીમસેન ઉપર નાંખ્યાં. તેમજ ભીમસેને પણ ઘણાંક વૃક્ષો તે રાક્ષસ ઉપર નાખ્યાં, એ પ્રમાણે તે બેઉનું વૃક્ષોએ કરી ઘણું ભયંકર યુદ્ધ થયું. પછી તે રાક્ષસે, “ હું બક રાક્ષસ છું ” એમ પોતાનું નામ સંભળાવી, સામે દોડી આવી બે હાથે ભીમસેનને ઝાલ્યો. ત્યારે ભીમસેને તેના હાથમાંથી છુટીને, પોતાની સાથે ફરનાર તે રાક્ષસને જોઇ, તેના બે હાથ પકડી તેને બલાત્કારથી ખેંચ્યો, એટલે તે રાક્ષસ પણ ભીમસેનને પકડીને ખેંચવા લાગ્યો. એમ એક બીજાને ખેંચતા ખેંચતા ફરવા લાગ્યા તેથી પૃથ્વી કંપવા લાગી, ને કેટલાંક વૃક્ષોનો પણ નાશ થયો. પછી ભીમસેને, ઘણા પ્રહાર લાગ્યા છે જેને એવા તે રાક્ષસને, પૃથ્વી ઉપર પોતાના

ગોઠણથી દાબીને ઘણો માર્યો. અને તેનો વાંસો ઘણો દાબી જમણે હાથે તેના માથાના કેશ ઝાલી તથા ડાબે હાથે તેની કેડનું વસ્ત્ર પકડી તેને મરડ્યો, જેથી હે પૃથ્વીપતિ ! તેના વાંસાનું હાડકું ભાગી પડ્યું, ને તેણે મોટો શબ્દ કર્યો, તથા તેના મોઢામાંથી રૂધિર સ્રવવા લાગ્યું.

ततो स्यरुधिरं वक्त्रात् प्रादुरासीद्विशांपते
भज्यमानस्य भीमेन तस्य घोरस्यरक्षसः ॥

इति श्रीमहाभारत आदिपर्वणि बकवधपर्वणि बकभीमसेनयुद्धे गुर्जरभाषायां त्रिषष्ट्यधिकशततमोऽध्यायः ॥ १६३ ॥



## અધ્યાય ૧૬૪ મો. બકનું મરણ.

**वैशंपायन उवाच—ततः सभग्नपार्श्वांगो नदित्वाभैरवं रवं**
**शैलराजप्रतिकाशो गतासुरभवद्बकः ॥**

વૈશંપાયન કહે છે—એ પ્રમાણે બકરાક્ષસ પોતાનાં પાછલાં અંગો ભાગ્યાના દુઃખથી મોટા શબ્દ કરીને મૃત્યુ પામ્યો. તે જોઇ તેના બીજા રાક્ષસો ભય પામીને, તેના ઘરમાંથી ચાકરો સહિત નાસવા માટે નીચે પડવા લાગ્યા. તેઓને ભીમસેને કહ્યું કે આ જુઓ, આજથી તમારે મનુષ્યોની હિંસા કરવી નહીં, કારણ હિંસા કરનારને આ પ્રમાણે મૃત્યુ થાય છે. તે સાંભળી સારૂં, એમ કહી તે સૌ પોતપોતાને સ્થાનકે ગયા, ને તે દિવસથી એકચક્રાપૂરીની પ્રજાને તેઓનો ભય ટળી ગયો. હવે ભીમસેને, મૃત્યુ પામેલા રાક્ષસના શરીરને લઇ તે પૂરીના દરવાજા પાસે નાખીને, તે બ્રાહ્મણને ઘેર જઇ યુધિષ્ઠિર પાસે તે રાક્ષસના મૃત્યુની વાત કહી. પછી ત્યાંના રેહેવાસી કેટલાક પુરૂષો તે પૂરીમાંથી બહાર નીકળ્યા હશે, તેઓએ દરવાજા પાસે લોહીથી ખરડાયલું રાક્ષસનું મડદુ પૃથ્વી ઉપર પડેલું જોઇને, પાછા પૂરીમાં જઇ સૌ મનુષ્યો પાસે તે વાત કરી. ત્યારે તે જોવાને સ્ત્રીઓ વૃદ્ધ તથા બાળકો સહિત હજારો મનુષ્યો પુરીમાંથી બહાર આવ્યાં, ને મૃત્યુ પામેલા તે રાક્ષસના શરીરને જોઇ અત્યંત વિસ્મય પામ્યાં. અને દેવતાઓની પૂજા કરીને સૌ વાતો કરવા લાગ્યાં કે, આજ આ રાક્ષસને ભોજન આપવાનો કેનો વારો હતો ! એમ તપાસ કરતાં તે બ્રાહ્મણનો વારો હતો, એમ જાણી તેની પાસે જઇ તેઓએ પૂછ્યું કે, આ રાક્ષસને કોણે માર્યો ! ત્યારે તે પાંડવોને ગુપ્ત રાખીને બોલ્યો કે, આજ એ રાક્ષસને ભોજન આપવાનો મારો વારો હતો તેથી તેના ચાકરોએ આવીને મને કહ્યું કે "આજે તારો વારો છે." તે સાંભળી મારા કુટુંબ સહિત હું એ દુઃખથી રડતો હતો, તે જોઇ કોઇ બ્રાહ્મણે મારી પાસે આવી મને પૂછ્યું કે "તું શા કારણથી કુટુંબ સહિત રડે છે ?" ત્યારે મેં તેની પાસે એ દુઃખની વાત કરી દેખાડી. એટલે તે બ્રાહ્મણે હસીને મને કહ્યું કે "તે દુરાત્મા રાક્ષસને હુંજ ભોજન આપી આવીશ, ને તેમાં તમારે મારે વિષે કંઇ ચિંતા રાખવી નહીં." એમ કહી ભોજન લઇ તે બ્રાહ્મણ રાક્ષસના વનમાં ગયો, માટે તેણેજ તેને મારીને આ

દેશની સર્વ પ્રજાના હિતનું કામ કર્યું હશે. એવું સાંભળી વિસ્મય પામીને તે બધા ક્ષત્રિય, વૈશ્ય તથા શૂદ્રોએ ખુશીથી બ્રાહ્મણોની પૂજા કરી. અને એ પ્રમાણે આશ્ચર્ય સરખું જોઇ તે સર્વ પ્રજા પૂરીમાં આવી, ને પાંડવો પણ ત્યાંજ રહ્યા.

ततो जानपदाः सर्वे आजग्मुर्नगरं प्रति
तदद्भुततमं दृष्ट्वा पार्थास्तत्रैवचावसन् ॥

इति श्रीमहाभारत आदिपर्वणि बकवधपर्वणि बकवधे गुर्जरभाषायां चतुःषष्ट्यधिकशततमोऽध्यायः ॥ १६४ ॥



## चैत्ररथपर्व

### અધ્યાય ૧૬૫ મો. દ્રૌપદીની ઉત્પત્તિ વિષે.

जनमेजय उवाच—ते तथा पुरुषव्याघ्रा निहत्य बकराक्षसं
अत ऊर्ध्वं ततो ब्रह्मन् किमकुर्वत पांडवाः ॥

જનમેજય પૂછે છે—હે બ્રાહ્મણ, પુરૂષોમાં સિંહ સરખા પાંડવોએ બક રાક્ષસને માર્યા પછી શું કર્યું ? વૈશંપાયન કહે છે—એ પ્રમાણે તે બકને મારી વેદ તથા ઉપનિષદ ભણતા એવા પાંડવો તે શુદ્ધ ઉચ્ચાર કરનાર બ્રાહ્મણના ઘરમાં રહ્યા હતા. તેને કેટલાક દિવસો થયા પછી તે બ્રાહ્મણને ઘેર કોઇ બ્રાહ્મણ વસ્ત્ર લેવા સારૂ આવ્યો હશે, તેને તે બ્રાહ્મણે તેની પૂજા કરીને વસ્ત્ર આપ્યું. પછી કુંતીએ સહિત તે પાંડવો તે વસ્ત્ર લેનારા બ્રાહ્મણની પાસે આવી બેઠા, ને તેઓએ તેને પરદેશની વાતો પૂછી. ત્યારે તેણે કેટલાક દેશો, તીર્થો તથા રાજાઓની વાતો કરીને અંતે પંચાલ દેશમાં દ્રૌપદીના સ્વયંવર વિષે તથા શિખંડીના જન્મ વિષે, તેમજ ધૃષ્ટદ્યુમ્નની યજ્ઞના અગ્નિથી તથા દ્રૌપદીની યજ્ઞની વેદીમાંથી થયેલી ઉત્પત્તિ વિષે, તથા ધૃષ્ટદ્યુમ્ન દ્રોણ પાસે ભણ્યો તે, તથા દ્રુપદ અને દ્રોણની મિત્રાઇમાં વેર પડયું, તે સર્વે સંક્ષેપથી કહી સંભળાવ્યું. તે સાંભળી વિસ્મય પામી પાંડવોએ પૂછ્યું કે, દ્રુપદ રાજાનો પુત્ર ધૃષ્ટદ્યુમ્ન અગ્નિથી કેમ ઉત્પન્ન થયો ? તેમજ દ્રૌપદિ યજ્ઞ કુંડની વેદિથી કેમ ઉત્પન્ન થઇ ? વળી ધૃષ્ટદ્યુમ્ને અસ્ત્રવિદ્યા કેમ શિખ્યો ? ને તે દ્રોણ તથા દ્રુપદની મિત્રાઇમાં વેર કેમ પડયું ? તે અમોને વિસ્તારથી કહો. વૈશંપાયન કહે છે—એ પ્રમાણે પુરૂષોમાં શ્રેષ્ઠ પાંડવોએ પૂછ્યું, ત્યારે તે બ્રાહ્મણ દ્રૌપદિનું જન્મ આદિલઇ સર્વ વૃતાન્ત કહેવા લાગ્યો.

एवं तैश्चोदितो राजन् सविप्रः पुरुषर्षभैः
कथयामास तत्सर्वं द्रौपदी संभवं तदा ॥

इति श्रीमहाभारत आदिपर्वणि चैत्ररथपर्वणि द्रौपदीसंभवे गुर्जरभाषायां पंचषष्ट्यधिकशततमोऽध्यायः ॥ १६५ ॥

## અધ્યાય ૧૬૬ મો. દ્રુપદના મનમાં રહેલું વેર.

**ब्राह्मण उवाच—गंगाद्वारं प्रति महान् बभूवर्षिमहातपाः**
**भरद्वाजो महाप्राज्ञः सततं संशितव्रतः ॥**

બ્રાહ્મણ કહે છે—ગંગાદ્વાર પ્રત્યે મહા તપસ્વી, મહા બુદ્ધિમાન્ અને નિરંતર તીક્ષ્ણ વ્રતવાળા ભરદ્વાજ નામે ઋષિ રહેતા હતા. તે કોઇ દિવસે સ્નાન કરવા સારૂ ગંગા પ્રત્યે ગયા હશે, તેઓની પહેલાં ઘૃતાચી નામની અપ્સરા ત્યાં આવી સ્નાન કરી ઉભી હતી. તેવામાં વાયુએ તેનું સૂક્ષ્મ વસ્ત્ર હરણ કર્યું. જેથી તેને વસ્ત્ર રહિત જોઇને તે ઋષિ મોહ પામ્યા, ને તેઓનું વીર્ય સ્ખલિત થઇ ગયું. જે દ્રોણ નામે યજ્ઞ પાત્રમાં રાખ્યું હતું, તેથી સુંદર બુદ્ધિવાળો દ્રોણ નામે એક પુત્ર થયો, જેણે ઉપનિષદોએ સહિત વેદોનો અભ્યાસ કર્યો. હવે તે ઋષિનો સખા પૃષત એવે નામે એક રાજા હતો, તેને પણ દ્રુપદ નામે એક પુત્ર થયો. તે નિત્ય ભરદ્વાજના આશ્રમ પ્રત્યે આવી દ્રોણ સાથે રમતો, ને તે ઋષિની પાસે તે બેઉ વેદ ભણતા હતા. હવે તે પૃષત મૃત્યુ પામ્યો, ત્યારે દ્રુપદને રાજ્ય મળ્યું. પછી દ્રોણે, પરશુરામ સર્વને દ્રવ્ય આપે છે એવું સાંભળી તેની પાસે જઇ દ્રવ્ય માગ્યું. ત્યારે પરશુરામે કહ્યું કે દ્રવ્ય તો સર્વ અપાઇ ગયું. હવે બાકી આ મારૂં શરીર માત્ર છે, માટે તે અથવા અસ્ત્રવિદ્યા, એ બેમાંથી તમારી ખુશીમાં આવે તે માગ. દ્રોણે કહ્યું કે મહારાજ તમે અસ્ત્રો મૂકવા તથા વારવાની વિદ્યા આપવા યોગ્ય છો, બ્રાહ્મણ કહે છે—એવું સાંભળી ઠીક એમ કહી પરશુરામે દ્રોણને સર્વ અસ્ત્રવિદ્યા શીખવી. ત્યારે દ્રોણ ઘણા ખુશી થયા, ને તે વિદ્યાએ કરી સર્વ મનુષ્યોમાં શ્રેષ્ઠ થયા. પછી તેઓએ દ્રુપદની પાસે જઇને કહ્યું કે હું તમારો સખા છું. તે સાંભળી દ્રુપદ બોલ્યો કે, વિદ્વાનના મૂર્ખ, રથીના અતિરથી તથા રાજાના રાજવગરના પુરૂષો સખા હોતા નથી. બ્રાહ્મણ કહે છે-એવું સાંભળી દ્રુપદનો દોષ જાણી દ્રોણ હસ્તિનાપૂરમાં ગયા. તેઓને ભીષ્મે દ્રવ્ય આપીને પોતાના પૌત્ર કૌરવો તથા પાંડવોને શિષ્યરૂપે અર્પણ કર્યા, ને કહ્યું કે તમારે આ સર્વને અસ્ત્રવિદ્યા શીખવવી. પછી દ્રોણે અર્જુનાદિ સર્વ શિષ્યોને બોલાવી કહ્યું કે, દ્રુપદરાજાના અસુખને અર્થે જે મારા મનમાં ઇચ્છા છે, તે હું તમોને મારાથી અસ્ત્રવિદ્યા પ્રાપ્ત થયા પછી કહીશ. ત્યારે તે પ્રમાણે તમારે મને ગુરૂદક્ષિણા આપવી પડશે, તે તમે હા કહો. ત્યારે અર્જુનાદિકે કહ્યું કે સારૂં, પછી જ્યારે કૌરવ પાંડવો અસ્ત્રવિદ્યા શિખી રહ્યા ત્યારે ગુરૂદક્ષિણા લેવા સારૂ દ્રોણે તેઓને કહ્યું કે પૃષતનો પુત્ર દ્રુપદ નામે રાજા છત્રવતી પૂરીમાં રહે છે, તેનું રાજ્ય જીતીને મને આપો. તે સાંભળી પાંડવોએ દ્રુપદને જીતી પ્રધાન સહિત તેને બાંધીને દ્રોણને સ્વાધીન કર્યો. ત્યારે દ્રોણે દ્રુપદને કહ્યું કે, ફરીથી પણ તારો હું સખા થવાની પ્રાર્થના કરૂં છું, પણ હવે હું રાજ્ય યુક્ત છું, તેથી શું તું રાજ્ય વગરનો મારો સખા થવા યોગ્ય છે ? નહીં, માટે મેં નિશ્ચય કર્યો છે, જે ભાગીરથીની દક્ષિણ બાજુએ તું રાજ્ય કર, ને હું ઉત્તર બાજુએ કરીશ. બ્રાહ્મણ કહે છે—એ પ્રમાણે દ્રોણનાં વચન સાંભળી દ્રુપદ બોલ્યો કે હે મહાબુદ્ધિમાન ! તમે કહ્યું તે પ્રમાણે હું કરીશ, પણ તમારી સાથે મને સખાપણું થાઓ. એમ કહી પરસ્પર સ્નેહ કરી તે બેઉ પોતપોતાના સ્થાનક પ્રત્યે ગયા. પણ તે વ્યાકુળ મનવાળા દ્રુપદરાજાના હૃદયમાંથી પોતાનો જે અસત્કાર થયો તેનો ખેદ બે ઘડીવાર પણ નિવૃત્ત

થયો નહીં, તેથી તે શરીરમાં સુકાઈ ગયો.

असत्कारः स तु महान् मुहूर्तमपि तस्य तु
नापैति हृदयाद्राज्ञो दुर्मनाः सकृशोऽभवत् ॥

इति श्रीमहाभारत आदिपर्वणि चैत्ररथपर्वणि द्रौपदीसंभवे गुर्जरभाषायां षट्षष्ट्यधिकशततमोऽध्यायः ॥ १६६ ॥

## અધ્યાય ૧૬૭ મો. દ્રુપદનાં બે સંતાન.

ब्राह्मण उवाच—अमर्षी द्रुपदो राजा कर्मसिद्धान् द्विजर्षभान्
अन्विच्छन्परिचक्राम ब्राह्मणावसथान्बहून् ॥

બ્રાહ્મણ કહે છે—પછી દ્રુપદરાજા દ્રોણ ઉપર ક્રોધાયમાન થઇ યજ્ઞાદિ કર્મોમાં કુશળ એવા બ્રાહ્મણોને મેળવવા માટે બ્રાહ્મણોના સ્થાનકો પ્રત્યે ફરતો ને પોતાને ત્યાં દ્રોણને મારે એવો પુત્ર થવાની ઇચ્છાથી શોક યુક્ત થઇ, " અરે ! મને ઇચ્છિત પુત્ર નથી " એમ નિત્ય ચિંતા કરતો હતો. પોતાના બીજા પુત્રો તથા ભાઇઓને ધિક્કારી, દ્રોણને મારવાની ઇચ્છાથી ખેદ યુક્ત થઇ, તેના મહિમા નમ્રતા, શિક્ષા, તથા ચરિત્રનું નિત્ય ચિંતવન કરતો હતો. વળી પોતે પોતાના ક્ષત્રિયધર્મ તથા બળથી દ્રોણને સરખો થવા અસમર્થ થયો, તેથી રાજાઓમાં શ્રેષ્ઠ દ્રુપદ, દ્રોણને મારવાનો ઉપાય ચિંતવન કરતો કરતો, યમુના નદીથી ગંગા નદી સૂધી રહેનારા બ્રાહ્મણોના સ્થાનક પ્રત્યે ઉપર કહ્યા પ્રમાણે નિત્ય ફરતો હતો તેવામાં તેણે સુંદર વ્રતવાળા, બ્રહ્મઋષિ સમાન, બ્રહ્મસ્વરૂપનો વિચાર કરનાર, સંહિતાના ભણનારા અને કશ્યપના ગોત્રમાં ઉત્પન્ન થયેલા એવા યાજ અને ઉપયાજ નામે બે બ્રાહ્મણોને જોયા. ત્યારે એમાંથી નાના ઉપયાજની પાસે જઇ તેની પૂજા કરી દ્રુપદે કહ્યું કે હે ઉપયાજ ! જે યજ્ઞાદિ કરેથી દ્રોણને મારે એવો મને પુત્ર થાય, તેવો યજ્ઞ તમે કરો તો હું તમોને એક અર્બુદ ગાયો આપીશ. અથવા જે તમારા મનમાં હશે તે પણ આપીશ. તે સાંભળી તેણે કહ્યું કે હું એ પ્રમાણે કરીશ નહીં. તે ઉપયાજે એમ કહ્યું તો પણ તેને પ્રસન્ન કરવા સારૂ એક વર્ષ સુધી દ્રુપદ તેની પાસે રહ્યો. ત્યારે તેણે દ્રુપદને કહ્યું કે, મારો મોટો ભાઇ યાજ નામે છે તેની પાસે તું જા. કારણ આગળ ઘાટા વનમાં ફરતાં, આ પૃથ્વી પવિત્ર છે કે નહીં તેનો કંઇ વિચાર ન કરતાં, તથા અપવિત્ર પૃથ્વી ઉપર પડેલાં ફળો લીધાથી દોષ છે, એમ પણ નહીં વિચારતાં તેને તે લેતાં મેં જોયો છે, ત્યારે બીજાં કામોમાં તે શાનો વિચાર કરશે ? વળી ગુરૂને ત્યાં રહી અમે સંહિતા ભણતા હતા. બીજાઓએ ત્યાગ કરેલી ભીક્ષા તે જ્યારે ત્યારે ખાતો, ને જે એને ખાવાને આપે તેનાજ નામ તથા ગુણનાં વારંવાર વખાણ કરતો હતો, તેથી તે અનેક તરેહની ઇચ્છાવાળો છે, એમ હું તર્કથી જાણું છું; માટે તેની પાસે તું જા, ને તે તને યજ્ઞ કરાવશે, એવું સાંભળી દ્રુપદે, યાજના આશ્રમમાં આવી તેની પૂજા કરી તેને એંસી હજાર ગાયો આપીને કહ્યું કે હે યાજ ! દ્રોણને મારે એવો મને પુત્ર થવા માટે તમે મને યજ્ઞ કરાવીને, તેના વેરથી તાપ પામેલો જે હું, તેને હર્ષ પમાડવા યોગ્ય છો, કારણ વેદ જાણનારા પુરૂષોમાં તથા બ્રહ્માસ્ત્રવિદ્યામાં પણ સૌથી ઉત્તમ એવા તે દ્રોણે મારો

સખા થવા સારૂ મને જીત્યો. તેના જેવો બળવાન ક્ષત્રિયોમાં કોઇ નથી, ને તેના બાણો પ્રાણિઓના શરીરને નાશ કરે એવાં છે, તથા તેનું ધનુષ પણ મોટું છે. તેથી જેમ પરશુરામ ક્ષત્રિયોનો નાશ કરતા, તેમ તે સર્વનો નાશ કરે એવો છે, ને તેના અસ્ત્રનું બળ કોઇથી સહન થતું નથી. વળી તે અગ્નિ સરખા બ્રહ્મતેજને ધારણ કરનાર, ક્ષત્રિયના ધર્મમાં મુખ્ય, ને યુદ્ધમાં સર્વને જીતે એવો છે. પણ તેનાથી બ્રહ્મતેજે કરીને તમે વધારે છો માટે ક્ષત્રિય તેજ રહિત હું તમારે શરણે આવ્યો છું તેથી યુદ્ધમાં દુર્જય અને દ્રોણને મારે એવો મને પુત્ર થાય, તેવો તમે યજ્ઞ કરાવો, તો હું તમને એક અર્બુદ ગાયો આપીશ." તે સાંભળી યાજે કહ્યું કે ઠીક. પછી દ્રુપદને ઇચ્છિત પુત્ર થવાનો ઉપાય પોતાને કંઈ સુઝ્યો નહીં, ત્યારે તેણે ઉપયાજને પૂછ્યું કે, દ્રોણને મારે એવો, આ દ્રુપદને ક્યા યજ્ઞ કરેથી પુત્ર થાય ? તે સાંભળી તેણે કહ્યું કે, શ્રોતાગ્નિ નામે યજ્ઞ કરાવેથી મહા વીર્યવાન, મહા તેજસ્વી તથા મહાબળવાન એવો દ્રોણ સરખો પુત્ર થશે. પછી એ પ્રમાણે ઉપયાજનો મત લઇ યાજે દ્રુપદને શ્રોતાગ્નિ નામે યજ્ઞ કરાવ્યો, તેની સમાપ્તિના વખતે તેની સ્ત્રીને બોલાવી કહ્યું કે હે પાર્વતી ! તું અહીં આવ, ને આ યજ્ઞનો ચરૂ પીજા, જેથી તને જોડું ઉત્પન્ન થશે ત્યારે પાર્વતિ બોલી હે યાજ ! રજસ્વળા સ્ત્રીઓ ત્રણ દિવસે શુદ્ધ થાય છે, ને હમણાં હું તે પ્રમાણે છું, માટે ત્રણ દિવસ ધીરજ રાખો. યાજે કહ્યું કે, મારો રાંધેલો અને ઉપયાજનો મંત્રેલો આ ચરૂ છે, તેથી કર્મમાં કંઇ વિલંબ થશે નહીં માટે તું અહીંથી જા, અને આ યજ્ઞના ચરૂથી તો જોડું ઉત્પન્ન થશે એ કંઇ નિષ્ફળ જવાનું નથી. એમ કહી તે ચરૂ અગ્નિમાં હોમ્યો કે તરત તે અગ્નિના કુંડમાંથી દેવતા સરખો તેજસ્વી, અગ્નિની જ્વાળા સરખા શરીરના વર્ણવાળો મુકુટ કવચ તથા કુંડળે સહિત, હાથમાં તરવાર તથા બાણે સહિત, ધનુષ લઈ એક પુરૂષ ઉત્પન્ન થયો, ને મોટા સિંહ સરખા શબ્દ કરી તેજ વખતે રથમાં બેસીને ત્યાં ફર્યો. તેને જોઇ પંચાલ દેશની પ્રજા હર્ષથી સારૂં સારૂં, એમ 'મો મો' શબ્દથી કહેવા લાગી ને અયોનિથી ઉત્પન્ન થએલા તે ધૃષ્ટદ્યુમ્નનું તેજ પૃથ્વી પણ સહન કરી શકી નહીં. તે વખતે આકાશવાણી થઇ કે, આ દ્રુપદનો પુત્ર દ્રોણને મારવા સારૂ ઉત્પન્ન થયો છે" વળી તેજ ટાણે અગ્નિના કુંડની વેદીમાંથી જોવા લાયક શરીરવાળી, કમળ પત્ર સરખા મોટા નેત્રવાળી મસ્તકના કેશ જેના શ્યામ છે, તથા હાથ અને પગના નખો જેના લાલ છે, એવી એક સુંદર ભ્રકુટિવાળી કન્યા ઉત્પન્ન થઇ. ત્યારે પણ આકાશ વાણીએ કહ્યું કે, "ક્ષત્રિયોને નાશ કરવાની ઇચ્છાથી દેવીએ, આ કૃષ્ણા નામે સર્વ સ્ત્રીઓમાં શ્રેષ્ઠ સ્વરૂપ ધારણ કર્યું છે. આ કન્યા સંયમ આવશે ત્યારે દેવતાઓનાં કાર્ય કરશે, ને એના નિમિત્તે કૌરવોને મોટો ભય થશે." તે સાંભળી પંચાલ દેશની સર્વ પ્રજા હર્ષથી સિંહ સરખા મોટા શબ્દ કરવા લાગી; ને તે અયોનિસંભવ કન્યાનું તેજ પણ પૃથ્વી સહન કરી શકી નહીં. પછી એ બે સંતાનને જોઈ દ્રુપદની સ્ત્રી પાર્વતિ યાજની પાસે આવીને બોલી કે, આ બે સંતાન મારાથી ઉત્પન્ન થયાં એમ સૌ જાણે, તે માટે હું તમારે શરણે આવી છું, ત્યારે દ્રુપદને પ્રસન્ન કરવાની ઇચ્છાથી યાજે કહ્યું કે, જા, તેમ સૌ જાણશે પછી સર્વ બ્રાહ્મણો તે બેઉનાં નામ પાડતાં બોલ્યા કે, સર્વનું પાલન કરવામાં સમર્થ તથા શત્રુની મોટાઇને નહીં સહન કરનાર એવો આ દ્રુપદનો પુત્ર, મુકુટ, કવચ, કુંડળ તથા શસ્ત્ર સહિત અ-

ગ્નિના કુંડમાંથી ઉત્પન્ન થયો, તેથી એનું નામ ધૃષ્ટદ્યુમ્ન થાઓ, ને આ કન્યા વર્ણે શ્યામ છે માટે કૃષ્ણા કહેવાઓ. એ પ્રમાણે દ્રુપદને ઘેર અગ્નિના કુંડમાંથી જોડું ઉત્પન્ન થયું. પછી દ્રોણે ધૃષ્ટદ્યુમ્નને પોતાને ઘેર લાવી અસ્ત્રવિદ્યા શિખવી, એ તેના પિતાનું પોતે અર્ધું રાજ્ય લીધું હતું તેનો પ્રતિ ઉપકાર કર્યો. અને કામ મહા બુદ્ધિમાન દ્રોણે, અદૃષ્ટમાં જે ભાવિ હોય તે કોઇથી ટળતું નથી, એમ વિચારીને પોતાની કીર્તિ સારૂ કર્યું.

अमोक्षणीयं दैवं हि भाविमत्वा महामतिः
तथा तत्कृतवान् द्रोण आत्मकीर्त्यनुरक्षणात् ॥

इति श्रीमहाभारत आदिपर्वणि चैत्ररथपर्वणि द्रौपदीसंभवे गुर्जरभाषायां सप्तषष्ट्यधिकशततमोऽध्यायः ॥ १६७ ॥

## અધ્યાય ૧૬૮ મો. પંચાળપ્રતિ ગમન.

वैशंपायन उवाच—एतच्छ्रुत्वा तु कौंतेयाः शल्यविद्धा इवाभवन्
सर्वेचावस्थमनसो बभूवुस्तेमहाबलाः ॥

વૈશંપાયન કહે છે—એવું સાંભળી કુંતીના મહા બળવાન પુત્રોને જાણે બાણ વાગ્યાં હોય તેમ થયું, અને તેઓનાં મન ચલાયમાન થયાં. તે જોઇ કુંતીએ યુધિષ્ઠિરને કહ્યું કે, આપણે આ સુંદર પુરીમાં ભિક્ષા પામી હર્ષ યુક્ત થઇ, મહાત્મા બ્રાહ્મણના ઘરમાં ઘણા દિવસો રહ્યા, ને અહીંના સુંદર બગીચાઓ તથા વન પણ જોયાં. હવે તે વારંવાર જોવામાં પ્રીતિ થતી નથી, તેમ અહીં, આગળની માફક ભિક્ષા પણ મળતી નથી, વાસ્તે આપણે પંચાલ દેશ કોઇ દિવસ જોયો નથી, તેથી જોઇશું તો રમણીય લાગશે. ત્યાંની પ્રજા યાચકને સારી ભિક્ષા આપે છે, તેમ ત્યાંનો દ્રુપદ નામે રાજા પણ બ્રાહ્મણો ઉપર દયાવાન છે, એવું સંભળાય છે. વળી આપણે એકજ ઠેકાણે રહેવું, એ યોગ્ય નથી, વાસ્તે તું જો માને તો ત્યાં જઇએ. યુધિષ્ઠિરે કહ્યું કે, તમે જે ઇચ્છા કરી તે અમારા કામનું સારૂ છે એમ હું માનું છું, પણ આ મારા નાના ભાઇઓ ત્યાં આવવાને માનશે કે નહીં, તે હું જાણતો નથી. વૈશંપાયન કહે છે–પછી કુંતીએ ભીમસેનાદિ ચાર પુત્રોને કહ્યું કે, આપણે અહીંથી પંચાલ દેશ પ્રત્યે જઇએ. તે સાંભળી તેઓએ પણ કહ્યું કે ઠીક. પછી પોતાના પુત્રો સહિત કુંતી તે બ્રાહ્મણની રજા લઇ મહાત્મા દ્રુપદની પુરી પ્રત્યે જવા સારૂ તૈયાર થઇ.

तत आमंत्र्य तं विप्रं कुंती राजन्सुतैः सह
प्रतस्थे नगरीरम्यां द्रुपदस्य म[illegible]त्मनः ॥

इति श्रीमहाभारते आदिपर्वणि चैत्ररथपर्वणि पांचालदेशयात्रायां गुर्जरभाषायां [illegible]ष्ट्यधिकशततमोऽध्यायः ॥ १६८ ॥

## અધ્યાય ૧૬૯ મો. દ્રૌપદીના પૂર્વજન્મની કથા.

**वैशंपायन उवाच—वसत्सुतेषु प्रच्छन्नं पांडवेषु महात्मसु**
**आजगामाथ तान्द्रष्टुं व्यासः सत्यवतीसुतः**

વૈશંપાયન કહે છે–તે સમયે ગુપ્ત થઇ રહેલા મહાત્મા પાંડવોની પાસે વ્યાસ આવ્યા. પાંડવોએ એકાંતમાં તેમને મળી આવી, પગે લાગીને પૂજા કરી. પછી તેઓ હાથ જોડીને તેમની પાસે બેઠા ત્યારે વ્યાસજીએ કહ્યું કે, હે કુંતી! હે પાંડવો! તમે શાસ્ત્ર પ્રમાણે ધર્મ પાળો, અને પૂજા કરવા યોગ્ય એવા બ્રાહ્મણોની પૂજા કરો. કારણ તે કદી નિષ્ફલ થવાનું નથી. એ પ્રમાણે ધર્મ, તથા અર્થ સંબંધી અનેક તરેહની વાતો કરીને, વળી વ્યાસજી બોલ્યા કે હે પાંડવો! આગળ તપોવનમાં કોઇ મહાત્મા બ્રાહ્મણની સારા ગુણવાળી અને સુંદર સ્વરૂપવાળી એક કન્યા હતી. તે પોતાના કોઇ કર્મના દોષથી એવી દુર્ભાગિણી થઇ કે તેનો કોઇ પતિ થયો નહીં. પછી તેણે દુઃખ પામીને પતિ મેળવવા સારૂ તપ કરી મહાદેવજીને પ્રસન્ન કર્યા. એટલે મહાદેવજીએ તે કન્યાની પાસે આવી તેને કહ્યું કે, તારા તપને જોઇ હું પ્રસન્ન થયો છું માટે તું વરદાન માગ. ત્યારે કન્યા બોલી કે સર્વ ગુણેકરી યુક્ત એવા પતિની હું ઇચ્છા કરૂં છું, વાસ્તે તેવો પતિ આપો. એમ વારંવાર તે બોલી ત્યારે મહાદેવજીએ તેને કહ્યું કે, પાંચ પાંડવો તારા પતિ થશે. તે સાંભળી કન્યા બોલી કે હું એક પતિની ઇચ્છા કરૂં છું. ત્યારે મહાદેવજી બોલ્યા કે તેં પાંચ વખત, "પતિ આપો, પતિ આપો" એમ કહ્યું, તેથી જા, તારા બીજા જન્મમાં પાંડવો તારા પતિ થશે, એમ કહી મહાદેવ ત્યાંથી પધારી ગયા. હે પાંડવો! તે કન્યા હમણાં દ્રુપદના કુળમાં ઉત્પન્ન થઇ છે, ને તમારી સ્ત્રી થશે, એમ પૂર્વે મહાદેવે કહેલું છે. માટે તમે તે પંચાલ દેશમાં જઇ રહો. દ્રૌપદી તમને મળશે ત્યારે તમે સુખી થશો. વૈશંપાયન કહે છે–એમ કહી મોટા ભાગ્યવાળા તથા મહા તપસ્વી પિતામહ વ્યાસજી, પાંડવોની તથા કુંતીની રજા લઇને ત્યાંથી ગયા.

**एवमुक्त्वा महाभागः पांडवान्स पितामहः**
**पार्थानामंत्र्य कुंती च प्रातिष्ठत महातपाः**

**इति श्रीमहाभारत आदिपर्वणि चैत्ररथपर्वणि द्रौपदीजन्मांतरकथने गुर्जरभाषायामूनसप्तत्यधिकशततमोऽध्यायः ॥ १६९ ॥**

---

## અધ્યાય ૧૭૦ મો. ગંધર્વ સાથે ઝગડો.

**वैशंपायन उवाच—गते भगवति व्यासे पांडवा हृष्टमानसाः**
**ते प्रतस्थुः पुरस्कृत्य मातरं पुरुषर्षभाः ॥**

વૈશંપાયન કહે છે–એ પ્રમાણે મહા સમર્થ વ્યાસજી ગયા પછી પુરૂષમાં શ્રેષ્ઠ પાંડવો, હર્ષ પામી કુંતીને આગળ કરીને ત્યાંથી પંચાળ તરફ ચાલ્યા. જતી વખતે તે બ્રાહ્મણને પગે લાગ્યા, ને વિવેકથી તેઓએ તેની રજા લીધી. પછી સોમાશ્રય નામે મહાદેવના સ્થાનક પ્રત્યે જવા સારૂ, ઉત્તર દિશાનો માર્ગ લઇ તેઓ દિવસ રાત્રી ચાલવા લાગ્યા. મહારથી

અર્જુન તેઓની રક્ષા કરતા, રાત્રીનો અંધકાર ટાળવા સારૂ બળતાં લાકડાં હાથમાં લઇ તેઓની આગળ ચાલતા હતા. એમ ચાલતાં ચાલતાં પુરૂષમાં સિંહ સરખા પાંડવો કોઇ સમયે ગંગાના કિનારા પ્રત્યે આવતા હતા. તે વખતે સાંજ પડી ગઇ હતી. ગંધર્વિયોને એકાંતમાં જળ ક્રીડા કરાવવા સારૂ, મોટી ઇર્ષ્યાવાળો ગંધર્વોનો રાજા અંગારાપર્ણ નામે ગંધર્વ ત્યાં આવ્યો હતો. તે પાંડવોના શબ્દ સાંભળી માતા સહિત તેઓને જોઇ, ધનુષનો ભયંકર શબ્દ કરીને તેઓને કહેવા લાગ્યો કે રાત્રી આવવાની અગાઉ સાયંકાળની સંધ્યાનો સમય, એંશી વખત પોતાની મેળે આંખો ઉઘડે ને મીંચાય ત્યાં સુધીનો કહ્યો છે; ને તે સમય યક્ષો, ગંધર્વો તથા રાક્ષસોને ક્રીડા કરવાનો છે તે વિના બીજા સર્વ સમય મનુષ્યોને સર્વ કામ સારૂ રાખેલો છે માટે કોઇ પુરૂષ લોભથી સંધ્યાના સમયમાં અધર્મરૂપી કામ કરે છે, તેને અમે રાક્ષસો સાથે મળી પકડી જઇએ છીએ. વળી વેદ જાણનારા પુરૂષોએ પણ રાત્રીને સમયે તીર્થના જળ પ્રત્યે મનુષ્યો તથા સેના સહિત રાજાઓને આવવાની મના કરેલી છે. ત્યારે તમે અહીં કેમ આવ્યા છો ? વળી મારાથી દૂર શું ઉભા છો ? પાસે તો આવી જુઓ ! હું કુબેરનો પ્રિય સખા, ગર્વિષ્ઠ, ઇર્ષ્યાવાળો, પોતાનાજ બળનો આશ્રય કરનાર અને ઘણાં દ્રવ્યવાળો અંગારપર્ણ નામે ગંધર્વ છું, ને આ ભાગીરથી ગંગાના જળમાં ક્રીડા કરવા સારૂ અહીં આવ્યો છું. તેને તમે કેમ જાણતા નથી ? આ અંગારપર્ણ નામે મારૂં વન છે. જેમાં હું ઇચ્છા પ્રમાણે સુખ ભોગવું છું; તેમાં મારા ભયથી પશુ, પક્ષીઓ, દેવતા તથા મનુષ્યો વિગેરે કોઇ આવતા નથી. ને તમે કેમ આવ્યા છો ? તે સાંભળી અર્જુને કહ્યું કે હે દુર્બુદ્ધિમાન્ ! સમુદ્ર, હિમાલયપર્વત, અને આ ગંગા પ્રત્યે દિવસ, રાત્રી, અથવા સાયંકાળના સમયમાં ન જવું, એમ કોણે મના કરીછે ? હે ગંધર્વ ! સર્વ નદીઓમાં શ્રેષ્ઠ ગંગા પ્રત્યે આવવાને, ભૂખ્યા અથવા તૃપ્ત થએલા કોઇપણ પુરૂષને દિવસ રાત્રી વા સાયંકાળનો નિયમ નથી. હું સમર્થ છું તેથી તારો તત્કાળ પરાજય કરીશ. હું તારાથી કંઇ ભય પામતો નથી, કારણ યુદ્ધથી જે બીહીતા હોય તેજ તારાથી ભય પામે. આ ગંગા પૂર્વે હિમાલય પર્વતમાંથી નીકળી સમુદ્રના જળ પ્રત્યે ગએલી છે, તેના યમુના, સરસ્વતી, સરયૂ, ગોમતી ગંડકી ને અત્રી નામે છ ભેદ કહ્યા છે. તેનું સેવન કરનાર પુરૂષો પાપ રહિત થાય છે. આકાશમાં ચાલનારી આ ગંગા દેવતાઓને અલકનંદા નામે, ને પિતૃઓને, પાપી પુરૂષોથી દુઃખે તરાય એવી વૈતરણી નામે પ્રાપ્ત થઇ છે, એવું અમને વ્યાસજીએ કહેલું છે. આ ગંગા પોતાને સેવનાર મનુષ્યોને સ્વર્ગ આપનારી છે, તેને તું બંધ કરવાની કેમ ઇચ્છા કરે છે ? એ તું કંઇ શ્રેષ્ઠ ધર્મઆચરતો થથી. અમે તારા કહ્યાથી શું આ ગંગાના જળને સ્પર્શ નહીં કરીએ ? વૈશંપાયન કહે છે—એવાં અર્જુનનાં વચન સાંભળી ક્રોધાયમાન થઇ અંગારપર્ણ, પોતાનું ધનુષ નમાવી તેમાં તીક્ષ્ણ બાણો ભરીને અર્જુન ઉપર નાંખવા લાગ્યો. ત્યારે અર્જુને બળતાં લાકડાં તથા છત્ર જેવા આકારવાળું ચામડાનું હથીયાર ફેરવીને, તે બાણો નિવર્ત્ત કરી કહ્યું કે હે ગંધર્વ ! અસ્ત્રવિદ્યાના જાણનાર પુરૂષોને તારે આવા ભય દેખાડવા નહીં; કારણ તે દેખાડેલા ભય ફીણની પેઠે નાશ પામે છે. હે અંગારપર્ણ ! મનુષ્યો કરતાં ગંધર્વો માયાવી વધારે હોય છે, એમ હું જાણું છું. માટે તારી સાથે માયાએ કરી હું યુદ્ધ કરીશ નહીં, પણ અગ્ન્યાસ્ત્રથી કરીશ. જે અગ્ન્યાસ્ત્ર પૂર્વે ઇંદ્રના ગુરૂ બૃહસ્પતિએ ભારદ્વાજને આપ્યું હતું, ને તેની પાસેથી અગ્નિવેશ્યને મળ્યું હતું, તે થકી અમારા ગુરૂ દ્રોણા-

ચાર્યને મળ્યું ને તેણે મને આપ્યું છે. વૈશંપાયન કહે છે—એમ કહી અર્જુને આગ્નેયાસ્ત્ર તેના રથ ઉપર મૂકયું, કે તરત તેનો રથ બળવા લાગ્યો, ને તે ગંધર્વ તેમાંથી પડી જઇ મૂઢ સરખો થઇ ગયો. તે જોઇ અર્જુન તેના માથાના કેશ ઝાલી તેને ખેંચીને પોતાના ભાઇઓ પાસે લઈ આવ્યો. ત્યારે ગંધર્વની સ્ત્રીઓ, પોતાના પતિના પ્રાણની રક્ષા કરવા સારૂ યુધિષ્ઠિરની શરણે આવીને બોલી કે, હે મોટા ભાગ્યવાળા ! તમે અમારી રક્ષા કરો, ને આ મારા પતિને મૂકાવો. હે સમર્થ ! હું આ ગંધર્વની દંભીનસી નામે સ્ત્રી છું. તમારા શરણે આવી છું. એવાં તેનાં વચન સાંભળી યુધિષ્ઠિરે અર્જુનને કહ્યું કે હે શત્રુઓને નાશ કરનાર ! યુદ્ધમાં જીતી લીધેલા, યશ વગરના અને અપરાક્રમી પુરૂષોને કોણ મારે ? માટે તમે આ ગંધર્વને મૂકી દ્યો. ત્યારે અર્જુને તેને મૂકી દઇને કહ્યું કે હે ગંધર્વ ! આ મારા મોટા ભાઇએ અભય થવા સારૂ તને મૂકી આપવાનું મને કહ્યું માટે મૂકું છું હવે તું કંઇ શોક કર માં ને અહીંથી જા. ગંધર્વે કહ્યું કે હે અર્જુન ! તમે મને જીત્યો તેથી હવે મનુષ્યોની સભામાં હું મારા બળ તથા નામથી શોભીશ નહીં. માટે મારૂં અંગારપર્ણ નામ છે તે મુકીને, તમારા અગ્ન્યાસ્ત્રથી મારો સુંદર રથ બળી ગયો, તેથી બીજા સુંદર રથવાળો થઇ આજથી દગ્ધરથ મારૂં નામ રાખીશ. તથા મેં પૂર્વે તપ કરીને જે વિદ્યા મેળવી છે તે હું તમોને આપીશ. કારણ કોઇ પુરૂષ પોતાના બળથી શત્રુને જીતી, તેના પ્રાણની જો રક્ષા કરે તો તેને શું પુણ્ય થતું નથી ! માટે પૂર્વે ચાક્ષુષી નામની જે વિદ્યા મનુએ ચંદ્રને આપી હતી, ને ચંદ્રે વિશ્વાવસુને આપી હતી, તે તેણે મને આપી છે તે વિદ્યાને ધારણ કરનાર પુરૂષો, ત્રણ લોકમાં જે પદાર્થો દેખવામાં આવે છે, તેમાંથી જેને જોવાની ઇચ્છા કરે, તેને જોઇ શકે છે. પણ તે વિદ્યા જે પુરૂષ છ મહીના સુધી એક પગે ઉભો રહે તેને મળે છે. માટે હે અર્જુન ! તમે એ પ્રમાણે વ્રત કરો, તો હું તમોને તે વિદ્યા આપીશ. વળી તે વિદ્યાએ કરીને અમે દેવતાઓની પેઠે આકાશમાં ગતિ કરવા સમર્થ થઈ મનુષ્યોથી અધિક કહેવાઇએ છીએ. એ સિવાય હે પુરૂષમાં શ્રેષ્ઠ ! આ તમારા ભાઇઓ તથા તમોને, ગંધર્વ લોકમાં ઉત્પન્ન થએલા સુંદર વર્ણવાળા, મન સરખી ગતિ કરનારા, વેગ જેનો કોઈ દિવસે ઓછો થતો નથી તથા યુવાનપણું વા વૃદ્ધપણું કાળે કરીને પણ જેઓને પ્રાપ્ત થતું નથી એવા, અને દેવતાઓ તથા ગંધર્વોને વહન કરનારા, એક એકને સો સો ઘોડા આપીશ. પૂર્વે વૃત્રાસુરને મારવા ઈંદ્રે વજ્ર કરાવ્યું હતું. તે વજ્ર વૃત્રાસુરના મસ્તક ઉપર નાખતાં તેના સેંકડો કડકા થયા હતા. તે કડકાઓ, આ લોકમાં બ્રાહ્મણ વર્ગમાં અગ્નિમાં આહુતિરૂપે, ક્ષત્રિયોમાં રથરૂપે, અને શૂદ્રોમાં સેવારૂપે વર્તી રહ્યા છે, એમ દેવતાઓ માને છે. માટે ક્ષત્રિયોના રથ વજ્રરૂપ છે, તેને ચલાવવામાં સમર્થ એવા ઘોડાઓને ઘોડીઓ ઉત્પન્ન કરે છે. એવા એ મારા ઘોડા સારા વર્ણવાળા, ઇચ્છીત ગતિ કરનારા તથા ગંધર્વ દેશમાં ઉત્પન્ન થએલા છે, તે તમારી ઇચ્છા પ્રમાણે વર્તશે. અર્જુને કહ્યું કે હે ગંધર્વ ! મેં તને મૃત્યુના ભયથી બચાવ્યો, તેને બદલે તું મને ઘોડાઓ આપવાનું કહે છે, પણ તારૂં વિદ્યારૂપી દ્રવ્ય સાંભળ્યાથી તે ઘોડા લેવામાં મને પ્રીતિ થતી નથી. ગંધર્વ બોલ્યો કે હે અર્જુન ! મોટા પુરૂષોનો સમાગમ પ્રીતિ કરનાર હોય છે. તમે મને જીવતો રાખ્યો તેથી હું ઘણો પ્રસન્ન થયો છું, ને આપણી પ્રીતિ ઘણા દિવસ રહેવા સારૂં હું મારી વિદ્યા તમોને આપીશ. તમારાથી ઉત્તમ એવી આગ્નેયાસ્ત્ર મૂકવા તથા વાર-

ચાની વિદ્યા શીખવીશ. અર્જુને કહ્યું કે ઠીક, હું તને અગ્ન્યાસ્ત્રની વિદ્યા આપીને તારી પાસેથી ઘોડાઓ લઇશ, ને તારી અમારી પ્રીતિ નિરંતર રહેશે. હવે હે સખા ! ગંધર્વોથી મનુષ્યોને શા કારણથી ભય થાય છે ? ને રાત્રીને સમયે વેદ જાણનારા શ્રેષ્ઠ મનુષ્યો તીર્થ પ્રત્યે જાય છે એમ છતાં, તેં અમારી ઉપર શા કારણથી ક્રોધ કર્યો ? તે મને કહે. ગંધર્વે કહ્યું કે, તમે સ્ત્રી વગર છો, ને તમારો વિવાહ થયો નથી તેથી આશ્રમ રહિત છો, માટે મેં તમારી ઉપર ક્રોધ કર્યો. પણ હે અર્જુન ! તમારા કુરૂ વંશનાં વખાણ, યક્ષો, રાક્ષસો, ગંધર્વો, પિશાચો, સર્પો, અને દૈત્યો કરે છે; ને મેં પણ તમારા કુળમાં પૂર્વે થઇ ગએલા પુરૂષોના ગુણ નારદાદિ દેવ ઋષિઓના મુખથી સાંભળેલા છે. એવો તમારો મહિમા આ પૃથ્વી ઉપર ફરતાં મેં આજે દૃષ્ટિથી જોયો. વળી વેદ તથા ધનુષ વિદ્યાના આચાર્ય, ત્રણ લોકમાં પ્રસિદ્ધ તથા મોટા યશવાળા દ્રોણાચાર્ય તમારા ગુરૂ છે, તેને હું જાણું છું. તથા ધર્મ, વાયુ, ઇંદ્ર, અને બે અશ્વિની કુમારરૂપ તમે પાંચે ભાઇઓ, કુરૂ વંશની વૃદ્ધિ કરનારા, શુદ્ધ અંતઃકરણવાળા, મહાત્મા, અસ્ત્ર ધારણ કરનાર પુરૂષોમાં શ્રેષ્ઠ, શૂરવીર, અ ા સારા વ્રતવાળા છો, તે પણ હું જાણું છું. એવા તમોને જાણતે છતે પણ મેં તમારી ઉપર ક્રોધ કર્યો, તેનું કારણ એ કે, સ્ત્રીઓની સમક્ષ પોતાના પરાભવને બળવાન પુરૂષો સહન કરી શકતા નથી. તે પ્રમાણે હું સ્ત્રીઓ સહિત છું, ને વળી રાત્રીને વિશે અમારૂં બળ વધે છે, તેથી મને ક્રોધ થયો, પણ હે તપતિના વંશની વૃદ્ધિ કરનાર ! મનુષ્યોને બ્રહ્મચર્યવ્રત મોટો ધર્મ છે, તે તમે પાળો છો, તેથી તમે મને યુદ્ધમાં જીત્યો. પણ જે ક્ષત્રિય વિષયની કામનાવાળા હોય છે, તે રાત્રિચર એવા યક્ષો તથા ગંધર્વોની સાથે યુદ્ધમાં જીતતા નથી. પણ તેજ ક્ષત્રિયે જો બ્રાહ્મણનો આશ્રય કર્યો હોય તો તે સર્વ યક્ષો તથા ગંધર્વોને જીતે છે. માટે હે તાપત્ય ! મનુષ્યોએ પોતાના શ્રેયની ઇચ્છા વાસ્તે જે કામ કરવું હોય, તેમાં બ્રાહ્મણનો આશ્રય કરવો. કારણ બ્રાહ્મણો અંગે સહિત વેદને જાણનારા, સત્યવાદિ અને ધર્માત્મા હોય છે. એવા બ્રાહ્મણો જે ક્ષત્રિયોના પુરોહિત હોય છે, તેઓનો જય થાય છે, ને અંતે તેઓને સ્વર્ગ પણ મળે છે. માટે ક્ષત્રિઓએ પોતાને ઇચ્છિત લાભ મળવા સારૂ, તથા મળેલા લાભની રક્ષા કરવા સારૂ સારા ગુણવાન બ્રાહ્મણોને પુરોહિત કરવા અને જે ક્ષત્રિય પોતાને સમૃદ્ધિ તથા રાજ્ય મળવાની ઇચ્છા કરે, તેણે પુરોહિતના મત પ્રમાણે ચાલવું. કારણ કોઇને કેવળ પોતાના બળથી જય રાજ્ય મળતાં નથી. માટે હે કુરૂવંશની વૃદ્ધિ કરનાર બ્રાહ્મણોને આશ્રય કરનાર ક્ષત્રિયો, પોતાના રાજ્યને ઘણા કાળ સુધી પાલન કરવા સમર્થ હોય છે, એમ તમે જાણો.

तस्मादेवं विजानीहि कुरूणां वंशवर्धन
ब्राह्मणप्रमुखं राज्यं शक्यं पालयितुं चिरं ॥

इति श्रीमहाभारत आदिपर्वणि चैत्ररथपर्वणि गंधर्वपराभवे गुर्जरभाषायां सप्तत्यधिकशततमोऽध्यायः ॥ १७० ॥



## અધ્યાય ૧૭૧ મો. તપત્યાખ્યાન.

अर्जुन उवाच—तापत्य इति यद्वाक्यमुक्तवानसि मामिह
तदहं ज्ञातुमिच्छामि तापत्यार्थं विनिश्चयं ॥

અર્જુન કહે છે—હે ગંધર્વ ! તું અમને તાપત્ય કહે છે, તે તાપત્યનો અર્થ હું જાણવાની ઇચ્છા કરૂં છું. કારણ કૌંતેય એવા અમે તાપત્ય કેમ કહેવાયા, માટે તે તપતિ કોણ હતી ? વૈશંપાયન કહે છે—એ પ્રમાણે અર્જુને પૂછવાથી ગંધર્વ તેને કહેવા લાગ્યો કે હે પાર્થ ! તમોને હું તાપત્ય કહું છું તેનું કારણ કહું તે તમે એકાગ્ર મનથી સાંભળો. જે સૂર્ય આકાશ મંડળમાં રહીને સ્વર્ગાદિ લોકને પોતાના તેજે કરીને પ્રકાશે છે, તે સૂર્યને ત્રણ લોકમાં પ્રસિદ્ધ એવી દેવતાઓ, અસુરો, યક્ષો, રાક્ષસો, અને ગંધર્વોની સ્ત્રીઓ કરતાં અધિક સ્વરૂપવાળી, તથા અપ્સરાઓમાં જેના સરખી કોઇ સ્વરૂપવાન નથી એવી તપતી નામે કન્યા થઇ. તે કન્યા જ્યારે યુવાન અવસ્થામાં આવી, ત્યારે સૂર્યને તેનો વિવાહ કરવાનો વિચાર થયો. પણ પોતાની કન્યા સરખા રૂપ, શીલ અને ગુણવાળો કોઇ વર તેના ધ્યાનમાં ન આવવાથી તેને સુખ પ્રાપ્ત થતું નહી. હવે આ પૃથ્વીમાં કુરૂ વંશમાં શ્રેષ્ઠ એવો રક્ષનો પુત્ર સંવરણ સૂર્યની આરાધના કરતો, ને તેના ઉદયની વખતે અર્ઘ્ય ચંદન તથા પુષ્પાદિ પૂજાનાં સાહિત્યોથી તેની નિત્ય પૂજા કરતો હતો, અને સૂર્ય જેમ સ્વર્ગાદિ લોકને પ્રકાશ કરે તેમ તે સંવરણ પોતાના તેજથી પૃથ્વીને પ્રકાશ કરતો હતો. વળી જેમ બ્રહ્મવાદી પુરૂષો સૂર્યની પૂજા કરે, તેમ પૃથ્વીને વિષે બ્રાહ્મણ વગર સર્વ વર્ણો તેની પૂજા કરતા હતા, તે રાજા પોતાના સ્નેહી પુરૂષોને ચંદ્રની પેઠે સુખ આપતો હતો, ને દુષ્ટોને સૂર્યની પેઠે તાપ પમાડતો હતો. એવા ગુણવાન સંવરણને જોઇ સૂર્યે પોતાની તપતિ કન્યા તેને આપવાની ઇચ્છા કરી. હવે કોઇ દિવસે તે સંવરણ રાજા મૃગયા કરવા સારૂ કોઇ પર્વતના વનમાં ફરતો હતો, તેને ક્ષુધા તથા તૃષા લાગી. તેવામાં તેનો ઘોડો મૃત્યુ પામ્યો, તેને ત્યાગ કરીને તે પગેથી પર્વત ઉપર ફરવા લાગ્યો. એટલામાં જેના સરખી બીજી કોઇ સ્ત્રી નહીં એવી તે મોટા નેત્રવાળી કન્યા તેના જોવામાં આવી. ત્યારે પોતાના સૈન્યને પાછળ મૂકી તે એકલી બેઠેલી કન્યાની પાસે તે પોતે એકલો આવી ઉભો, ને તે કન્યાને જોતાંજ તેની દૃષ્ટિ તે ઉપરથી ખસી નહીં. પછી તે રાજાએ વિચાર કર્યો કે, આ રૂપે કરીને લક્ષ્મી સરખી આકાશથી સૂર્યનું તેજ જાણે પૃથ્વી ઉપર પ્રાપ્ત થયું હોય તેવા ઉગ્ર તેજવાળી, ચંદ્રસરખી કાંતિવાળી પર્વત ઉપર બેઠેલી સોનાની પુતળી સરખી, અને જેના સ્વરૂપના વર્ણની કાંતિથી વૃક્ષો તથા લતાઓ સહિત આ પર્વત જાણે સોનાનોજ હોય એવો શોભે છે, એવી આ કન્યા કોણ હશે ? એવો વિચાર કરી તે કન્યાને જોઈ પૃથ્વીમાં સર્વ સ્ત્રીયોની તે નિંદા કરવા લાગ્યો. કારણ તેના જન્મથી તે દિવસ પર્યંત, તે કન્યા સરખી રૂપવાન કોઇ સ્ત્રી તેણે જોઇ ન હતી. એ પ્રમાણે તે કન્યાના રૂપમાં રાજાનું મન તથા નેત્ર લલચાયાં, તેથી તેની પાસેથી તે ચલાયમાન થયો નહી, ને તે વખતે તે કન્યા વગર તેને બીજું કંઇ ભાન રહ્યું નહી. પછી દેવતા, અસુર, અને મનુષ્યોને ઉત્પન્ન કરનાર બ્રહ્માએ સર્વ રૂપ આ કન્યાને વિષેજ મુકેલું છે, એમ વિચાર કરી મોહ પામીને તથા કામના બાણથી પીડાઇને તે રાજા કન્યાને કહેવા લાગ્યો કે, હે કેળના વૃક્ષ સરખા સાથળવાળી ! હે પવિત્ર હાસ્યવાળી ! તું કોણ છે ? કેની પુત્રી છે ? શા વાસ્તે અહીં રહી છે ? ને મનુષ્યો વગરના આ વનમાં એકલી શું કરવા ફરે છે ? હે સુંદર અંગવાળી ! સર્વ અલંકારે કરીને શોભાયમાન એવી તું, આ સર્વ અલંકારોને શોભા આપે એવી છે, ને તારા સરખી રૂપવાન સ્ત્રી ત્રણ લોકમાં કોઇ નથી. હે સુંદર મુખવાળી ! ચંદ્ર

કરતાં વધારે કાંતિવાળું તથા કમળપત્ર સરખાં નેત્ર યુક્ત આ તારૂં મુખ કામદેવની પેઠે મારા મનને મથન કરે છે. એટલું કહેવા છતાં પણ તે કન્યા રાજાની આગળ કંઈ બોલી નહી, ને તેજ વખતે વિજળીની માફક અંતર્ધ્યાન થઇ ગઇ. ત્યારે સંવરણ રાજા તેને શોધવા સારૂ સર્વ વનમાં ઉન્મત્તની પેઠે ફરવા લાગ્યો. પણ જ્યારે તે કન્યાને તેણે દીઠી નહી ત્યારે ઘણો વિલાપ કરી શરીરની ચેષ્ટા રહિત થઇ બે ઘડી વાર ત્યાં બેઠો.

अपश्यमान स तु तां बहु तत्र विलप्य च
निश्चेष्टः पार्थिवश्रेष्ठो मुहूर्तं सन्व्यातिष्ठत ॥

इति श्रीमहाभारत आदिपर्वणि चैत्ररथपर्वणि तपत्युपाख्याने गुर्जरभाषायामेकसप्तत्यधिकशततमोऽध्यायः ॥ १७१ ॥

## અધ્યાય ૧૭૨ મો. તપતિ ઉપાખ્યાન. (ચાલુ)

गंधर्व उवाच—अथ तस्यामदृश्यायां नृपतिः काममोहितः
पातनः शत्रुसंघानां पपात धरणीतले ॥

ગંધર્વ કહે છે—પછી તે શત્રુઓના સમુદાયને તોડનારો રાજા કામથી મોહિત થઇ તે કન્યાને નહીં જોઇને પૃથ્વી ઉપર પડયો. ત્યારે તે સુંદર હાસ્યવાળી કન્યા તેની પાસે આવીને કહેવા લાગી કે, હે શત્રુને નાશ કરનારા ! તમારૂં કલ્યાણ થાઓ ! ઉઠો ઉઠો ! હે રાજાઓમાં સિંહ સરખા ! પૃથ્વીમાં વિખ્યાત એવા તમે મોહ પામવા યોગ્ય નથી. એવું સાંભળી પોતાની પાસે ઉભેલી વિશાળ કટિપશ્ચાદ્ ભાગવાળી કન્યાને જોઇને તે કામરૂપી અગ્નિથી તાપ પામેલો રાજા મોહ યુક્ત વચન કહેવા લાગ્યો કે, હે સુંદર અંગવાળી ! કામે કરીને પીડા પામેલા ને તારૂંજ ચિંતવન કરનારા આ મને તું ભજ, કારણ તારે અર્થે આ મારો પ્રાણ મને ત્યાગ કરે છે. હે મોટા નેત્રવાળી ! તારે અર્થે કામદેવ પોતાના વિષરૂપી બાણે કરી મને વિંધે છે, ને શાંત થતો નથી. વળી તે કામરૂપી સર્પ મને દંશ કરે છે, માટે હે સુંદર મુખવાળી ! મને તું પ્રાપ્ત થા. હે કિન્નરોના ગાયન સરખું ભાષણ કરનાર ! આ મારા પ્રાણ તારે આધિન છે, કારણ તારા વગર હું જીવવાને સમર્થ નથી. હે કમળ પત્ર સરખાં નેત્રવાળી, તું મારી સાથે ભાષણ કર, ને હું તારો ભક્ત છું તેનો તું ત્યાગ કરવાને યોગ્ય નથી. હે સુંદર હાવ ભાવ વાળી ! તું પ્રીતિથી મારી રક્ષા કરવા યોગ્ય છે. હે કલ્યાણી ! તને જોઈને મારૂં મન ઘણું ચલાયમાન થાય છે, ને તારા વગર બીજી સ્ત્રીઓને જોવામાં મને રૂચી થતી નથી. હે સુંદરી ! હું તને વશ છું. માટે મારી ઉપર તું પ્રસન્ન થા, ને તારો ભક્ત છું માટે મારૂં ભજન કર. વળી હે સ્ત્રી ! તને જોઇને મને કામરૂપી અગ્નિ ઉત્પન્ન થયો છે, તેને તું પ્રીતિરૂપી જળે કરીને શાંત કર; ને તને જોયાથી મને કામદેવનાં બાણ વિંધે છે, તે બાણોને તું મને પોતાનું શરીર આપીને નિવર્ત કર. અને ગંધર્વ વિવાહથી મને પ્રાપ્ત થા, કારણ સર્વ વિવાહોમાં ગંધર્વ વિવાહ શ્રેષ્ઠ છે. તપતિએ કહ્યું કે હે રાજન્ ! મારો પિતા છે, તેથી હું સ્વતંત્ર નથી. માટે તમને મારી ઇચ્છા હોય તો મારા પિતાની પાસે મારી યાચના કરો. અને જેમ મેં તમારૂં મન હરણ કર્યું છે, તેમ મારૂં મન પણ તમારામાં હરણ થયું છે. પણ હે રાજાઓમાં શ્રેષ્ઠ ! આ મારો દેહ મારે સ્વાધીન

નથી. કારણ સ્ત્રીઓ સ્વતંત્ર હોતી નથી, ને તેથીજ હું તમારી પાસે આવતી નથી. પણ પોતાને લાયક એવા પતિની કયી કન્યા ઇચ્છા ન કરે ? માટે હું તમારામાં આસક્ત છું, તેથી મારા પિતા સૂર્યની, તમે નમ્રતા, તપ, અને નિયમથી આરાધના કરો, ને તેને પ્રસન્ન કરીને તેની પાસે મારી માગણી કરો. તે જો તમને આપશે તો હું તમારી પાસે નિરંતર વશ થઇને રહીશ. હે ક્ષત્રિયોમાં શ્રેષ્ઠ ! આ લોકને પ્રકાશ કરનાર સૂર્ય છે, તેની હું તપતિ નામે નાની કન્યા છું.

अहं हि तपतिनाम सावित्र्यवरजा सुता
अस्य लोकप्रदीपस्य सवितुः क्षत्रियर्षभ ॥

इति श्रीमहाभारत आदिपर्वणि चैत्ररथपर्वणि तपत्युपाख्याने गुर्जरभाषायां द्विसप्तत्यधिकशततमोऽध्यायः ॥ १७२ ॥

## અધ્યાય ૧૭૩ મો. તપતિ ઉપાખ્યાન. ( ચાલુ )

गंधर्व उवाच--एवमुक्त्वा ततस्तूर्णं जगामोर्ध्वमनिंदिता
स तु राजापुनर्भूमौ तत्रैव निपपात ह ॥

ગંધર્વ કહે છે-એ પ્રમાણે કહીને તપતિ તત્કાળ આકાશ માર્ગે ચાલતી થઇ, ને સંવરણ રાજા તેજ વખતે પાછો પૃથ્વી ઉપર પડયો. હવે સૈન્ય સહિત તે રાજાનો પ્રધાન તેને ખોળતો હતો, તેટલામાં છેટેથી તેણે રાજાને પૃથ્વી ઉપર પડેલો દીઠો. ત્યારે અગ્નિથી જેમ તાપ પામે તેમ તાપ પામીને તે તેની પાસે આવ્યો, ને જેમ પિતા પુત્રને ઉઠાડે તેમ તેણે તેને ઉઠાડયો, પછી બુદ્ધિ અવસ્થા અને કીર્તિએ કરી સૌથી શ્રેષ્ઠ એવા તે પ્રધાને તાપ રહિત થઇ તેને કહ્યું કે હે મનુષ્યમાં સિંહ સરખા ! તમારૂં કલ્યાણ થાઓ ને તમે કંઇ ભય પામો માં. એમ કહી તે ક્ષુધા અને તૃષાએ કરીને થાકી રહ્યો છે, એમ વિચારી તેણે તેના મસ્તક ઉપર શીતળ જળ છાંટયું ને સુગંધી ચંદન લગાડયું. જે તરત સુકાઇ ગયું, ને તે રાજાને ભાન આવ્યું ત્યારે બેઠા થઇ તેણે એક પ્રધાન વગર બાકી સર્વ સૈન્યને ત્યાંથી જવાની રજા આપી. એટલે તે સર્વ સૈન્ય તેની આજ્ઞા લઇ ચાલી નીકળ્યું. પછી તે રાજા પવિત્ર થઇ હાથ જોડી ઉંચી દષ્ટિ રાખીને દિવસ રાત્રી સૂર્યની આરાધના કરતો તે પર્વત ઉપર બેઠો અને જ્યારે બાર દિવસો થયા ત્યારે તેણે પોતાના પુરોહિત વસિષ્ઠનું સ્મરણ કર્યું, કે તરત તેઓએ આવી પોતાની જ્ઞાનદષ્ટિથી રાજાને તપતિને વિશે મોહિત થયેલો જાણી તેને કહ્યું કે હે રાજન્ ! તમને હું તપતિની પ્રાપ્તિ કરાવી આપીશ. એમ કહી તેઓએ આકાશમાં સૂર્યની પાસે જઇ હાથ જોડીને કહ્યું કે હું વસિષ્ઠ છું. ત્યારે સૂર્યે કહ્યું કે તમે ભલે આવ્યા. તમારા મનમાં જે ઇચ્છા હોય તે કહો. તમે જે માગશો તે જો ન અપાય એમ હશે, તોપણ હું આપીશ. ત્યારે વસિષ્ઠે નમસ્કાર કરીને કહ્યું કે હે સૂર્ય ! આ તમારી તપતિ નામે કન્યા છે, તે હું સંવરણ રાજાને અર્થે માગું છું, તે રાજા મોટી કીર્તિવાળો, ધર્મ અર્થને જાણનાર તથા ઉદાર બુદ્ધિવાળો છે. તેથી તમારી કન્યા વાસ્તે યોગ્ય પતિ છે. એવાં ઋષિનાં વચન સાંભળી " હું કન્યા આપીશ " એવો નિશ્ચય કરી સૂર્યે તેને કહ્યું કે હે વસિષ્ઠ ! તે સંવરણ રાજાઓમાં શ્રેષ્ઠ છે,

તેમ તમે પણ સર્વ ઋષિઓમાં શ્રેષ્ઠ છો; ને આ મારી કન્યા સૌ સ્ત્રીઓમાં શ્રેષ્ઠ છે માટે રાજાને આ કન્યા આપવી તે ઘણું સારૂં છે. એમ કહીને સૂર્યે મહાત્મા વસિષ્ઠને સંવરણ રાજાને અર્થે પોતાની કન્યા આપી. ત્યારે તેને લઇને વસિષ્ઠ, જ્યાં તે રાજા બેઠો હતો ત્યાં આવતા હતા, તે જોઇ તપતિમાંજ જેનું ચિત્ત છે એવો તે રાજા હર્ષ પામીને ઘણો શોભવા લાગ્યો. પછી વસિષ્ઠ ઋષિ દશ દિશાઓને વિજળીની પેઠે પ્રકાશ કરનારી તે કન્યાને રાજા પાસે લઇ આવ્યા. એ પ્રમાણે રાજા સૂર્યના આરાધનથી તથા વસિષ્ઠના મહિમાથી તે કન્યા પામ્યો. દેવતાઓ તથા ગંધર્વોએ સેવેલા તે પર્વત ઉપરજ તેને વિધિથી પરણ્યો. પછી વસિષ્ઠે કહ્યું કે હે રાજન્! તમોને ઇચ્છિત સ્ત્રી મળી, હવે તમે સુખ ભોગવો. ત્યારે રાજાએ પોતાની સ્ત્રી સાથે તેજ પર્વત ઉપર વિહાર કરવાની ઇચ્છાથી, પોતાના દેશમાંના શહેર, ગામ વન, તથા ઉપવનની રક્ષા કરવાની પોતાના પ્રધાનને આજ્ઞા આપી. એટલે પ્રધાન તેની રજા લઇને ત્યાંથી ગયો, ને વસિષ્ઠ પણ તેની રજા લઇને ગયા. પછી રાજા દેવતાઓની પેઠે તે પર્વત ઉપર વન તથા ઉપવનમાં તપતિ સહિત વિહાર કરતો કરતો બાર વર્ષ સુધી રહ્યો. તેટલા વખત સૂધી તેના દેશમાં તથા શહેરમાં ઇંદ્રે વર્ષાદ વર્ષાવ્યો નહી, તેથી સ્થાવર જંગમ સર્વ પ્રજા નાશ પામવા લાગી. કેટલીક પ્રજા ક્ષુધાથી પીડા પામી પોતાના ઘરોનો ત્યાગ કરી બધી દિશાઓમાં ભમતી હતી. કેટલાક મનુષ્યો પોતાની સ્ત્રીયાદિકનો ત્યાગ કરી ક્ષુધાથી પીડા પામીને મર્યાદા મૂકી મનુષ્યોને મારી તેમનું ભક્ષણ કરતા હતા. એ પ્રમાણે ક્ષુધા તથા તૃષાયે કરીને પીડા પામેલી પ્રજા રાજાના શેહેરમાં રહી હતી, તેથી શહેરમાં જાણે પ્રેતોજ રહેતાં હોય તેવું લાગતું હતું. તે જોઇ મુનિયોમાં શ્રેષ્ઠ મહાત્મા વસિષ્ઠે રાજાના દેશ તથા શહેરમાં પોતાના તપના બળે કરી વર્ષાદ વર્ષાવ્યો, ને તેઓ તપતી સ્ત્રીએ સહિત સંવરણ રાજાને પર્વતમાંથી તેની પૂરીમાં લાવ્યા. પછી તે રાજા પોતાના શહેરમાં આવી રહ્યો ત્યારે ઇંદ્રે પણ વરસાદ મોકલ્યો. પોતાની પ્રજાનું રક્ષણ કરવા લાગ્યો, તેથી સર્વ પ્રજા ઘણું સુખ પામી. એ પ્રમાણે પ્રજાને સુખ આપતાં આપતાં તેણે બાર વર્ષ સૂધી દેવતાઓના યજ્ઞ કર્યા, ને જેમ શચીએ સહિત ઇંદ્ર રહે, તેમ તે તપતી સહિત રહેતો હતો. ગંધર્વ કહે છે—હે અર્જુન! એ પ્રમાણે મહા ભાગ્યવાળી સૂર્યની કન્યા પૂર્વે તમારા કુળમાં પ્રાપ્ત થઇ હતી, તેથી મેં તમોને તાપત્ય કહ્યા. વળી સંવરણ રાજાએ તપતીને વિષે કુરૂ નામે પુત્ર ઉત્પન્ન કર્યો તેથી તમે કૌરવ છો.

तस्यां संजनयामास कुरुं संवरणो नृपः
तपत्यां तपतांश्रेष्ठ तापत्यस्त्वं ततोऽर्जुन ॥

इति श्रीमहाभारत आदिपर्वणि चैत्ररथपर्वणि तपत्युपाख्यानसमाप्तौ [illegible] त्रिसप्तत्यधिकशततमोऽध्यायः ॥ १७३ ॥

## અધ્યાય ૧૭૪ મો. પુરોહિત કરવાનો બોધ.

वैशंपायन उवाच—सगंधर्ववचः श्रुत्वा न तदा भरतर्षभ
अर्जुनः परयाभक्त्या पूर्णचंद्र इवाबभौ ॥

વૈશંપાયન કહે છે—હે ભરતકુળમાં શ્રેષ્ઠ! એવાં તે ગંધર્વનાં વચન સાંભળી અર્જુ-

તેમાં ઘણો પ્રીતિમાન થઇને, પૂર્ણિમાના ચંદ્રની પેઠે શોભવા લાગ્યો. વસિષ્ઠના તપનું બળ સાંભળી આશ્ચર્ય યુક્ત થઇ તે ગંધર્વને કહેવા લાગ્યો કે, હે ગંધર્વ ! જે ઋષિનું નામ તેં વસિષ્ઠ કહ્યું તેની વાર્તા હું સાંભળવા ઇચ્છું છું, માટે મને કહે. જે વસિષ્ઠ અમારા કુળના પુરોહિત થયા તે કયા ? ગંધર્વ કહે છે—હે અર્જુન ! બ્રહ્માના મનથી ઉત્પન્ન થયેલા અને અરૂંધતીના પતિ વસિષ્ઠ જાણવા. તેઓએ દેવતાઓથી ન જીતાય એવા કામ તથા ક્રોધને જીતી તેઓને પોતાના તપોબળે કરી પગ તળે રાખીને ઇન્દ્રિયો વશ કરી તેથી તેઓ વસિષ્ઠ કહેવાયા. વળી વિશ્વામિત્રે તેઓના સો પુત્રોનો નાશ કર્યો તેથી તેઓ ક્રોધ· યુક્ત થયા, તોપણ તેઓએ વિશ્વામિત્રના પુત્રોનો નાશ કર્યો નહીં. તેમ તેઓએ વિશ્વામિત્રને પણ નાશ કરવાનો ઉપાય પોતે સમર્થ છતાં અસમર્થની પેઠે કર્યો નહીં. વળી તેઓ યમરાજા પાસેથી પોતાના પુત્રો પાછા લેવાને સમર્થ હતા, તોપણ તેઓએ તેને દુઃખ આપી પાછા લીધા નહીં. એવા તે ઋષિના આશ્રયે કરીને ઇક્ષ્વાકુવંશના રાજાઓ આ પૃથ્વીનું રાજ્ય પામ્યા, ને એ ઋષિને પુરોહિત કરી ઘણા યજ્ઞો કરીને દેવતાઓની આરાધના કરવા લાગ્યા. તે યજ્ઞો બૃહસ્પતિ જેમ દેવતાઓને કરાવે તેમ વસિષ્ઠે તેઓને કરાવ્યા. માટે હે વેદના ધર્મને જાણવાની ઇચ્છાવાળા ! તમે કોઇ ગુણવાન બ્રાહ્મણને શોધીને તેને તમારો પુરોહિત કરો. કારણ હે પાર્થ ! પૃથ્વીને જીતવાની ઇચ્છાવાળા ક્ષત્રિયોએ પોતાના રાજ્યની વૃદ્ધિ થવા સારૂ પ્રથમ પુરોહિત કરતા. માટે ગુણવાન, જીતેંદ્રિય, ધર્મ કામ અને અર્થના તત્વોને જાણનાર, તથા વિદ્વાન્ એવો બ્રાહ્મણ તમારો પુરોહિત થાઓ.

**तस्मातपुरोहितः कश्चित् गुणवान्विजितेंद्रियः**
**विद्वान्भवतु वो विप्रो धर्मकामार्थतत्त्ववित् ॥**

**इति श्रीमहाभारत आदिपर्वणि चैत्ररथपर्वणि पुरोहितकरणकथने गुर्जरभाषायां चतुःसप्तत्यधिकशततमोऽध्यायः ॥ १७४ ॥**

## અધ્યાય ૧૭૫ મો. વસિષ્ઠ વિશ્વામિત્ર કલહ.

**अर्जुन उवाच—किं निमित्तमभूद्वैरं विश्वामित्रवसिष्ठयोः**
**वसतो राश्रमेदिव्ये शंसयः सर्वमेव तत् ॥**

અર્જુન પૂછે છે— શોભાયમાન આશ્રમને વિષે રહેનાર એવા વિશ્વામિત્ર તથા વસિષ્ઠને શા કારણથી વૈર થયું ? તે સૌ મને કહે. ગંધર્વ કહે છે—હે પાર્થ ! વસિષ્ઠનું આખ્યાન સર્વ લોકમાં પુરાણોને વિષે કહેલું છે, તે તમોને કહું તે સાંભળો. કાન્યકુબ્જ દેશમાં કુશિક નામે રાજાથી ઉત્પન્ન થયેલો અને આ લોકમાં વિખ્યાત એવો ગાંધી નામે રાજા હતો. સર્વ શત્રુઓને નાશ કરે એવો વિશ્વામિત્ર નામે પુત્ર થયો. કોઇ સમયે વિશ્વામિત્રે મૃગયા કરવા સારૂ મરૂધન્વ દેશમાંના કોઇ ઘાડા વનમાં જઈ ત્યાંના કેટલાએક મૃગો અને વરાહોનો નાશ કર્યો. પછી તે થાકી ગયો અને તેને જળની તૃષા લાગી તોપણ વધારે મૃગોને શોધતો શોધતો વસિષ્ઠના આશ્રમ પ્રત્યે આવી ચડયો. તેને જોઇ વસિષ્ઠે તેનો આદર-ભાવથી સત્કાર કર્યો. પોતાની પાસે ઇચ્છિત પદાર્થો આપનારી એક નંદિની નામે ગાય હતી, તેની પાસેથી અનેક તરેહના ભોજનના પદાર્થો, વસ્ત્રો, તથા અલંકારો લઇને,

તેઓએ સૈન્ય સહિત વિશ્વામિત્રને આપી તેને પ્રસન્ન કર્યો, ત્યારે વિશ્વામિત્રે, દેડકા સરખા નેત્ર તથા શંકુ નામે માછલી સરખા કાનવાળી, શરીરમાં પુષ્ટ સુંદર મસ્તક તથા ગળાવાળી અને શ્રેષ્ઠ પૂંછડા તથા મોટા આંચળવાળી વસિષ્ઠની ગાયને જોઇ, વિસ્મય પામીને તેનાં વખાણ કર્યાં; વસિષ્ઠને કહ્યું કે હે વસિષ્ઠ! મારી પાસેથી, દશ કોટી ગાય અથવા મારૂં સર્વ રાજ્ય તમે લ્યો, ને તેના બદલામાં તમારી આ નંદિની નામે ગાય મને આપો. વસિષ્ઠે કહ્યું કે, દેવતા; અતિથિ, પિતૃ, અને યજ્ઞના અર્થે આ મારી ગાય છે, માટે હે નિષ્પાપ! રાજ્ય લઇને પણ એ ગાય અપાય એમ નથી, તે સાંભળી વિશ્વામિત્રે કહ્યું કે હું ક્ષત્રિય છું, ને તમે તપ કરવામાં તથા વેદ ભણવામાં કુશળ એવા બ્રાહ્મણ છો. એવાં શાંત સ્વભાવવાળા બ્રાહ્મણોમાં પરાક્રમ ક્યાંથી હોય? તો પણ હું તમને દશ ક્રોડ ગાયો આપું છું, ને તમે આ ગાય મને આપતા નથી! તેથી હવે હું મારો ક્ષત્રિયનો ધર્મ મૂકીશ નહીં ને બળાત્કારથી ગાય લઇશ. એવું સાંભળી વસિષ્ઠ બોલ્યા કે તમે બળવાન, તથા પરાક્રમી એવા ક્ષત્રિય રાજા છો, માટે જેમ ઇચ્છામાં આવે તેમ કરો. ગંધર્વ કહે છે—હે પાર્થ! વસિષ્ઠનાં એવાં વચન સાંભળી વિશ્વામિત્રે બળાત્કારથી હંસ અને ચંદ્ર સરખી શ્વેત ગાયનું હરણ કર્યું, અને તેને ચાબખા તથા લાકડીઓથી પ્રહાર કરીને લઇ જવા માંડી. પણ તે ગાય ચારે કોર ભાગતી વસિષ્ઠની સામે આવી ઉભી, ને તેને વિશ્વામિત્રના સૈન્યે ઘણી મારી તો પણ વસિષ્ઠના આશ્રમમાંથી ગઇ નહીં. ત્યારે વસિષ્ઠે કહ્યું કે હે કલ્યાણરૂપ ગાય, તું વારંવાર શબ્દ કરે છે, તે હું સાંભળું છું, પણ વિશ્વામિત્ર બળાત્કારથી તને લઇ જાય છે, હું શું કરૂં? કારણ હું ક્ષમાવાન બ્રાહ્મણ છું. પછી વિશ્વામિત્રના ભયથી ઉદ્વેગ પામીને તે ગાય વસિષ્ઠની પાસે બોલી કે હે સમર્થ! વિશ્વામિત્રનું સૈન્ય મને ચાબખા અને લાકડીઓથી મારે છે, તેથી અનાથની માફક હું શબ્દ કરૂં છું. તો પણ તમે મારો કેમ ત્યાગ કરો છો? એ પ્રમાણે નંદિનીએ કહ્યું તો પણ ઋષિ ક્રોધ પામ્યા નહીં ને પોતાના ક્ષમારૂપી વ્રતથી ચલાયમાન નહીં થઇને, તેઓએ ગાયને કહ્યું કે, ક્ષત્રિયોનું તેજરૂપી ને બ્રાહ્મણોનું ક્ષમારૂપી બળ છે. માટે મને ક્ષમા રહી છે, તેથી તારી ઇચ્છામાં આવે તો જા. નંદીનીએ કહ્યું કે હે ઋષિ! તમે આ પ્રમાણે બોલીને મારો કેમ ત્યાગ કરો છો? તમે જો મારો ત્યાગ ન કરો તો વિશ્વામિત્ર બળાત્કારથી મને લઇ જવા સમર્થ નથી. વસિષ્ઠે કહ્યું કે હે કલ્યાણી! હું તારો ત્યાગ કરતો નથી, તારામાં શક્તિ હોય તો રહે. જો આ વિશ્વામિત્ર તારા વાછડાને દૃઢ દોરડાંએ બાંધીને બળાત્કારથી લઇ જાય છે! ગંધર્વ કહે છે—એવાં વસિષ્ઠનાં વચન સાંભળી નંદિનીએ પોતાનું મસ્તક ઉંચુ કરી ક્રોધથી લાલ નેત્રવાળી થઇને મોટા શબ્દ કર્યા. તેથી વિશ્વામિત્રનું કેટલું સૈન્ય ચારે બાજુ નાસી ગયું તે જોઇ વિશ્વામિત્રે તેને ઘણી મારી, ત્યારે તે ક્રોધ પામીને મધ્યાન્હના સૂર્યની પેઠે શોભાવા લાગી. પછી તેણે પોતાની કેશવાળીથી અગ્નિ, પૂંછડાથી મ્લેચ્છો, પરસેવાથી દ્રાવિડો તથા શકો, યોનીથી યવનો, છાણ મૂત્રથી શબરો, પડખામાંથી પૌંડ્રો, કિરાતો, યવનો, બર્બરો અને મ્હોઢાના ફીણથી ચીણકો પુલિંદો, ચીનો, હુણો તથા કેરણો ઇત્યાદિ મ્લેચ્છો ઉત્પન્ન કર્યા. જેઓ અનેક પ્રકારનાં આયુધો લઇને, વિશ્વામિત્રના સૈન્યના એક એક યોદ્ધાને પાંચ પાંચ અથવા સાત સાત જણાઓ મળી વીંટીને મારવા લાગ્યા. તેથી વિશ્વામિત્રના દેખતાં સર્વ સૈન્ય ઘણું ભય પામ્યું પણ કોઇ મૃત્યુ પામ્યો નહીં. ત્યારે તે

ગાયે દૂર ઉભી રહીને રાજાના સૈન્યને ઘણું પિડા પમાડયું, એટલે તે મોટા ભયે કરીને પોકારતું પોતાની રક્ષા કરનાર કોઈ મળે નહીં, તેથી ત્રણ યોજન નાસી ગયું. ત્યારે વિશ્વામિત્ર મોટું આશ્ચર્ય પામી, પોતે ક્ષત્રિય છે માટે ગાય લેવી, એવો જે આગ્રહ તે મૂકીને કહેવા લાગ્યો કે, ક્ષત્રિયના બળને ધિક્કાર છે, કારણ બ્રાહ્મણમાં તપરૂપી જે બળ છે તેજ ખરૂં બળ છે. એમ કહી તેણે પોતાનું રાજ્ય, સમૃદ્ધિ તથા સર્વ ભોગનો ત્યાગ કરી તપ કરવાનું મન કર્યું. અને તપ કરી પોતાના તપરૂપી તેજે કરીને સર્વ લોકમાં વિખ્યાત થયો. પછી પોતાના તેજરૂપી બળે કરી સર્વને તાપ પમાડી, વિશ્વામિત્ર બ્રાહ્મણપણું પામીને ઇન્દ્રે સહિત અમૃત પીતો હતો.

तत्तापसर्वान्दीप्तौजा ब्राह्मणत्वमवाप्तवान्
अपि चक्षतत: सोममिंद्रेणसहकौशिकः ॥

इति श्रीमहाभारत आदिपर्वणि चैत्ररथपर्वणि वासिष्ठेविश्वामित्रपराभवे गुर्जरभाषायां पंचसप्तत्यधिकशततमोऽध्यायः ॥ १७५ ॥

## અધ્યાય ૧૭૬ મો. કલ્માષપાદને શાપ.

गंधर्व उवाच—कल्माषपाद इत्येवं लोके राजा बभूवह
इक्ष्वाकुवंशजः पार्थ तेजसाऽसदृशोभुवि ॥

ગંધર્વ કહે છે—હે પાર્થ, હવે તે કાળમાં, આ જગત્માં તેજે કરી જેના સરખો બીજો કોઈ નહીં એવો ઇક્ષ્વાકુ વંશમાં ઉત્પન્ન થયેલો કલ્માષપાદ નામે રાજા હતો. એક દિવસ એકલો પોતાના પૂરમાંથી મૃગયા કરવા સારૂ વનમાં ગયો, ને ત્યાં ઘણા મૃગો, વરાહો તથા ગેંડાઓનો નાશ કરીને થાકી ગયો. ત્યારે પોતાના પૂર પ્રત્યે પાછો વળી તે, વનના એક સાંકડા માર્ગમાંથી આવતો હતો. તેવામાં ઋષિઓમાં શ્રેષ્ઠ વસિષ્ઠના સો પુત્રોમાંનો સૌથી મોટો શક્તિ નામે પુત્ર તેજ માર્ગથી આવતો હતો. તે રાજાની પાસે આવ્યો, ત્યારે રાજાએ તેને કહ્યું કે હે ઋષિ! મારા માર્ગમાંથી તમે ખસી જાઓ. ઋષિએ કહ્યું કે હે રાજન! આ માર્ગમાંથી તમે ખસી જાઓ. ઋષિએ કહ્યું કે આ માર્ગ મારો છે, ને વળી સર્વ ધર્મોમાં કહ્યું છે જે, રાજાએ બ્રાહ્મણોને માર્ગ આપવો, તેથી તમે ખસી જાઓ. એમ તે બેઉ જણા માર્ગ સારૂ તકરાર કરવા લાગ્યા. પછી તે ઋષિએ જ્યારે રાજાને માર્ગ ન આપ્યો, ત્યારે ઘણો ક્રોધ પામીને રાજા ત્યાંથી ખસ્યો નહીં, ને ઋષિને ચાબખેથી મારવા લાગ્યો. એટલે તે ઋષિને ઘણો ક્રોધ ચઢયો ને તેણે રાજાને શાપ આપ્યો કે, તું રાજા થઇને મારા જેવા તપસ્વીને રાક્ષસની પેઠે મારે છે, વાસ્તે તું આજથી રાક્ષસ થઇશ, ને મનુષ્યના માંસનું ભક્ષણ કરવામાં આસક્તિવાન થઇને આ પૃથ્વી ઉપર ફરીશ. હે અધમ! તું અહીંથી જા. એવો શાપ સાંભળી રાજાએ વસિષ્ઠના પુત્ર શક્તિને ઓળખ્યા ને તેને પ્રસન્ન કરવાની ઇચ્છા કરી. એટલામાં ત્યાં વિશ્વામિત્ર આવ્યા હતા તેમણે એવો બનાવ જોઇ વસિષ્ઠ સાથે નંદિની ગાય માટે પોતાને થયેલું વૈર યાદ કરીને, ત્યાં છૂપી રીતે ઉભા રહી, વસિષ્ઠનું ભૂરૂં કરવા માટે એક કિંકર નામે રાક્ષસને બોલાવ્યો, તેણે તે રાજાના શરીરમાં પ્રવેશ કરી તેની બુદ્ધિ ખરાબ કરવાની આજ્ઞા

આપ્યા. પછી પોતે ત્યાંથી ચાલી નીકળ્યા, અને તે રાક્ષસે રાજાના શરીરમાં પ્રવેશ કરી તેને ઘણી પીડા પમાડયો; તેથી તેને "હું રાજા છું" એવું ભાન રહ્યું નહીં એટલે તેણે વસિષ્ઠના પુત્રને પ્રસન્ન કર્યા નહીં. તેટલામાં તે વનને વિષે કોઇ ભૂખ્યા બ્રાહ્મણે રાજા પાસેથી માંસ સહિત ભોજન માગ્યું ત્યારે તે રાજાએ તેને કહ્યું કે, તમે અહીં બેસો, હું તમને તમારા કહ્યા પ્રમાણે ભોજન મોકલાવીશ. એમ કહીને ત્યાંથી તે ચાલતો થયો, તે બ્રાહ્મણ ત્યાં વાટ જોઇને બેઠો. પછી રાજા પોતાની ખુશી પ્રમાણે વનમાં ફરીને પાછો પોતાના પૂરમાં આવ્યો. રાત્રીએ સુતો હતો ત્યારે અર્ધ રાત્રીના સમયમાં ઉઠીને, પોતે તે બ્રાહ્મણને ભોજન મોકલવાનું કહ્યું હતું તે યાદ કરીને, તેણે પોતાના રસોઇયાને કહ્યું કે, વનમાં એક બ્રાહ્મણ મારા કહેવાથી મારી પાસેથી અન્ન મળવાની ઇચ્છાથી વાટ જોઇને બેઠો હશે. માટે તેની પાસે તું જા, ને તેને માંસ સહિત ભોજન આપી આવ. ગંધર્વ કહે છે—એવું સાંભળીને રસોઇઓ માંસ લેવા સારૂ ગયો, પણ તે તેને મળ્યું નહીં ત્યારે પાછો આવી તેણે રાજાને કહ્યું કે, મને માંસ મળ્યું નહીં. તે સાંભળી રાક્ષસે જેના શરીરમાં પ્રવેશ કર્યો છે એવો રાજા બોલ્યો કે જા, મનુષ્યનું માંસ આપ. એવું સાંભળી તે રસોઇઆએ કોઇ મારીને ત્યાંથી મનુષ્યનું માંસ લાવી, અનાજ સહિત તે તૈયાર કરીને વનમાં જઇ તે બ્રાહ્મણને આપ્યું. ત્યારે તે બ્રાહ્મણે પોતાની દિવ્ય દૃષ્ટિથી જાણ્યું કે, એ માણસનું માંસ છે તેથી ક્રોધ પામીને રાજાને એવો શાપ આપ્યો કે, જે રાજા અભક્ષ્ય એવું મનુષ્યનું માંસ મને આપે છે, તે રાજા પોતે તે માંસમાં ઇચ્છા રાખશે, ને જેમ પૂર્વે શક્તિએ તે રાજાને શાપ આપ્યો છે, તે પ્રમાણે મનુષ્યોના માંસમાં આસક્તિવાન થઇ સર્વને દુઃખ આપતો આપતો આ પૃથ્વી ઉપર ફરશે. એમ કહીને બ્રાહ્મણ ત્યાંથી ચાલી નીકળ્યો. એ પ્રમાણે તે રાજાને બે બ્રાહ્મણનો શાપ થયો. વળી તેના શરીરમાં રાક્ષસે પણ પ્રવેશ કર્યો, તેથી તે પોતાના રાજાપણાનો ભાવ ભૂલી જઇને રાક્ષસ જેવો થઇ ગયો. પછી કોઇ દિવસે તેણે વસિષ્ઠના પુત્ર શક્તિને જોઇને કહ્યું કે હે શક્તિ! તેં મને શાપ આપ્યો છે, માટે આજ હું પ્રથમ તારૂં ભક્ષણ કરીશ, ને પછી મનુષ્યોને ખાઇશ. એમ કહી તેણે શક્તિને મારીને, વ્યાઘ્ર જેમ પશુનું ભક્ષણ કરે તેમ તેનું ભક્ષણ કર્યું. એ પ્રમાણે વસિષ્ઠનો પુત્ર શક્તિ મૃત્યુ પામ્યો, તે જાણીને વિશ્વામિત્રે એજ રીતે વારંવાર તે રાજાના શરીરમાં રાક્ષસને મોકલીને, વસિષ્ઠના સર્વ છોકરાઓનો નાશ કરાવ્યો. તે વાત સાંભળી વસિષ્ઠે પોતાના મનમાં અત્યંત શોકાતુર થઇ, પોતાના સર્વ પુત્રો નાશ પામ્યા તેથી પોતાનો દેહ ત્યાગ કરવો, એવો નિશ્ચય કર્યો; પણ વિશ્વામિત્રને નાશ કરવાની ઇચ્છા કરી નહીં. પછી દેહ ત્યાગ કરવા સારૂ મેરૂ પર્વત જેવા કોઇ મોટા પર્વત ઉપર ચઢીને, તેઓ નીચે શિલા ઉપર પડયા, પણ મૃત્યુ પામ્યા નહીં. ત્યારે વનમાં મોટી જ્વાળાવાળો અગ્નિ કરીને તેમાં તેઓએ પ્રવેશ કર્યો, તો તે અગ્નિ શીતળ થઇ ગયો. પછી ઘણો ખેદ પામી ઋષિ પોતાના ગળામાં શિલા બાંધીને સમુદ્રમાં પડયા, તો તે સમુદ્રે પણ તેઓને લેહેરે કરીને કિનારે કાહાડી નાખ્યા. એ પ્રમાણે મરવા સારૂ ઘણા યત્ન કર્યા, તો પણ તીક્ષ્ણ વ્રતવાળા વસિષ્ઠ ઋષિ જ્યારે મૃત્યુ પામ્યા નહીં ત્યારે ખેદ પામીને પાછા પોતાના આશ્રમ પ્રત્યે આવ્યા.

**न ममार यदा विप्रः कथंचित्संशितव्रतः**
**जगाम स ततः खिन्नः पुनरेवाश्रमं प्रति ॥**

इति श्रीमहाभारत आदिपर्वणि चैत्ररथपर्वणि वासिष्ठवासिष्ठशोके गुर्जरभाषायां षट्सप्तत्यधिकशततमोऽध्यायः ॥ १७६ ॥

## અધ્યાય ૧૭૭ મો. વસિષ્ઠને પુત્રશોક.

गंधर्व उवाच—ततो दृष्ट्वाश्रमपदं राहतं तैः सुतैर्मुनिः
निर्जगाम सुदुःखार्तः पुनरप्याश्रमात्ततः ॥

ગંધર્વ કહે છે—પણ વસિષ્ઠ, પોતાના પુત્રોએ રહિત એવા આશ્રમને જોઇ, મહા દુઃખ પામીને ત્યાંથી પાછા ચાલી નીકળ્યા. રસ્તામાં તેમણે મોટા પૂરવાળી તથા કિનારાના વૃક્ષોને તાણતી એવી કોઇ નદીને જોઇ ત્યારે વળી ખેદ પામી, તે નદીમાં ડુબી મરવું, એવું વિચારી પોતાના શરીરને અત્યંત બાંધીને તેઓ તે નદીના જળમાં પડયા. પણ હે શત્રુના બળને નાશ કરનારા અર્જુન ! તે નદીએ પણ પોતાની લહેરે કરીને વસિષ્ઠના શરીર ઉપરના પાશોને કાપી તેમને કિનારા ઉપર કહાડી નાંખ્યા. તે જોઈ વસિષ્ઠે નદીનું નામ વિપાશા પાડયું. પછી તે ઋષિ શોકથી એક ઠેકાણે બેસી શકતા ન હતા, તેથી કેટલાક પર્વતો નદીઓ અને તળાવો પ્રત્યે ફરતા હતા. તેવામાં હિમાલય પર્વતમાંથી ઉત્પન્ન થયેલી, જેમાં મોટા ગ્રુડો રહે છે, એવી હૈમવતી નામે નદીને જોઇ તેઓ તેમાં પડયા. ત્યારે તે નદીએ, "આ બ્રાહ્મણ અગ્નિ સરખો છે" એમ જાણી પોતાના સેંકડો પ્રવાહોથી વહીને તે ઋષિને બહાર કહાડી નાંખ્યા. તે દિવસથી તે નદીનું નામ શતદ્રુ પડયું. હવે તે નદીએ પણ પૃથ્વી ઉપર કહાડી નાંખ્યો તે જોઇને, "હું મરવાને સમર્થ નથી" એમ વિચારી તે ઋષિ પોતાના આશ્રમ પ્રત્યે આવવા સારૂ પાછા વળ્યા. રસ્તામાં કેટલાક પર્વતો અને દેશોને પાછળ મૂકી તેઓ પોતાના પુત્ર શકિતની સ્ત્રી અદ્રશ્યંતીના આશ્રમની પાસે આવ્યા; ને ત્યાં પોતાની પછવાડે છ અંગે સહિત વેદ ભણવાનો શબ્દ સાંભળીને બોલ્યા કે, આ વેદ કોણ ભણે છે ? ત્યારે અદ્રશ્યંતી બોલી કે, હું તમારા પુત્ર શક્તિની સ્ત્રી ને તમારી વહુ છું. વસિષ્ઠે કહ્યું કે હે મારા પુત્રની સ્ત્રી ! છ અંગે સહિત વેદ ભણવાનો શબ્દ મારા પુત્ર શક્તિના સરખો હું સાંભળું છું ! તે એ કેનો શબ્દ છે? અદ્રશ્યંતીએ કહ્યું કે, તમારા પુત્ર થકી મારા ઉદરમાં બાર વર્ષ થયાં ગર્ભ રહ્યો છે ને તે વેદ ભણે છે, તેનો આ શબ્દ છે. ગંધર્વ કહે છે—હે પાર્થ ! એવાં અદ્રશ્યંતીનાં વચન સાંભળી "આપણો વંશ રહેશે" એમ જાણી હર્ષ પામીને વસિષ્ઠે મરવાની ઇચ્છા મૂકી દીધી. પછી તે ઋષિ અદ્રશ્યંતી સહિત ત્યાં ઉભા હતા, તેવામાં તેઓએ તે મનુષ્ય વગરના વનમાં કલ્માષપાદ રાજાને બેઠેલો જોયો. અને તે કલ્માષપાદે પણ તે ઋષિને દીઠા. એટલે તેના શરીરમાં રાક્ષસ રહ્યો હતો, તેથી ક્રોધ પામીને તે ઋષિને ભક્ષણ કરવા સારૂ આવવા લાગ્યો. તેને જોઇ અદ્રશ્યંતી ભય પામીને વસિષ્ઠને કહેવા લાગી કે હે સમર્થ ! જેમ દંડ ધારણ કરીને મૃત્યુ આવે તેમ હાથમાં કાષ્ટ લઇને આ રાક્ષસ આવે છે, માટે તમારા વિના બીજો કોઇ એને વારવાને સમર્થ નથી. વાસ્તે ભયંકર સ્વરૂપવાળા પાપી રાક્ષસથી તમે મારી રક્ષા કરો કારણ તે આપણને ભક્ષણ કરવાની ઇચ્છા કરે છે. વસિષ્ઠે કહ્યું કે હે વહુ ! તમારે એ રાક્ષસથી કંઇ ભય પામવું નહી, કારણ જેને જોઇને તમને ભય થાય છે તે રાક્ષસ નથી

તે તો પૃથ્વીમાં પ્રસિદ્ધ એવો કલ્માષપાદ નામે રાજા છે, પણ તે એવે સ્વરૂપે વનમાં રહે છે. ગંધર્વ કહે છે—એમ કહી તે રાક્ષસને આવતો જોઇ વસિષ્ઠે "હુ હુ" શબ્દ બોલી તેને પાછો વાળી મૂક્યો, ને તેના ઉપર જળની અંજલી મંત્ર ભણીને છાંટી તેને શાપથી મૂકાવ્યો. ત્યારે જે રાક્ષસ તેના શરીરમાં રહ્યો હતો તે નીકળી ગયો. એટલે તે રાજા સંધ્યાકાલે જેમ સૂર્ય શોભે તેમ પોતાના શરીરના તેજથી શોભવા લાગ્યો. તથા પોતે રાજા છે એમ જાણી હાથ જોડીને વસિષ્ઠને કહેવા લાગ્યો કે હે મુનિયોમાં શ્રેષ્ઠ! હું સૌદાસ નામે તમારો યજમાન છું. માટે હમણાં તમને જે ઇચ્છા હોવ તે કહો, હું તમારૂં શું પ્રિય કરૂં? વસિષ્ઠ કહ્યું કે હે મનુષ્યેંદ્ર! આટલા કાલ પર્યંત તેં મારૂં ઘણું પ્રિય કર્યું! પણ હવે જા, રાજ્ય પાલન કર, ને હવેથી બ્રાહ્મણનું અપમાન કરીશ માં. સૌદાસે કહ્યું કે હે મહાભાગ્યવાન! હું કોઇ દિવસ હવેથી બ્રાહ્મણોનું અપમાન કરીશ નહીં, ને તમારી આજ્ઞા પ્રમાણે રહીને તેઓનું પૂજન કરીશ. હે બ્રાહ્મણમાં ઉત્તમ! ઇક્ષ્વાકુ કુળમાં ઉત્પન્ન થયેલા મારા પિતૃઓના ઋણથી જેણે કરીને હું મુકાઉં, તે તમારાથી મેળવવાની ઇચ્છા કરૂં છું. માટે હે શ્રેષ્ઠ! શીલ, રૂપ અને ગુણે કરી યુક્ત એવો મને ઇચ્છિત પુત્ર, મારા ઇક્ષ્વાકુ વંશની વૃદ્ધિને અર્થે તમે મને આપવા યોગ્ય છો. ગંધર્વ કહે છે—એવાં તે રાજાનાં વચન સાંભળી વસિષ્ટ બોલ્યા કે હું તને પુત્ર આપીશ. એમ કહી તેઓ તે રાજા સાથે આ પૃથ્વીમાં પ્રસિદ્ધ એવી અયોધ્યા પૂરી પ્રત્યે ગયા. ત્યારે ત્યાં રહેનારી સર્વ પ્રજા પાપ રહિત થઇ ઇન્દ્રની પેઠે શોભતો એવો પોતાનો રાજા આવતો હતો, તેને જોઇ હર્ષ પામીને તેની સામે આવી. એ પ્રમાણે ઘણેક કાળે વસિષ્ઠ સહિત તે રાજાએ પોતાના શોભાયમાન નગરમાં પ્રવેશ કર્યો, ને પોતાના સ્વરૂપની શોભાથી, શરદ ઋતુમાં ઉદય થયેલો ચંદ્ર જેમ આકાશને શોભાવે તેમ તેને શોભાવવા લાગ્યો. પછી તે પુરીના રસ્તાઓ ઉપર નિત્ય જળ છંટાતું હતું, ને કિલ્લા ઉપર ધ્વજા પતાકા ઉડી રહ્યાં હતાં, તે જોઇને રાજા ઘણો ખુશી થતો હતો. હે કુરુનંદન! અને જેમાં હર્ષ પામેલા તથા શરીરે પુષ્ટ મનુષ્યો ઘણાં રહેતાં હતાં, એવું તે પૂર પણ તે રાજા આવ્યો તેથી ઇન્દ્રે કરીને જેમ અમરાવતિ શોભે તેમ શોભતું હતું. પછી તે સૌદાસ રાજાની આજ્ઞાથી તેની સ્ત્રી વસિષ્ઠની પાસે આવી ત્યારે તેઓએ તેની સાથે એક મત કરી દિવ્ય વિધિથી તેને વીષે ગર્ભ રાખ્યો. પછી તે રાજાએ નમસ્કાર કર્યા ને તે ઋષિ પોતાના આશ્રમ પ્રત્યે ગયા. હવે મોટા યશવાળી સૌદાસની સ્ત્રીએ પોતાને ગર્ભ રહે ઘણો કાળ થયો પણ પોતે પ્રસુતા થઇ નહી, તેથી પથ્થરથી પોતાનું પેટ ચીર્યું ત્યારે બાર વર્ષે પુરૂષોમાં શ્રેષ્ઠ રાજર્ષિ અશ્મક નામે પુત્ર ઉત્પન્ન થયો, જેણે પૌદન્ય નામે પૂર વસાવ્યું.

ततोपि द्वादशे वर्षे सजज्ञे पुरुषर्षभः
अश्मको नाम राजर्षिः पौदन्यं योन्यवेशयत् ॥

इति श्रीमहाभारत आदिपर्वणि चैत्ररथपर्वणि वसिष्ठसौदाससुतोत्पत्तौ गुर्जरभाषायां सप्तसत्याधिकशततमोऽध्यायः ॥ १७७ ॥

## અધ્યાય ૧૭૮ મો. ક્ષત્રિયોની દૃષ્ટિહરણ.

गंधर्व उवाच--आश्रमस्था ततः पुत्रमदृश्यंतीव्यजायत
शक्तेः कुलकरंराजन् द्वितीयमिवशक्तिनं ॥

ગંધર્વ કહે છે--હવે તે આશ્રમમાં રહેલી અદ્રશ્યંતીએ શક્તિના કુળની વૃદ્ધિ કરનાર તથા સ્વરૂપથી જાણે બીજો શક્તિજ હોય એવો પુત્ર જણ્યો. તેના જાતકર્માદિ સંસ્કાર વસિષ્ઠે કર્યા; ને તે પૃથ્વીમાં પરાશર કહેવાયો. તે ધર્માત્મા પરાશર જન્મથીજ વસિષ્ઠ પાસે, જેમ પિતા પાસે પુત્ર રહે તેમ રહ્યો હતો. તેથી તે વસિષ્ઠનેજ પિતા માનતો હતો. પછી કોઇ સમય અદ્રસ્યંતીની સમક્ષ વસિષ્ઠને તેણે પિતા કહીને બોલાવ્યા. ત્યારે તેનો મધુર શબ્દ સાંભળી ખેદથી નેત્રમાં અશ્રુ લાવીને અદ્રસ્યંતીએ તેને કહ્યું કે હે પુત્ર ! તું આ વસિષ્ઠને પિતા કરી માં બોલાવ કારણ તારા પિતાને તો વનમાં કોઈ રાક્ષસે ભક્ષણ કર્યો છે, ને તું જેને પિતા માને છે તે આ વસિષ્ઠ યશસ્વિ એવા તારા પિતાના પિતા છે. એવું સાંભળી સત્ય બોલનારા ઋષિઓમાં શ્રેષ્ઠ પરાશરે દુઃખ યુક્ત થઇને સર્વ લોકને નાશ કરવાની મતિ કરી. ત્યારે વસિષ્ઠે તેને વારીને કહ્યું કે, પૂર્વે ભૃગુવંશમાં ઉત્પન્ન થયેલા બ્રાહ્મણોનો યજમાન પૃથ્વીનો પતિ કૃતવીર્ય નામે રાજા હતો. તેણે સોમ નામે યજ્ઞ કરીને તે ભૃગવોને ધાન તથા દ્રવ્ય આપીને તૃપ્ત કર્યા. પછી તે રાજા સ્વર્ગ પ્રત્યે ગયો. જ્યારે તેના કુળમાં ઉત્પન્ન થયેલા રાજાઓને કોઇ સમય દ્રવ્યનો ખપ પડયો, ત્યારે તેઓએ ભૃગવો પાસે દ્રવ્ય છે, એમ જાણી તેઓની પાસેથી દ્રવ્ય માગવાની ઇચ્છા કરી. ત્યારે કેટલાક ભૃગવોએ પોતાનું ઘણુંક દ્રવ્ય જમીનમાં દાટી રાખ્યું, કેટલાકોએ તે ક્ષત્રિયોથી ભય પામીને બીજા બ્રાહ્મણોને આપી દીધું, ને કેટલાકોએ રાજાઓ માગવા આવ્યા તેઓને આપ્યું. પછી તે ક્ષત્રિયોને કંઇ કારણથી, તે બ્રાહ્મણોએ જમીનમાં દાટેલા દ્રવ્યની ખબર પડી, ત્યારે તેઓએ જમીન ખોદાવી તો કોઇ બ્રાહ્મણના ઘરમાંથી દ્રવ્ય નીકળ્યું, તે સર્વ ક્ષત્રિયોએ મળીને જોયું; તેથી તેઓ ભૃગવો ઉપર ક્રોધ પામી તેઓને તીક્ષ્ણ બાણોથી મારવા વાસ્તે ચોફેર ફરવા લાગ્યા, ત્યારે તે ક્ષત્રિયોના ભયથી ભૃગવોની સ્ત્રીઓ હિમાદ્રિ પર્વત ઉપર જઇને રહી. તે સ્ત્રીઓએ પોતાના પતિનો વંશ રાખવા સારૂ પોતાના બાળકને પોતાની સાથળમાં છૂપાવી રાખ્યો. તેની ખબર તે સ્ત્રીઓ માંહેલી કોઇ સ્ત્રીને પડતાં તેણે તે ક્ષત્રિયોના ભયથી તેઓની પાસે જઇને કહી દીધું. ત્યારે તે ક્ષત્રિયો તે બાળકનો નાશ કરવા માટે તે સ્ત્રીની પાસે ગયા, તો તેમણે તે સ્ત્રીને તેજે કરીને શોભાયમાન દીઠી એટલામાં તે બાળકે પોતાની માની સાથળમાંથી મધ્યાન્હ કાળના સૂર્યની પેઠે નીકળીને તે ક્ષત્રિયોની દૃષ્ટિ હરણ કરી લીધી. એટલે તે ક્ષત્રિયો નેત્ર રહિત થઇને પર્વતાદિ સ્થાનકોમાં ફરવા લાગ્યા. પછી કોઇ સમય દુઃખ પામેલા તે ક્ષત્રિયો પોતે દેખતા થવા સારૂ તે બ્રાહ્મણીને શરણે આવીને કહેવા લાગ્યા કે હે શ્રેષ્ઠ ! તું પુત્રે સહિત અમારી ઉપર કૃપા કરીને અમને દૃષ્ટિ આંપી અમારી રક્ષા કરવા યોગ્ય છે.

स पुत्रात्वं प्रसादं नः कर्तुमर्हसि शोभने
पुनर्दृष्टिप्रदानेन राजःसंत्रातुमर्हसि ॥

इति श्रीमहाभारत आदिपर्वणि चैत्ररथपर्वण्यौर्वोपाख्याने गुर्जरभाषायां

अष्टसप्तत्यधिकशततमोऽध्यायः ॥ १७८ ॥

---

## અધ્યાય ૧૭૯ મો. ઔર્વની ઉત્પત્તિ.

ब्राह्मण्युवाच—नाहं गृह्णामि वस्तातादृष्टीर्नास्मि रुषान्विता ।

अयं तु भार्गवो नूनमूरुजः कुपितोऽद्यवः ॥

બ્રાહ્મણી કહે છે—હે રાજાઓ! મેં કંઇ તમારાં નેત્રો હરણ કર્યાં નથી, ને મને કંઇ ક્રોધ પણ નથી. એ તો મારી સાથળમાંથી ઉત્પન્ન થયેલો તથા ભૃગુવંશિ એવો મારો પુત્ર તમારા ઉપર ક્રોધ પામેલો છે. તેણે, તમે તેના બાંધવોનો નાશ કર્યો તે સંભારી ક્રોધ પામીને તમારાં નેત્રો હરણ કર્યાં છે. હે ક્ષત્રિયો! તમોએ ભૃગવોની સ્ત્રીઓના ઉદરમાં જે ગર્ભો હતા, તેનો પણ નાશ કરવા માંડયો, ત્યારે મેં મારા પુત્રને ઘણાં વર્ષો પર્યંત મારી સાથળમાં રાખીને તેની રક્ષા કરી. એ મારો પુત્ર જે ગર્ભમાંજ રહીને વેદનાં છએ અંગો ભણ્યો છે, તે તમારા ઉપર ક્રોધ પામીને હજી તમારો નાશ કરવાની ઇચ્છા કરે છે, માટે તમો તેની પ્રાર્થના કરો ને તે જો તમારા ઉપર પ્રસન્ન થશે, તો તમે દેખતા થશો. વસિષ્ઠ કહે છે–એવું સાંભળી તે સર્વ રાજાઓએ તે ઋષિને પ્રસન્ન કર્યા, ને તેની કૃપાથી પોતે દેખતા થઇને ત્યાંથી ચાલી નીકળ્યા. હવે તે ઋષિ ઉદરમાંથી નીકળ્યા તેથી જગતમાં તેનું ઔર્વ એવું નામ પ્રસિદ્ધ થયું. પછી તે ઔર્વ પોતાના બાંધવ ભૃગવોનું વેર લેવા સારૂ સર્વ લોકનો નાશ કરવાની ઇચ્છાથી તપ કરવા લાગ્યો: તેથી દેવતા, દૈત્યો તથા મનુષ્યો સર્વે તાપ પામવા લાગ્યા. તે જોઇ તેના પિતૃઓએ તેની પાસે આવીને કહ્યું કે હે ઔર્વ! તારા તપનો મહિમા અમે જોયો. હવે તું સર્વ લોક ઉપર કૃપા કરીને તારા ક્રોધને શમાવ, કેમકે તે ક્ષત્રિયોએ અમારો નાશ કરવા માંડયો, ત્યારે સમર્થ એવા અમોએ તેઓનો નાશ કર્યો નહીં. કારણ અમે પોતેજ ઘણા મોટા આયુષથી ખેદ પામીને તે ક્ષત્રિયોને હાથે નાશ પામવાની ઇચ્છા કરી હતી; ને તેથીજ તેઓની સાથે વૈર ઉત્પન્ન કરવા સારૂ દ્રવ્ય જમીનમાં દાટયું હતું. નહીં તો હે બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ! સ્વર્ગની ઇચ્છાવાળા અમોને તે દ્રવ્યે કરીને શું કરવું હતું? તે અમારૂં દ્રવ્ય કુબેર પણ મંગાવતા હતા એટલું હતું! પણ જ્યારે અમને મૃત્યુ પણ ગ્રહણ કરવાને સમર્થ ન થયું ત્યારે અમે નાશ પામવાનો એ ઉપાય માન્યો, પણ અમે પોતે અમારો નાશ કર્યો નહીં, કારણ આત્મહત્યારા પુરૂષને શ્રેષ્ઠ લોકની પ્રાપ્તિ થતી નથી. માટે તું જે આ સર્વ લોકનો નાશ કરવાની ઇચ્છા કરે છે, તે, અમોને પ્રિય નથી, વાસ્તે હે પુત્ર! તું સર્વ લોકને પરાભવ કરવાના પાપથી તારા મનને વાર, અને ક્ષત્રિયો તથા સાત લોકનો નાશ કર માં; પણ તપશ્ચર્યારૂપી તેજને દૂષણ કરનારા ક્રોધનો નાશ કર.

मा वधीः क्षत्रियांस्तात न लोकान्सप्तपुत्रक ।

दूषयंतं तपस्तेजः क्रोधमुत्पतितं जहि ॥

इति श्रीमहाभारत आदिपर्वणि चैत्ररथपर्वण्यौर्ववारणे गुर्जरभाषायां मूनाशीत्यधिकशततमोऽध्यायः ॥ १७९ ॥

## અધ્યાય ૧૮૦ મો. ઔર્વનું લોકનાશક તપ.

और्व उवाच—उक्तवानस्मियां क्रोधात् प्रतिज्ञांपितरस्तदा
सर्वलोकविनाशाय न सा मेवितथाभवेत ॥

ઔર્વ કહે છે—હે પિતરો ! સર્વ લોકનો નાશ કરવા સારૂ ક્રોધથી મેં જે પ્રતિજ્ઞા કરી છે તે નિષ્ફળ થશે નહીં. કારણ મારો ક્રોધ તથા પ્રતિજ્ઞા વૃથા કરવાને હું ઇચ્છતો નથી. વળી ક્રોધે કરીને જે પ્રતિજ્ઞા મેં કરી છે, તે પ્રમાણે જો હું ન કરૂં, તો જેમ અગ્નિ અરણીને બાળે તેમ મારો ક્રોધરૂપી અગ્નિ મને બાળે. વળી જે મનુષ્ય પોતાના ક્રોધને કાંઇ કારણથી શમાવે, તો તે મનુષ્ય ત્રિવર્ગ એટલે ધર્મ, અર્થ, અને કામ, એ ત્રણેની રક્ષા કરી શકે નહીં. વળી દુષ્ટ મનુષ્યોને દંડ આપનારા અને શ્રેષ્ઠ મનુષ્યોની રક્ષા કરનારા રાજાઓએ જેનો અપરાધ હોય તેની ઉપરજ ક્રોધ કરવો એમ છતાં તે ક્ષત્રિયોએ, હું જ્યારે મારી માની સાથળમાં રહ્યો હતો, ત્યારે બધા ભૃગવોનો નાશ કર્યો. અને તે ભૃગવોની સ્ત્રીઓનો વિલાપ મેં સાંભળ્યો. વળી જ્યારે તેઓએ ભૃગવોના ગર્ભોને પણ નાશ કરવા માંડ્યા, ત્યારે મને તે ક્ષત્રિઓ ઉપર ક્રોધ ઉત્પન્ન થયો; ને મારાં માતા પિતા રૂપ ભૃગવોને તથા તેઓની ગર્ભવાળી સ્ત્રીઓને, સર્વ લોકને તે ક્ષત્રિયોના ભયથી કોઇએ આશ્રય ન આપ્યો, ત્યારે મારી સર્વ લોકને નાશ કરવાની મતિ થઇ. એ પ્રમાણે તે ભૃગવોની સ્ત્રીઓની રક્ષા કરનાર કોઇ ન હોવાથી મારી માએ મને પોતાની સાથળમાં રાખ્યો. હવે જો જગતમાં પાપકર્મ કરનારા મનુષ્યોને દંડ આપનારા પુરૂષો હોય છે, તો કોઇ મનુષ્ય પાપકર્મ કરતો નથી. પણ જો દંડ આપનારા મનુષ્યો ન હોય, તો પાપકર્મને વિષે ઘણા લોકો વર્તે છે, માટે શક્તિવાળો પુરૂષ જો પાપકર્મ કરનાર મનુષ્યને જાણી તેને શિક્ષા ન કરે તો તેનો દોષ તેને લાગે છે. હવે જ્યારે મારા પિતામહ ભૃગવો આ લોકમાં જીવવું ઇષ્ટ છે એમ માનતા હતા, ત્યારે તેઓની કોઇ રાજાઓએ તથા સમર્થ પુરૂષોએ રક્ષા ન કરી, તેથી હું આ સર્વ લોક ઉપર ક્રોધ પામ્યો છું. અને હું તમારા કહેવા પ્રમાણે વર્તવાને સમર્થ નથી, કારણ હું તે પ્રમાણે ન કરૂં તો, તેઓનાં પાપ મને પ્રાપ્ત થાય. તથા આ મારો ક્રોધરૂપી અગ્નિ સર્વ લોકને નાશ કરવાની ઇચ્છા કરે છે, તેને જો હું નિવૃત્ત કરૂં તો તે મને બાળે. માટે તમે સર્વ લોકનું હિત ઇચ્છો છો, તો તેથી આ સર્વ લોકનું તથા મારૂં સારૂં થાય તેમ કરો. પિતરોએ કહ્યું કે હે ઔર્વ ! જે તારો ક્રોધરૂપી અગ્નિ સર્વ લોકને નાશ કરવાને ઇચ્છે છે, તેને તું સમુદ્રના જળને વિષે મુક, કારણ સર્વ રસ તથા સર્વ જગત્ જળમય છે. તેથી તારી પ્રતિજ્ઞા સત્ય થાય, ને દેવતાઓ સહિત સર્વ લોકનો પણ પરાભવ થાય નહીં. વસિષ્ઠ કહે છે—ત્યાર પછી તે ઔર્વે પોતાના ક્રોધરૂપી અગ્નિનો સમુદ્રમાં ત્યાગ કર્યો ત્યારથી તે અગ્નિ ઘોડીના જેવું મુખ કરી તેમાંથી અગ્નિ ઉત્પન્ન કરીને, સમુદ્રના જળનું પાન કરે છે. માટે હે જ્ઞાનિ પુરૂષોમાં શ્રેષ્ઠ પરાશર ! તારૂં કલ્યાણ થાઓ, ને તું આ ઉત્કૃષ્ટ સર્વ લોકને જાણતે છતે નાશ કરવાને યોગ્ય નથી.

तस्मात्त्वं वै भद्रं ते न लोकान्हंतुमर्हसि
परा त्परांल्लोकान् जानन्ज्ञानवतांवर ॥

इति श्रीमहाभारत आदिपर्वणि चैत्ररथपर्वण्यौर्वोपाख्याने गुर्जरभाषाया मशीत्यधिकशततमोऽध्यायः ॥ १८० ॥



## અધ્યાય ૧૮૧ મો. રાક્ષસોનાશક યજ્ઞ.

गंधर्व उवाच—एवमुक्तः स विप्रर्षि र्वसिष्ठेन महात्मना
न्ययच्छदात्मनः क्रोधं सर्वलोकपराभवात् ॥

ગંધર્વ કહે છે—એ પ્રમાણે મહાત્મા વસિષ્ઠે કહ્યું ત્યારે બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ પરાશરે સર્વ લોકનો નાશ કરવા માટેનો પોતાનો ક્રોધ શમાવીને ફક્ત રાક્ષસોનેજ નાશ કરવા સારૂ રાક્ષસસત્ર નામે યજ્ઞ આરંભ્યો. તે યજ્ઞના કુંડમાં વૃદ્ધ તથા બાળક રાક્ષસો પડીને બળવા લાગ્યા પણ વસિષ્ઠે, એ પરાશરથી રાક્ષસોને નાશ કરવાની બીજી પ્રતિજ્ઞા છે, એમ જાણીને તેને વાર્યા નહી. હવે પરાશર, અગ્નિના ત્રણ કુંડની પાસે બેશી હોમ કરતા હતા તેથી જાણે તે ચોથા અગ્નિજ હોય, એવું લાગતું હતું. અને સૂર્યના ઉદયથી જેમ આકાશ પ્રકાશવાળું થાય તેમ તે પણ અગ્નિથી પ્રકાશમાન થતા હતા. મહર્ષિ પરાશરને વસિષ્ઠાદિક ઋષિઓ તેજે કરીને સૂર્ય સરખા માનતા હતા. પછી રાક્ષસોને જીવતા રાખવા સારૂ તે યજ્ઞ બંધ કરાવવાની ઇચ્છાથી અત્રિ, પુલસ્ત્ય, પુલહ, ક્રતુ તથા મહાક્રતુ, એ સર્વ ઋષિઓ પરાશરની પાસે આવ્યા; અને પુલસ્ત્યે તેને કહ્યું કે હે પરાશર! અજાણ્યા તથા નિર્દોષ રાક્ષસોને નાશ કરવા સારૂ તમે આ યજ્ઞ કરીને કેમ ખુશી થઓ છો ? આ રાક્ષસો મારી પ્રજા છે, તેનો તમે નાશ કરવા યોગ્ય નથી. આપણે તપસ્વિ બ્રાહ્મણોએ ક્રોધ કરવો એ ધર્મ નથી, પણ શાંતિ રાખવી એ આપણો ધર્મ છે. માટે તમે શાંત રાખો, ને શ્રેષ્ઠ થઇને આ અધર્મ માં કરો. કારણ તમારા પિતા શક્તિએ કલ્માષપાદ રાજાને શાપ આપ્યો હતો, તેથી તે રાજાએ તેનું ભક્ષણ કર્યું. તેમાં શક્તિનો અપરાધ હતો, કંઇ રાક્ષસોનો હતો નહી. કેમકે કોઇપણ રાક્ષસ શક્તિને ભક્ષણ કરવાને સમર્થ ન હતો. હવે તે કલ્માષપાદ રાજા તથા શક્ત્યાદિ સર્વ વસિષ્ઠના પુત્રો સહિત હર્ષ પામે છે. તે તથા આ તમારા યજ્ઞમાં રાક્ષસોનો નાશ થાય છે, તે સર્વ વસિષ્ઠ જાણે છે અને આ યજ્ઞ કરીને તમે રાક્ષસોનો નાશ કરોછો, તે એ નાશના તમે માત્ર નિમિત્ત થાવ છો, કારણ કાળે કરી સર્વનો નાશ છે, માટે તમે યજ્ઞ બંધ કરો. ગંધર્વ કહે છે—એવું સાંભળી વસિષ્ઠનો મત લઇ પરાશરે તે યજ્ઞ બંધ કર્યો, ને તેનો અગ્નિ હિમાદ્રી પર્વતના ઉત્તર વનમાં ત્યાગ કર્યો. ત્યારથી તે અગ્નિ હજી પણ પર્વણિને દિવસે ત્યાંના રાક્ષસો, વૃક્ષો, તથા પાષાણોને બાળતો દેખાય છે.

स तत्राद्यापि रक्षांसि वृक्षानश्मन एव च
भक्षयन्दृश्यते वन्हिः सदापर्वणि पर्वणि ॥

इति श्रीमहाभारते आदिपर्वणि चैत्ररथपर्वणि गीर्वाणाख्याने गुर्जर-भाषायामेकाशीत्यधिकशततमोऽध्यायः ॥ १८१ ॥

## અધ્યાય ૧૮૨ મો. વસિષ્ઠનું આખ્યાન.

अर्जुन उवाच—राज्ञा कल्माषपादेन गुरौ ब्रह्मविदांवरे
कारणं किं पुरस्कृत्य भार्यावै सन्नियोजिता ॥

અર્જુન પૂછે છે—કલ્માષપાદ રાજાએ વેદ જાણનારા પુરૂષોમાં શ્રેષ્ઠ એવા પોતાના ગુરૂ વસિષ્ઠની પાસે પોતાની સ્ત્રીને શા કારણથી મોકલી ? અને તે શ્રેષ્ઠ ધર્મને જાણનારા મહાત્મા વસિષ્ઠે પણ ગમન કરવા યોગ્ય નહી એવી પરસ્ત્રીનું ગમન કેમ કર્યું ? હે સખા ! વસિષ્ઠે પૂર્વે અધર્મ કર્યો એવો મને સંશય છે, તે તું ટાળવા યોગ્ય છે. ગંધર્વ કહે છે હે ધનંજય ! જે તમે મને પૂછો છો, તે હું કહું છું. વસિષ્ઠના પુત્ર મહાત્મા શક્તિએ એ કલ્માષપાદ રાજાને શાપ આપ્યો હતો, તે મેં તમને કહ્યો. હવે તે રાજા શાપ પામી ક્રોધ યુક્ત નેત્રવાળો થઇ પોતાના પૂરમાંથી સ્ત્રીએ સહિત મનુષ્ય વગરના તથા ઘણા મૃગો વિગેરે જનાવરો જેમાં રહેતાં હતાં, એવા ઘાડા વનમાં જઇને ફરતો હતો. કોઈ દિવસે તે રાજા ક્ષુધાથી પીડાઇને તે વનમાં પોતાનું ભક્ષણ શોધતો હતો, તેવામાં તેણે મૈથુનને અર્થે એકઠા મળેલાં એક બ્રાહ્મણ તથા બ્રાહ્મણીને જોયાં. ત્યારે પુત્રની જેઓને પ્રાપ્તિ થઇ ન હતી એવાં તે બેઉ જણાં પણ રાક્ષસરૂપ રાજાને જોઈ ભય પામીને ત્યાંથી ભાગવા લાગ્યાં. એટલે તે બેઉમાંથી રાક્ષસે બ્રાહ્મણને પકડી લીધો. તે જોઇ બ્રાહ્મણીએ તેને કહ્યું કે હે સુંદર વ્રતવાળા રાજા ! તમે કંઇ મારાં વચન સાંભળો—તમે સૂર્યવંશમાં ઉત્પન્ન થયેલા તથા જગતમાં પ્રસિદ્ધ છો. તમે આગળ ધર્મમાં સાવધાન થઇ ગુરૂની સેવા કરવામાં તત્પર હતા પણ હમણાં તમને શાપ થયો છે તેથી આ પાપ કરોછો તે તમને યોગ્ય નથી. આ પ્રજા વગરની હું ઋતુકાળને વિષે પુત્ર સારૂ પતિ પાસે આવી છું, માટે હે રાજાઓમાં શ્રેષ્ઠ ! તમે પ્રસન્ન થાઓ, ને મારા પતિને મૂકી આપો. એમ કહીને સ્ત્રીએ ઘણો વિલાપ કર્યો. તો પણ તે રાક્ષસ રાજાએ નિર્લજ્જની પેઠે જેમ વ્યાઘ્ર મૃગનું ભક્ષણ કરે તેમ તેનું ભક્ષણ કર્યું. ત્યારે ક્રોધથી તે બ્રાહ્મણીના નેત્રમાંથી પૃથ્વી ઉપર અશ્રુ પડયાં, તે અગ્નિરૂપ થઇ તે સ્થાનકને બાળવા લાગ્યાં. પછી તેણે ક્રોધ યુક્ત થઇ કલ્માષપાદ રાજાને કહ્યું કે હે દુષ્ટ ! તેં નિર્લજ્જની પેઠે મારા દેખતાં મારા પતિનું ભક્ષણ કર્યું. તેથી હું તમે શાપ આપું છું કે, તારી સ્ત્રીને તું ઋતુદાન આપવા જઇશ ત્યારે મૃત્યુ પામીશ; ને જે વસિષ્ઠના પુત્રોનો તેં નાશ કર્યો છે તે વસિષ્ઠ તારી સ્ત્રીને વિષે પુત્ર ઉત્પન્ન કરશે; અને તે પુત્ર તારા વંશનો વિસ્તાર કરનાર થશે. એવો શાપ આપીને અંગિરાના વંશમાં ઉત્પન્ન થયેલી તે બ્રાહ્મણીએ રાજાની સમક્ષ અગ્નિ તૈયાર કરીને તેમાં પ્રવેશ કર્યો. હે અર્જુન ! મહાત્મા વસિષ્ઠ ઋષિ પોતાના તપે કરીને તે સર્વ જાણતા હતા પછી કેટલેક દાડે તે રાજા રાક્ષસપણાના શાપથી મૂકાઇને કામથી મોહ પામ્યો. ત્યારે પોતાને શાપ થયો છે તે ભૂલી જઇને પોતાની સ્ત્રીને ઋતુદાન આપવા સારૂ તૈયાર થયો પણ તેની સ્ત્રીએ તેને ના કહી, ત્યારે પોતે તે સ્ત્રીનાં વચન સાંભળી પોતાને શાપ થયો છે, તે યાદ કરીને તાપ પામ્યો. હે મનુષ્યોમાં

શ્રેષ્ઠ અર્જુન! પછી તે શાપના દોષથી કલ્માષપાદ રાજાએ પોતાની સ્ત્રીને વિષે વસિષ્ઠથી ગર્ભાધાન કરાવ્યું.

एतस्मात्कारणाद्राजा वसिष्ठंसंन्ययोजयत्
स्वदारेषु नरश्रेष्ठ शापदोषसमन्वितः ॥

इति श्रीमहाभारत आदिपर्वणि चैत्ररथपर्वणि वसिष्ठोपाख्याने गुर्जरभाषायां द्व्यशीत्याधिकशततमोऽध्यायः ॥ १८२ ॥

## અધ્યાય ૧૮૩ મો. ધૌમ્યને પુરોહિતપદ.

अर्जुन उवाच--अस्माकमनुरूपो वै यः स्याद्धर्मवेदवित्
पुरोहितस्तमाचक्ष्व सर्वंहि विदितं तव ॥

અર્જુન કહે—હે ગંધર્વ! હવે ધર્મ અને વેદ જાણનારો તથા અમને યોગ્ય એવો પુરોહિત બતાવ, કેમકે તું સર્વને ઓળખે છે ગંધર્વ કહે છે—વનમાં તપશ્ચર્યા કરનારા દેવલ ઋષિના નાના ભાઈ ધૌમ્ય નામે ઋષિ ઉત્કોચક નામે તીર્થ પ્રત્યે તપ કરે છે, તેને જો તમારી ઇચ્છા હોય તો પુરોહિત કરો. વૈશંપાયન કહે છે-ત્યાર પછી અર્જુને તે ગંધર્વને આગ્નેયાસ્ત્રની વિદ્યા આપીને કહ્યું કે, હે ગંધર્વોમાં શ્રેષ્ઠ! ઘોડાઓ તારી પાસે રાખ ને અમને ખપતી પડશે ત્યારે લેઈશું તારૂં કલ્યાણ થાઓ. પછી તે ગંધર્વ અને પાંડવો એક બીજાને સ્નેહથી પ્રણામ કરીને ભાગીરથીના કીનારા આગળથી છૂટા પડયા. હવે તે પાંડવોએ ઉત્કોચક તીર્થ પ્રત્યે જઈ ધૌમ્યને પોતાના પુરોહિત થવાનું કહ્યું, ત્યારે ધૌમ્યે કબૂલ કરી પાંડવોને વનના ફલાદિ પદાર્થો આપ્યા, અને ધર્મનો ઉપદેશ કરી તેઓને ધર્મ જાણનારા તથા યજ્ઞ કરવાને યોગ્ય કર્યા. પછી ધૌમ્યે બુદ્ધિ વીર્ય અને બળે કરી યુક્ત એવા તે દેવતાઓ સરખા પાંડવોને કહ્યું કે ધર્મથી તમને રાજ્ય મળશે. ત્યાર પછી તેમણે પોતાને આશિર્વાદ આપનાર ધૌમ્ય સહિત પાંચાલીના સ્વયંવર પ્રત્યે જવાની ઇચ્છા કરી.

कृतस्वस्त्ययनास्तेन ततस्ते मनुजाधिपाः
मेनिरे सहितागंतुं पांचाल्यास्तं स्वयंवरं ॥

इति श्रीमहाभारत आदिपर्वणि चैत्ररथपर्वणि धौम्यपुरोहितकरणे गुर्जरभाषायां त्र्यशीत्यधिकशततमोऽध्यायः ॥ १८३ ॥

# स्वयंवरपर्व

## અધ્યાય ૧૮૪ મો. બ્રાહ્મણો સાથે સ્વયંવર પ્રતિગમન.

वैशंपायन उवाच--ततस्तेनर शार्दूला भ्रातरः पंचपांडवाः
प्रययुर्द्रौपदींद्रष्टुं तं च देशमहोत्सवं ॥

વૈશંપાયન કહે છે—પછી મનુષ્યોમાં સિંહ સરખા પાંચે પાંડવો દ્રૌપદીને તથા મોટા ઉત્સવવાળા પાંચાલ દેશને જોવા સારૂ ત્યાંથી નીકળ્યા. તેઓને રસ્તામાં ઘણા બ્રાહ્મણો

મળ્યા, જેઓએ પૂછ્યું કે તમે ક્યાંથી આવ્યા ? યુધિષ્ઠિરે કહ્યું કે હે બ્રાહ્મણો સાથે ફરનારા ! અમે પાંચે ભાઇઓ માતા સહિત એકચક્રાપૂરીમાંથી આવ્યા છીએ. બ્રાહ્મણોએ કહ્યું કે, પાંચાલ દેશમાં દ્રુપદ રાજાને ઘેર સ્વયંવર થવાનો છે, ત્યાં તમે અમારી સાથે ચાલો. અમે સર્વે મળીને યજ્ઞના કુંડના વેદીમાંથી ઉત્પન્ન થયેલી, કમળપત્ર સરખાં નેત્રવાળી, જોવા લાયક સુંદર અંગવાળી અને જેના મુખમાંથી કમળના પુષ્પ સરખી સુગંધ નીકળે છે, એવી મહાત્મા દ્રુપદની પુત્રી, તથા અગ્નિના કુંડમાંથી કવચ, તરવાર અને ધનુષ બાણુ સહિત ઉત્પન્ન થયેલા ધૃષ્ટદ્યુમ્નની બેન દ્રૌપદીને અને તેના સ્વયંવરને જોવા સારૂ જઇએ છીએ. ત્યાં ઘણી દક્ષિણાવાળા યજ્ઞ કરનાર, વેદમાં કુશળ, પવિત્ર, મહાત્મા, સ્થિર વ્રતવાળા, યુવાન, સુંદર સ્વરૂપવાળા, મહારથી અને અસ્ત્રવિદ્યામાં કુશળ, એવા ઘણાક રાજાઓ તથા રાજકુમારો આવીને ઘણુંક દ્રવ્ય, ગાયો, અને ભક્ષ્ય ભોજ્યના પદાર્થો આપશે. તે અમે લઇ સ્વયંવરનો ઉત્સવ જોઇને ત્યાંથી જઇશું. વળી ત્યાં નટો, વૈતાલિકો, નર્તકો, સૂતો, માગધો અને બળવાન મલ્લો પણ ઘણાક દેશોથી આવશે માટે તમે અમારી સાથે આવી તે ઉત્સવને જોઇ ત્યાંથી દ્રવ્યાદિક પદાર્થો જે મળે તે લઇને જજો પણ તમોને દેવતા સરખા સ્વરૂપવાળા જોઇને કદાચ દ્રૌપદી તમારામાંથી એકને વરે એમ લાગે છે. યુધિષ્ઠિરે કહ્યું કે, હે બ્રાહ્મણો ! ઠીક. અમે તમારી સાથે દ્રૌપદીનો સ્વયંવરરૂપી ઉત્સવ જોવા સારૂ આવીએ છીએ.

परमंभो गमिष्यामो द्रष्टुंचैव महोत्सवं
भवद्भिः सहिताः सर्वे कन्यायास्तं स्वयंवरं ॥

इति श्रीमहाभारत आदिपर्वणि स्वयंवरपर्वणि पांडवागमने गुर्जरभाषायां चतुरशीत्यधिकशततमोऽध्यायः ॥ १८४ ॥



## અધ્યાય ૧૮૫ મો. સ્વયંવરનું વર્ણન.

वैशंपायन उवाच—एवमुक्ताः प्रयातास्ते पांडवा जनमेजय
राज्ञाद्दक्षिणपंचालान् द्रुपदेनाभिरक्षितान् ॥

વૈશંપાયન કહે છે–હે જનમેજય ! એ પ્રમાણે પાંડવો, દ્રુપદરાજાએ પાલન કરેલા દક્ષિણ પાંચાલદેશ પ્રત્યે જવા તૈયાર થયા. એટલામાં તેઓએ બ્રાહ્મણો મધ્યે મહાત્મા, શુદ્ધ અંતઃકરણવાળા તથા નિષ્પાપ એવા વ્યાસમુનિને જોયા. તેઓનો સત્કાર કરી તેઓ પરસ્પર મળ્યા અને કેટલીક વાતો કરીને ત્યાંથી સૌની સાથે ચાલ્યા. રસ્તામાં રમણીય વનો તથા તળાવો જોતા જોતા તેઓ પાંચાલદેશ પ્રત્યે આવ્યા. દ્રુપદનું પૂર તથા તેને રહેવાના ઘરનો કિલ્લો જોઇને તેમણે એક કુંભારના ઘરમાં નિવાસ કર્યો. પછી તેઓ બ્રાહ્મણની વૃત્તિનો આશ્રય કરીને શહેરમાંથી ભિક્ષા લાવતા હતા, પણ તેમને કોઈ મનુષ્યો ઓળખતાં નહી હવે દ્રુપદરાજાને દ્રૌપદી અર્જુનને આપવાની મરજી હતી, તેથી તેણે તેની ઘણી શોધ કરાવી, પણ જ્યારે તે ન મળ્યા, ત્યારે તેમની પ્રાપ્તિ થવા સારૂ, કોઇથી ન વાળી શકાય એવું ધનુષ બનાવી, તથા જેના છિદ્રમાં કંઇ નિશાન ફર્યા કરે એવું એક યંત્ર

આકાશમાં ઘણે ઉંચે રખાવીને, સર્વ દેશોમાં સૌને ખબર આપી કે, મારા કરાવેલા ધનુષ્યની પ્રત્યંચા ચડાવી તેમાં બાણો ભરીને, મેં રખાવેલા નિશાનને જે પાડશે, તેને મારી દ્રૌપદી નામે કન્યાની પ્રાપ્તિ થશે એવી ખબર બધે ઠેકાણે ફેલાવી. તે સાંભળીને સર્વ રાજાઓ, તથા દુર્યોધન જેમાં મુખ્ય છે એવા કર્ણ સહિત કૌરવો, મહાત્મા ઋષિઓ તથા બ્રાહ્મણો સ્વયંવર જોવા સારૂ આવ્યા. તે બધાઓનો દ્રુપદરાજાએ સત્કાર કર્યો. હવે શહેરની બહાર ઇશાન દિશામાં સ્વયંવર વાસ્તે જે મંડપ રચાવ્યો હતો તેને ફરતો કોટ તથા ખાઇ કરાવ્યાં હતાં. તેનાં દ્વારોમાં અનેક તરેહનાં તોરણો તથા તેની વચ્ચે વિચિત્ર પ્રકારના ચંદરવા બાંધ્યા હતા. વળી તેમાં અગર ચંદનનો ધૂપ થતો હતો, ચંદનની સુગંધવાળું જળ છાંટયું હતું, તથા ઠેકાણે ઠેકાણે પુષ્પનાં તોરણો લટકાવ્યાં હતાં, જેથી તે ઘણો શોભતો હતો. વળી તેના ચારે બાજુએ સુવર્ણ તથા મણીની ભીંતોવાળી, કૈલાસ પર્વતના શિખર સરખી, તથા આકાશને પહોંચે એવી ઉંચી અટારીયો બંધાવી હતી. તેમાં સુંદર શય્યાઓ તથા આસનો રખાવ્યાં હતાં અને એક યોજનમાં વાસ આવે એવો અગર ચંદનનો ધુપ થતો હતો, ત્યાં અનેક તરેહનાં દાનો અપાતાં હતાં. પછી સોળમે દિવસે જ્યારે દ્રૌપદી રંગ મંડપમાં આવવાની હતી, ત્યારે ત્યાં આવેલા મહા પરાક્રમી, મોટા ભાગ્યવાળા, દયાળુ, પોતાના દેશોની રક્ષા કરનાર, તથા પોતાના પરાક્રમથી સર્વ લોકને પ્રિય એવા રાજાઓ મંડપમાં આવીને મંચો ઉપર બેઠા. ત્યાં બીજા દેશોમાંથી આવેલા મનુષ્યો તથા દ્રુપદના શહેરના લોકો પણ આવીને બેઠા. બ્રાહ્મણો સહિત પાંડવો પણ ત્યાં આવ્યા, ને દ્રુપદરાજાની સમૃદ્ધિ જોઇને બેઠા. પછી દ્રૌપદી સ્નાન કરી, સુંદર વસ્ત્ર તથા અલંકારો પહેરી તથા હાથમાં સુંદર સુવર્ણની માળા લઇને અટારી ઉપરથી રંગસભામાં ઉતરી. તેને મંત્રશાસ્ત્રમાં કુશળ એવા દ્રુપદરાજાના પુરોહિતે, વિધિથી કુશાદિ સહિત ગ્રહશાંતિ કરી અગ્નિને તૃપ્ત કરીને સ્વસ્તિ વાચન કર્યું, ત્યારે ધૃષ્ટદ્યુમ્ને તે બ્રાહ્મણોને દ્રવ્યાદિક આપીને તૃપ્ત કર્યા, અને વાજીંત્રો વાગતા હતાં તેને બંધ કરવ્યાં. પછી દ્રૌપદીને લઇને સભામાં આવ્યો ને મેઘ સરખા શબ્દે કરીને કહેવા લાગ્યો કે, હે રાજાઓ ! મારાં વચન સાંભળો. આ ધનુષમાં પાંચ બાણો ભરીને, ઘણે ઉંચે આ યંત્રમાં જે નિશાન છે, તેને જે મોટા કુળવાળો, રૂપ તથા બળે કરી યુક્ત એવો પુરૂષ પાડશે, તેની આ મારી બેન દ્રૌપદી સ્ત્રી થશે, એ હું સત્ય કહું છું. એ પ્રમાણે રાજાઓને કહીને દ્રુપદનો પુત્ર ધૃષ્ટદ્યુમ્ન ભેગા થએલા સર્વ રાજાઓનાં નામ, ગોત્ર અને પરાક્રમ દ્રૌપદીને કહેવા લાગ્યો.

> तानेवमुक्त्वा द्रुपदस्य पुत्रः पश्चादिदं तां भगिनीमुवाच
> नाम्ना च गोत्रेण च कर्मणा च संकीर्तयन् भूमिपतीन् समेतान् ॥

इति श्रीमहाभारत आदिपर्वणि स्वयंवरपर्वणि धृष्टद्युम्नवाक्ये गुर्जरभाषायां पंचाशीत्यधिकशततमोऽध्यायः ॥ १८५ ॥

---

## અધ્યાય ૧૮૬ મો. રાજાઓની સભા.

> धृष्टद्युम्न उवाच—दुर्योधनो दुर्विषहो दुर्मुखो दुष्प्रधर्षणः
> विविंशतिर्विकर्णश्च सहो दुःशासनस्तथा ॥

ધૃષ્ટદ્યુમ્ન કહે છે—આ દુર્યોધન, દુર્વિષહ, દુર્મુખ, દુષ્પ્રધર્ષણ, વિવિંશતિ, વિકર્ણ સહ, દુઃશાસન, યુયુત્સુ, વાયુવેગ, ભીમવેગરલ, ઉગ્રાયુધ, બલાકી, કરકાયુ, વિરોચન, કુંડક, ચિત્રસેન, સુવર્ચા, કનકધ્વજ, નંદક, બાહુશાલી, તુહુંડ વિકટ, ઇત્યાદિ કર્ણ સહિત ધૃતરાષ્ટ્રના પુત્રો, શકુનિ, વૃષક, બૃહદ્બળ, સર્વ શસ્ત્ર ધારણ કરનારાઓમાં શ્રેષ્ઠ અશ્વત્થામા તથા ભોજ, બૃહંત, મણિમાન, દંડધાર, સહદેવ, જયત્સેન, મેઘસંધિ, શંખ ઉત્તર નામના બે પુત્રો સહિત વિરાટ, વાર્ધક્ષેમ, સુશર્મા, સેનાબિંદુ, સુવર્ચસ નામના પુત્રે સહિત સુકેતુ, સુમિત્ર, સુકુમાર, વૃક, સત્યધૃતિ, સૂર્યધ્વજ, રોચનાન, નીલ, ચિત્રાયુધ, અંશુમાન, ચેકિતાન, શ્રેણીમાન, સમુદ્રસેનનો પુત્ર મોટા પ્રતાપવાળો ચંદ્રસેન, વિદંડ અને દંડ એ બે પુત્રે સહિત જલસંધ, પૌંડ્રક, વાસુદેવ, ભગદત્ત, કલિંગ, તામ્રલિપ્ત, રૂકમાંગદ અને રૂકમરથ એ બે પુત્રે સહિત મહારથી શલ્ય, સોમદત્ત, ભૂરી, ભૂરીશ્રવા, શલ, સુદક્ષિણ, કાંબોજ, દ્રઢધન્વા, બૃહદ્બલ, સુષેણ, શિબિર, ઉશિનર, તથા કારૂપ દેશનો રાજા; વળી બળદેવજી, કૃષ્ણ, પરાક્રમી પ્રદ્યુમ્ન, સાંબ, ચારૂદેષ્ણ, ગદ, અક્રૂર, સાત્યકિ, શ્રેષ્ઠમતિવાળા ઉદ્ધવ, કૃતવર્મા, હાર્દિક્ય, પૃથુ, વિપૃથુ, વિદુરથ, કંક, શંકુ, રાગવેષણ, આશાવહ, અનિરૂદ્ધ સમીક, સારીમેજય, વીર, વાતપતિ, ઝિલ્લિપિંડારક, ઉશિનર, વિક્રાંત એ સર્વે યાદવો, ભગીરથ બૃહત્ક્ષત્ર, સિંધુદેશનો રાજા જયદ્રથ, બૃહદ્રથ, બાહ્લીક, શ્રુતાયુ, ઉલૂક, કૈતવ, ચિત્રાંગદ, શુભાંગદ, કોસલદેશનો અધિપતિ મહા બુદ્ધિમાન વત્સરાજ મહાપરાક્રમી શિશુપાલ અને જરાસંધ, ઇત્યાદિ અનેક દેશોના પાલણ કરનારા પૃથ્વીમાં પ્રસિદ્ધ એવા સર્વ ક્ષત્રિયો, હે કલ્યાણરૂપ દ્રોપદિ ! તમારે વાસ્તે આવ્યા છે. અને એ સૌ તમારે વાસ્તે ઉત્તમ નિશાનને ભેદ કરશે; માટે હે શ્રેષ્ઠ ! જે આ લક્ષ્યને વિંધે તેને તમે આજ વરો.

एतेमत्स्यंति विक्रांता स्त्वदर्थे लक्ष्यमुत्तम
विध्येतय इदं लक्ष्यं वरयेथाः शुभेद्य तं ॥

इति श्रीमहाभारत आदिपर्वणि स्वयंवरपर्वणि राजानामकीर्तने गुर्जरभाषायां षडशीत्यधिकशततमोऽध्यायः ॥ १८६ ॥

## અધ્યાય ૧૮૭ મો. દેવ ગંધર્વ વગેરે સદસ્યો.

वैशंपायन उवाच—तेलंकृताः कुंडलिनेयुवानः परस्परं स्पर्धमानानरेंद्राः
अस्त्रंबलं चात्मनिमन्यमानाः सर्वे समुत्पेतुरुदायुधास्ते ॥

વૈશંપાયન કહે છે—પછી કુંડળાદિ અલંકારોથી શોભાયમાન, યુવાન, દ્રોપદી સારૂ પરસ્પરે ઇર્ષ્યા રાખનારા, તથા પોતાના મનમાં પોતાનેજ અસ્ત્રવિદ્યામાં કુશળ તથા બળવાન માનનારા તે સર્વ રાજાઓ, ઉંચા હથિયાર સહિત એકદમ ઉઠયા તેઓ રૂપ, પરાક્રમ, કુળ, સ્વભાવ, ધન, અને યુવાનપણાએ કરીને યુક્ત હતા, અને હિમાલય પર્વતમાં રહેનારા હાથીઓ જેમના કુંભસ્થળમાંથી મદ ઝરે છે તેઓ સરખા ગર્વિષ્ટ હતા. તથા તેઓની ઇચ્છત કામનાઓ સર્વે પૂર્ણ થયેલી હતી એવા તે રાજાઓ “ દ્રૌપદી મને મળશે ” એમ કહેતા હતા. પછી દ્રોપદીને જીતવાની ઇચ્છાથી રંગ સભામાં તેને વિંટીને ઉભા. જેથી તે દેવતાઓથી વીંટાયલી જેમ પાર્વતી શોભે તેમ શોભતી હતી. તે સમયે જે રાજાઓ એક

બીજાના સ્નેહી હતા તેઓ પણ, કામના બાણે કરીને દ્રૌપદીમાંજ આસક્તિમાન થઇ પોતપોતામાં દ્વેષ કરવા લાગ્યા. બળદેવજી તથા શ્રીકૃષ્ણ, અને યદુકુળમાં શ્રેષ્ઠ એવા વૃષ્ણિકુળ તથાં અંધક કુળમાં ઉત્પન્ન થયેલા યાદવો, જેઓ શ્રીકૃષ્ણના મતથી પોત પોતાના અધિકાર પ્રમાણે આસનો ઉપર બેઠા હતા, તેવામાં શ્રીકૃષ્ણે હાથીઓ સરખા પરાક્રમવાળા તથા ભસ્મથી ઢંકાયલા અગ્નિની પેઠે ગુપ્ત થઇને બેઠેલા પાંચ પાંડવોને જોયા. ત્યારે પોતાના મનમાં વિચાર કરીને આસ્તેથી બળદેવજીને કહ્યું કે જુઓ ! આ યુધિષ્ઠિર, ભીમસેન, અર્જુન, નકુળ તથા સહદેવ છે ! ત્યારે તેઓને જોઇ ખુશી થઇને બળદેવજી શ્રીકૃષ્ણ સામે જોવા લાગ્યા. પણ દાંતે કરીને હોઠ દાબનારા તથા એક બીજા ઉપર ક્રોધને લીધે લાલ નેત્રવાળાં તે રાજાઓ અને તેઓના પુત્રો પૌત્રો, દ્રૌપદીમાંજ નેત્ર, મન અને અંતઃકરણ હોવાથી તેનેજ જોતા હતા, તેથી પાંડવોને તેઓએ દીઠા નહીં. પછી તે મહા બાહુ અને મોટા યશવાળા પાંડવો પણ દ્રૌપદીને જોઇ કામના બાણે કરીને પીડા પામ્યા. તે વખતે ઇંદ્ર સૂર્ય, વસુ, વાયુ, અશ્વિનીકુમારાદિ દેવતા તથા સાધ્ય દેવતાઓ, યમ તથા કુબેરને મુખ્ય કરી વિમાનમાં બેસીને ત્યાં આવ્યા તેમજ દૈત્યો, ગરૂડો, મોટા સર્પો, દેવઋષિયો, ગુહ્યકો, ચારણો અપ્સરાઓ સહિત વિશ્વાવસુ, નારદ તથા પર્વતાદિ ગંધર્વો પણ વિમાને કરી ત્યાં આવી અંતરીક્ષમાં ઉભા રહી સુગંધી પુષ્પોની વૃષ્ટિ કરવા લાગ્યા. અને દુંદુભિ, વિણા, વેણુ તથા શંખાદિ વાજીંત્રો વગાડવા લાગ્યા. ત્યાર પછી દ્રૌપદીનિમિત્ત પરાક્રમ કરવા સારૂ ક્રમે કરીને દુર્યોધન, શાલ્વ શલ, અશ્વત્થામા, ક્રાથ, સુનીથ, વક્ત્ર, કલિંગ અને બંગદેશના રાજા પાંડ્ય તથા પૌંડ્રક, યવન દેશના રાજા વિદેહ તથા બીજા કમળપત્ર સરખાં નેત્રવાળા મુકુટ, હાર અને બાજુબંધાદિ અલંકારથી શોભાયમાન, મહાબાહુ, તથા પરાક્રમી રાજાઓ અને તેઓના પુત્રપૌત્રો સર્વે ઉઠયા, પણ તે દૃઢ ધનુષને જોઇ, તેઓ મનથી પણ તેને ઉપાડવાને સમર્થ થયા નહીં. તો પણ કેટલાક રાજાઓ ધનુષ્યને ઉપાડવા જતાં તેઓ પરાક્રમ રહિત થઇને પૃથ્વી ઉપર પડયા, ને તેઓના મુકુટ તથા હારો પણ નીકળી પડયા. તેથી તેઓ નિઃશ્વાસ મૂકવા લાગ્યા, ને તેઓમાં મોટો હાહાકાર શબ્દ થઇ રહ્યો. હવે એ પ્રમાણે તે સૌ પીડા પામ્યા તે જોઇને, ધનુષ ધારણ કરનારાઓમાં શ્રેષ્ઠ કર્ણે જઇને તે ધનુષ ઉપાડી લીધું, ને તેને સજ્જ કરી તેમાં બાણો ચઢાવ્યાં. ત્યારે પાંડવોએ ધાર્યું કે આ કર્ણ નિશાનને પૃથ્વી ઉપર પાડશે. પણ તેજ સમયે દ્રૌપદીએ કર્ણને જોઇને મોટા શબ્દથી કહ્યું કે આ સૂર્યપુત્ર કર્ણને હું વરીશ નહીં. તે સાંભળી કર્ણે સૂર્ય સામે જોઇને તે ધનુષ મૂકી દીધું. એ પ્રમાણે સર્વ ક્ષત્રિયો નિષ્ફળ થયા ત્યારે મહા બળવાન જરાસંધ, મદ્રદેશનો રાજા શલ્ય તથા દમઘોષ રાજાનો પુત્ર મોટી મતિવાળો શિશુપાળ, ક્રમે કરીને તે ધનુષને ઉપાડવા ગયા, પણ તેમ કરતાં તેઓ ગોઠણ ભર પૃથ્વી ઉપર પડી ગયા. તેથી જરાસંધ તો પીડા પામી લજ્જાયુક્ત થઇને તેજ વખતે ત્યાંથી પોતાના દેશ પ્રત્યે ચાલી નીકળ્યો. એમ થવાથી સર્વ મનુષ્યોનો સમાજ આશ્ચર્ય પામ્યો. તે સર્વ રાજાઓનો " અમે લક્ષ્ય પાડશું " એવો નાદ ટળી ગયો. ત્યારે મહા વીર્યવાન કુંતિનો પુત્ર અર્જુન બાણ સહિત તે ધનુષને સજ્જ કરવા લાગ્યો.

तस्मिन् संभ्रांतजने समाजे निक्षिप्त वादेषु जनाधिपेषु
कुंतीसुतो जिष्णुरियेष कर्तुं सज्यं धनुस्तत्सशरं प्रवीरः ॥

इति श्रीमहाभारत आदिपर्वणि स्वयंवरपर्वणि [illegible] गुर्जरभाषायां सप्ताशीत्यधिकशततमोऽध्यायः ॥ १८७ ॥

## અધ્યાય ૧૮૮ મો. અર્જુને કરેલો મત્સ્યવેધ.

वैशंपायन उवाच—उद्‌क्रोशन्विप्रमुख्या विधुन्वंतो जिनानि च
दृष्ट्वा संप्रस्थितं पार्थमिंद्रकेतुसमप्रभं ॥

વૈશંપાયન કહે છે—પછી ઇન્દ્રની ધ્વજા સરખી કાંતિવાળા અર્જુનને ધનુષની પાસે જતો જોઇને, કેટલાક બ્રાહ્મણો હર્ષથી મૃગચર્મ ઉડાડી મોટા શબ્દ કરવા લાગ્યા, ને કેટલાક પોતાના મનમાં દીલગીર થયા. તેમાં કેટલાક બુદ્ધિમાન્ બ્રાહ્મણો માંહેમાંહે કહેવા લાગ્યા કે, જગતમાં પ્રસિદ્ધ, બળવાન, અને ધનુર્વેદમાં કુશળ એવા શલ્યાદિ ક્ષત્રિયોથી પણ જ્યારે આ ધનુષ ઉપડયું નહીં, ત્યારે તેને અસ્ત્રવિદ્યા રહિત અને શક્તિ વગરનો આ બ્રાહ્મણ કેમ સજ્જ કરી શકશે? અને જો આ ધનુષને ઉપાડી નિશાન નહીં પાડી શકે તો, આ સર્વ રાજાઓની સભામાં આપણું હાસ્ય થશે માટે આ ગર્વથી વા હર્ષથી અથવા ચિત્ત ઠેકાણે નહીં હોવાથી ધનુષ ઉપાડવા જાય છે, તેને વારીને કહો કે હે શ્રેષ્ઠ! તું જા માં. ત્યારે તે બ્રાહ્મણોને બીજા કેટલાક બ્રાહ્મણોએ કહ્યું કે, આ રાજાઓના દેખતાં આપણે હાસ્યપણાને તથા આ લોકમાં દ્વેષપણાને પામશું નહીં. કારણ આ બ્રાહ્મણ યુવાન, હાથીની સુંઢ સરખા હાથવાળો મોટી કાંધવાળો હિમાલય પર્વતના જેવો ધૈર્યવાન, સિંહ સરખી ગતિવાળો અને મદોન્મત્ત હાથી સરખો પરાક્રમી લાગે છે! વળી આ કામમાં ઉત્સાહવાન જણાય છે તેથી એમાં સામર્થ્ય હશે? કેમકે સામર્થ્ય વગર એ જાય નહીં. તેમ ત્રણ લોકને વિષે હરેક કંઇ કામ હોય તે બ્રાહ્મણોથી ન થાય એમ નથી. કારણ કેવળ જળપાન કરનારા, વા વાયુ ભક્ષણ કરનારા, અથવા ફળો ખાનારા દૃઢ વ્રતવાળા બ્રાહ્મણો દુર્બળ હોય, તોપણ પોતાના તેજે કરીને બળવાન હોય છે, માટે બ્રાહ્મણને સારૂં વા નરસું, મોટું અથવા નાનું જે કંઇ કર્મ પ્રાપ્ત થાય, તેને જોઇ તેનું અપમાન કરવું નહીં. કારણ જમદગ્નિના પુત્ર પરશુરામ યુદ્ધમાં સર્વ ક્ષત્રિયોને જીત્યા, તથા અગસ્ત્ય ઋષિ બ્રહ્મતેજે કરીને અગાધ એવા સમુદ્રને પી ગયા! માટે આપણે સૌએ એને કહેવું કે આ ધનુષને તમે ઉપાડીને નિશાન ભેદો. એ પ્રમાણે તે બ્રાહ્મણો માંહેમાંહે અનેક પ્રકારે બોલતા હતા, તેટલામાં અર્જુન તે ધનુષની પાસે આવીને પર્વતની પેઠે ઉભો; પછી તેણે તે ધનુષને પ્રદક્ષિણા કરીને, વરદાન આપનારા સમર્થ એવા મહાદેવજીને નમસ્કાર કર્યો, ને મનમાં શ્રીકૃષ્ણનું ધ્યાન કરીને ધનુષને ગ્રહણ કર્યું. અને જે ધનુષને, ધનુર્વેદમાં કુશળ તથા મનુષ્યોમાં સિંહ સરખા રૂકમ, સુનીથ, વક્ર દુર્યોધન, શૈલ્ય અને શાલ્વ ઈત્યાદિ સર્વ રાજાઓ યત્ને કરીને પણ ના પાડી શક્યા નહીં, તેને મહા પ્રભાવવાળા અર્જુને ઉપાડયું, ને તેમાં પાંચ બાણો ભરીને નિશાનને ભેદ્યું કે તરત તે નિશાન, યંત્રના છિદ્રમાંથી પૃથ્વી ઉપર પડયું. તે જોઇ અંતરિક્ષમાં તથા તે સમાજમાં મોટો શબ્દ થયો, ને શત્રુને નાશ કરનાર અર્જુનના મસ્તક ઉપર દેવતાઓએ સુગંધી પુષ્પોનો વર્ષાદ વર્ષાવ્યો. હજારો બ્રાહ્મણો પોતાનો જય થયો તે બતાવવા સારૂ હાથમાં અંગવસ્ત્રો લઇને ધ્વજાની પેઠે ફેરાડવા લાગ્યા. અને જેઓથી તે ધનુષ ઉપડયું નહીં, તે

સર્વ ક્ષત્રિયો ખેદથી હાહાકાર કરવા લાગ્યા. તે સમયે આકાશમાંથી ચોતરફથી પુષ્પની વૃષ્ટિ થવા લાગી, અને વાદ્યજીવી પુરૂષો વાજીંત્ર વગાડવા લાગ્યા. તથા સુંદર સ્વરવાળા સૂતો અને માગધો સ્તુતિ કરવા લાગ્યા તેજ વખતે શત્રુઓને નાશ કરનાર દ્રુપદ રાજા અર્જુનને જોઇ પ્રસન્ન થયા, ને "જે રાજાઓને દ્રૌપદીની પ્રાપ્તિ થઇ નથી તેઓ અર્જુન સાથે યુદ્ધ કરશે તો!" એવું વિચારી સૈન્ય સહિત તૈયાર થઇ, અર્જુનની સહાયતા કરવા સારૂ તેની પાસે આવ્યા, પછી ત્યાં મોટો કોલાહલ થવા લાગ્યો, ત્યારે ધર્મિષ્ટ પુરૂષોમાં શ્રેષ્ઠ યુધિષ્ઠિર રાજા, નકુલ તથા સહદેવને સાથે લઇને ત્યાંથી પોતાના રહેવાના સ્થાનક પ્રત્યે ગયા. હવે દ્રૌપદી, નિશાન વિંધાયું તે જોઇ શ્વેત વસ્ત્ર તથા પુષ્પની માળા લઈ ગર્વિષ્ઠ થઇને, કુંતીના પુત્ર અર્જુન પાસે આવી. પછી એ પ્રમાણે રંગ સભામાં જય મેળવી તે બ્રાહ્મણોથી સત્કાર પામીને અર્જુન દ્રૌપદી સ્ત્રીને સાથે લઇ રંગ સભામાંથી જવા લાગ્યો.

**स तामुपादाय विजित्य रंगे द्विजातिभिस्तैरभिपूज्यमानः**
**रंगान्निरक्रामदचिंत्यकर्मा पत्न्यातया चाप्यनुगम्यमानः॥**

**इति श्रीमहाभारत आदिपर्वणि स्वयंवरपर्वणि लक्ष्यछेदे गुर्जरभाषाया**
**महाशीत्यधिकशततमोऽध्यायः ॥ १८८ ॥**



## અધ્યાય ૧૮૯ મો. રાજાઓનું ઉશ્કેરાવું.

**वैशंपायन उवाच—तस्मैदित्सति कन्यां तु ब्राह्मणाय तदानृपे**
**कोपआसीन्महीपानां आलोक्यान्योन्यमंतिकात् ॥**

વૈશંપાયન કહે છે—પછી દ્રુપદરાજા તે બ્રાહ્મણ જે અર્જુન હતો તેને કન્યા દેવા લાગ્યો, તેથી રાજાઓ ક્રોધ પામી એક બીજાની સામે જોઇને કહેવા લાગ્યા કે, આ દ્રુપદ રાજા અહીં મળેલા આપણ સર્વને તૃણ સરખા ગણી, આપણું ઉલ્લંઘન કરીને સ્ત્રીઓમાં શ્રેષ્ઠ દ્રૌપદી બ્રાહ્મણને આપવાની ઇચ્છા કરે છે; માટે એ સન્માન પામવા તથા ગુણે કરીને મોટાઇ પામવા યોગ્ય નથી. એ સર્વ રાજાઓનો દ્વેષિ તથા દુષ્ટ આચરણવાળો છે, માટે તેનો પુત્ર સહિત નાશ કરીએ. કારણ જેમ કોઇ પુરૂષ વૃક્ષ વાવી, તેને ફળ થવાનો સમય આવે, ત્યારે તેને ઉખેડી નાંખે, તેમ આ દ્રુપદરાજા આપણ સર્વને બોલાવી આપણો સત્કાર કરી આપણને ઉત્તમ ભોજન કરાવીને, હવે આપણને જાણતોય નથી! અરે! દેવતાઓના મેળાવડા સરખો આ રાજાઓનો મેળાવડો થયો, તેમાંથી શું તેણે કોઇ રાજાને પણ પોતાના સરખો દીઠો નહી? વળી સ્વયંવર ક્ષત્રિયોનો છે. તેમાંથી કન્યાને વરવાને બ્રાહ્મણને અધિકાર નથી. માટે જો આ કન્યા આપણામાંથી કોઇની પણ ઇચ્છા નહી કરતી હોય, તો એને અગ્નિમાં નાંખી આપણે આપણા દેશ પ્રત્યે જઇએ; અને જો આ બ્રાહ્મણે પોતાના ચપળપણાથી અથવા લોભથી આપણું અપ્રિય કર્યું હશે, તો તેને મરાશે નહી. કારણ આપણાં રાજ્ય, પદાર્થો, પુત્રપૌત્ર તથા જે કંઇ દ્રવ્ય છે, તે સૌ બ્રાહ્મણોને અર્થે છે. એમ કહી ગદા સરખી ભુજાઓવાળા સર્વ રાજાઓ, દ્રુપદને મારવાની ઇચ્છાથી હથિયારો લઇને તેની પાસે આવવા લાગ્યા. તે જોઇ દ્રુપદ બ્રાહ્મણોને શરણે ગયો. ત્યારે મહા પરાક્રમી પાંડુરાજાના પુત્રો ભીમસેન તથા અર્જુન, ક્ષત્રિયોને વેગથી આવતા જોઇ તેમની

સામે ગયા, એટલે સર્વ રાજાઓ પણ તે બેઉની ઉપર આવ્યા. ત્યારે મહા પરાક્રમી અને વજ્ર સરખા શરીરવાળા ભીમસેને, હાથીની પેઠે પૃથ્વી ઉપરથી એક વૃક્ષને ઉખેડી તેનાં પાંદડાં પાડી નાંખીને, જેમ યમરાજા દંડ ગ્રહણ કરે તેમ તે વૃક્ષ હાથમાં ગ્રહણ કર્યું. તે જોઇ ત્યાં ઇન્દ્ર સરખા પરાક્રમી અર્જુન પણ વિસ્મય પામી ભય ત્યાગ કરીને હાથમાં સ્વયંવરનુંજ ધનુષ લઇને ઉભા. ત્યારે શ્રીકૃષ્ણે, ભીમસેન સહિત, સર્વ મનુષ્યો કરતાં ઉત્તમ બુદ્ધિવાળા અર્જુનનું એ પરાક્રમ જોઇને, હળરૂપી હથિયારને ધારણ કરનારા બળદેવજીને કહ્યું કે, હે સંકર્ષણ ! જે સિંહ સરખી ગતિ કરે છે અને તાલના વૃક્ષ જેવડા મોટા ધનુષને ખેંચે છે, તે અર્જુન છે એમાં કંઇ વિચારવા જેવું નથી. અને જે વૃક્ષ ઉપાડી રાજાઓનો નાશ કરવા તૈયાર થયો છે, તે ભીમસેન છે. કારણ તે જેવું પરાક્રમ અહીં કરવા ઇચ્છે છે, તેવું પરાક્રમ યુદ્ધને વિષે કરવાને પૃથ્વીમાં ભીમસેન વગર બીજો કોઇ સમર્થ નથી. વળી હે અચ્યુત ! જે અહીંથી પ્રથમ ચાલી નીકળ્યા, તે કમળપત્ર સરખાં નેત્રવાળા, સિંહ સરખી ગતિવાળા અને નમ્રતાયુક્ત એવા યુધિષ્ઠિર હતા, અને તેની સાથે જે બે કુમારો ગયા, તે નકુલ તથા સહદેવ હતા, એમ મને તર્ક થો લાગે છે. કારણ મેં લાક્ષાગૃહના દાહથી પાંડવો તથા કુંતી મૂકાયાં છે, એવું સાંભળ્યું હતું. ત્યારે જળ વિનાના મેઘ સરખી કાંતિવાળા તથા હળરૂપી જેને આયુધ છે એવા પ્રખ્યાત બળદેવજીએ કહ્યું કે, પાંડવો સહિત આપણા પિતાની બેન કુંતી મૂકાયાં તે સાંભળી હું ઘણો ખુશી થાઉં છું.

तमब्रवीन्निर्जलतोयदाभो हलायुधोऽनंतरजं प्रतीतः
प्रीतोऽस्मि दृष्ट्वाहि पितृष्वसारं पृथां विमुक्तांसहकौरवाग्र्यैः ॥

इति श्रीमहाभारत आदिपर्वणि स्वयंवरपर्वणि कृष्णवाक्ये गुर्जरभाषायामूननवत्यधिकशततमोऽध्यायः ॥ १८९ ॥

## અધ્યાય ૧૯૦ મો. રાજાઓ સાથે ભીમ અર્જુનનું યુદ્ધ.

**वैशंपायन उवाच—अजिनानि विधुन्वंतः करकांश्च द्विजर्षभाः**
**ऊचुस्तेभिर्नकर्तव्या वयं योत्स्यामहे परान् ॥**

વૈશંપાયન કહે છે—પછી શ્રેષ્ઠ બ્રાહ્મણો મૃગચર્મ તથા વૃક્ષોની ડાંખળીયો ઉડાડતા ઉડાડતા અર્જુનને કહેવા લાગ્યા કે, તારે ભય પામવું નહી, અમે એ શત્રુઓ સાથે યુદ્ધ કરશું. તે સાંભળી અર્જુને હસીને કહ્યું કે, તમે મારી પછવાડે ઉભા રહીને જુઓ. હું તીક્ષ્ણ બાણોએ કરી સેંકડો યોદ્ધાઓને પ્રહાર કરીશ, ને જેમ ક્રોધી અને ઝેરી સર્પોને મંત્રોએ કરી વારવામાં આવે છે, તેમ હું એ સર્વ ક્ષત્રિયોને વારીશ. આણી તરફ યુદ્ધ કરવાની ઇચ્છાવાળા સર્વ રાજાઓ પણ પરસ્પર કહેવા લાગ્યા કે, બ્રાહ્મણો યુદ્ધ કરવા આવે તો તેઓનો પણ નાશ કરવો. એમ કહીને તેઓએ સર્વ બ્રાહ્મણોની સામે હુમલો કર્યો, તેમાં મોટા તેજવાળો કર્ણ અર્જુનની સામે, શલ્યરાજા ભીમસેનની સામે, ને દુર્યોધનાદિ સર્વ રાજાઓ સર્વ બ્રાહ્મણોની સામે યુદ્ધ કરવા લાગ્યા. પણ રાજાઓ કંઇ પણ ભારે યત્ન કર્યા વગર હલકા હાથથી તેઓની સાથે યુદ્ધ કરતા. હવે કર્ણે આવતાંજ અર્જુનને બાણો માર્યાં ત્યારે અર્જુને પણ તે મોટા ધનુષને ખેંચીને તેના ઉપર બાણો નાંખ્યાં.

જેથી કર્ણ ઘણો મોહ પામ્યો ને યત્નથી અર્જુનની સામે દોડયો. પછી યુદ્ધ કરવાના ચાતુર્યપણાથી જેઓના જય અથવા પરાજયની ખબર પડે નહીં, એવા જીતનારાઓમાં શ્રેષ્ઠ તે બેઉ જણા એક બીજાને જીતવાની ઇચ્છાથી યુદ્ધ કરવા લાગ્યા, તેઓ પરસ્પર કહેતા કે, તેં મને પ્રહાર કર્યા તે નિવૃત્ત કરીને, તેવોજ પ્રહાર પાછો મેં તને કર્યો, માટે મારી ભુજાઓનું બળ જો. " એવાં શૂરનાં વચનો કહેતા હતા. પછી અર્જુનની ભુજાઓનું બળ જોઇને ક્રોધ પામેલા કર્ણે, તેની સામે યુદ્ધ કરતાં તેના બાણોનો નાશ કરીને મોટો શબ્દ કર્યો, જે સાંભળી તેને સર્વ સૈન્ય વખાણવા લાગ્યું. તે વખતે કરણે અર્જુનને કહ્યું કે હે બ્રાહ્મણોમાં મુખ્ય, યુદ્ધમાં તારી ભુજાઓનું બળ તથા તને ખેદ રહિત અને શસ્ત્ર અસ્ત્રે કરીને વિજયરૂપ જોઇને હું ઘણોજ સંતોષ પામું છું. માટે શું તું સાક્ષાત્ ધનુર્વેદ, વા પરશુરામ, વા ઇન્દ્ર અથવા સાક્ષાત્ વિષ્ણુ છે ? હું એમ માનું છું કે, પોતાની ભુજાના બળવાળોજ આશ્રય કરનાર એવો તું બ્રાહ્મણનું સ્વરૂપ લઇ ગુપ્ત થઇને મારી સાથે યુદ્ધ કરે છે. કારણ યુદ્ધમાં જ્યારે હું ક્રોધ યુક્ત થાઉં છું, ત્યારે મારી સાથે ઇન્દ્ર અથવા અર્જુન, એ બે વગર બીજો કોઇ યુદ્ધ કરવા સમર્થ થતો નથી. માટે તું કોણ છે ? અર્જુને કહ્યું કે હે કર્ણ ! હું ધનુર્વેદ તથા પ્રતાપી પરશુરામ નથી, પણ સર્વ શસ્ત્ર ધારણ કરનારાઓમાં શ્રેષ્ઠ, અને ગુરૂની આજ્ઞાથી બ્રહ્માસ્ત્ર તથા ઇન્દ્રાસ્ત્રનો જાણનાર બ્રાહ્મણ છું, ને આ યુદ્ધમાં તને જીતવા સારૂ તારી સામે આવ્યો છું. માટે હે શૂરવીર ! તું સ્થિર થઇને મારી સામે ઉભો રહે. વૈશંપાયન કહે છે—એવું સાંભળી બ્રાહ્મણોમાં બ્રહ્મતેજ હોય છે તેથી જીતાય નહીં, એમ માની કર્ણે યુદ્ધ કરવું મૂકી દીધું. હવે વિદ્યા અને બળે કરીને યુક્ત એવા શલ્ય તથા ભીમસેન, તે રંગસભામાં એક બીજાને બોલાવતા મદોન્મત્ત હાથીઓની પેઠે યુદ્ધ કરતા હતા. તેમાં મૂઠી તથા ગોઠણોએ કરી એક બીજાને મારતા, તેના જેમ મોટા પથ્થરો પડે ને અવાજ થાય તેવા મોટા અવાજ થતા હતા. વળી તેઓ એક બીજાને પોતાની નજીક ખેંચતા, તથા દૂર ફેંકી દેતા હતા. છેવટ ભીમસેને શલ્યને ઉપાડીને ઘણે છેટે ફેંકી દીધો, તે જોઇને સર્વ બ્રાહ્મણો હસ્યા. પછી પુરૂષોમાં શ્રેષ્ઠ ભીમસેને તે બળવાન શલ્યને પ્રહાર કર્યો નહીં. હવે એ પ્રમાણે ભીમસેને શલ્યને ફેંકી દીધો તથા કર્ણ યુદ્ધમાં શંકાયુક્ત થયો ત્યારે સર્વ રાજાઓ ભીમસેનને વીટીં ઉભા, ને માંહોમાંહે કહેવા લાગ્યા કે, બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ આ બે બ્રાહ્મણો ઘણા યોગ્ય છે, ને એ બેઉ ક્યાં જનમ્યા છે, અને તેઓનો નિવાસ ક્યાં છે ? તે આપણે જાણવું જોઇએ. કારણ કર્ણની સાથે યુદ્ધ કરવા પરશુરામ, દ્રોણાચાર્ય તથા અર્જુન વગર, દુર્યોધન સાથે યુદ્ધ કરવા કૃષ્ણ તથા કૃપાચાર્ય વગર અને શલ્યની સાથે યુદ્ધ કરવાને બળદેવજી તથા ભીમસેન વગર કોણ સમર્થ છે ? હવે આ બ્રાહ્મણોને જીતવાને બીજો કોઇ સમર્થ નથી, વાસ્તે તેમની સાથે યુદ્ધ કરવાનું મૂકી દો. વળી બ્રાહ્મણ અપરાધી હોય તોપણ તેનું રક્ષણ કરવું એવી નીતિ છે, પણ નહી ! યુદ્ધ કરવા સારૂ આવેલા બ્રાહ્મણોની સાથે હર્ષથી યુદ્ધ કરવુ. એમ કહીને ભીમસેન સાથે સર્વ રાજાઓ યુદ્ધ કરવા લાગ્યા, પણ ભીમસેને તેઓને હરાવી મૂકયા. એવું તેનું પરાક્રમ જોઇ, " આ કુંતીના પુત્ર ભીમસેન તથા અર્જુન છે, " એવી શંકા કરીને શ્રીકૃષ્ણે, " આને ધર્મથી દ્રૌપદીની પ્રાપ્તિ થઇ છે, " એમ સર્વ રાજાઓને કહી તેઓને ભીમસેન સાથે યુદ્ધ કરતાં વાર્યા. પછી તે રાજાઓ વિસ્મય પામીને રંગસભામાંથી

પોતપોતાના ઉતારા પ્રત્યે ગયા, ને બીજી પણ જે દેશની પ્રજા આવી હતી તે પણ "આ રંગસભામાં બ્રાહ્મણોનું ઉત્કૃષ્ટપણું થયું, ને દ્રૌપદી બ્રાહ્મણને વરી" એમ કહેતી કહેતી ત્યાંથી ચાલતી થઇ. પછી મૃગચર્મરૂપી વસ્ત્રો ધારણ કરનારા ભીમસેન તથા અર્જુન પણ દ્રૌપદી સહિત ત્યાંથી ચાલતા થયા. તે સમયે તેઓ પૌર્ણિમાને દિવસે મેઘથી ઢંકાયલા ચંદ્ર તથા સૂર્યની પેઠે શોભતા હતા. હવે તેઓની મા કુંતી, પોતાના પુત્રો હમેશાં ભિક્ષા લઇને આવતા તે સમય વહી ગયો. તો પણ ન આવ્યા ત્યારે "શું તેઓનો માયાવી અથવા મહા ભયંકર રાક્ષસોએ નાશ કર્યો હશે !" એમ વિચારી ચિંતા કરતી હતી, ને નકુલ તથા સહદેવ સહિત યુધિષ્ઠિર પણ 'ધૃતરાષ્ટ્રના પુત્રોએ તેઓનો નાશ તો નહી કર્યો હોય !" એમ વિચારી સ્નેહથી તેમનું ચિંતવન કરતા હતા, તેવામાં આકાશમાં વાદળાં ચડયાં, તેથી રાત્રી સરખું અંધારૂં થયું, ને મોટા વાદળથી વિંટાયલા સૂર્યની પેઠે તે બ્રાહ્મણોથી વિંટાયલા અર્જુને કુંભારના ઘરમાં પ્રવેશ કર્યો.

**महत्यथा पराह्णे तु घनैः सूर्य इवावृतः**
**ब्राह्मणैः प्राविशत्तत्र जिष्णुर्भार्गववेश्मतत् ॥**

**इति श्रीमहाभारत आदिपर्वणि स्वयंवरपर्वणि पांडवप्रत्यागमने गुर्जरभाषायां नवत्यधिकशततमोऽध्यायः ॥ १९० ॥**

## અધ્યાય ૧૯૧ મો. પાંચે ભાઇઓની ભિક્ષા-ભાર્યા.

**वैशंपायन उवाच--गत्वा तु तां भार्गवकर्मशालां पार्थौ पृथां प्राप्य महानुभावौ तां याज्ञसेनीं परमप्रतीतौ भिक्षेत्यथावेदयतां नराग्र्यौ ॥**

વૈશંપાયન કહે છે—હવે મોટા મહિમાવાળા, રંગ સભામાં અત્યંત પ્રસિદ્ધ થયેલા અને મનુષ્યોમાં શ્રેષ્ઠ ભીમસેન તથા અર્જુન, તે કુંભારના ઘરમાં જઇ કુંતી પાસે આવીને બોલ્યા કે, અમે ભિક્ષા લાવ્યા છીએ. એમ કહી તેમણે દ્રૌપદીને તેની પાસે નિવેદન કરી. ત્યારે કુંતીએ કહ્યું કે તમે સૌ ભોજન કરો. પછી દ્રૌપદીને જોઇ તે બોલી કે અરે ! મેં આ કષ્ટરૂપ ભાષણ કર્યું ! એમ કહી તેણે દ્રૌપદીનો હાથ ઝાલી યુધિષ્ઠિરની પાસે આવીને કહ્યું કે હે કુરૂ કુળમાં શ્રેષ્ઠ ! આ દ્રુપદ રાજાની કન્યાને તારા નાના ભાઇઓ ભીમસેન તથા અર્જુન મારી પાસે લાવીને બોલ્યા કે "અમે ભિક્ષા લાવ્યા છીએ." ત્યારે મેં ગાફલતાથી તેમને કહ્યું કે, તમે સૌ ભોજન કરો. એમ કહ્યું માટે જેમ મારાં વચન ખોટાં ન થાય, ને આ દ્રૌપદીને અધર્મ તથા ભ્રમ પણ ન થાય, તેમ તું કહે. વૈશંપાયન કહે છે—એવું સાંભળી યુધિષ્ઠિરે, બે ઘડીવાર પોતાના મનમાં વિચાર કરી પોતાની મા કુંતીની આશ્વાસના કરીને, અર્જુનને કહ્યું કે હે અર્જુન ! તેં આ દ્રૌપદીને જીતી છે, ને એ તારાથીજ શોભશે, માટે અગ્નિને પ્રજ્વલિત કરીને તું વિધિથી એનું પાણિગ્રહણ કર. અર્જુન બોલ્યો કે હે નરેન્દ્ર ! તમે જે મને કહો છો તે કંઇ ધર્મ નથી, ને એમ કહી મને અધર્મભાગી કરો માં. કારણ પ્રથમ વિવાહ કરવા તમે યોગ્ય છો. તમારા પછી ભીમસેન, તે પછી હું, ને મારા પછી નકુલ ને તે પછી સહદેવ, એવો ધર્મ છે. વળી અમે સર્વે તથા આ કન્યા તમારી આજ્ઞા માનવા યોગ્ય છીએ, માટે તમે જેમ ધર્મ તથા જગતમાં યશ થાય અને દ્રુપદ રાજા

પણ પ્રસન્ન થાય તેમ કરવા યોગ્ય છો વૈશંપાયન કહે છે—એવાં અર્જુનનાં સ્નેહ યુક્ત વચન સાંભળીને સર્વ પાંડવો દ્રૌપદી સામે જોવા લાગ્યા, ને તેમના મનમાં તેની ઇચ્છા થઇ. તેમ દ્રૌપદીને પણ તેમને જોઇ મનમાં કામ ઉત્પન્ન થયો. તેથી તેનું શરીર જે મૂળ-થીજ વિધાતાએ શ્રેષ્ઠ રચ્યું હતું, તે તે સમય સર્વ સ્ત્રીઓના શરીર કરતાં અધીક શોભવા લાગ્યું. પછી યુધિષ્ઠિરે તે બધાઓની ઇચ્છા જાણીને તથા વેદ વ્યાસનાં પણ વચન સાંભળીને, " એકને દ્રૌપદીની પ્રાપ્તિ થશે, ને બીજાને નહીં થાય તો એક બીજાઓને વૈર થશે " એમ વિચારી તેમને કહ્યું કે આ દ્રૌપદી આપણા સર્વની સ્ત્રી થશે. વૈશંપાયન કહે છે—એવા પોતાના મોટા ભાઈ યુધિષ્ઠિરનાં વચન સાંભળી તેના કહેવા પ્રમાણેજ જેઓની ઇચ્છા હતી એવા તે સૌ પાંડવો ત્યાં ખુશી થઇને બેઠા. તેવામાં પાંડવો વિષે શંકા કરનારા તથા વૃષ્ણિ કુળમાં શ્રેષ્ઠ એવા શ્રીકૃષ્ણ બળદેવજીને સાથે લઇને જ્યાં તે પાંડવો રહેતા હતા ત્યાં આવ્યા ને ત્યાં યુધિષ્ઠિર તથા કુંતીને વીંટી ક્રમે કરી બેઠેલા તે અગ્નિ સરખા તેજવાળા પાંડવોને જોઇ તેમણે યુધિષ્ઠિર પાસે આવી તેને નમસ્કાર કરીને કહ્યું કે, હું કૃષ્ણ છું. પછી બળદેવજીએ પણ તેજ પ્રમાણે યુધિષ્ઠિરને નમસ્કાર કર્યા. તે જોઇ પાંડવો હર્ષ પામ્યા, ને તેમને યથાયોગ્ય મળ્યા. પછી શ્રીકૃષ્ણ તથા બળદેવજીએ પોતાના પિતાની બેન કુંતીને નમસ્કાર કર્યા. અને યુધિષ્ઠિરે શ્રીકૃષ્ણને કુશળ વાર્તા પૂછીને કહ્યું કે હે વાસુદેવ! અમે અહીં ગુપ્ત થઇને રહ્યા છીએ, તેને તમે કેમ ઓળખ્યા? શ્રીકૃષ્ણે કહ્યું કે, અગ્નિ ગુપ્ત હોય તો પણ જણાઇ આવે છે. તેમ હે રાજા! તમો પાંડવો વગર બીજો કોણ પુરૂષ આ સ્વયંવરમાં આવું પરાક્રમ કરી શકે? હે યુધિષ્ઠિર! તમે લાક્ષાગૃહના દાહથી મૂકાયા, ને પાપરૂપ ધૃતરાષ્ટ્રના પુત્ર દુર્યોધનની તમને બાળવાની કામના હતી તે વૃથા થઇ એ ઘણું સારૂં થયું. હવે હે રાજા! તમારી બુદ્ધિરૂપી ગુફામાં તમારા કલ્યાણની ઇચ્છા જે ગુપ્ત રહી છે, તે અગ્નિની પેઠે વૃદ્ધિ પામેલા તમોને પ્રાપ્ત થાઓ. હવે કોઇ રાજાઓ તમોને જાણે તેની પહેલાં અમે અમારા ડેરા તંબુ પ્રત્યે જઇશું. ત્યારે યુધિષ્ઠિરે આજ્ઞા આપી કે તરત શ્રીકૃષ્ણ બળદેવજી સહિત ત્યાંથી ગયા.

**मा वो विदुः पार्थिवा केचिदेव यास्यावहे शिबिरायैव तावत्**
**सोऽनुज्ञातः पांडवेनाव्ययश्रीः प्रायाच्छीघ्रं बलदेवेन सार्धं ॥**

**इति श्रीमहाभारत आदिपर्वणि स्वयंवरपर्वणि रामकृष्णागमने गुर्जर भाषायामेकनवत्यधिकशततमोऽध्यायः ॥ १९१ ॥**

## અધ્યાય ૧૯૨ મો. દ્રૌપદી પરિણય.

**वैशंपायन उवाच—धृष्टद्युम्नस्तु पांचाल्यः पृष्ठतः कुरुनंदनौ**
**अन्वगच्छत्तदा यांतौ भार्गवस्यनिवेशने ॥**

વૈશંપાયન કહે છે—હવે દ્રુપદ રાજાનો પુત્ર ધૃષ્ટદ્યુમ્ન, ભીમસેન તથા અર્જુન જ્યારે કુંભારનાં ઘર પ્રત્યે જતા હતા, ત્યારે તેમની પછવાડે ગયો, ને પોતાની સાથેના પુરૂષોને તે ઘરની બાહાર ચોતરફ ઉભા રાખી, પાંડવો ન જાણે તેમ ત્યાં તેઓની નજીક છુપીને ઉભો રહ્યો હતો. પછી અત્યંત પરાક્રમી ભીમસેન, અર્જુન, નકુલ તથા સહદેવે સા-

યંકાળના ભોજન સારૂ ભિક્ષા માગી લાવીને યુધિષ્ઠિરને અર્પણ કરી ત્યારે કુંતીએ દ્રૌપદીને કહ્યું કે હે કલ્યાણિ ! આ અન્નમાંથી તારો ભાગ લઇ, બાકી રહે તેમાંથી થોડુંક બ્રાહ્મણો તથા ચારે બાજુ ઉભેલા અન્નની ઇચ્છાવાળા મનુષ્યોને આપ; ને જે અવશેષ રહે તેમાંથી અર્ધો ભાગ ભીમસેનને, ને બાકી અર્ધામાંથી પાંચ સરખા ભાગ કરી આ મારા બીજા ચારે પુત્રો તથા મને આપ. તે સાંભળી પોતાના કલ્યાણની ઇચ્છાવાળી દ્રૌપદીએ હર્ષ પામીને કુંતીના કહેવા પ્રમાણે ભાગો કરી સૌને વેહેંચી આપ્યા, ત્યારે તેઓએ ભોજન કર્યું. પછી સુવાનો વખત થયો ત્યારે માદ્રીના પુત્ર સહદેવે પૃથ્વી ઉપર દર્ભની શય્યા કરી. તેના ઉપર તેઓ સૌ મૃગચર્મો પાથરી દક્ષિણ દિશા તરફ મસ્તક રાખીને સુતા, ને તેમના મસ્તકની તરફ કુંતિ, તથા પગની તરફ દ્રૌપદી સુતી તેમ કરવામાં દ્રૌપદીએ પોતાના મનમાં કંઇ દુઃખ માનીને તેમનું અપમાન કર્યું નહીં. પછી તે પાંડવો, સેનાના નાયકોને યોગ્ય એવા અસ્ત્ર, રથ, હાથી, તરવાર ગદા તથા પરશુ સંબંધી અનેક વાતો કરવા લાગ્યા. તે બધું સાંભળી અને ત્યાં બેઠેલી દ્રૌપદીને પણ જોઇ, ધૃષ્ટદ્યુમ્ન તે સર્વ હકીકત દ્રુપદને કહેવા સારૂ ત્યાંથી ગયો. તેને જોઇ પાંડવોને નહીં જાણનાર દ્રુપદે પૂછ્યું કે હે ધૃષ્ટદ્યુમ્ન, ! દ્રૌપદી ક્યાં ગઇ ને તેને કોણ લઇ ગયો ? શું તે વૈસ્ય અથવા શૂદ્રને તો પ્રાપ્ત નથી થઇ ? વા કોઇ શૂદ્રે તેને ગ્રહણ કરીને મારા મસ્તક ઉપર પગ મૂક્યા સરખું તો નથી કર્યું ? અથવા શું જેણે દ્રૌપદીને ગ્રહણ કરી તે પુરૂષ ક્ષત્રિય વા ઉત્તમ વર્ણવાળો બ્રાહ્મણ છે ? અથવા દ્રૌપદીને ગ્રહણ કરીને શું કોઇ વિલોમજાતીયે મારા મસ્તક ઉપર પગ મૂક્યા સરખું કર્યું છે ? શું તે દ્રૌપદી, મનુષ્યોમાં, શ્રેષ્ઠ એવા અર્જુનને તો પ્રાપ્ત નથી થઇ ? પણ તેમ હોય ને તેની મને ખબર પડે તો હું તાપ પામું નહીં. માટે મારી પુત્રીને કોણે ગ્રહણ કરી તે તું મને કહે. પણ વિચિત્રવીર્યના પુત્ર પાંડુરાજાના પુત્રો પાંડવો જીવે છે, માટે શું તેઓમાંના નાના અર્જુને ધનુષ ગ્રહણ કરીને નિશાન પાડયું હશે ?

> **विचित्रवीर्यस्य सुतस्य कच्चित् कुरुप्रवीरस्य ध्रियंति पुत्राः**
> **कच्चित्तु पार्थेन यवीयसाऽद्य धनुर्गृहीतं निहतं च लक्ष्यं ॥**

**इति श्रीमहाभारत आदिपर्वणि स्वयंवरपर्वणि धृष्टद्युम्नप्रत्यागमने गुर्जरभाषायां द्विनवत्यधिकशततमोऽध्याय: ॥ १९२ ॥**

---

## वैवाहिकपर्व.

## અધ્યાય ૧૯૩ મો. દ્રુપદે કરેલી વિવાહની તૈયારી.

**वैशंपायन उवाच—ततस्तथोक्त: परिहृष्टरूप: पित्रेशशंसाथ स राजपुत्र:**
**धृष्टद्युम्न: सोमकानांप्रबर्हो वृत्तं यथायेन हृता च कृष्णा ॥**

વૈશંપાયન કહે છે—એવું સાંભળી હર્ષ પામીને સોમક વંશમાં શ્રેષ્ઠ તે દ્રુપદ રાજાનો પુત્ર ધૃષ્ટદ્યુમ્ન, જેણે દ્રૌપદીનું ગ્રહણ કર્યું તે વિષે, તથા ત્યાંનું સર્વ વૃત્તાંત પોતાના પિતા દ્રુપદને કહેવા લાગ્યો કે હે પિતા ! યુવાન, મોટા લાલ નેત્રવાળા, મૃગચર્મ ધારણ કરનારા અને ઇંદ્ર સરખા સ્વરૂપવાળા જે પુરૂષે ધનુષની પ્રત્યંચા ચડાવીને નિશાનને પૃથ્વી ઉપર

પાડયું, તેને સૌ બ્રાહ્મણોએ સન્માન આપ્યું. પછી અર્જુન દ્રૌપદીને લઇને, જેમ દેવતાઓ તથા ઋષિઓ સહિત ઇન્દ્ર જાય, તેમ બ્રાહ્મણો સહિત જવા લાગ્યો, હર્ષ યુક્ત દ્રૌપદી પણ જેમ હાથીની પછવાડે હાથણી જાય, તેમ તેનું મૃગચર્મ ગ્રહણ કરીને જવા લાગી. ત્યારે સર્વ રાજાઓ ક્રોધ પામ્યા, તે જોઇ તેની સાથે જે એક બીજો પુરૂષ હતો, તે એક વૃક્ષને ઉપાડી તેઓને કાળની પેઠે નાશ કરવા લાગ્યો. પછી ચંદ્ર તથા સૂર્ય સરખા તેજવાળા તે બેઉ જણા, સર્વ રાજાઓને જીતી દ્રૌપદીને લઇને, આ શહેરની બાહાર એક કુંભારના ઘરમાં ગયા. ત્યાં તેઓ સરખા સ્વરૂપવાળા બીજા ત્રણ પુરૂષો સહિત અગ્નિની શિખા સરખી શોભાયમાન તેઓની મા બેઠી હતી તેને નમીને પગે લાગ્યા, દ્રૌપદી પણ તેમના કેહેવાથી તેને પગે લાગી. પછી તે સર્વે પોતાની માને દ્રૌપદી સોંપીને ભિક્ષાને અર્થે ગયા, ને જ્યારે ભિક્ષા લઇ આવ્યા ત્યારે તેમાંથી થોડુંક દ્રૌપદીએ બ્રાહ્મણોને આપ્યું, પછી તેઓની વૃદ્ધ માને તથા તે પાંચ પુરૂષોને પીરસીને પોતે ભોજન કર્યું. પછી તે પુરૂષો પૃથ્વી ઉપર દર્ભની શય્યા કરીને સુતા, તેમનાં મસ્તકની કોર તેમની મા, તથા તેમના પગની કોર દ્રૌપદી સુતી. તે સમયે તેઓએ જે યુદ્ધનાં સાહિત્યો સંબંધી અનેક તરેહની વાતો કરી, તે વૈશ્ય, શૂદ્ર, અથવા બ્રાહ્મણોની ન હોય માટે તે પુરૂષો નિશ્ચય ક્ષત્રિયો છે, ને આપણી જે આશા હતી તે સફળ થઇ છે. કારણ પાંડવો લાક્ષાગૃહના દાહથી મૂકાયા એમ આપણે સાંભળેલું છે. વળી તે પુરૂષે ધનુષને ઉપાડી સજ્જ કરીને લક્ષ્ય પાડયું તેથી જે પાંડવો ગુપ્ત થઇને પૃથ્વી ઉપર ફરે છે, તેમાંનાજ તે હશે એમ મને ભાસે છે. એવું સાંભળી હર્ષ પામીને દ્રુપદરાજાએ પોતાના પુરોહિતને કહ્યું કે, તમે જઇને તેઓને પૂછો કે " શું તમે મહાત્મા પાંડુના પુત્રો છો ? " ત્યારે પુરોહિત તેમની પાસે જઇને દ્રુપદના કહેવા પ્રમાણે તેમને કહેવા લાગ્યો કે, લક્ષ્યને પાડનાર આ પુરૂષને જોઇ હર્ષ પામીને, પંચાલ દેશનો રાજા દ્રુપદ તમોને ઓળખવાની ઇચ્છા કરે છે, માટે તમારી જાતિ તથા કુળની વાર્તા અને કહો. મારા હૃદયને તથા સેવકો સહિત દ્રુપદને હર્ષ પમાડો. દ્રુપદ રાજાને પાંડુ રાજા પોતાના પ્રિય સખા હતા, તેથી તેના પુત્ર અર્જુનને પોતાની કન્યા આપવાનો વિચાર હતો. માટે તે કન્યાની પ્રાપ્તિ ધર્મે કરીને અર્જુનને થાય તો, તે પોતાનો યશ, પુણ્ય અને ઇચ્છિત થયું એમ માને છે, પછી યુધિષ્ઠિરે, પોતાની નજીક બેઠેલા અને નમ્રતા યુક્ત વાક્યો બોલનારા પુરોહિતને જોઇને, ભીમસેનને કહ્યું કે, આ દ્રુપદ રાજાના પુરોહિત છે, માટે તેને પાદ્ય તથા અર્ઘ્ય આપીને તેની પૂજા કરો, ત્યારે ભીમસેને તેની પૂજા કરી. પછી યુધિષ્ઠિરે પુરોહિતને કહ્યું કે, પોતાના સ્વધર્મને જોનાર પંચાલ દેશના રાજા દ્રુપદે જે પ્રમાણે પ્રતિજ્ઞા કરી હતી, તે પ્રમાણે આ પુરૂષે કર્યાથી તેને દ્રૌપદી પ્રાપ્ત થઇ. તે વખતે તેણે તેની જાતી સ્વભાવ કુળ તથા ગોત્રનો નિશ્ચય કર્યો નહી ને તેની સાથે દ્રૌપદીને મોકલી. એ પ્રમાણે આ મહાત્મા મારો ભાઇ લક્ષ્ય પાડીને રાજાઓના સમૂહમાંથી દ્રૌપદીને જીત્યો, માટે એ દ્રુપદ રાજા હવે સંતાપ કરવા યોગ્ય નથી; ને જે એની ઇચ્છા છે તેમજ થશે, અમે પણ અમને યોગ્ય એવી આ દ્રૌપદીને પામીને સારૂં થયું એમ માનીએ છીએ. હે પુરોહિત ! થોડા પરાક્રમવાળા પુરૂષથી તે ધનુષ ઉપાડીને તેમાં બાણો ભરાય નહી, અસ્ત્રવિદ્યા નહી જાણનારા તથા હીનકુળવાળા પુરૂષથી એ લક્ષ્ય પડે નહી. માટે દ્રુપદ રાજા પોતાની પુત્રી નિમિત્ત સંતાપ કરવા યોગ્ય નથી. અને તેની પ્રતિજ્ઞા પ્રમાણે થયું માટે હવે તેને ઉચિત

કરવાને પૃથ્વીમાં કોઇ સમર્થ નથી. એ પ્રમાણે યુધિષ્ઠિરે કહ્યું તેટલામાં દ્રુપદ રાજા તરફથી બીજો એક પુરૂષ તેમને તૈયાર થયેલા અન્નનું ભોજન કરવા સારૂ બોલાવવા આવ્યો.

एवं ब्रुवत्येव युधिष्ठिरे तु पंचालराजस्य समीपतोऽन्यः
तत्राजगामाशुनरो द्वितीयो निवेदयिष्य त्रिहसिद्धमन्नं ॥

इति श्रीमहाभारत आदिपर्वणि वैवाहिकपर्वणि पुरोहितयुधिष्ठिरसंवादे गुर्जरभाषायां त्रिनवत्यधिकशततमोऽध्यायः ॥ १९३ ॥

## અધ્યાય ૧૯૪ મો. દ્રુપદે કરેલું પાંડવ પરીક્ષણ.

दूत उवाच--जन्यार्थमन्नं द्रुपदेन राज्ञा विवाहहेतोरुपसंस्कृतं च
तदाप्नुवध्वं कृतसर्वकार्या कृष्णां च तत्रैव चिरं मकार्थं ॥

દૂત કહે છે—દ્રુપદ રાજાએ દ્રૌપદીના વિવાહ સારૂ તથા તેને ગ્રહણ કરનાર વરના સંબંધિઓ માટે અન્ન તૈયાર કરાવ્યું છે, તેને તથા દ્રૌપદીને, જેણે ઘણાં કાર્યો કર્યા છે એવા તમે ગ્રહણ કરો, ને વિલંબ કરો માં. અને હું રાજાઓને યોગ્ય એવા શ્રેષ્ઠ અશ્વોયુક્ત સુવર્ણના રથો લાવ્યો છું, તેમાં બેસીને તમે સૌ દ્રુપદ રાજાના ઘર પ્રત્યે ચાલો. વૈશંપાયન કહે છે–એવું સાંભળી પાંડવોએ પુરોહિતને ત્યાંથી રજા આપી. પછી પોતે રથોમાં બેસી કુંતી તથા દ્રૌપદીને એક બીજા રથમાં બેસાડીને ત્યાંથી ચાલ્યા. હવે પુરોહિતે યુધિષ્ઠિરે કહેલાં સર્વ વાકયો દ્રુપદ પાસે જઇને કહ્યાં. તે સાંભળી દ્રુપદ રાજાએ પાંડવોને ઓળખવા સારૂ પોતાને ત્યાં ફળો, પુષ્પો, ચર્મનાં બકતરો, ખેતીનાં સાહિત્ય જેવાં કે બળદો, દોરડાં અને ધાન્યાદિ પદાર્થો તથા બીજાં કારિગર લોકોને ઉપયોગી ઓજાર, બ્રાહ્મણો અને ક્ષત્રિયોને રમવાનાં સાહિત્યો, તરવારો, ઘોડાઓ, રથો, ધનુષો, બાણો, શક્તિયો, લાકડીયો, પ્રાસો, ભુશુંડીયો, અને ફરંશિયો ઈત્યાદિ યુદ્ધનાં સાહિત્યો તથા શય્યાઓ અને આસનો જૂદા જૂદા સ્થાનોમાં રખાવ્યાં. તથા તેઓને રહેવા સારૂ સ્થાનકો તૈયાર કરાવ્યાં. પછી પાંડવો દ્રુપદના ઘર પાસે આવ્યા, ત્યારે કુંતીએ શ્રેષ્ઠ એવી દ્રૌપદીને પોતાની સાથે લઇને દ્રુપદ રાજાના અંતઃપુરમાં પ્રવેશ કર્યો, જેને દ્રુપદ રાજાની સ્ત્રીઓએ ઘણું સન્માન આપ્યું. પછી તે પાંડવો પણ દ્રુપદ રાજાના ઘરમાં ગયા. તેઓએ સિંહ સરખી ગતિવાળા મોટી આંખોવાળા મૃગચર્મરૂપી વસ્ત્ર જેઓએ ધારણ કર્યા છે એવા શરીરે પુષ્ટ અને મોટા નાગ સરખી શ્રેષ્ઠ ભુજાઓવાળા જોઇને દ્રુપદ રાજા પોતાના પ્રધાનો પુત્રો અને સર્વ સંબંધિઓ સહિત અત્યંત હર્ષ પામ્યો. ત્યારે તે સર્વ પાંડવો શંકા રહિત થઇને ક્રમે કરી આસનો ઉપર બેઠા. પછી તેઓને દ્રુપદના દાસો તથા દાસીઓએ શ્રેષ્ઠ વસ્ત્રો તથા અલંકારોથી શોભાયમાન થઇને સુવર્ણના પાત્રોમાં શ્રેષ્ઠ ભોજન પીરસ્યું. જે જમીને તેઓ અત્યંત પ્રસન્ન થયા. પછી તેઓ દ્રુપદે રખાવેલા બીજાં સર્વ સાહિત્યોને મૂકીને જ્યાં યુદ્ધનાં સાહિત્યો હતાં ત્યાં ગયા. તે જોઇને હર્ષ પામેલા ધૃષ્ટદ્યુમ્ન તથા દ્રુપદ રાજા પોતાના સર્વ પ્રધાનો સહિત મળીને તે કુંતીના પુત્ર પાંડવોને "એ રાજાના પુત્રો છે" એમ ધારવા લાગ્યા.

तल्लक्षयित्वा द्रुपदस्य पुत्रो राजा च सर्वैः सह मंत्रिमुख्यैः
समर्पयामासुरपत्य हृष्टाः कुंतीसुतान्पार्थिवराजपुत्रान् ॥

इति श्रीमहाभारत आदिपर्वणि वैवाहिकपर्वणि युधिष्ठिरादिपरिक्षणे गुर्जरभाषायां चतुर्नवत्यधिकशततमोऽध्यायः ॥ १९४ ॥



## અધ્યાય ૧૯૫ મો. પાંચ પતિ કેમ થાય ?

वैशंपायन उवाच--तत आहूय पांचाल्यो राजपुत्रं युधिष्ठिरं
परिग्रहेण ब्राह्मेण परिगृह्य महाद्युतिः ॥

વૈશંપાયન કહે છે—પછી મોટા તેજવાળા દ્રુપદ રાજાએ, જેમ બ્રાહ્મણો આવે ત્યારે ઉભા થઇ તેને સન્માન આપે, તેમ તે પાંડવોનો સત્કાર કરી યુધિષ્ઠિરને બોલાવીને પૂછ્યું કે, કપટથી બ્રાહ્મણનો વેશ લઇને સર્વ દિશાઓમાં ફરનારા તમે શું બ્રાહ્મણ, વા ક્ષત્રિય વા વૈશ્ય, અથવા શૂદ્ર છો ! તમોને અમે કેમ ઓળખીએ ? અથવા આ દ્રૌપદી સારૂ શું તમે દેવતાઓ અહીં આવ્યા છો ? એ વિષે અમને ઘણો સંદેહ રહે છે, માટે તમે મારી પાસે સાચું બોલો, કેમકે અમારો સંશય પણ ટળી જશે ત્યારેજ અમારૂં મન સંતોષ પામશે: અમારાં ભાગ્ય પણ શ્રેષ્ઠ થશે. વળી રાજાઓની પાસે સાચું બોલવું જરૂરનું છે, ને ખોટું બોલેથી ધર્માદિક પુણ્ય નાશ થાય છે. માટે હે શત્રુઓને દંડ આપનાર, તમારાં સત્ય વચન સાંભળ્યા પછી હું વિધિથી વિવાહ કરવાની તૈયારી કરીશ. યુધિષ્ઠિરે કહ્યું કે તમે ખેદ પામો માં, ને પ્રસન્ન થાઓ. કારણ તમને જે ઇચ્છા હતી તેજ પ્રમાણે થયું છે, એમાં કંઈ સંદેહ નથી. હે રાજન! અમે ક્ષત્રિયો પાંડુરાજાના પુત્રો છીએ, તેમાં સૌથી મોટો યુધિષ્ઠિર હું છું; ને આ બે ભીમસેન તથા અર્જુન છે, જેઓએ રાજાઓની સભામાંથી તમારી કન્યા દ્રૌપદીને જીતી. અને નકુલ, સહદેવ તથા અમારી મા કુંતી, દ્રૌપદીની પાસે બેઠેલાં છે. માટે તમારા મનનું દુઃખ ટળી જાઓ, ને હવેથી તમે અમારા વડીલ અને આશ્રય રૂપ છો. વૈશંપાયન કહે છે--એવું સાંભળી દ્રુપદ રાજાને એટલો તો હર્ષ થયો કે, તેઓ યુધિષ્ઠિરને તુરત પ્રતિઉત્તર આપવાને સમર્થ થયા નહીં. પછી તેઓએ પોતાના હર્ષને નિયમમાં રાખી યુધિષ્ઠિરને યોગ્ય વાણીથી પૂછ્યું કે, તમે તમારા શહેરમાંથી કેમ નાઠા ? ત્યારે યુધિષ્ઠિરે ક્રમે કરીને સર્વ વૃત્તાંત કહી સંભળાવ્યું. તે સાંભળી દ્રુપદ રાજાએ ધૃતરાષ્ટ્રની ઘણી નિંદા કરીને, યુધિષ્ઠિરને ઘણાં વાકયો કહી તેની આશ્વાસના કરી, અને તેને રાજ્ય મેળવી આપવાની પ્રતિજ્ઞા લીધી. પછી તે સર્વ પાંડવો દ્રૌપદી સહિત દ્રુપદ રાજાએ બનાવેલા ઘરમાં પ્રવેશ કરીને રહ્યા. પછી પોતાના પુત્ર ધૃષ્ટદ્યુમ્ન સહિત દ્રુપદ રાજાએ યુધિષ્ઠિરને કહ્યું કે, મહાબાહુ અર્જુન મારી કન્યાનું પાણિગ્રહણ કરશે, માટે વિવાહમાં કુળ ધર્મ પ્રમાણે જે કરવું હોય તે કરો. વૈશંપાયન કહે છે—ત્યારે યુધિષ્ઠિર બોલ્યા કે હે રાજા ! પ્રથમ મારે વિવાહ કરવો છે. તે સાંભળી દ્રુપદે કહ્યું કે, મારી પુત્રીનું પાણિગ્રહણ તમે કરો, વા તમે જેને કહો તેને હું કરાવું. ત્યારે યુધિષ્ઠિરે કહ્યું કે હે રાજન! એ દ્રૌપદી અમારી સર્વ ભાઇયોની સ્ત્રી થશે, કારણ પૂર્વે અમારી મા કુંતીએ એમ કહેલું

છે, વળી મારો તથા ભીમસેનનો વિવાહ થયો નથી, અમારાથી નાના અર્જુને તમારી કન્યા જીતી છે! તેથી અમોએ જે નિશ્ચય કર્યો છે, તે ટાળવાને અમે ઇચ્છતા નથી. વાસ્તે ધર્મથી અમારી સર્વ ભાઇઓની એ દ્રૌપદી સ્ત્રી થશે, ને અગ્નિની સાનિધ્ય અમારૂં પાંચેનું પાણિગ્રહણ કરશે. તે સાંભળી દ્રુપદે કહ્યું કે હે યુધિષ્ઠિર! એક પુરૂષની સ્ત્રીયો ઘણી હોય છે, પણ એક સ્ત્રીના પતિ ઘણા હોતા નથી. માટે ધર્મને જાણનારા તમે, લોક અને વેદથી વિરૂદ્ધ એવો અધર્મ કરવા યોગ્ય નથી! ત્યારે આવી તમારી બુદ્ધિ કેમ થઇ છે. યુધિષ્ઠિરે કહ્યું કે હે રાજન! ધર્મ ઘણો બારીક છે, તેની ગતિ આપણે જાણતા નથી માટે અમે પૂર્વની રીતિ પ્રમાણે ક્રમે કરીને દ્રૌપદીને વિષે વર્તશું. હે રાજન! મારી વાણી કોઇ દિવસે ખોટું ભાષણ કરતી નથી, તેમ મારી મતિ પણ અધર્મમાં પ્રવેશ કરતી નથી. વળી અમારી માએ પણ એજ પ્રમાણે કહ્યું છે, ને મારી પણ એજ પ્રમાણે ઇચ્છા છે, માટે મારા કહેવા પ્રમાણે તમે વિચાર રહિત થઇને કરો. એવું સાંભળી દ્રુપદે કહ્યું કે હે યુધિષ્ઠિર! તમે, કુંતી અને મારો ધૃષ્ટદ્યુમ્ન, એ સૌ જે પ્રમાણે કહેશો, તે પ્રમાણે આપણે કાલે કરીશું. વૈશંપાયન કહે છે—હે જનમેજય! પછી તે સૌ મળીને વિચાર કરવા લાગ્યા, તેટલામાં યદૃચ્છાથી ત્યાં વ્યાસજી આવી ચઢયા.

ते समेत्य ततः सर्वे कथयंतिस्म भारत
अथद्वैपायनो राजन् अभ्यागच्छद्यदृच्छया

इति श्रीमहाभारत आदिपर्वणि वैवाहिकपर्वणि द्वैपायनागमने गुर्जरभाषायां पंचनवत्यधिकशततमोऽध्यायः ॥ १९५ ॥

## અધ્યાય ૧૯૬ મો. વ્યાસનું આગમન.

वैशंपायन उवाच—ततस्तुपांडवाः सर्वे पांचाल्यश्च महायशाः
प्रत्युत्थाय महात्मानं कृष्णं सर्वेभ्यवादयं ॥

વૈશંપાયન કહે છે—પછી તે સર્વ પાંડવોએ તથા મોટા યશવાળા દ્રુપદ રાજાએ, ઉભા થઇ વ્યાસજીને નમસ્કાર કરીને તેમની પૂજા કરી. ત્યારે તેઓની પૂજાનું વખાણ કરી, તેઓને કુશળ વાર્તા પૂછીને વ્યાસજી સુવર્ણના આસન ઉપર બેઠા; તેમની આજ્ઞાથી પાંડવો તથા દ્રુપદ પણ અમૂલ્ય આસનો ઉપર બેઠા. પછી વ્યાસજીને દ્રુપદ રાજા, ઉત્તમ વાણીથી દ્રૌપદીના વિવાહ સંબંધી વાર્તા પૂછવા લાગ્યા. હે શ્રેષ્ઠ! એક સ્ત્રી ઘણા પુરૂષોની સ્ત્રી કેમ થાય? ને જો થાય તો તેમાં શું અધર્મ નથી? તે તમે યથાર્થ કહેો. ત્યારે વ્યાસજીએ કહ્યું કે, લોક અને વેદથી વિરૂદ્ધ એવી આ રીતિને વિષે તમારો સર્વનો જે જે મત હોય તે હું સાંભળવા ઇચ્છું છું. તે સાંભળી દ્રુપદે કહ્યું કે હે બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ! મારો મત એવો છે કે ઘણા પુરૂષોની એક સ્ત્રી હોય નહીં, માટે આ રીતિ લોક અને વેદથી વિરૂદ્ધ છે. વળી પૂર્વે એ પ્રમાણે કોઇએ કર્યું નથી, ને બુદ્ધિમાન પુરૂષોએ એમ કરવું પણ નહીં; માટે હું પણ તેમ કરીશ નહીં. કારણ તેમ કર્યાથી અધર્મ થાય, એમ જણાય છે પછી ધૃષ્ટદ્યુમ્ને વ્યાસજીને કહ્યું કે હે શ્રેષ્ઠ! નાના ભાઇની સ્ત્રીને વિષે શ્રેષ્ઠ, વતવાળો મોટો કેમ વર્તે? ને તે સૂક્ષ્મ ધર્મની ગતિને અમે કેમ જાણીએ? વળી આ ધર્મ છે કે અધર્મ?

એનો નિશ્ચય કરવાને અમે સમર્થ નથી, માટે અમને કંઇ કરવાનું સુજતું નથી. વળી મારી બેન દ્રૌપદી પાંચ પતિની સ્ત્રી કેમ થાય ? ત્યારે યુધિષ્ઠિર બોલ્યા કે મારી વાણી ખોટું આચરણ કરતી નથી, તેમ મારી માતા પણ અધર્મ વિષે ગતિ કરતી નથી. વાસ્તે આ દ્રૌપદી અમારી પાંચેની સ્ત્રી થાય એવો મત છે, ને એમાં કંઇ અધર્મ નથી. કારણ પુરાણોને વિષે કહેલું છે કે, ગૌતમના વંશની જટિલા નામની કન્યા સાત ઋષિઓને પરણી હતી. વળી તેમજ વાર્ક્ષી નામની કન્યા પણ એકજ નામધારી દશ પ્રચેતાઓને વરી હતી. વળી શ્રેષ્ઠ પુરૂષો વડીલોના વચનોનેજ ધર્મ કહે છે, ને તે વડીલોમાં પણ માતા શ્રેષ્ઠ કહેલી છે, માટે અમારી માએ અમને કહ્યું છે કે "ભિક્ષાના પદાર્થની પેઠે તમે સૌ મળીને ભોગવો," તેથી બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ ! હું તો, અમારી માના કહેવા પ્રમાણેજ કરવું, એમાં ધર્મ માનું છું. પછી કુંતીએ કહ્યું કે, જેમ યુધિષ્ઠિર કહે છે તેમજ મારી ઇચ્છા છે. કારણ મારાં વચન ખોટાં થાય તેનો મને ઘણો ભય છે માટે એ ભયથી હું કેમ મૂકાઇશ ' ત્યારે વ્યાસજીએ કહ્યું કે હે કલ્યાણરૂપ કુંતિ ! તમે એ ભયથી મૂકાશો, કારણ તમારી ઇચ્છા પ્રમાણેજ એ પૂર્વની રીતિ છે. પછી તેઓએ દ્રુપદને કહ્યું કે હે દ્રુપદ રાજા ! આ યુધિષ્ઠિરના કહેવા પ્રમાણે એ પૂર્વનો ધર્મ છે, જે હું કહું તે સાંભળો. વૈશંપાયન કહે છે—એમ કહી વ્યાસજી દ્રુપદ રાજાને તેનો હાથ ઝાલીને બીજા ઘરમાં ગયા. ત્યારે સર્વ પાંડવો કુંતી તથા ધૃષ્ટદ્યુમ્ન પણ તેઓની પછવાડે ગયા. પછી મહાત્મા દ્રુપદ રાજાને, ઘણા પુરૂષોની એક સ્ત્રી એ ધર્મ છે, એમ વ્યાસજી યથાર્થ કહેવા લાગ્યા.

ततो द्वैपायनस्तस्मै नरेंद्राय महात्मने
आचख्यौ तद्यथा धर्मो बहुनामेकपत्निता ॥

इति श्रीमहाभारत आदिपर्वणि वैवाहिकपर्वणि व्यासवाक्यं गुर्जर-भाषायां षण्णवत्याधिकशततमोऽध्यायः ॥ १०६ ॥

## અધ્યાય ૧૯૭ મો. પાંડવોના પૂર્વજન્મની કથા.

व्यास उवाच—पुरावै नैमिषारण्ये देवाः सत्रमुपासते
तत्र वैवस्वतो राजन् शामित्रमकरोत्तदा ॥

વ્યાસજી કહે છે—હે દ્રુપદરાજા ! પૂર્વે નૈમિષારણ્યમાં જ્યાં દેવતાઓ યજ્ઞ કરતા હતા ત્યાં જ્યારે યમરાજા, જેમાં પશુનો વધ થાય એવો યજ્ઞ કરવા લાગ્યા, ત્યારે યજ્ઞની દીક્ષા લઇ તેઓ પૃથ્વીને વિષે કોઇ મનુષ્યોને મારતા ન હતા તેથી પ્રજા ઘણી વૃદ્ધિ પામી. તે જોઇને ચંદ્ર, ઇન્દ્ર, વરૂણ, કુબેર, સાધ્યના ગણ, તથા અશ્વિનીકુમારાદિ બીજા પણ સર્વ દેવતાઓ બ્રહ્મા પાસે જઇને બોલ્યા કે, પૃથ્વીને વિષે મનુષ્યો ઘણાં વધી ગયાં, તેના ભયથી અમે તમારે શરણે આવ્યા છીએ. ત્યારે બ્રહ્માએ કહ્યું કે, હે દેવતાઓ ! તમે અમર છો, માટે તમને મનુષ્યોથી શું ભય છે ? દેવતાઓ બોલ્યા કે, હમણાં અમે તથા મનુષ્યો સરખા છીએ, તેથી ઉદ્વેગ પામીને અમે તેઓથી વિશેષ થવા સારૂ તમારી પાસે આવ્યા છીએ. બ્રહ્માએ કહ્યું કે, હે દેવતાઓ ! હમણાં યમ યજ્ઞ કરે છે, તેથી મનુષ્યો કોઇ મરતાં નથી, પણ તે યજ્ઞ પૂર્ણ થશે ત્યારે સર્વ પ્રજાને મરણ પ્રાપ્ત થશે. વ્યાસજી કહે છે—એવું સાંભળી

સર્વ દેવતાઓ જ્યાં યમરાજા યજ્ઞ કરતા હતા ત્યાં ગયા. પછી સૌ મળીને ત્યાં બેઠા હતા તેવામાં ભાગીરથીના જળમાં એક કમળના પુષ્પને જોઈ તેઓ અત્યંત વિસ્મય પામ્યા. ત્યારે મહાશૂરવીર ઇન્દ્ર તે કમળના પુષ્પની પ[illegible] ગયો, તો તેણે, ભાગીરથીના જળનો પ્રવાહ વહેતો હતો, ત્યાં અગ્નિ સરખી કાંતિવાળી એક સ્ત્રીને જોઇ. તે સમયે તે સ્ત્રી નદીમાં સ્નાન કરી તેને કિનારે બેસીને રડતી હતી. તેના અશ્રુનું એક બિંદુ નદીના જળમાં પડયું જેનું એક સુવર્ણનું કમળ થયું. તે જોઇને ઇન્દ્રે તે સ્ત્રીને પૂછયું કે તું કોણ છે? ને શા કારણથી રડે છે? તે હું સાંભળવા ઇચ્છું છું, માટે મને કહે. સ્ત્રીએ કહ્યું કે હે ઇન્દ્ર! તું મને જાણે છે, ને મંદ ભાગ્યવાળી હું જે કારણથી રડું છું, તે તું મારી સાથે અહીંથી આગળ આવીશ તો જોઇશ. વ્યાસજી કહે છે—એમ કહી તે સ્ત્રી ત્યાંથી ચાલી, તેની વાંસે ઇન્દ્ર પણ ગયો. જતાં જતાં ઇન્દ્રે હિમાલય પર્વતના શિખર ઉપર સિંહાસનપર બેઠેલા મહાદેવજીને પાર્વતિ સાથે ચોપટ પાસે રમતા જોયા. ત્યારે ક્રોધયુક્ત થઇને તેણે કહ્યું કે હે વિદ્વાન! આ સર્વ જગત મને વશ છે, ને મારૂંજ એ જગત છે એમ તમે જાણો; ને તેનો હુંજ ઇશ્વર છું, ઇન્દ્રની એવી અહંકારની વાણી સાંભળી તથા તેને ક્રોધ પામેલો જોઇને મહાદેવે તેને સ્તંભિત કરી મૂકયો. જેથી તે ઝાડના માફક ઉભો થઇ રહ્યો. પછી જ્યારે મહાદેવજીની રમત પૂરી થઈ રહી, ત્યારે તેઓએ રૂદન કરતી તે સ્ત્રીને કહ્યું કે, એ ઇન્દ્રને અહીં મારી નજીક લઇ આવ, કારણ ફરીથી જેમ એને ગર્વ ન થાય તેમ હું કરીશ. ત્યારે તે સ્ત્રીએ ઇન્દ્રની પાસે જઇને કહ્યું કે, તું અહીં કેમ ઉભો થઇ રહ્યો? તે સાંભળી ઇન્દ્રના શરીરના અવયવ સર્વ શિથિલ થઇ ગયા ને તે પૃથ્વી ઉપર પડી ગયો. તેને જોઇ મહાદેવજી બોલ્યા કે, હે ઇન્દ્ર! આજથી કોઇ દિવસ તું એ પ્રમાણે ગર્વ કરીશ માં. તારામાં બળ તથા પરાક્રમ ઘણું છે, માટે આ પર્વતની ગુફાની આડે એક મોટી શિલા છે, તે ખસેડીને તે ગુફાની અંદર તું પ્રવેશ કર; જ્યાં સૂર્ય સરખી કાંતિવાળા તારા જેવાજ પુરૂષો છે. તે સાંભળી ઉભો થઇ ઇન્દ્રે, ગુફા આડી પાડી જે શિલા હતી તેને ખસેડી, કે તેમાં તેણે પોતા સરખી કાંતિવાળા ચાર પુરૂષોને દીઠા. ત્યારે તે ચારેની પેઠે હું પુરાઇ તો નહિ રહું! એમ માનીને તે દુ:ખી થયો. તે જોઈ ક્રોધયુક્ત થઇને મહાદેવજીએ કહ્યું કે, હે ઇન્દ્ર! તેં અજ્ઞાનપણાથી મારૂં અપમાન કર્યું, તેથી તું આ ગુફામાં પ્રવેશ કર. એવું સાંભળી ઇન્દ્ર પીડા પામ્યો, ને જેમ વાયુથી પાંદડું કંપે તેમ કંપાયમાન થઇને મહાદેવજી પ્રત્યે બોલ્યો કે, હે મહાદેવ! આજથી તમે સર્વ જગતના પતિ થાઓ. ત્યારે હસીને મહાદેવજીએ કહ્યું કે, હે ઇન્દ્ર! હું ગર્વિષ્ટો ઉપર કૃપા કરતો નથી. જો! તેઓએ પણ પૂર્વે ગર્વ કર્યો હતો, તેથી તેઓ આ ગુફામાં પડયા છે, માટે હવે તમે સૌ મનુષ્ય જન્મ લ્યો, ને કોઇથી સહન ન થાય એવાં કર્મો કરી ઘણાઓનો નાશ કરીને પાછા સ્વર્ગ પ્રત્યે આવો. તે સાંભળી પૂર્વના ચાર ઇન્દ્રોએ મહાદેવજીને કહ્યું કે, અમે દેવલોકમાંથી, દુ:ખથી જ્યાં મોક્ષ પ્રાપ્ત થાય છે એવા મનુષ્ય લોકમાં તો જઇશું, પણ અમારી જે મા થાય, તેને વિષે અમને ધર્મ વાયુ, ઇન્દ્ર, તથા અશ્વિનીકુમાર દેવતાઓ ધારણ કરે. પછી અમે દિવ્ય અસ્ત્રોએ કરી મનુષ્યો સાથે યુદ્ધ કરીને પાછા સ્વર્ગ પ્રત્યે આવીશું. વ્યાસજી કહે છે—એ પ્રમાણે ચારે ઇન્દ્રોનું બોલવું સાંભળીને પાંચમો ઇન્દ્ર મહાદેવજીને કહેવા લાગ્યો કે, આ વિશ્વભુક, ભૂતધામા, શિબિ, અને શાંતિ એઓની સાથે કાર્યને અર્થે

મારા વીર્યથી ઉત્પન્ન કરીને, મારા અંશરૂપ એક ઇન્દ્ર નામે પુત્ર આપીશ. ત્યારે ઠીક, એમ કહી મહાદેવજી તેઓને ખુશી કરવા સારૂ બોલ્યા કે, સ્વર્ગની શોભારૂપ આ સ્ત્રી મનુષ્ય લોકમાં તમારી પાંચેની સ્ત્રી થશે. પછી તેઓને સાથે લઇ મહાદેવજીએ ભગવાનની પાસે જઇને તે સર્વ વૃતાંત કહી સંભળાવ્યું. તે સાંભળી ભગવાને પણ તેજ પ્રમાણે તેઓને આજ્ઞા આપી, ને પોતાના મસ્તકમાંથી એક શ્વેત અને બીજો શ્યામ એવા બે કેશ કહાડીને, યદુકુળમાં દેવકી તથા રોહિણી નામની બે સ્ત્રીઓના ઉદરમાં પ્રાપ્ત કર્યા. તેથી શ્વેત કેશમાંથી બળદેવજી ને શ્યામ કેશમાંથી શ્રીકૃષ્ણ થયા. અને જે વિશ્વભુગાદિ ઇન્દ્રોને મહાદેવજીએ હિમાદ્રિ પર્વતની ગુફામાં પુર્યા હતા, તે સર્વે હમણાં આ પાંડવો, તથા ઇન્દ્રનો અંશરૂપ આ અર્જુન છે અને મહાદેવજીએ જે સ્ત્રી કહેલ તે આ દ્રૌપદી પૃથ્વીમાંથી કેમ ઉત્પન્ન થાય! ને આનું સ્વરૂપ પણ ચંદ્ર તથા સૂર્ય સરખું પ્રકાશમાન કેમ હોય? વળી એના મોઢાની સુગંધ પણ એક યોજનમાં આવે છે! હવે હે રાજન! હું તમોને દિવ્ય ચક્ષુ આપું છું, જેથી તમે એઓના પૂર્વદેહને જોશો. વૈશંપાયન કહે છે–એમ કહી વ્યાસજીએ દ્રુપદ રાજાને દિવ્યચક્ષુ આપ્યાં, જેથી તેણે તે ચાર પાંડવોના પૂર્વ સ્વરૂપને, સુવર્ણના મુકુટો તથા હારો જેઓએ પેહેર્યા છે એવા સૂર્ય સરખા તેજવાળા, પહોળી છાતીવાળા, તાલવૃક્ષ જેવડા ઉંચા, દિવ્ય વસ્ત્રો તથા સુગંધી પુષ્પની માળાઓ જેઓએ પેહેરી છે એવા અને મહાદેવ, વસુ તથા સૂર્ય સરખા રૂપવાળા જોયા. તેથી તથા અર્જુન ઇંદ્રનો અંશરૂપ છે, એમ વ્યાસજીથી સાંભળીને દ્રુપદ રાજા અત્યંત પ્રસન્ન થયા, ને વ્યાસજીની માયા જોઇને વિસ્મય પામ્યા. દ્રૌપદીને પણ અત્યંત રૂપવાળી તથા ચંદ્ર સરખી પ્રકાશમાન સ્ત્રી જોઇને, "એ તેઓનીજ સ્ત્રી છે," એમ માની દ્રુપદરાજા આશ્ચર્ય પામી વ્યાસજીના પગમાં પડયા, ને બોલ્યા કે હે વ્યાસજી, તમે મને દિવ્ય નેત્રો આપીને આ સર્વના પૂર્વ રૂપ દેખાડયાં, એ તમારા જેવા સમર્થથી બની શકે એમાં કાંઈ આશ્ચર્ય જેવું નથી. ફરી વ્યાસજીએ કહ્યું કે હે દ્રુપદ! આ દ્રૌપદી, જે પૂર્વ જન્મમાં ભાગીરથીને કિનારે બેસી રડતી હતી, તે તપોવનમાં રહેનારા એક મહાત્મા ઋષિની સુંદર સ્વરૂપવાળી કન્યા હતી. તેને કોઇ પતિ ન મળવાથી તેણે તપે કરીને મહાદેવજીને પ્રસન્ન કર્યા. ત્યારે મહાદેવે તેની પાસે આવીને કહ્યું કે તને જેની ઇચ્છા હોય તે માગી લે. ત્યારે તે કન્યાએ "મને પતિ આપો પતિ આપો" એમ પાંચ વાર માગ્યું. એટલે મહાદેવે કહ્યું કે, તારા પાંચ પતિ થશે તે સાંભળી મહાદેવજીને પ્રસન્ન કરતી કરતી તે ફરીથી બોલી કે હે શંકર! હું તમારાથી એક પતિની ઇચ્છા કરૂં છું. ત્યારે પ્રસન્ન થયેલા મહાદેવે કહ્યું કે તેં પતિ આપો પતિ આપો." એમ પાંચ વખત કહ્યું, તેથી તને બીજા જન્મમાં પાંચ પતિ પ્રાપ્ત થશે. હે દ્રુપદ! એ પ્રમાણે મહાદેવજીના કહ્યાથી સ્વર્ગની લક્ષ્મી રૂપ તે કન્યા પાંડવોને અર્થે તપ કરી, તમારી યજ્ઞ ભૂમિમાંથી ઉત્પન્ન થઇને તમોને પુત્રીરૂપે પ્રાપ્ત થઇ છે. હે દ્રુપદ! બ્રહ્માએ દેવી જેવી સુંદર સ્વરૂપવાળી અને પોતાના કર્મે કરીને પાંચેની એક સ્ત્રી થયેલી આ દ્રૌપદીને ઉત્પન્ન કરી છે. એવું સાંભળીને હવે તમે તમારી ઇચ્છા પ્રમાણે કરો.

सैषा देवी रुचिरादेवजुष्टा पंचानामेका स्वकृतेनेह कर्मणा

सृष्टा स्वयं देवपत्नी स्वयंभुवा श्रुत्वा राजन्द्रुपदेष्टं कुरुष्व ॥

इति श्रीमहाभारत आदिपर्वणि वैवाहिकपर्वणि पंचेंद्रोपाख्याने गुर्जर-भाषायां सप्तनवत्यधिकशततमोऽध्यायः ॥ १९७ ॥

## અધ્યાય ૧૯૮ મો. દ્રુપદના મનનું સમાધાન.

द्रुपद उवाच—अश्रुत्वैवं वचनं ते महर्षे मया पूर्वं यतितं संविधातुं
नवै शक्यं विहितस्यापयानं तदेवेदमुपपन्नं विधानं ॥

દ્રુપદ કહે છે—હે શ્રેષ્ઠ ઋષિ, આવાં તમારાં વચન સાંભળ્યા પહેલાં મેં દ્રૌપદીનો વિવાહ કરવા સારૂ યત્ન કર્યો, પણ જે દૈવમાં હોય તે નિવર્ત્ત થઇ શકતું નથી, માટે દૈવે જે નિર્માણ કર્યું તેજ પ્રમાણે કરવું યોગ્ય છે; કારણ જે પ્રમાણે કર્મમાં હોય છે તેજ પ્રમાણે અહીં પ્રાપ્ત થાય છે. જુઓ ! પૂર્વે આ દ્રૌપદીએ એક વર મેળવવા સારૂ તપ કર્યું, પણ દૈવે એના પાંચ પતિ નિર્માણ કર્યા હશે, તેથી જો કે એણે મહાદેવજીને એક પતિ આપવાનું કહ્યું, તો પણ મહાદેવજીએ એને પાંચ પતિ થવાનું વરદાન આપ્યું. માટે શંકરે એ ધર્મ અથવા અધર્મ કહ્યો હોય તોપણ હું તો એ પ્રમાણે કરીશ, એમાં મારો કંઇ અપરાધ નથી. વાસ્તે હવે આ સર્વ પાંડવો વિધિથી મારી કન્યાનું પાણિગ્રહણ કરો, ને આ દ્રૌપદી એમની ઇચ્છા પ્રમાણે વર્તો. વૈશંપાયન કહે છે—ત્યારે વ્યાસજીએ યુધિષ્ઠિરને કહ્યું કે હે યુધિષ્ઠિર ! આજ તમો સર્વને સારો દિવસ છે, ને ચંદ્ર પણ ઘણી સંતતિ આપે એવા યોગનો છે, માટે સૌથી મોટા તમે પ્રથમ આ દ્રૌપદીનું પાણિગ્રહણ કરો. પછી પુત્રે સહિત દ્રુપદરાજાએ પાંડવોને આપવા સારૂ સર્વ પદાર્થો તૈયાર કરાવ્યા, અને ત્યાં તેઓ દ્રૌપદીને સ્નાન કરાવી, વસ્ત્રો તથા શ્રેષ્ઠ રત્નના અલંકારો પેહેરાવીને તેડી આવ્યા તે સમયે દ્રુપદના સર્વ મંત્રિઓ સહિત સર્વ સંબંધિઓ, બ્રાહ્મણો, અને મુખ્ય વર્ણના લોકો વિવાહ જોવા સારૂ ત્યાં આવ્યા, ને દ્રુપદ રાજાના ઘરના આંગણા પાસે વિવાહમંડપમાં બેઠા. તે મંડપમાં રંગવલ્યાદિ ચિત્રો કાઢયાં હતાં અને ઘણુંક સૈન્ય હતું, તેથી તે જેમ તારાઓના ઉદયથી આકાશ શોભે તેમ શોભતું હતું. પછી શોભાયમાન કુંડલાદિ અલંકારો, અમુલ્ય વસ્ત્રો અને ચંદન જેઓએ ધારણ કર્યા છે, તથા સ્નાન અને પીઠયાદિક મંગળક્રિયાઓ જેઓને કરી છે એવા પાંડવો, ક્રમે કરીને પોતાના પુરોહિત ધૌમ્યે સહિત તે મંડપમાં આવ્યા. પછી વેદને પાર પામેલા ધૌમ્યે, મંત્રે કરીને અગ્નિમાં આહુતિયો આપીને યુધિષ્ઠિરને દ્રૌપદી પાસે બેસાડયા અને તેમના જમણા હાથનો મેળાપ કરાવી તેમને વિધિથી પરણાવ્યા. પછી યુધિષ્ઠિરની રજા લઇને તેઓ ત્યાંથી ચાલી નીકળ્યા. તે પછી ભીમસેનાદિક સર્વ પાંડવોએ એજ પ્રમાણે ક્રમે કરીને દ્રૌપદીનું પાણિગ્રહણ કર્યું. તે વખતે ત્યાં નારદજીએ આવીને દ્રૌપદીના પાંચ પતિ થયા, તે વિષે ઘણુંક ભાષણ કર્યું હવે એ પ્રમાણે વિવાહ થયો ત્યારે દ્રુપદ રાજાએ એક એક પાંડવને સુવર્ણની માળા અને લગામવાળા ચાર ચાર ઘોડાઓ જેને જોડયા છે, એવા સુવર્ણના તથા દાંતના સો સો રથો, સુવર્ણની માળાવાળા સો સો હાથીઓ, સુંદર વસ્ત્રો તથા અલંકારોથી શોભાયમાન એવી સો સો જુવાન દાસીઓ, કેટલુંક દ્રવ્ય તથા દિવ્ય વસ્ત્રો અને અલંકારો આપ્યાં. પછી ઇન્દ્ર જેવા બળવાન પાંડવો એ પ્રમાણે વિવાહમાં તે સર્વ રત્નરૂપી સમૃદ્ધિને પામીને, દ્રુપદ રાજાના શહેરમાં વિહાર કરવા લાગ્યા.

कृते विवाहे च ततस्तु पांडवाः प्रभूतरत्नामुपलभ्य तां श्रियं
विजह्रुरिंद्रप्रतिमा महाबलाः पुरे तु पांचाल-पस्य तस्यह ॥

इति श्रीमहाभारत आदिपर्वणि वैवाहिकपर्वणि द्रौपदीविवाहे गुर्जर-भाषायामष्टनवत्यधिकशततमोऽध्यायः ॥ १९८ ॥

## અધ્યાય ૧૯૯ મો. વિવાહની સમાપ્તિ.

वैशंपायन उवाच--पांडवैः सहसंयोगं गतस्य द्रुपदस्य ह
न बभूव भयंकिंचिद्देवेभ्योऽपि कथंचन ॥

વૈશંપાયન કહે છે—હવે એ પ્રમાણે પાંડવો સાથે સમાગમ થવાને લીધે દ્રુપદરાજાને દેવતાઓથી પણ કંઇ ભય થતો નહી. પછી મહાત્મા દ્રુપદની સ્ત્રીઓ કુંતી પાસે જઇ પોતાનાં નામો કહીને તેને પગે લાગી. તે વખતે રેશમી વસ્ત્ર જેણે ધારણ કર્યા હતાં, અને વિવાહનાં મંગલ જેને કરેલાં હતાં એવી દ્રૌપદી, પોતાની સાસુ કુંતીને પગે લાગીને હર્ષથી હાથ જોડીને ઉભી રહી. ત્યારે તેનામાં શ્રેષ્ઠ રૂપ, લક્ષણ, સ્વભાવ, અને આચરણ જોઇને પ્રેમે કરી કુંતીએ તેને આશીર્વાદ આપ્યો કે, જેમ ઇંદ્ર સાથે ઇન્દ્રાણી, અગ્નિ સાથે સ્વાહા, ચંદ્ર સાથે રોહિણી, નળ રાજા સાથે દમયંતી, કુબેરની સાથે ભદ્રા, વસિષ્ઠની સાથે અરૂંધતી, ને નારાયણની સાથે લક્ષ્મી છે, તેમ તું આ તારા પતિઓ સાથે રહે અને હે કલ્યાણિ ! તું મહા શૂરવીર તથા આયુષમાન એવી પ્રજાને ઉત્પન્ન કરનાર, ઘણું સુખ ભોગવનારી તથા સુંદર ભાગ્યવાળી થા. વળી અતિથિયો, સાધુ પુરૂષો, વૃદ્ધ, બાળકો, અને વડીલોની યથાયોગ્ય પૂજા કરવામાં તારા સર્વ દિવસો જાઓ. કુરૂ તથા જાંગલ જેઓમાં મુખ્ય છે, એવા દેશો તથા શહેરોને વિષે યુધિષ્ઠિરને રાજ્યનો અભિષેક થાય, ત્યારે તેની સાથે તને પણ અભિષેક થાઓ. વળી પૃથ્વીમાં જે કંઇ ગુણવાન રત્નો છે તે સર્વ તને પ્રાપ્ત થાઓ, ને સો શરદ ઋતુ પર્યંત તું સુખી રહે. હે દ્રૌપદી ! હમણાં જેમ હું તને આશીર્વાદ આપું છું તેમજ જ્યારે તને પુત્ર ઉત્પન્ન થશે ત્યારે આપીશ. વૈશંપાયન કહે છે—પછી પાંડવોને અર્થે શ્રીકૃષ્ણે વૈદુર્ય મણિઓ, સુવર્ણના અલંકારો, અનેક દેશોનાં અમૂલ્ય સારાં કુમાસવાળાં ઉનનાં વસ્ત્રો, શય્યાઓ, આસનો વૈદુર્ય તથા વજ્રમણિ જડિત સેંકડો પાત્રો, યુવાન અને ચતુર એવી તથા અલંકારોથી શણગારેલી દાસીયો, નમ્રતાવાળા શ્રેષ્ઠ હાથીઓ, સુવર્ણની માળાવાળા શ્રેષ્ઠ અશ્વો, સુવર્ણના તથા દાંતના રથો અને કરોડો સુવર્ણના સિક્કાઓ ક્રમે કરીને મોકલી આપ્યા. જે સર્વ શ્રીકૃષ્ણને પ્રસન્ન કરવાની ઇચ્છાથી અત્યંત હર્ષયુક્ત થઇને યુધિષ્ઠિરે ગ્રહણ કર્યા.

तत्सर्वं प्रतिजग्राह धर्मराजो युधिष्ठिरः
मुदापरमयायुक्तो गोविंदप्रियकाम्यया ॥

इति श्रीमहाभारत आदिपर्वणि वैवाहिकपर्वणि गुर्जरभाषायां भूननवत्यधिकशततमोऽध्यायः ॥ १९९ ॥

# विदुरागमनराज्यलंभपर्व.

## અધ્યાય ૨૦૦ મો. ધૃતરાષ્ટ્રને વધાઈ.

**वैशंपायन उवाच—ततो राज्ञांचरैराप्तैः प्रवृत्तिरुपनीयत**
**पांडवैरुपसंपन्ना द्रौपदीपतिभिः शुभा ॥**

વૈશંપાયન કહે છે—પછી સર્વ રાજાઓને પોતપોતાના ભરોંસાદાર ચાકરોથી એવી ખબર મળી કે, શ્રેષ્ઠ એવી દ્રૌપદી પાંડવોરૂપી પતિઓને પ્રાપ્ત થઇ છે; અને જે મહાત્મા પુરૂષે સ્વયંવરનું ધનુષ ઉપાડીને લક્ષ્ય પાડ્યું, તે મોટાં બાણો તથા ધનુષનો ધારણ કરનાર અર્જુન હતો, ને જેણે મદ્ર દેશના રાજા શલ્યને ખેંચી પૃથ્વી ઉપર પાડ્યો, તથા યુદ્ધમાં વૃક્ષે કરીને ઘણા પુરૂષોને ત્રાસ પમાડ્યા તેમાં જેને કંઇપણ ભ્રમ થયો નહી, એવો તે શત્રુઓની સેનાનાં વાહનોનો નાશ કરનાર ભીમસેન હતો. તે સર્વ પાંડવોએ બ્રાહ્મણોનો વેશ ધારણ કરેલો હતો. એવી ખબર સાંભળીને સર્વ રાજાઓ વિસ્મય પામ્યા, ને પોતાના મનમાં વિચાર કરવા લાગ્યા કે, પુત્ર સહિત કુંતી લાખના ઘરમાં બળી ગઇ એવું સાંભળ્યું હતું, ને આ પાંડવો પાછા ઉત્પન્ન થયા, એ શું! એમ વિચારી પુરોચને કરાવેલા લાખના ઘરરૂપી દુષ્કર્મને લીધે તેઓ ભીષ્મ તથા ધૃતરાષ્ટ્રને ધિક્કારવા લાગ્યા, ને જેમ આવ્યા હતા તેમ પાછા પોતપોતાના દેશો પ્રત્યે ગયા. પછી પોતાના ભાઇયો, અશ્વત્થામા કર્ણ, અને કૃપાચાર્ય સહિત દુર્યોધન, દ્રૌપદીને વર્યા તે જાણી દુઃખી થઇને ત્યાંથી પાછો વળ્યો, ત્યારે લજ્જા પામેલા દુઃશાસને આસ્તેથી તેને કહ્યું કે, "એ બ્રાહ્મણ નહીં પણ અર્જુન છે," એમ જો આપણે જાણ્યું હોત તો એને દ્રૌપદીની પ્રાપ્તિ થવા દેત નહી પણ કોઇએ "અર્જુન છે," એમ જાણ્યું નહી, માટે હે દુર્યોધન! દૈવ છે, તેજ ઉત્કૃષ્ટ છે, ને પરાક્રમ ફોકટ છે. કારણ આપણે પાંડવોને નાશ કરવા સારૂ ઘણું પરાક્રમ કર્યું, તો પણ તેઓ જીવતા રહ્યા, માટે પરાક્રમને ધિક્કાર હોજો. એમ વાતો કરતા કરતા તથા લાક્ષાગૃહના દાહથી પાંડવો મૂકાયા, ને તેઓનો દ્રુપદ સાથે સંબંધ થયો તે વિષે અને ધૃષ્ટદ્યુમ્ન અર્જુન તથા યુદ્ધમાં કુશળ એવા દ્રુપદના બીજા પુત્રો વિષે ચિંતવન કરતા કરતા તે સર્વે કૌરવો હસ્તિનાપુરમાં આવ્યા ત્યારે વિદુરજીએ દ્રૌપદી પાંડવોને વરી ને સર્વે કૌરવો ગર્વ રહિત થઇને પાછા આવ્યા, તે સાંભળી પ્રસન્ન થઇ તરત ધૃતરાષ્ટ્રની પાસે આવીને કહ્યું કે કુરૂવંશ વૃદ્ધિ પામ્યો, તે ઘણું સારૂં થયું. તે સાંભળી પ્રસન્ન થઇને ધૃતરાષ્ટ્ર પણ "ઘણું સારૂં થયું" એમ કહ્યા પછી, પોતાના પુત્ર દુર્યોધનને દ્રૌપદી વરી એમ માનીને ચાકરોને આજ્ઞા આપી કે દ્રૌપદી સારૂ અલંકારો લઇ જઇ તેને આપો, ને તેને તથા દુર્યોધનને મારી પાસે લાવો. રાજાને એમ કહેતા સાંભળી વિદુરજીએ ફરીથી કહ્યું કે હે રાજન! કુશળ શૂરવીર તથા દ્રુપદે જેનો સત્કાર કર્યો છે એવા પાંડવો સ્વયંવરમાં જઇને દ્રૌપદીને વર્યા છે! ત્યારે ધૃતરાષ્ટ્રે કહ્યું કે હે વિદુર! પાંડુરાજાને એ પોતાના પુત્રોમાં જેવી પ્રીતિ હતી, તે કરતાં પણ મને તેઓમાં અધિક પ્રીતિ છે. તેમને કુશળ, મિત્રવાળા, મહા બળવાન તથા ઘણા સંબંધીઓવાળા સાંભળીને હું ઘણો ખુશી થાઉં છું, પોતાના કુટુંબ સહિત દ્રુપદરાજા આપણા સંબંધીરૂપે મિત્ર થયા, તે ઘણું સારૂં થયું. વૈશંપાયન કહે છે—રાજાનું એવું બોલવું સાંભળી વિદુરજી બોલ્યા કે, હે નૃપ! એજ પ્રમાણે તમારી બુદ્ધિ સેંકડો

વર્ષ પર્યંત રહો. એમ કહીને વિદુરજી પોતાના ઘર પ્રત્યે ગયા. હે જનમેજય! ત્યાર પછી દુર્યોધન તથા કર્ણે ધૃતરાષ્ટ્રની પાસે આવીને કહ્યું કે, તમે શું ઇચ્છો છો? તે કહો. કારણ ઘડિકમાં તમે પોતાના કુટુંબની વૃદ્ધિની ઇચ્છા કરો છો ને પાંડવોમાં શત્રુબુદ્ધિ કરો છો; ને ઘડિકમાં વિદુરજીની પાસે પાંડવોનાં વખાણ કરો છો. માટે હે નિષ્પાપ! કરવાનું એક તેમાં તમે બીજું કરવા ધારો છો તે ઠીક નહિ; કારણ આપણે તો તેમના બળનોજ નિરંતર નાશ કરવો. વાસ્તે જેમ પાંડવો, આપણા પુત્રો, સેના તથા સંબંધીઓ સહિત આપણને નાશ ન કરી શકે તેવું કાર્ય કરવાનો મનસુબો કરીએ.

ते वयं प्राप्तकालं च चिकार्षा मंत्रयामहे
यथा नो नग्रसेयुस्ते सपुत्रबलबांधवान् ॥

इति श्रीमहाभारत आदिपर्वणि विदुरागमनराज्यलंभपर्वणि दुर्योधनवाक्ये गुर्जरभाषायां द्विशततमोऽध्यायः ॥ २०० ॥

## અધ્યાય ૨૦૧ મો. દુર્યોધનને થયેલી ચિંતા.

धृतराष्ट्र उवाच—अहमप्येवमेवैत चिकीर्षामि यथा युवां
विवेक्तुं नाहमिच्छामि त्वाकारंविदुरं प्रति ॥

ધૃતરાષ્ટ્ર કહે છે— જે પ્રમાણે તમે બે ઇચ્છો છો તેજ પ્રમાણે હુ પણ ઇચ્છા કરૂં છું, પણ વિદુરજી પાસે કહેવા ઇચ્છતો નથી. માટે તેની પાસે પાંડવોના ગુણનાં વખાણ કરૂં છું, જેથી તે મારો અભિપ્રાય જાણી શકે નહીં, હવે હે દુર્યોધન! હે કર્ણ, તમે જે કરવાને ધારતા હો તે કહો. ત્યારે દુર્યોધને કહ્યું કે, આપણું ઇચ્છિત કરનારા બ્રાહ્મણોને પાંડવો પાસે મોકલીએ, જેઓને આપણે મોકલ્યા છે એમ પાંડવો ન જાણે માટે તેઓ ગુપ્ત થઇને રહે. પછી કુંતીના તથા માદ્રીના પુત્રોમાં ભેદ પાડે, અથવા દ્રુપદ રાજાને તેના પુત્ર તથા પ્રધાનો સહિત દ્રવ્યે કરીને લોભ પમાડીએ કે જેથી તે યુધિષ્ઠિરનો ત્યાગ કરે. અથવા આપણા છૂપા દૂતો ત્યાં જઇને, "આ હસ્તિનાપુરમાં પાંડવોને રહેવામાં ઘણું દુઃખ છે," એમ સૌ જૂદી જૂદી રીતે કહે, જેથી દ્રુપદ રાજા તેઓને પોતાની પાસેજ રાખે ને તે પોતપોતામાં ભેદ પામેલા પાંડવો પણ ત્યાંજ રહેવામાં ખુશી થાય અથવા ઘણા પતિવાળી દ્રૌપદી પાંડવોનો ત્યાગ કરે, વા પાંડવો દ્રૌપદીનો ત્યાગ કરે એવો ઉપાય કરીએ તો પછી દ્રૌપદી આપણને પ્રાપ્ત થાય; માટે એ ઉપાય કરવો ઘણો સેહેલો છે. અથવા ત્યાં ગુપ્ત થઇને રહેલા આપણા મનુષ્યોએ કરી ભીમસેનનો નાશ કરાવીએ, કારણ બળે કરી તેઓમાં તે સૌથી અધિક છે; પૂર્વે તે પાંડવો જેના આશ્રયે કરીને આપણને માનતા નહીં, એવો તે મહા તીક્ષ્ણ અને શૂરવીર છે. તેઓને આશ્રય પણ તેનોજ છે. માટે ભીમસેન જ્યારે નાશ પામશે, ત્યારે ઉત્સાહ તથા પરાક્રમ વિનાના પાંડવો આપણી પાસેથી રાજ્ય લેવાનો યત્ન કરશે નહીં. વળી ભીમસેનની સહાયતાથી યુદ્ધમાં અર્જુન અજેય છે, પણ ભીમસેન નાશ પામે તો પછી યુદ્ધમાં અર્જુન કર્ણનો ચોથો ભાગ પણ થાય નહીં; ને ભીમસેન વગરના પાંડવો પોતાનું દુર્બળપણું અને આપણને બળવાન જાણીને કદી પણ ઉપાય કરશે નહીં અને કદાચ અહીં આવશે તો કપટની રીતીથી તેઓનો નાશ કરાવશું.

અથવા શ્રેષ્ઠ સ્વરૂપવાળી સ્ત્રીઓને એક એક પાંડવ પાસે મોકલી તેઓથી પાંડવોને લોભ પમાડીને દ્રૌપદીનો વિયોગ કરાવીએ. અથવા હે કર્ણ ! પાંડવોને અહીં બોલાવવા સારૂ આપણું ઇચ્છિત કરનાર પુરૂષોને મોકલીએ, ને તેઓ જ્યારે સૌ એકઠા થાય, ત્યારે તે પુરૂષો તેઓનો નાશ કરે. હે કર્ણ ! એટલા મેં ઉપાય કહ્યા તેમાં તમને જે સારો લાગે તે કહો, પણ ઢીલ કરો માં. કારણ જ્યાં સુધી પાંડવો દ્રુપદ રાજામાં વિશ્વાસ યુક્ત થયા નથી, ત્યાં સુધી તેઓનો નાશ થશે, પણ જ્યારે દ્રુપદ તથા પાંડવો પરસ્પર વિશ્વાસ યુક્ત થશે ત્યારે તેઓનો નાશ થશે નહિ. હે પિતા ! એ પ્રમાણે પાંડવોને દંડ આપવાની મારી મતિ છે. હે કર્ણ ! એ મારી મતિ સારી છે કે નરસી ? તમે શું માનો છો ?

एषा मम मतिस्तात निग्राह्य प्रवर्तते
साध्वी वा यदि वाऽसाध्वी किंवा राधेय मन्यसे॥

इति श्रीमहाभारत आदिपर्वणि विदुरागमनराज्यलंभपर्वणि दुर्योधन वाक्ये गुर्जरभाषायामेकाधिकद्विशततमोऽध्यायः ॥ २०१ ॥

## અધ્યાય ૨૦૨ મો. કર્ણે બતાવેલી મંત્રણા.

कर्ण उवाच--दुर्योधन तवप्रज्ञा न सम्यगिति मे मतिः
नह्युपायेन तेशक्या पांडवाः कुरुवर्धन ॥

કર્ણ કહે છે—હે કુરૂકુળની વૃદ્ધિ કરનાર દુર્યોધન ! આ તમારી બુદ્ધિ સારી નથી, ને એવા ઉપાયે કરીને પાંડવો જીતાશે નહીં, એવી મારી મતિ છે. કારણ પૂર્વે તમોએ તેઓનો નાશ કરવા સારૂ સૂક્ષ્મ ઉપાય કર્યાં પણ હે શૂરવીર ! તમે તેઓને નાશ કરી શક્યા નહીં. વળી જ્યારે તેઓ પક્ષ વગરના અહીં તમારી નજીક રહેતા હતા, અને અવસ્થાએ પણ બાળકો હતા, ત્યારે તમે તેઓને નાશ કરવા સમર્થ થયા નહીં, ત્યારે હમણાં પક્ષવાળા અને પરદેશમાં રહેલા પાંડવોને ઉપાયે કરીને તમે જીતવા કેમ સમર્થ થશો ? વળી પોતાના પિતા તથા પિતામહના રાજ્યની ઇચ્છા રાખનારા, અને પોતાના અદષ્ટે કરીને સમર્થ એવા પાંડવો આપણાથી દુઃખી થવા અશક્ય છે. વળી જેઓ એક સ્ત્રીમાં પ્રીતિમાન થઇને પરસ્પર ભેદ કેમ થઇ શકશે ? વળી ભિક્ષા માગી આવીને ભોજન કરનાર પાંડવોને વરનારી દ્રૌપદી, મહા સ્વરૂપવાળા પાંડવોથી બીજા પુરૂષોએ કરી ભેદ પામવા અશક્ય છે. કારણ સ્ત્રીઓને ઘણા પતિની સ્ત્રી થવાનો સ્વાભાવિક ગુણ છે, તેને પ્રાપ્ત થયેલી દ્રૌપદી તેઓથી ભેદ કેમ પામશે ? વળી હે શ્રેષ્ઠ ! દ્રુપદ રાજા પણ દ્રવ્યમાં પ્રીતિ રાખનારો નથી, માટે તેને તમારૂં રાજ્ય આપશો, તો પણ તે પાંડવોનો ત્યાગ કરશે નહીં. તેમજ દ્રુપદનો પુત્ર ધૃષ્ટદ્યુમ્ન પાંડવોમાં પ્રીતિમાન છે. વાસ્તે હરકોઈ ઉપાયે કરીને પણ પાંડવોનો નાશ થવો મુસ્કીલ છે, એમ હું માનું છું. માટે જ્યાં સુધી પાંડવોનાં મૂળ બંધાયાં નથી, ને આપણા કરતાં દ્રુપદનો પક્ષ થોડો છે, ત્યાં સુધી તે પાંડવોને નાશ કરવાનો વિચાર કરો. વળી જ્યાં સુધી તેઓને ઘણા મિત્રો તથા વાહનો નથી, મહા પરાક્રમી પોતાના પુત્ર સહિત દ્રુપદ રાજા તેઓ સાથે મળીને આપણને જીતવા સારૂ ઉપાય કરવામાં મન કરતા નથી, ને શ્રીકૃષ્ણ પણ પાંડવોને દ્રવ્ય તથા રાજ્ય પ્રાપ્ત કરાવવા સારૂ, યાદવરૂપી સૈન્ય લઈને

તેમની પાસે દ્રુપદના દેશ પ્રત્યે આવ્યા નથી, ત્યાં સૂધી આપણું પરાક્રમ છે. હે દુર્યોધન! પૂર્વે ભરતને, પરાક્રમે કરીને પૃથ્વીનું રાજ્ય મળ્યું હતું, ને ઇન્દ્રે પણ પરાક્રમે કરીને ત્રણે લોક જીત્યાં હતા. માટે ક્ષત્રિયોના પરાક્રમનુંજ સર્વત્ર વખાણ થાય છે, ને તેઓનો ધર્મ પણ પરાક્રમ કરવાનોજ છે. વાસ્તે આપણે ચતુરંગિણી સેનાએ કરી દ્રુપદને જીતીને, પાંડવોને અહીં લાવી પરાક્રમે કરી તેઓનો નાશ કરશું. કારણ પાંડવો શામ, દામ અને ભેદે કરીને જીતાશે નહીં માટે એ પ્રમાણે તેઓનો નાશ કરીને તમે સર્વ પૃથ્વીનું રાજ્ય કરો. હે જનાધિપ! એ શિવાય બીજો કંઇ ઉપાય સુજતો નથી. વૈશંપાયન કહે છે—એ પ્રમાણે કર્ણનાં વચન સાંભળી તેનું વખાણ કરીને ધૃતરાષ્ટ્ર બોલ્યા કે હે કર્ણ! મહા બુદ્ધિમાન્ અને અસ્રવિદ્યામાં કુશળ એવા તને આવાં પરાક્રમનાં વાકય કહેવાં યોગ્ય છે, પણ ભીષ્મપિતા, વિદુર અને તું સૌ મળીને આપણું સારૂં થાય તેમ વિચાર કરો. એમ કહી હે જનમેજય! મોટા યશવાળો ધૃતરાષ્ટ્ર પોતાના મંત્રિઓને બોલાવીને તેઓ સાથે મનસુબો કરવા લાગ્યો.

तत आनाय्यतान्सर्वान् मंत्रिण: सुमहायशा:
धृतराष्ट्रो महाराज मंत्रयामास वै तदा ॥

इति श्रीमहाभारत आदिपर्वणि विदुरागमनराज्यलंभपर्वणि धृतराष्ट्रमंत्रणे गुर्जरभाषायां द्व्यधिकद्विशततमोऽध्यायः ॥ २०२ ॥

## અધ્યાય ૨૦૩ મો. અર્ધું રાજ્ય આપી દે.

भीष्म उवाच—न रोचतेविग्रहो मे पांडुपुत्रै: कथंचन
यथैव धृतराष्ट्रो मे तथा पांडुरसंशयं ॥

ભીષ્મ કહે છે—પાંડવો સાથે કલેશ કરવો એ મને સારૂં લાગતું નથી, કારણ જેમ મને ધૃતરાષ્ટ્ર છે તેમજ પાંડુરાજા હતા એમાં કંઇ શંકા નથી. વળી જેમ મને ગાંધારીના પુત્રો તેમજ કુંતીના પુત્રો છે, અને હે ધૃતરાષ્ટ્ર! જેમ તેઓ મારે રક્ષા કરવા યોગ્ય તેમજ તમારા પુત્રો પણ રક્ષા કરવા યોગ્ય છે. તથા મને તે પાંડવો સાથે જેટલો સંબંધ છે, તેટલોજ તમોને તથા દુર્યોધનાદિ સર્વ કૌરવોને છે; એમ છતાં તેઓની સાથે કલેશ કરવો સારો નથી. પાંડવો સાથે સ્નેહ કરીને તેઓનું અર્ધું રાજ્ય આપો, કારણ કુરૂ કુળમાં ઉત્તમ એવા પાંડવોનું પિતા પ્રપિતામહનું રાજ્ય છે. હે દુર્યોધન! જેમ તું પોતાના પિતાનું રાજ્ય છે, એમ માને છે, તેમ તેઓ પણ માને છે, ત્યારે તેઓને રાજ્ય ન મળે તો તને તે શેનુંજ મળે? કારણ પ્રથમ તેઓનેજ રાજ્ય મળવું જોઇએ, ને તને તો અધર્મથી મળ્યું છે, એવી મારી મતિ છે, માટે તું પ્રસન્ન થઇને તેઓને અર્ધું રાજ્ય આપ, ને સર્વ મનુષ્યોની પણ એજ ઇચ્છા છે. કદી જો તું એ પ્રમાણે નહીં કરીશ તો આપણું અકલ્યાણ ને તારી અપકીર્તિ થશે. માટે પોતાની કીર્તિનું રક્ષણ કર, કારણ મનુષ્યની કીર્તિ છે, તેજ ઉત્કૃષ્ટ બળ છે; જેની કીર્તિ નાશ પામી છે તેનું જીવવું પણ નિષ્ફળ છે, હે કૌરવ! મનુષ્યની કીર્તિ જ્યાં સુધી નાશ પામી નથી ત્યાં સુધી તે જીવે છે. પણ જો તેની કીર્તિ નાશ પામી તો તે પણ નાશ પામે છે. માટે હે મહાબાહો! મેં તને કહ્યું તે પ્રમાણે તું

પોતાના કુળને યોગ્ય એવા ધર્મનું આચરણ કર. પાંડવો તથા કુંતી જીવે છે એ ઘણું સારૂં છે, પોતાની ઇચ્છિત કામના પૂરી કર્યા વિના પુરોચન નાશ પામ્યો એ ઘણું સારૂં થયું. હે ગાંધારીના પુત્ર! જે દિવસે, પાંડવો તથા કુંતી લાખના ઘરમાં બળ્યાં એવું મેં સાંભળ્યું, તે દિવસથી હું આ પૃથ્વીમાં જીવતા પ્રાણીઓને જોઇ શકતો નથી! અને ત્યારથી સર્વ મનુષ્યો જેટલો તારામાં દોષ માને છે, તેટલો પુરોચનમાં માનતા નથી. પણ હવે પાંડવો જીવે છે, તેથી તારો અપયશ નાશ પામશે; વાસ્તે હે મહારાજ! તું તે પાંડવોને મળવાનો મનસુબો કર. હે કુરૂનંદન! મહાશૂરવીર પાંડવો જીવતાં છતાં તેઓના પિતાના રાજ્યનો ભાગ લેવાને ઇન્દ્ર પણ સમર્થ નથી! કારણ તેઓ પોતાના ધર્મમાં છે. વળી તે સૌ એક ચિત્તવાળા ને તારી બરોબર રાજ્ય પામવા યોગ્ય છે. માટે તારે જો ધર્મ તથા કલ્યાણરૂપ કરવું હોય, ને મારૂં પણ પ્રિય કરવું હોય તો તેઓને અર્ધું રાજ્ય આપ.

**यदि धर्मस्त्वया कार्यो यदि कार्यं प्रियं च मे**
**क्षेमं च यदि कर्तव्यं तेषामर्धं प्रदीयतां ॥**

**इति श्रीमहाभारत आदिपर्वणि विदुरागमनराज्यलंभपर्वणि भीष्मवाक्ये गुर्जरभाषायां त्र्यधिकाद्विशततमोऽध्यायः ॥ २०३ ॥**

## અધ્યાય ૨૦૪ મો. દ્રોણગુરૂની સલાહ.

**द्रोण उवाच—मंत्राय समुपानीतै धृतराष्ट्र हितैर्नृप**
**धर्म्यमर्थ्यंयशस्यंच वाच्यमित्यनुशुश्रुम ॥**

દ્રોણાચાર્ય કહે છે—હે ધૃતરાષ્ટ્ર! મનસુબો કરવા સારૂ બોલાવનારા મિત્રો સાથે ધર્મ, અર્થ અને યશ થાય એવાં વાક્યો બોલવાં, એવું મેં સાંભળેલું છે તેથી મહાત્મા ભીષ્મ પ્રમાણેજ મારી મતિ છે કે, પાંડવોને અર્ધું રાજ્ય વેહેંચી આપવું, ને એજ સનાતન ધર્મ છે. માટે કોઇ પ્રિય વચન બોલનારા પુરૂષને, પાંડવો વાસ્તે ઘણાં રત્નો તથા દ્રૌપદી સારૂ અલંકારાદિ દ્રવ્ય આપીને દ્રુપદની પાસે મોકલો. જે જઇને તેને કહે કે, ધૃતરાષ્ટ્ર તથા દુર્યોધને કહેવરાવ્યું છે કે, તમારી સાથે સંબંધ થયો તેથી અમને મોટો હર્ષ થયો છે. એમ કહી તેણે દ્રુપદ તથા ધૃષ્ટદ્યુમ્નની પાસે તેમની ઉપરનું તમારૂં તથા દુર્યોધનનું પ્રિયપણું કહેવું, અને પાંડવોની વારંવાર સાંત્વના કરીને સંબંધને યોગ્ય તેઓને પ્રિય લાગે એવાં વાક્યો કહેવાં. પછી હે રાજેન્દ્ર! તેણે તમારા કહેવા પ્રમાણે સુવર્ણના અલંકારો દ્રૌપદીને, તથા અનેક તરેહનાં રત્નો દ્રુપદના સર્વ પુત્રો તથા માતા સહિત સર્વ પાંડવોને યથાયોગ્ય આપવાં અને તે પાંડવોને આ હસ્તિનાપુર પ્રત્યે મોકલવાનું દ્રુપદને કહેવું. પછી તે જ્યારે તેઓને રજા આપે, ત્યારે તેઓને તેડવા સારૂ દુઃશાસન તથા વિકર્ણ મોટું સૈન્ય લઇને જાય ને તેઓ જ્યારે અહીં આવે ત્યારે તમારાથી સત્કાર પામીને, પ્રધાનોના મતમાં રહી પોતાના પિતાની રાજ્યગાદી ઉપર બેસે. હે ભારત! એ પ્રમાણે તમારે તમારા પુત્રો તથા પાંડવોને વિષે અવશ્ય કરવું, એમ ભીષ્મ સહિત હું માનું છું. એવું સાંભળી કર્ણ બોલ્યો કે હે ધૃતરાષ્ટ્ર! તમેજ જેઓને કાર્યો કરવામાં દ્રવ્ય અને માન આપો છો, તો પણ તમારાથી ભેદ રાખનારા એવા આ ભીષ્મ તથા દ્રોણની સાથે મનસુબો કરેથી તમારૂં શ્રેય થશે.

નહીં. કારણ તેઓનાં મન બાહારથી તમારા મિત્રરૂપે પણ અંદરથી તમારામાં દ્રોહયુક્ત છે, તેઓના હૃદયમાં તમારા શત્રુ પાંડવોના શ્રેયની ઇચ્છા છે. એવા મિત્રોની સાથે મનસુબો કરેથી કેમ શ્રેય થાય? માટે સંકટની વખતે કામ કરવામાં મિત્રોથીજ સુખ અથવા દુઃખ મળે એમ નથી. કારણ હરકોઇ પુરૂષ બુદ્ધિમાન્ વા અબુદ્ધિવાન્, બાળક વા વૃદ્ધ તથા સહાયતાવાળો અથવા અસહાયતાવાળો હોય, તોપણ તેના અદષ્ટમાં હોય તેજ પ્રમાણે તેને મળે છે. જુઓ, પૂર્વે અંબુવિચ નામના શેહેરમાં માગધના વંશમાં ઉત્પન્ન થયેલો, અને નેત્ર, કાન તથા જીભ, એ ત્રણે ઇન્દ્રિયોથી રહિત એવો અંબુવિચ નામનો રાજા હતો. તે પોતાના મહાકર્ણિ નામના પ્રધાનને વશ્ય હોવાથી, તે પ્રધાન તેના રાજ્યનો અધિપતિ થયો; ને પોતામાં બળ માનીને તેનું અપમાન કરતો; તથા તેને ભોગવવાની સ્ત્રીઓ, રત્નો તથા દ્રવ્યો પોતે ભોગવતો હતો, પછી તેને લોભ વધવાથી તેનું સર્વ રાજ્ય પણ તેણે ગ્રહણ કરી લીધું, ત્યારે તે રાજાએ તે પ્રધાન પાસેથી પાછું રાજ્ય મેળવવાના ઘણા ઉપાયો કર્યા, પણ મળ્યું નહીં, એમ મેં સાંભળેલું છે. માટે હે ધૃતરાષ્ટ્ર! જેમ ત્રણ ઇન્દ્રિયો રહિત અંબુવિચને અદષ્ટમાં રાજ્ય હતું તો મળ્યું હતું, પણ જ્યારે અદષ્ટમાં નહીં હતું ત્યારે તેણે ઘણા ઉપાયો કર્યા તો પણ મળ્યું નહીં. તેમજ તમારા અદષ્ટમાં સર્વ રાજ્ય હશે, તો સર્વ લોકોની સાથે તમે મનસુબો કરશો તોય મળશે, પણ જો તમારાજ અદષ્ટમાં નહીં હોય, ને તમે ઘણા ઉપાવ કરશો તોપણ મળશે નહીં. માટે હે બુદ્ધિમાન્! એમ છે ત્યારે તમે તમારા મિત્ર સારા અથવા નરતા કયા? તે વિચારો, ને તેઓના વાક્યનો પણ વિચાર કરો. તે સાંભળી દ્રોણાચાર્ય બોલ્યા કે હે કર્ણ! તારા મનમાં પાંડવો સાથે દ્વેષ છે, તેથી તું આવા વાક્ય બોલે છે તે હું જાણું છું. પણ હે દુષ્ટ! મેં કુરૂકુળ વૃદ્ધિ પામે એવાં વાક્ય કહ્યાં, તેને તું ખરાબ માને છે, માટે તુંજ જે કલ્યાણરૂપ વાક્ય હોય તે કહે. પણ જો આ ધૃતરાષ્ટ્ર મારા કહ્યા પ્રમાણે નહીં કરે તો, કૌરવો થોડાક કાળમાં નાશ પામશે એવી મારી મતિ છે.

अतोऽन्यथा चेक्रियते नब्रवीमि परंहितं
कुरवो वैविनंक्ष्यंति नचिरेणैव मे मतिः ॥

इति श्रीमहाभारत आदिपर्वणि विदुरागमनराज्यलंभपर्वणि द्रोणवाक्य गुर्जरभाषायां चतुरधिकद्विशततमोऽध्यायः ॥ २०४ ॥

## અધ્યાય ૨૦૫ મો. વિદુરની શીખામણ.

विदुर उवाच—राजन्निःसंशयं श्रेयो वाच्यस्त्वमसि बांधवैः
नत्वशुश्रुषमाणेषु वाक्यंसंप्रतितिष्ठति ॥

વિદુરજી કહે છે—હે રાજન! બાંધવોએ શંકારહિત થઇને તમને કલ્યાણરૂપ વચનો કહેવાં, પણ તે નહીં સાંભળનાર પુરૂષની પાસે ચાલતાં નથી. જુઓ! ભીષ્મે તમને પ્રિય અને કલ્યાણનાં વચનો કહ્યાં, તેને તમે ગ્રહણ કરતા નથી, ને દ્રોણે પણ તમારા હિતનાં વચનો કહ્યાં, તે તમારાં હિતરૂપ છે, એમ કર્ણ માનતો નથી. પણ હે રાજેન્દ્ર! ભીષ્મ તથા દ્રોણ કરતાં વધારે બુદ્ધિમાન્ અને તમારો વધારે સ્નેહી બીજો કોઇ હું દેખતો નથી. આ ભીષ્મ-

તથા દ્રોણુ અવસ્થાએ કરીને વૃદ્ધ તથા બુદ્ધિ અને જ્ઞાને કરીને સૌથી શ્રેષ્ઠ છે. તેઓ તમારામાં તથા પાંડવોમાં સરખો ભાવ રાખનારા છે. વળી ધર્મ તથા સત્યપણામાં તેઓની બરાબર શ્રી રામચંદ્રજી અથવા ગય રાજા વગર બીજો કોઇ છે નહીં, તેઓએ પૂર્વે કોઇ દિવસ પણ તમને અકલ્યાણનાં વાક્ય કહ્યાં નથી; તેમજ તેઓમાં કંઇ તમારૂં અકલ્યાણ કરવા સરખું દેખાતું નથી. હે નરાધિપ! તેઓ આ લોકને વિષે મનુષ્યોમાં શ્રેષ્ઠ અને મહાબુદ્ધિમાન્ છે, તે તમને કંઇ પણ કપટનાં વાક્ય કહે નહીં, ને દ્રવ્યાદિકના લોભથી પણ કોઇના પક્ષપાતનાં વચન બોલે નહીં, એમ હું માનું છું. વળી હે ભારત, જેમ દુર્યોધનાદિક તમારા પુત્રો છે તેમ પાંડવોને પણ તમારાજ પુત્રો જાણવામાં કલ્યાણ છે, એમ હું માનું છું. માટે પાંડવોનું અપ્રિય કરનારો જે અજ્ઞાની પુરૂષ તમને સલાહ આપે છે, તે કલ્યાણને જાણતો નથી, હે રાજન! તમને તમારા પુત્રોમાં વિશેષ પ્રીતિ છે, તેથી સર્વ મંત્રિઓ તમારા હૃદયનો ભાવ જાણવા સારૂ તમારૂં શ્રેય થાય, તેમ કહેતા નથી; ને મોટા તેજવાળા અને મહાત્મા એવા ભીષ્મ તથા દ્રોણ પણ પાંડવોના કલ્યાણને અર્થે તમારી પાસે તેઓનાં પરાક્રમ સ્પષ્ટ કહેતા નથી. પણ હે રાજન! તે પાંડવોથી તમારૂં કલ્યાણ થાઓ! કારણ યુદ્ધમાં અર્જુનને જીતવાને ઇન્દ્ર, તથા દશ હજાર હાથી સરખા બળવાન અને મોટી ભુજાવાળા ભીમસેનને જીતવાને સર્વ દેવતાઓ સમર્થ નથી; તેમ નકુલ અને સહદેવને પણ જીતવાને કોઇ પુરૂષ સમર્થ નથી! વળી જેમાં ધૈર્યતા ક્ષમા, સત્યપણું, અને પરાક્રમ રહેલાં છે એવા યુધિષ્ઠિર કેમ જીતાય! વળી તેઓના મિત્ર શ્રીકૃષ્ણ, પક્ષ કરનારા બલદેવજી વથા સાત્યકિયાદવ, સસરા દ્રુપદ, ને શ્યાલા ધૃષ્ટદ્યુમ્નાદિક છે, તેથી તેઓ યુદ્ધમાં કદી જીતાશે નહીં. એમ માની તેઓને રાજ્ય આપીને, પુરોચને કરેલા લાક્ષાગૃહરૂપી તમારા-અપયશને જો નિવર્ત્ત કરશો, તો તે પાંડવોની કૃપા આપણી ઉપર થશે. તેથી આપણા કુળનું કલ્યાણ ને ક્ષત્રિયોની વૃદ્ધિ થશે. વળી જેના પક્ષમાં મહાબલવંત સર્વ યાદવો પણ હોય છે, ને જેની તરફ શ્રીકૃષ્ણ હોય તેનોજ જય થાય છે, માટે જે કામ સમતાથી થતું હોય તે કલેશથી કોણ કરવા ઇચ્છે? હે રાજન! તે પાંડવો જીવતા છે, એવું સાંભળીને આ હસ્તિનાપુરની સર્વ પ્રજા તેમને જોવાને ઘણી ઇચ્છા રાખે છે, જે તમે પૂર્ણ કરો. અને આ દુર્યોધન, કર્ણ તથા શકુનિ, એ સૌ અધર્મિ અને દુષ્ટ બુદ્ધિવાળા છે, માટે તેઓના કહ્યા પ્રમાણે તમારે કરવું નહીં. કારણ મેં તમને પૂર્વેજ ગુણનાં વચન કહ્યાં છે કે, દુર્યોધનના અપરાધથી આ તમારી સર્વ પ્રજા નાશ પામશે.

उक्तमेतत्पुरा राजन् मया गुणवतस्तथ
दुर्योधनापराधेन प्रजेयं वै विनक्ष्यति ॥

इति श्रीमहाभारत आदिपर्वणि विदुरागमनराज्यलंभपर्वणि विदुरवाक्ये गुर्जरभाषायां पंचाधिकद्विशततमोऽध्यायः ॥ २०५ ॥

## અધ્યાય ૨૦૬ મો. વિદુર અને દ્રુપદનો સંવાદ.

धृतराष्ट्र उवाच—भीष्मःशांतनवोविद्वान् द्रोणश्च भगवानृषि
हितं च परमं वाक्यं त्वंच सत्यं ब्रवीषि मां ॥

ધૃતરાષ્ટ્ર કહે છે—હે વિદુર ! વિદ્વાન્ એવા શંતનુના પુત્ર ભીષ્મ, સમર્થ એવા ઋષિ દ્રોણાચાર્ય તથા તમે સત્ય અને પરમ કલ્યાણનાં વચન કહો છો. હે વિદુર ! મહા શૂરવીર કુંતીના પુત્ર પાંડવો ધર્મથી મારા પુત્રો છે, એમાં સંશય નથી. તેથી મારે જેમ મારા પુત્રોને રાજ્ય આપવું, તેમજ તેઓને આપવું યોગ્ય છે. વાસ્તે તમે પાંચાલદેશ પ્રત્યે જઇ તેમનો સત્કાર કરી, તેઓને માતા તથા દ્રૌપદી સહિત અહીં તેડી લાવો. હે વિદુર ! પાંડવો તથા કુંતી જીવે છે એ ઘણું સારૂં થયું છે, અને તે મહારથીયોને દ્રુપદની કન્યા પ્રાપ્ત થઇ એ પણ સારૂં થયું. મહાત્મા પાંડવોને નાશ કરવાની ઇચ્છા રાખનારો પુરોચન નાશ પામ્યો એ ઠીક થયું છે. હે મોટા તેજવાળા, પાંડવો બળ્યા, એવું સાંભળીને મોટું દુઃખ થયું હતું, જે હવે તેઓને જીવતા સાંભળીને નિવૃત્ત થયું છે. વૈશંપાયન કહે છે હે ભારત ! એવી ધૃતરાષ્ટ્રનાં વચન સાંભળી વિદુરજી રાજી રાજી થયા, અને તેની આજ્ઞા લઇ ત્યાંથી દ્રુપદ રાજા તથા પાંડવોની પાસે જવા તૈયાર થયા. ત્યારે કૌરવોએ તેઓને દ્રૌપદી, પાંડવો તથા દ્રુપદના ધૃષ્ટદ્યુમ્નાદિક પુત્રોને આપવા સારૂ અનેક તરેહનાં રત્નો તથા અલંકારાદિક દ્રવ્ય આપ્યાં. જે લઇને વિદુરજી દ્રુપદના શેહેર પ્રત્યે ગયા, ને તેને યથાયોગ્ય મળ્યા. ત્યારે દ્રુપદે તેમનો ધર્મપૂર્વક સત્કાર કર્યો. પછી તેઓએ પરસ્પર કુશળતા પૂછી તે સમયે દ્રુપદ પાસે પાંડવો તથા શ્રીકૃષ્ણને બેઠેલા જોઇ, વિદુરજીએ સ્નેહથી તેમને કુશળ પૂછ્યું. ત્યારે પાંડવોએ પણ વિદુરજીનો ઘણો સત્કાર કર્યો. પછી વિદુરજીએ ધૃતરાષ્ટ્રના કહેવા પ્રમાણે પાંડવો, તથા દ્રુપદના ધૃષ્ટદ્યુમ્નાદિક પુત્રોને રત્નો તથા અલંકારાદિક દ્રવ્ય આપ્યાં. અને ત્યાંજ પાંડવો તથા શ્રીકૃષ્ણની સમક્ષ દ્રુપદને નમ્રતાથી કહ્યું કે હે રાજન ! પુત્ર તથા પ્રધાનો સહિત તમે મારાં વાક્ય સાંભળો. અમારા ધૃતરાષ્ટ્ર રાજાએ પોતાના પુત્ર તથા પ્રધાનો સહિત, તમોને ખુશી કરવા માટે વારંવાર પોતાનું કુશળ કહેવરાવ્યું છે; ને તે તમારી સાથે સંબંધ થવાથી ઘણા ખુશી થયા છે. વળી સર્વ કૌરવો સહિત શંતનુના પુત્ર ભીષ્મે તમારૂં કુશળપણું પૂછાવ્યું છે, તેમજ ભરદ્વાજના પુત્ર અથવા તમારા મિત્ર દ્રોણાચાર્યે તમને મળ્યા જેટલો હર્ષ કરીને કુશળતા પૂછાવી છે. હે રાજન ! ધૃતરાષ્ટ્ર તથા સર્વ કૌરવો તમારી સાથે સંબંધ થવાથી પોતાના આત્માને કૃતાર્થ માને, કારણ તેઓને તમારા સંબંધથી જેવો આનંદ થયો છે, તેવો રાજ્ય મળવાથી પણ થાય નહીં. એવું જાણીને હવે તમે પાંડવોને હસ્તિનાપૂર પ્રત્યે આવવાની આજ્ઞા આપો; કારણ તે કૌરવો તેઓને મળવાની ઉતાવળ કરે છે. વળી હસ્તિનાપૂરથી નીકળે ઘણો કાળ થયો, તેથી પાંડવો તથા કુંતી પોતાના શેહેરને જોઇ ઘણાં ખુશી થશે. વળી સર્વ કુરૂવંશની સ્ત્રીયો આ " દ્રૌપદી અહિં ક્યારે આવશે ! " એમ કહે છે. વાસ્તે તમે દ્રૌપદી સહિત આ પાંડવોને મારી સાથે આવવાની રજા આપવા યોગ્ય છો, એવો મારો મત છે. અને હે રાજન ! તમે જ્યારે આ મહાત્મા પાંડવોને રજા આપશો, ત્યારે દ્રૌપદી સહિત તેઓ તથા કુંતી મારી સાથે આવશે, ને હું તેઓને ધૃતરાષ્ટ્રની પાસે લઇ જઇશ.

ततोऽहं प्रेषयिष्यामि धृतराष्ट्रस्य शीघ्रगान्
आगमिष्यंति कौंतेयाः कुंती च सहकृष्णया ॥

इति श्रीमहाभारते आदिपर्वणि विदुरागमनराज्यलंभपर्वणि विदुर द्रुपदसंवादे गुर्जरभाषायां षडधिकद्विशततमोऽध्यायः ॥ २०६ ॥

## અધ્યાય ૨૦૭ મો. પાંડવોને અર્ધું રાજ્ય મળવું.

**द्रुपद उवाच—एवमेतन्महाप्राज्ञ यथात्थविदुराद्य मां**
**ममापि परमो हर्षः संबंधेस्मिन्कृते प्रभो ॥**

દ્રુપદ કહે છે—હે મહા બુદ્ધિમાન્, હે સમર્થ ! આજ જેમ તમે મને કહો છો, તેમજ આ સંબંધ થયો તેથી મને પણ ઘણો હર્ષ થયો છે. હે વિદુર ! મહાત્મા આ પાંડવોને આવવું યોગ્ય છે, પણ મારે કહેવું કે "તમે જાઓ" એ યોગ્ય નહીં. માટે જો મહા-શૂરવીર કુંતીના પુત્ર યુધિષ્ઠિર, ભીમસેન, અર્જુન, અને સહદેવને આવવાની ઇચ્છા હોય તો બળદેવજી તથા શ્રીકૃષ્ણ, પાંડવોએ "હસ્તિનાપુર પ્રત્યે જવું" એમ માનતા હોય તો હું રજા આપું છું; કારણ તેઓ પાંડવોનું પ્રિય ઇચ્છનારા છે. એવું સાંભળી યુધિષ્ઠિર બોલ્યા કે હે દ્રુપદ રાજા ! ચાકરો સહિત અમે તમને વશ્ય છીએ માટે જેમ તમે આજ્ઞા આપશો, તેમ અમે ખુશી થઇને કરશું. વૈશંપાયન કહે છે—પછી શ્રીકૃષ્ણે કહ્યું કે, જેમ સર્વ ધર્મના જાણનારા આ દ્રુપદ રાજા માને છે, તેમજ મને પણ પાંડવોએ જવું એમ ભાસે છે. તે સાંભળી ફરી દ્રુપદ બોલ્યા કે, જેમ યદુકુળમાં શ્રેષ્ઠ શ્રીકૃષ્ણ માને છે, તેમજ મારી પણ મતિ છે, કારણ મને જેમ પાંડવો છે, તેમજ તેઓને પણ છે; ને જેવું પાંડવોના શ્રેયનું ચિંતવન શ્રીકૃષ્ણ કરે છે, તેવું યુધિષ્ઠિર પણ કરતા નથી. વૈશંપાયન કહે છે—એમ કહીને મહાત્મા દ્રુપદે તેઓને જવાની રજા આપી. ત્યારે સર્વ પાંડવો, શ્રીકૃષ્ણ અને વિદુરજી, કુંતી તથા દ્રૌપદીને સાથે લઇને ત્યાંથી સુખે કરી હસ્તિનાપૂર તરફ રવાના થયા. તે જ્યારે નજીક આવ્યા ત્યારે ધૃતરાષ્ટ્ર રાજાએ, વિકર્ણ, ચિત્રસેન, દ્રોણાચાર્ય, કૃપાચાર્ય. તથા સર્વ કૌરવોને તેમની સામે મોકલ્યા. ત્યારે તેઓથી વિંટાઇને તે શોભાયમાન પાંડવોએ હસ્તિ-નાપૂરમાં પ્રવેશ કર્યો. તે વખતે તેમનું પ્રિય ઇચ્છનારા મનુષ્યો અનેક તરેહથી માંહોમાંહે બોલવા લાગ્યા કે, આ મનુષ્યોમાં સિંહ સરખા અને ધર્મને જાણનારા યુધિષ્ઠિર પાછા અહીં આવ્યા, તે પોતાનું રાજ્ય પામીને આપણી ધર્મે કરીને રક્ષા કરશે; આજ આપણુ પ્રિય કરવા સારૂ પાંડુ રાજાજ આ યુધિષ્ઠિરરૂપે આવ્યા છે, એમાં શંકા નથી વળી આપણે આજે શું પુણ્ય કર્યાં છે કે જેથી આ કુંતીના પુત્રો પાછા આ પૂરમાં આવ્યા ! હવે જો આપણે દાન આપ્યાં હોય, તથા યજ્ઞ અને તપ કર્યાં હોય, તો આ પાંડવો સો શરદ ઋતુ પર્યંત આ પૂરમાં રહો. લોકોનું એવું બોલવું સાંભળતાં સાંભળતાં પાંડવોએ, ધૃતરાષ્ટ્ર તથા ભી-ષ્મની પાસે જઇને દંડવત કર્યાં, અને બીજાઓને પણ યથાયોગ્ય મળીને પરસ્પરે કુશળતા પૂછી. પછી તેઓ ધૃતરાષ્ટ્રની આજ્ઞાથી પોતાના ઘરમાં પ્રવેશ કરીને રહ્યા. પછી થોડાક દિવસો ગયા ત્યારે ધૃતરાષ્ટ્ર તથા ભીષ્મે તેઓને બોલાવ્યા; ને યુધિષ્ઠિરને ધૃતરાષ્ટ્રે કહ્યું કે હે યુધિષ્ઠિર ! ભાઇઓ સહિત તમે મારાં વચન સાંભળો હવે આપણે ફરીથી કલેશ થાય નહીં, વાસ્તે તમે ઇન્દ્રપ્રસ્થમાં જઇને રહો. ત્યાં આ તમારો ભાઇ અર્જુન તમારી સર્વની રક્ષા કરશે, માટે તમોને કોઇ બાધ કરી શકે નહીં, ને હું તમને અર્ધું રાજ્ય આપું છું. વૈશંપાયન કહે છે—એવાં ધૃતરાષ્ટ્રનાં વચન સાંભળી પાંડવો તેને પગે લાગ્યા, ને અર્ધું રાજ્ય પામીને ત્યાંથી શ્રીકૃષ્ણ સહિત ઇન્દ્રપ્રસ્થમાં ગયા. પછી તેને સ્વર્ગ સરખું શોભાયમાન કરાવવા લાગ્યા. તે પૂરમાં પવિત્ર સ્થાનક હતું, ત્યાં તેઓએ અગ્નિમાં આહુતિઓ આપીને

શાંતિ કરી. હવે ઇન્દ્રપ્રસ્થને ફરતાં સમુદ્ર સરખી ખાઇ અને ઘણો ઉંચો કિલ્લો હતો જેથી તે શોભતું હતું વળી શ્વેત વાદળા તથા ચંદ્ર સરખું શ્વેત ઇન્દ્રપ્રસ્થ નાગોની પૂરી ભોગાવતી સરખું લાગતું હતું તેની રક્ષા શ્રેષ્ઠ આયુધ ધારણ કરનાર પુરૂષો કરતા હતા, ને તેના કિલ્લા ઉપર અંકુશો, તોપો, યંત્રો તથા લોહનાં ચક્રો રાખ્યાં હતાં, તેથી તે ઘણું શોભતું હતું. વળી તે પૂરમાં ઘણા સુંદર રસ્તાઓ તથા શ્વેત રંગાવેલાં ઘરો હતાં, જેથી તે સ્વર્ગ જેવું શોભતું હતું. તેમાં પાંડવોને રહેવાનું ઘર હતું, તે જાણે વિજળીએ સહિત આકાશમાં વાદળું હોયની તેવું લાગતું હતું. અને તેને ફરતો બગીચો હતો, તેથી તે કુબેરના ઘર જેવું શોભતું હતું. એવા તે શોભાયમાન ઇન્દ્રપ્રસ્થમાં જ્યારે પાંડવો આવીને રહ્યા, ત્યારે કેટલાક સર્વ વેદને જાણનારા બ્રાહ્મણો, સર્વ ભાષાઓને જાણનારા ક્ષત્રિયો દ્રવ્યની ઇચ્છાવાળા વૈશ્યો, અને કારીગરાદિ શૂદ્રો પણ આવીને ત્યાં રહ્યા. હવે ઇન્દ્રપ્રસ્થની બાહેર ઘણા બગીચાઓ, તથા કેટલાક આંબા, અશોક, ચંપક, સોપારી, નાગપુષ્પ, ફણસ, સાગ, તાડ, બકુલ, કેતકી, આંબલી, લોધ્ર, અંકોલ, જાંબુ, કરવીર, અને પારાજાતાદિક અનેક વૃક્ષો હતાં. જેમાં ઋતુ ઋતુને વિષે ફળો તથા પુષ્પો આવતાં હતાં, ને તેમાં ઘણી જાતનાં પક્ષિઓ, મદોન્મત્ત મોરો તથા કોયલો રહેતાં હતાં. વળી ત્યાં રમવા વાસ્તે અરીસા સરખા તેજવાળા ગૃહો તથા કેટલાક નાના નાના પર્વતો કરાવ્યા હતા. અને ત્યાં સુંદર વાવો તથા હંસ, કારંડવ અને ચક્રવાકાદિક પક્ષીઓથી શોભાયમાન નાનાં મોટાં તળાવો વગેરે હતાં, જેમાં સુંદર કમળનાં પુષ્પો ખીલી રહ્યાં હતાં, એવા તે શોભાયમાન પૂરમાં મોટા પુણ્યવાન મનુષ્યો આવી રહ્યાં હતાં, તેથી પાંડવોને નિરંતર ખુશી ઉત્પન્ન થતી હતી અને તે ઇન્દ્રપ્રસ્થ પૂર પણ ઇન્દ્ર સરખા સ્વરૂપવાળા પાંડવોથી, નાગોએ કરી જેમ ભોગાવતીપૂરી શોભે તેમ શોભતું હતું. પછી બલદેવજી સહિત શૂરવીર શ્રીકૃષ્ણ, પાંડવોને ત્યાં નિવાસ કરાવીને તેઓની રજા લઇ દ્વારકા પ્રત્યે ગયા.

**तान्निवेश्य ततो वीरो रामेण सहकेशवः**
**ययौ द्वारवतीं राजन् पांडवानुमते तदा ॥**

**इति श्रीमहाभारत आदिपर्वणि विदुरागमनराज्यलंभपर्वाणि विदुरवाक्ये गुर्जरभाषायां सप्ताधिकद्विशततमोऽध्यायः ॥ २०७ ॥**

## અધ્યાય ૨૦૮ મો. યુધિષ્ઠિર નારદ સંવાદ.

**जनमेजय उवाच—एवं संप्राप्य राज्यं तदिंद्रप्रस्थं तपोधन**
**अत ऊर्ध्वं महात्मानः किमकुर्वत पांडवाः ॥**

જનમેજય પૂછે છે—હે તપોધન! એ પ્રકારે ઇન્દ્રપ્રસ્થનું રાજ્ય પામ્યા પછી મહાત્મા પાંડવોએ શું કર્યું, અને દ્રૌપદી તેઓને વિષે કેમ વર્તતી હતી? વળી એક સ્ત્રીના પાંચ પતિ હોવાથી શું તેઓ પરસ્પરે ભેદ પામ્યા ન હતા? તે હું સાંભળવા ઇચ્છું છું. માટે તમે મને વિસ્તારી કહો. વૈશંપાયન કહે છે—રાજ્ય મળ્યા પછી દ્રૌપદી સહિત પાંડવો ઇન્દ્રપ્રસ્થમાં રહીને સુખ ભોગવતા હતા, ને તેઓ સહિત યુધિષ્ઠિર રાજા ધર્મે કરીને પૃથ્વીનું પાલન કરતા હતા. તેઓ ઇન્દ્રપ્રસ્થમાં રાજ્યાસન ઉપર બેસતા, ને તેમના ભીમસેનાદિક

ભાઇઓ રાજ્ય સંબંધી એક એક કામ ગ્રહણ કરીને, પોત પોતાના યોગ્ય આસનો ઉપર બેસતા હતા. પછી કોઇ દિવસે યદચ્છાથી ત્યાં નારદજી આવ્યા, તે જોઇ યુધિષ્ઠિરે તેમને પોતાનું આસન આપી તે ઉપર બેસાડયા, ને તેમની વિધિપૂર્વક પૂજા કરીને કહ્યું કે હે મહારાજ! મને રાજ્ય મળ્યું છે. તે સાંભળી પ્રસન્ન થઈ નારદજીએ તેને આશિર્વાદ આપીને કહ્યું કે તમે આસન ઉપર બેસો, ત્યારે તેમના કહ્યાથી આસન ઉપર બેસીને યુધીષ્ઠરે દ્રૌપદીને કહેવરાવ્યું કે, "નારદજી આવ્યા છે." તે સાંભળી દ્રૌપદી સ્નાન કરીને, જ્યાં પાંડવો સહિત તે ઋષિ બેઠા હતા ત્યાં આવી, ને તેમને નમસ્કાર કરી હાથ જોડીને ઉભી રહી. તેને નારદજીએ આશિર્વાદ આપીને પાછી જવાની આજ્ઞા આપી, એટલે દ્રૌપદી પોતાના ઘરમાં ગઇ. પછી પાડવોને એકાંતમાં બેસાડીને નારદજીએ કહ્યું કે, તમારી પચેની દ્રૌપદી એક સ્ત્રી છે, માટે તમોને માંહોમાંહે ભેદ ન થાય તેમ કરો. કારણ પૂર્વે સુંદ અને ઉપસુંદ નામે બે દૈત્યો હતા, તેઓ મહા બલવાન, ત્રણે લોકમાં પ્રસિદ્ધ, એક રાજ્ય ભોગવનારા, એકજ ઘરમાં રહેનારા, એક શય્યામાં શયન કરનારા અને પરસ્પર પ્રીતિ રાખનારા ભાઇઓ હતા પણ તેઓ તિલોત્તમા નામની અપ્સરા સારૂ એક બીજાને હાથે મૃત્યુ પામ્યા હતા. માટે હે યુધિષ્ઠિર! તમારે માંહોમાંહે ભેદ ન પડે, ને પરસ્પર પ્રીતિ વધે તેમ કરવું. તે સાંભળી યુધિષ્ઠિરે પૂછ્યું કે હે મુનિ! સુંદ અને ઉપસુંદ કેના પુત્રો હતા? તેઓમાં ભેદ કેમ થયો? ને પરસ્પર તિલોત્તમા અપ્સરા સારૂ કેમ મૃત્યુ પામ્યા? વળી તે અપ્સરા ક્યા દેવતાની કન્યા હતી? હે બ્રાહ્મણ! એ મને ઘણું આશ્ચર્ય લાગે છે, માટે હું તે વિસ્તારથી યથાર્થ સાંભળવા ઇચ્છું છું.

एतत्सर्वं यथावृत्तं विस्तरेण तपोधन
श्रोतुमिच्छामहे ब्रह्मन् परं कौतूहलं हि मे ॥

इति श्रीमहाभारत आदिपर्वणि विदुरागमनराज्यलंभपर्वणि युधिष्ठिर नारदसंवादेगुर्जरभाषायामष्टाधिकद्विशततमोऽध्यायः ॥ २०८ ॥

## અધ્યાય ૨૦૯ મો. સુંદઉપસુંદનું આખ્યાન.

नारद उवाच--श्रुणु मे विस्तरेणेममितिहासं पुरातन
भ्रातृभिः सहितः पार्थ यथावृत्तंयुधिष्ठिर ॥

નારદજી કહે છે—હે યુધિષ્ઠિર! ભાઇઓ સહિત તમે એ પૂર્વનું ઇતિહાસ યથાસ્થિત વિસ્તારે કરીને સાંભળો. પૂર્વે હિરણ્યકશિપુના વંશમાં મહા બલવાન અને તેજસ્વી એવો નિકુંભ નામે સર્વ દૈત્યોનો રાજા હતો. તેને મહા પરાક્રમી, સર્વ દૈત્યોમાં શ્રેષ્ઠ, અને ક્રૂર મન વાળા સુંદ અને ઉપસુંદ નામે બે પુત્રો થયા. જે બેઉ ભાઇઓ હરેક કામમાં એકજ નિશ્ચય કરનારા તથા એક બીજાના સુખ દુઃખમાં ભાગ લેનારા હતા. તેઓ જ્યારે અવસ્થાએ મોટા થયા ત્યારે ત્રણે લોકને જીતવાની ઇચ્છાથી વિંધ્યાચલ પર્વત ઉપર તપ કરવા ગયા. ત્યાં જઇ તેઓએ ક્ષુધા તથા તૃષાને વેઠી, જટા ધારણ કરી, વનફુલ વસ્ત્ર પેહેરી, શરીર ઉપર મેલ ચડવા દેઇ તથા વાયુનુંજ ભક્ષણ કરીને, ઊંચા હાથ રાખી, પગના અંગુઠાભર ઉભી, પોતાના શરીરમાંથી માંસ કાઢી અગ્નિમાં હોમ કરવા માંડયો. એ પ્રમાણે

તેઓએ ઘણાક કાળ પર્યંત તપ કર્યું, તેથી વિંધ્યાચલ પર્વતમાંથી અગ્નિનો ધુમાડો નીકળવા લાગ્યો. એવું આશ્ચર્ય થયું ત્યારે સર્વ દેવતાઓએ તેમનું તપ જોઇ ભય પામીને, તેઓના તપનો નાશ કરવા સારૂ તેમને રત્નો તથા સ્ત્રીઓથી ઘણા લોભાવ્યા, પણ તેથી લોભાઇને તેમણે તપ કરવું મૂકી દીધું નહી. ત્યારે વળી દેવતાઓએ રાક્ષસીઓ તથા ભૂતોને તેઓની પાસે મોકલ્યાં, તેમને સુંદે ત્રિશૂલથી ઘણા પ્રહાર કર્યા તેથી તેમનાં વસ્ત્ર તથા માથાના કેશ છુટી ગયા, અને તેઓ " અમારી રક્ષા કરો, રક્ષા કરો " એમ કહેતા કહેતા અંતર્ધાન થઇ ગયા. પછી એ પ્રમાણે સુંદ અને ઉપસુંદ તપ કરવાથી શાંત થયા નહી. ત્યારે બ્રહ્માજીએ તેમની પાસે આવીને કહ્યું કે, તમે વરદાન માગો. તે સાંભળી, તે બેઉ ભાઇઓ બ્રહ્માજીને જોઇ હાથ જોડીને કહેવા લાગ્યા કે, હે પિતામહ ! તમે જો અમારા તપે કરીને પ્રસન્ન થયા હો તો, અમે એવું વરદાન માગીએ છીએ કે, અમે સર્વ માયાના જાણનારા, સર્વ અસ્ત્રવિદ્યામાં કુશળ, બળવાન, ઇચ્છિત સ્વરૂપ ધારણ કરનારા અને અમર થઇએ. બ્રહ્માજીએ કહ્યું કે, તમે જે વરદાન માગ્યાં તે સર્વ તમોને પ્રાપ્ત થશે, પણ એક અમરપણું પ્રાપ્ત થશે નહી, કારણ તમોએ ત્રણ લોકને જીતવા સારૂ તપ કર્યું છે, તેથી એ વરદાન હું આપતો નથી. માટે તમે દેવતાઓ જેટલું આયુષ્ય પામવા સારૂ બીજું વરદાન માગો. તે સાંભળી સુંદ અને ઉપસુંદ બોલ્યા કે, હે બ્રહ્માજી ! અમોને પરસ્પર બેઉ ભાઇઓ વગર ત્રણે લોકમાં બીજા કોઇ સ્થાવર તથા જંગમથી ભય થાય નહી બ્રહ્માજીએ કહ્યું કે, ઠીક. તમારા માગવા પ્રમાણે હું આપું છું, અને જાઓ તમારૂં મૃત્યુ તમારા એક બીજાને હાથે થશે. નારદજી કહે છે—એ પ્રમાણે તેઓને વરદાન આપી તપથી નિવર્ત કરીને બ્રહ્માજી બ્રહ્મલોક પ્રત્યે ગયા. અને તે બેઉ જણા પણ વરદાન પામીને પોતાને ઘેર ગયા. તેઓને ઇચ્છિત વરદાન પામેલા અને મોટી બુદ્ધિવાળા જાણીને તેઓના સંબંધિઓ તેઓ સહિત ઘણો હર્ષ પામવા લાગ્યા. પછી તેમણે માથા ઉપરની જટા ઉતરાવીને મુગટ વસ્ત્ર તથા અલંકારો ધારણ કર્યા, ને કૃષ્ણ પક્ષની રાત્રિને વિષે ચંદ્રમા જેવો પ્રકાશ કરે, તેવો પોતાના પરાક્રમથી પ્રકાશ કરવા માંડ્યો. તે જોઇ તેઓના સર્વે હેતુઓ નિત્ય હર્ષ પામતા હતા. અને તે દૈત્યોના ઘર પ્રત્યે ખાન પાન, ગાયન તથા ક્રીડા થઇ રહ્યાં હતાં, વાજીંત્રોના શબ્દ થતા હતા, તેથી તેઓનું પુર ઘણું હર્ષ પામતું હતું. એ પ્રમાણે તે ઇચ્છિત સ્વરૂપ ધારણ કરનારા સર્વ દૈત્યોને અનેક વિહારો કરતાં ઘણાં વર્ષો નીકળી ગયાં, પણ તેમને તે એક દિવસ સરખાં લાગ્યાં.

तैस्तैर्विहारैर्बहुभिर्दैत्यानां कामरूपिणां
समाः संक्रीडतां तेषामहरेकमिवाभवत् ॥

इति श्रीमहाभारत आदिपर्वणि विदुरागमनराज्यलंभपर्वणि सुंदोपसुंदोपाख्याने गुर्जरभाषायां नवाधिकद्विशततमोऽध्यायः ॥ २०९ ॥

## અધ્યાય ૨૧૦ મો. સુંદોપસુંદ આખ્યાન.

नारद उवाच--उत्सवे वृत्तमात्रे तु त्रैलोक्याकांक्षिणावुभौ
मंत्रयित्वाततः सेनां तावाज्ञापयतां तदा ॥

નારદજી કહે છે—પછી સુંદ તથા ઉપસુંદે ત્રણુ લોકના ઉત્સવને નાશ કરવાની ઇચ્છાથી, મનસુબો કરીને પોતાની સેનાને પોતા સાથે આવવાની આજ્ઞા આપી. અને સંબંધીયો, વૃદ્ધ દૈત્યો, તથા મંત્રિયોના રજા લઇ, મઘા નક્ષત્રની રાત્રીને વિષે પ્રસ્થાન કરવાની તૈયારી કરી. ત્યારે ચારણોએ જયના શબ્દો બોલીને તેમની સ્તુતિ કરી, એટલે તેઓ હર્ષથી રવાના થયા. તે અંતરિક્ષમાં ઉડીને સ્વર્ગ પ્રત્યે ગયા, ત્યારે દેવતાઓ તેમને બ્રહ્મજીથી વરદાન મળેલાં છે એમ જાણી, સ્વર્ગનો ત્યાગ કરીને બ્રહ્મલોક પ્રત્યે જતા રહ્યા, પછી તે દૈત્યોએ ઇન્દ્રના લોકને જીતીને, યક્ષ તથા રાક્ષસના ગણો અને આકાશમાં ગતિ કરનારા ભૂતાદિકોને મારી કહાડયા, પાતાળમાં તથા સમુદ્રમાં રહેનારા નાગ લોકોને અને સમુદ્રમાં રહેનારા બીજા જંતુઓને વશ કર્યા, પછી તેમણે સર્વ પૃથ્વીને જીતવા સારૂ પોતાની સેનાના નાયકોને બોલાવીને તીક્ષ્ણ વચનોથી કહ્યું કે, પૃથ્વીમાં રાજાઓ મોટા યજ્ઞોએ કરી, અને બ્રાહ્મણો પંચ યજ્ઞ તથા શ્રાદ્ધોએ કરીને. દેવતાઓનાં તેજ, બળ અને લક્ષ્મીને વધારે છે, માટે તે યજ્ઞ કરનારા રાજાઓ તથા બ્રાહ્મણોને આપણે સર્વ મળીને નાશ કરવા. એ પ્રમાણે સર્વ નાયકોને પૂર્વ સમુદ્રના કિનારા પ્રત્યે કહી ક્રુર મતિ કરીને, તેઓ ત્યાંથી ચારે દિશાઓમાં સર્વ પૃથ્વી ઉપર ફરવા લાગ્યા; જે કોઇ યજ્ઞ કરાવનારા બ્રાહ્મણોને નાશ કરતા ફરતા, કેટલાક મુનિઓના આશ્રમમાં અગ્નિહોત્ર હતા, તે ઉપાડી જળમાં નાખી દીધા. તે જોઇ તપ કરનારા બ્રાહ્મણોએ તેઓને ઘણા શાપો આપ્યા પણ વરદાનને લીધે તેમનો કાંઇ પરાભવ થયો નહીં. ત્યારે તે બ્રાહ્મણોએ તેમને બાણો માર્યાં, પણ તે બાણો જેમ પથ્થરમાં લાગે ને વૃથા થાય, તેમ વૃથા થઇ ગયાં. તે જોઇ ભય પામીને આશ્રમનો ત્યાગ કરી બ્રાહ્મણો નાસી થયા, પૃથ્વીમાં જે કોઇ તપ કરનાર સિદ્ધ, પવિત્ર, અને સુખ દુઃખમાં સમતા રાખનારા હતા, તેઓ પણ જેમ ગરૂડના ભયથી સર્પો નાસે, તેમ તેઓના ભયથી નાસી પશ્વાદિનાં સ્વરૂપ ધારણ કરી પર્વતોમાં ફરવા લાગ્યા, ત્યારે તે બેઉ દૈત્યોએ, ઋષિઓ પશ્વાદિકનાં સ્વરૂપ લઇને ફરે છે એમ જાણી, પોતે હાથીઓનાં સ્વરૂપ લઇને તેમનો નાશ કર્યો. વળી તેમણે જે જે સ્વરૂપમાં ઋષિઓને જોયા તે તે સ્વરૂપને નાશ કરે એવા સિંહ વ્યાઘ્રાદિકનાં સ્વરૂપ લઇને તેમનો નાશ કર્યો, તેથી પૃથ્વીમાં સર્વ યજ્ઞાદિ ઉત્સવ નાશ પામ્યા, ને મોટો હાહાકાર થઇ રહ્યો. વ્યાપાર, દેવતાઓનું પૂજન, પુણ્યરૂપ વિવાહનાં કાર્યો, ખેતી તથા ગાયોની રક્ષા ઇત્યાદિ બંધ પડી ગયાં. અને કેટલાંક શેહેરો નાશ પામ્યાં, ચોતરફ પૃથ્વી હાડકાંથી ભરાઇ ગઇ. આખું જગત્ પિતૃનાં શ્રાદ્ધો તથા વષટ્કાર વિના ભયંકર સરખું દુઃખે કરીને પણ ન જોવાય એવું થયું, ને ચંદ્ર, સૂર્ય, તારા, તથા નક્ષત્રો, સુંદ અને ઉપસુંદનાં કર્મો જોઇને ખેદ પામવા લાગ્યા. પછી એ પ્રમાણે ક્રુર કર્મે કરી સર્વ દિશાઓને જીતી, શત્રુઓ વગરના થઇને તે બેઉ દૈત્યોએ કુરૂક્ષેત્રમાં નિવાસ કર્યો.

**एवं सर्वादिशो दैत्यौ जित्वा क्रूरेण कर्मणा**
**निःसपत्नौ कुरुक्षेत्रे निवेशमभिचक्रतुः ॥**

**इति श्रीमहाभारते आदिपर्वणि विदुरागमनराज्यलंभपर्वणि सुंदोपसुंदोपाख्याने गुर्जरभाषायां दशाधिकद्विशततमोऽध्यायः ॥ २१० ॥**

## અધ્યાય ૨૧૧ મો. સિદ્ધ સંતને પડેલો ત્રાસ.

नारद उवाच—ततो देवर्षयः सर्वे सिद्धाश्च परमर्षयः
जग्मुस्तदा परामार्तिं दृष्ट्वा तत्कदनं महत् ॥

નારદ કહે છે—પછી એવા મોટા વિનાશને જોઇને સર્વે શ્રેષ્ઠ દેવતાઓ તથા ઋષિઓ ખેદ પામવા લાગ્યા, અને તે સર્વ હકીકત તેઓએ જગતના કલ્યાણ સારૂ બ્રહ્મલોક પ્રત્યે જઇને, સિદ્ધ એવા બ્રહ્મ ઋષિઓ તથા દેવતાઓ સહિત બેઠેલા બ્રહ્માજીને કહી. વળી વાયુ તથા અગ્નિઓ સહિત મહાદેવજી, તેમજ ચંદ્ર સૂર્ય ઇન્દ્ર, બ્રહ્મઋષિઓ તથા બીજા પણ કેટલાક ઋષિઓએ, બ્રહ્માજીની પાસે આવીને ખેદથી સુંદ અને ઉપસુંદનાં સર્વે કર્મો કહ્યાં. તે સાંભળી બ્રહ્માજીએ એક મુહુર્ત માત્ર વિચાર કરીને નાશ કરવા સારૂ વિશ્વકર્માને બોલાવી કહ્યું કે, તમે સર્વ લોકને જેની ઇચ્છા થાય એવી એક સુંદર સ્ત્રી ઉત્પન્ન કરો. એવું સાંભળી વિશ્વકર્માએ બ્રહ્માજીને નમસ્કાર કરીને એક શ્રેષ્ઠ સ્ત્રી નિર્માણ કરી, અને તેના શરીરમાં પૃથ્વીમાં જે જે શ્રેષ્ઠ રત્નો હતાં તે લાવીને જડયાં. તેના તેજથી તે સ્ત્રી ઉપર કોઇની દૃષ્ટિ પણ સ્થિર રહી નહીં. તે સ્ત્રી સૌ સ્ત્રીઓ કરતાં શ્રેષ્ઠ થઇ, ને વિશ્વકર્માએ તિલતલ જેવડા રત્નોએ કરી તેને નિર્માણ કરી તેથી બ્રહ્માજીએ તેનું તિલોત્તમા એવું નામ પાડયું. પછી તે તિલોત્તમાએ બ્રહ્માજીને નમસ્કાર કરી હાથ જોડીને કહ્યું કે હે સર્વના ઇશ્વર! શા કારણ માટે મને નિર્માણ કરી છે? બ્રહ્માજી બોલ્યા કે હે કલ્યાણિ! તું સુંદ અને ઉપસુંદની પાસે જઇને તેઓને મોહ પમાડ, ને તારા સ્વરૂપને જોઇ તેઓને માંહોમાંહે જેમ વૈર થાય તેમ કર. નારદજી કહે છે—એવાં બ્રહ્માજીનાં વચન સાંભળી ઠીક એમ કહી, તેમને નમસ્કાર કરીને તે તિલોત્તમા, પૂર્વ તરફ મુખ કરી બેઠેલા બ્રહ્માજી દક્ષિણાભિમુખે બેઠેલા મહાદેવજી તથા ઉત્તરાભિમુખે બેઠેલા ઋષિઓને પ્રદક્ષિણા કરવા લાગી. તે સમયે તેના સ્વરૂપને જોઇ ઇન્દ્ર તથા મહાદેવજી ઝાડ સરખા થઇ ગયા, પણ ધૈર્ય રાખીને બેસી રહ્યા. પછી તે તિલોત્તમા પ્રદક્ષિણા કરતી કરતી ચોતરફ ફરી, તેને જોવા સારૂ મહાદેવનાં ચારે દિશાઓમાં ચાર મસ્તકો થયાં, ને ઇન્દ્રને એક હજાર લાલ નેત્રો થયાં તે સમય બીજા દેવતાઓ તથા ઋષિઓ પણ જે તરફ તે તિલોત્તમા જતી તે તરફ જોવા લાગ્યા. એ પ્રમાણે બ્રહ્માજી વગર બાકી સર્વની દૃષ્ટિ તેને જોવામાં આસક્ત થઇ. પછી તિલોત્તમા ત્યાંથી ચાલતી થઇ, તે જોઇને સર્વ દેવતાઓ તથા ઋષિઓએ તેના સ્વરૂપથી માન્યું કે, બ્રહ્માજીએ તેને જે કાર્ય કહ્યું છે તે થશે. પછી એ પ્રમાણે તિલોત્તમા ગઇ ત્યારે બ્રહ્માજીએ સર્વ દેવતાઓ તથા ઋષિઓને જવાની રજા આપી.

तिलोत्तमायां तस्यां तु गतायां लोकभावनः
सर्वान्विसर्जयामास देवानृषिगणांश्च तान् ॥

इति श्रीमहाभारत आदिपर्वणि विदुरागमनराज्यलंभपर्वणि सुंदोपसुंदोपाख्याने गुर्जरभाषायामेकादशाधिकद्विशततमोऽध्यायः ॥ २११ ॥

## અધ્યાય ૨૧૨ મો. મોહથી બંન્ને લડી મુઆ.

**नारद उवाच—जित्वा तु पृथिवीं दैत्यौ निःसपत्नौ गतव्यथौ**
**कृत्वा त्रैलोक्यमव्यग्रं कृतकृतौ बभूवतुः ॥**

નારદજી કહે છે—હવે શત્રુઓ વગરના અને ગઇ છે વ્યથા જેમની એવા તે બેઉ સુંદ અને ઉપસુંદ દૈત્યો, પૃથ્વીને જીતી ત્રણે લોકને શાંત કરી કૃતાર્થ થયા. વળી દેવતાઓ, ગન્ધર્વો, યક્ષો, નાગો, રાક્ષસો તથા રાજાઓનાં સર્વ રત્નો લઇને પરમ હર્ષને પામ્યા; અને જ્યારે આ જગતમાં તેઓની સામે થનાર કોઈ ન રહ્યો, ત્યારે તેઓ ઉદ્યોગ રહિત થઇને દેવતાઓની પેઠે, સ્ત્રીઓ, પુષ્પ, ચંદન અને ઘણાં ખાનપાનના પદાર્થોએ કરી, અંતઃપુરના બગાચાઓમાં તથા પર્વતો અને વનોમાં અત્યંત પ્રીતિયુક્ત થઇ વિહાર કરવા લાગ્યા. પછી કોઇ દિવસે ફળ તથા પુષ્પ યુક્ત અનેક વૃક્ષો જેમાં છે એવા, તથા વિશાળ શિખરોવાળા વિંધ્યાચળ પર્વતમાં વિહાર કરવા સારૂ તેઓ અનેક તરેહના પદાર્થો લઇને ગયા, ને ત્યાં શ્રેષ્ઠ આસનો ઉપર સ્ત્રીઓ સહિત બેઠા. તે સમય કેટલીક સ્ત્રીઓ તેમની પાસે પ્રીતિથી વાજીંત્ર વગાડી નૃત્ય કરતી, અને તેઓની સ્તુતિ પૂર્વક ગાયન કરતી હતી. તેટલામાં તે તિલોત્તમા, પાતળું રાતું વસ્ત્ર પેહેરીને ત્યાં વનમાં નદીના કિનારા ઉપર પુષ્પો વીણુતી વીણુતી તે બેઉ દૈત્યો જ્યાં બેઠા હતા ત્યાં આસ્તે આસ્તે આવી. તેને જોઇ મદિરાના પાનથી મદયુક્ત જેઓનાં નેત્રો થયાં હતાં એવા તે બેઉ જણા મોહ પામ્યા, ને આસનોનો ત્યાગ કરી તેની પાસે જઇને કેટલાંક વચનોથી તેની પ્રાર્થના કરવા લાગ્યા. પછી સુંદે તેનો જમણો હાથ તથા ઉપસુંદે ડાબો હાથ ઝાલ્યો, ને તે બેઉ મદોન્મતોએ એક બીજા સામી ભ્રકુટિ ચડાવી ત્યારે સુંદે ઉપસુંદને કહ્યું કે આ મારી સ્ત્રી તે તારી વડીલ થાય. તે સાંભળી ઉપસુંદે કહ્યું કે આ મારી સ્ત્રી, તે તારી વહુ થાય. એમ કહી વળી આ મારી સ્ત્રી છે તારી નહીં, એમ પરસ્પર કહેતાં કહેતાં તે બેઉ જણા, સ્નેહનો ત્યાગ કરી ક્રોધયુક્ત થઇને ગદાએ કરી એક બીજાને મારવા લાગ્યા તેથી તે બેઉના શરીરમાંથી રૂધીર વહેવા લાગ્યું, ને જેમ આકાશમાથી સૂર્ય પડે તેમ તે બેઉ પૃથ્વી ઉપર પડીને મરણ પામ્યા. તે જોઇ બીજા સર્વ દૈત્યો તથા સ્ત્રીઓ ભય પામીને ત્યાંથી પાતાળમાં જતા રહ્યા. ત્યાર પછી દેવતાઓ તથા ઋષિઓ સહિત બ્રહ્માજી તિલોત્તમાનું વખાણ કરતા કરતા તેની પાસે આવ્યા, ને તેને વરદાન આપતાં કહ્યું કે હે શ્રેષ્ઠ ! દેવ લોકમાં તું રહીશ ને ત્યાં તારા તેજે કરીને તને કોઇ જોઇ શકશે નહી. તેને એવું વરદાન આપી તથા ઇન્દ્રને ત્રણે લોકનું રાજ્ય આપીને બ્રહ્માજી બ્રહ્મ લોક પ્રત્યે ગયા. નારદજી કહે છે—હે પાંડવો ! એ પ્રમાણે સુંદ અને ઉપસુંદ બેઉ ભાઇયો જોકે સર્વ કામમાં એક નિશ્ચયવાળા હતા, તો પણ તિલોત્તમા વાસ્તે પરસ્પર વૈર કરીને મૃત્યુ પામ્યા. માટે હું મારા ઉપર તમારો સ્નેહ જોઇને કહું છું કે, જો તમે મને ખુશી કરવા ઇચ્છતા હો, તો જેમ આ દ્રૌપદી સારૂ તમોને પરસ્પર ભેદ ન થાય તેમ કોઇ નિયમ બાંધો. વૈશંપાયન કહે છે—હે રાજન ! એવાં નારદનાં વચન સાંભળી એક બીજાને વશ એવા તે પાંડવોએ નારદજીની સમક્ષ એવો નિયમ કર્યો કે, આપણી સ્ત્રી આ દ્રૌપદી સાથે એકાંત ગૃહમાં આપણામાંથી જે કોઇ બેઠા હોય, તેને આપણામાંથી જે કોઇ નજરે જુવે તે બ્રહ્મચર્ય રાખીને બાર

વર્ષ પર્યંત વનમાં રહે. એવો નિયમ સાંભળીને નારદજી ત્યાંથી ચાલી નીકળ્યા. હે ભારત! એ પ્રમાણે પૂર્વે નારદજીના કહેવાથી પાંડવોએ નિયમ કર્યો હતો, તેથી તેઓ પરસ્પર ભેદ પામતા નહીં.

एवं तैः समयः पूर्वं कृतो नारदचोदितैः
नथाभिवर्तंत ते सर्वे तदाऽन्योऽन्यं न भारत ॥

इति श्रीमहाभारत आदिपर्वणि विदुरागमनराज्यलंभपर्वणि सुंदोपसुंदोपाख्याने गुर्जरभाषायां द्वादशाधिकद्विशततमोऽध्यायः ॥ २१२ ॥

## अर्जुन वनवास पर्व.

### અધ્યાય ૨૧૩ મો. અર્જુનની ન્યાયવૃત્તિ.

वैशंपायन उवाच—एवं ते समयं कृत्वा न्यवसंस्तत्र पांडवाः
वशे शस्त्रप्रतापेन कुर्वंतोऽन्यान्महीक्षितः ॥

વૈશંપાયન કહે છે—હવે એ પ્રમાણે નિયમ કરીને પાંડવો શસ્ત્રના પ્રતાપથી કેટલાક રાજાઓને વશ કરી ઇન્દ્રપ્રસ્થમાં રહેતા હતા અને દ્રૌપદી અનુપમ સિંહ સરખા તે પાંચે પાંડવોને વશ થઈને રહેતી હતી. પાંડવો દ્રૌપદીએ કરી તથા દ્રૌપદી પાંડવોએ કરી પરમ આનંદ પામતાં હતાં; પાંડવો ધર્મયુક્ત થઈને રહેતા, તેથી ઇર્ષ્યા રહિત થઈ કુરૂકુળ વૃદ્ધિ પામતું હતું હે જનમેજય! પછી ઘણોક કાળ ગયો ત્યારે કોઇ દિવસે કોઈ બ્રાહ્મણની ગાયોને ચોરો હરણ કરી ગયા તેથી તે બ્રાહ્મણ ક્રોધે કરી મૂચ્છિત જેવો થઇ ઇન્દ્રપ્રસ્થમાં આવીને જાણે પાંડવોને ઓલાવતો હોય એવા મોટા શબ્દે કરીને કહેવા લાગ્યો કે હે પાંડવો! આ તમારા દેશમાં નીચ અને નિર્લજ ચોરો મારૂં ગાયોરૂપી ધન લઈ જાય છે, માટે તમે તેના પછવાડે દોડો. કારણ જેમ શાંત બ્રાહ્મણના હુતદ્રવ્યને કાગડાઓ ગ્રહણ કરે, તથા સિંહની શૂન્ય ગુફામાં નીચ એવા શિયાળ જનાવરો ઇચ્છા પ્રમાણે ક્રીડા કરે, તેમ આ તમારા દેશમાં ચોરો મારૂં ગાયોરૂપી ધન લઇ જાય છે. હે પાંડવો! પ્રજા પાસેથી છઠ્ઠો હિસ્સો લેનાર રાજા જો પ્રજાની રક્ષા ન કરે તો, તેને સૌ પરિપૂર્ણ પાપી કહે છે. માટે આ મારૂં ગાયોરૂપી ધન જવાથી મારા ધર્મ અને અર્થનો લોપ થશે, એમ માનીને હું રડું છું, તેને તમે ગાયો પાછી લાવી આપીને અભય આપો. વૈશંપાયન કહે છે—એ પ્રમાણે નજીકમાં બ્રાહ્મણના રડવાના શબ્દો સાંભળી, કુંતીપુત્ર અર્જુને તેને કહ્યું કે, તમે કંઇ ભય પામો મા. એમ કહી અર્જુન જે ઘરમાં પોતાનાં આયુધો હતાં તે લેવા ગયો, પણ ત્યાં યુધિષ્ઠિર દ્રૌપદી સાથે બેઠા છે, એવું જાણી તેણે તે ઘરમાં પ્રવેશ કર્યો નહીં. ત્યારે તે બ્રાહ્મણે વારંવાર ખેદયુક્ત શબ્દે કરી મોટી બૂમો પાડવા માંડી, તે જોઇ અર્જુન ઘણા દુઃખી થઇ વિચાર કરવા લાગ્યા કે, આ તપસ્વી બ્રાહ્મણ તેનાં ગાયો ચોરો લઇ ગયાથી રડે છે, માટે ગાયો પાછી લાવી આપીને તેના નેત્રનાં અશ્રુ નિવર્ત કરવા યોગ્ય છે પણ મારા રાજા જ્યાં યુધિષ્ઠિર દ્રૌપદી સહિત બેઠા છે ત્યાં હથિયારો લેવા જાઉં તો મને યુધિષ્ઠિરનો અનાદર કર્યાનો અધર્મ થાય, ને જો

આ રૂદન કરનારા બ્રાહ્મણની રક્ષા ન કરૂં તો, અમોને તથા સર્વ પ્રજાને દુઃખીઓની રક્ષા કરવામાં આસ્તા રહે નહી, ને મને અધર્મ પણ થાય. વળી હું યુધિષ્ઠિરનો અનાદર કરીને શસ્ત્ર લેવા સારૂ જાઉં તો પૂર્વના નિયમ પ્રમાણે મને વનવાસ મળે તે સારૂં, પણ સ્રી દ્રૌપદી સાથે યુધિષ્ઠિર છે, તેને જોયાથી મોટો અધર્મ થાય એ ઠીક નહી. એ પ્રમાણે વિચાર કરતાં કરતાં અર્જુને નિશ્ચય કર્યો કે મને અધર્મ, વનવાસ, અથવા મૃત્યુ થવાનું હોય તે થાઓ, પણ મારે આ બ્રાહ્મણની જરૂર રક્ષા કરવી એવો નિશ્ચય કરી અર્જુને, જે ઘરમાં યુધિષ્ઠિર દ્રૌપદી સહિત બેઠા હતા, તેની બહાર નજીકમાં જઇ યુધિષ્ઠિરની રજા લઇ, તે ઘરમાં જઇને પોતાનું ધનુષ લીધું. અને હર્ષ પામી તેણે તે બ્રાહ્મણ પાસે આ-વીને કહ્યુ કે હે બ્રાહ્મણ ! પારકા દ્રવ્યને ઇચ્છનારા ચોરો તમારી ગાયો લઇને હજી દૂર ગયા નહી હશે. માટે હું તેમનો નાશ કરીને ગાયો પાછી મૂકાવું, ત્યાં સુધી તમે મારી સાથે આવો. એમ કહી અર્જુન હાથમાં ધનુષ લઇ રથમાં બેસીને તે બ્રાહ્મણ સહિત ચોરોની પછવાડે ગયો, ને તેણે તે ચોરોને જ્યારે આંતરી લીધા, ત્યારે બાણોથી તેઓનો નાશ કરીને ગાયો પાછી વાળી બ્રાહ્મણને આપી. અને પોતાના ઇન્દ્રપ્રસ્થપૂરમાં પાછા આવીને પોતાના વડીલોને નમસ્કાર કર્યા ત્યારે તે સૌએ અર્જુનનાં ઘણાં વખાણ કર્યાં. પછી અર્જુને યુધિષ્ઠિરને કહ્યું કે, તમે દ્રૌપદી સહિત બેઠા હતા, ત્યારે મેં આવીને તમને જોયા માટે આપણા નિયમ પ્રમાણે હું વનમાં જઇશ, તેની મને રજા આપો. એવાં અ-ર્જુનનાં વચન સાંભળી, તેને રજા આપવાને અસમર્થ એવા યુધિષ્ઠિરે, શોકયુક્ત થઇને તેને કહ્યું કે, હું દ્રૌપદી સાથે બેઠો હતો, ત્યાં તેં પ્રવેશ કરીને મારૂં અપ્રિય કર્યું, પણ તેં બ્રાહ્મણની રક્ષા કરવા માટે પ્રવેશ કર્યો તેથી મારા મનમાં કંઇ અપ્રિય છે નહી. વળી મોટો ભાઇ સ્રીયે સહિત બેઠો હોય, ત્યાં નાનો ભાઇ જાય તેમાં દોષ નથી, પણ જો નાનો ભાઇ તેમ બેઠો હોય ને ત્યાં મોટો ભાઇ જાય, તો તે ધર્મનો નાશ કરનાર થાય, માટે હે મહા-બાહો ! તેં અધર્મ તથા મારૂં અપમાન કર્યું નથી, તેથી મારાં વચન સાંભળીને વનમાં જવું મૂકી દે. અર્જુન બોલ્યા કે હું સત્યપણાને છોડીશ નહીં, કારણ સત્યપણાથીજ મને આયુધોની પ્રાપ્તિ થઇ છે, માટે હું વનમાં જઇશ વૈશંપાયન કહે છે—પછી વનમાં જવા સારૂ જેણે દીક્ષા લીધી છે એવા અર્જુન, યુધિષ્ઠિરની રજા લઇને બાર વર્ષ સુધી વનમાં રહેવા જવા તૈયાર થયો.

**सोऽभ्यनुज्ञाय राजानं वनचर्याय दीक्षितः**
**वने द्वादशवर्षाणि वासायानुजगाम ह ॥**

**इति श्रीमहाभारत आदिपर्वणि अर्जुनवनवासपर्वणि अर्जुनतीर्थयात्रायां गुर्जरभाषायां त्रयोदशाधिकद्विशततमोऽध्यायः ॥ २१३ ॥**

## અધ્યાય ૨૧૪ મો. ઉલૂપી સમાગમ.

**वैशंपायन उवाच—तं प्रयांतं महाबाहुः कौरवाणां यशस्करं**
**अनुजग्मुर्महात्मानो ब्राह्मणा वेदपारगाः ॥**

વૈશંપાયન કહે છે—હવે કૌરવોનો યશ વધારનાર તથા મહાબાહુ અર્જુન જ્યારે વનમાં જવા લાગ્યો, ત્યારે તેની સાથે વેદને પાર પામેલા એવા મહાત્મા બ્રાહ્મણો જવા તૈયાર થયાં. તેઓમાં કેટલાક વેદ તથા ઉપનિષદ જાણનારા, કેટલાક અધ્યાત્મ જ્ઞાનનું ચિંતવન કરનારા તથા ભિક્ષાવૃત્તિ કરનારા, કેટલાક ભગવાનના ભક્તો તથા પુરાણ શાસ્ત્રને જાણનારા, તથા કેટલાક સન્યાસિઓ, બ્રહ્મચારીઓ, અને બીજા પણ કથાના કહેનારા પુરૂષો હતા. તે સર્વેને સાથે લઇ અર્જુન વાયુના ગણથી વીંટાયલા ઇન્દ્રની પેઠે વનમાં ગયા. રસ્તામાં રમણીય એવાં વિચિત્ર વનો તળાવો, નદીઓ, અનેક દેશો તથા તીર્થોને જોતા જોતા તેઓએ ગંગાદ્વાર પ્રત્યે આવીને નિવાસ કર્યો. હે જનમેજય! પછી ત્યાં અર્જુને પોતાની સાથેના બ્રાહ્મણોએ સહિત અગ્નિહોત્રનાં કર્મ કરવા માંડયાં. ત્યાં કેટલાક બ્રાહ્મણો હોમ કરવા સારૂં નિત્ય અગ્નિ પ્રદીપ્ત કરતા, કેટલાક હોમ કરતા, કેટલાક સ્નાન કરીને પાછા પોતાના સ્થાનક પ્રત્યે આવતા હતા, તેથી તે ગંગાદ્વાર ઘણું શોભતું હતું. હવે એ પ્રમાણે તે બ્રાહ્મણો સહિત ત્યાં રહ્યા પછી, કોઇ દિવસે અર્જુન સ્નાન કરવા સારૂ એકલો ગંગા પ્રત્યે ગયો, તે તેમાં સ્નાન કરી પિતૃઓને તર્પણ કરીને, અગ્નિહોત્રરૂપી કર્મ કરવાની ઇચ્છાથી જલદીથી બહાર નીકળવા લાગ્યો. તેટલામાં નાગરાજની ઉલૂપી નામે કન્યા, અર્જુન પોતાનો પતિ થાય એવી ઇચ્છાથી તેને જળમાં ખેંચીને, પોતાના કૌરવ્ય નામે પિતાના પરમ શોભાયમાન ઘર પ્રત્યે લઇ ગઇ. ત્યાં સ્થિર મનવાળા અર્જુને અગ્નિને જોઇ તેમાં આહુતિઓ આપીને તેને ઘણો તૃપ્ત કર્યો. પછી અર્જુન જાણે હસતોજ હોય તેમ ઉલૂપિને કહેવા લાગ્યો કે હે પ્રતિમાન! તું કહ્યા વગર મને અહીં લઇ આવી એ તેં સાહસ કર્મ કર્યું. પણ હે સુંદર ભાગ્યવાળિ! આ કયો દેશ છે, ને તું કોણ અને કેની પુત્રી છે? ઉલૂપી બોલી કે, ઐરાવત નાગના કુળમાં ઉત્પન્ન થયેલા કૌરવ્ય નામના નાગની હું દીકરી છું, ને ઉલૂપી મારૂં નામ છે. હે પુરૂષોમાં સિંહરૂપ! તમોએ જ્યારે સ્નાન કરવા સારૂ ગંગામાં પ્રવેશ કર્યો, ત્યારે તમને જોઇ હું કામે કરીને મૂર્ચ્છિત થઇ ગઇ. માટે હે કુરુનંદન! તમારે વાસ્તે કામે પીડાયલી જે હું, તેને આજે તમારા શરીર સાથે મેળવીને હર્ષ પમાડો. અર્જુન બોલ્યા કે હે કલ્યાણી! યુધિષ્ઠિરની આજ્ઞાથી મને બાર વર્ષ સુધી બ્રહ્મચર્ય વ્રત છે, તેથી હું મારે વશ નથી, પણ હે જલમાં ગતિ કરનારી! હું તારૂં પ્રિય કરવા ચાહું છું, મેં પૂર્વે કોઇ દિવસે ખોટું ભાષણ કર્યું નથી માટે તે ખોટું ન થાય, ને તારૂ પ્રિય થાય અને મારો ધર્મ પણ નાશ નહિ પામે તેમ હું કરીશ. ઉલૂપી બોલી કે હે પાંડુ રાજાના પુત્ર! તમે તમારા મોટા ભાઇ યુધિષ્ઠિરની આજ્ઞાથી બ્રહ્મચર્ય પાળીને વનમાં ફરો છો તે હું જાણું છું. તમે સર્વ ભાઇઓએ દ્રૌપદીને વિષે વર્તતાં એવો નિયમ કર્યો છે, કે તમારામાંથી કોઇ દ્રૌપદી સાથે બેઠા હોય ત્યાં તમારામાંથી કોઇ અજાણથી પણ જાય તો, તેણે બાર વર્ષ સુધી બ્રહ્મચર્ય પાળીને વનમાં રહેવું. એવો તમારો નિયમ હોવાથી તમને દ્રૌપદી નિમિત્ત વનવાસ છે, પણ તે પ્રમાણે વનમાં રહીને ધર્મ અર્થના કામ કરેથી ધર્મ નાશ થતો નથી. માટે હે મોટાં નેત્રવાળા! તમારે પીડાયલા પ્રાણિઓની રક્ષા કરવી યોગ્ય છે; તે પ્રમાણે કદાચ મારી રક્ષા કરવાથી તમારા બ્રહ્મચર્ય વ્રતથી ઉલટું થશે, તો તેને બદલે તમને મારૂં ઇચ્છિત કરેથી મારા પ્રાણનું દાન આપ્યાનો ધર્મ થશે, માટે હે સમર્થ! તમારી ઇચ્છા કરનારી જે હું તેનું તમે સેવન કરો, ને જો તેમ નહીં કરો તો હું મૃત્યુ પામીશ. હે પુરૂષોમાં શ્રેષ્ઠ! હું

તમારે શરણ છું, વાસ્તે તમે મને પોતાના શરીર સાથે મેળવીને મારી ઇચ્છિત કામના પૂર્ણ કરવા યોગ્ય છો. વૈશંપાયન કહે છે—એવાં ઉલૂપીનાં વચન સાંભળી તેના કહેવા પ્રમાણે ધર્મ જાણીને, તેની સાથે અર્જુન નાગ લોકમાં એક રાત્રિ રહ્યો, અને બીજે દિવસે સૂર્યનો ઉદય થયો ત્યારે, તે કૌરવ્ય નાગના ઘરમાંથી ઉઠીને ઉલૂપી સહિત પાછો ગંગાદ્વાર પ્રત્યે આવ્યો. ત્યારે અર્જુનને, જળમાં સર્વત્ર અજયપણું તથા "જળમાં રહેનારા સર્વ જીવો તમારે સ્વાધિન થશે એમાં શંકા નહી," એવું વરદાન આપી ઉલૂપી તેને મૂકીને પાછી પોતાના સ્થાનક પ્રત્યે ગઈ.

दत्वा वरमजेयत्वं जले सर्वत्र भारत
साध्याजलचराः सर्वे भविष्यंति न संशयः ॥

इति श्रीमहाभारते आदिपर्वणि अर्जुनवनवासपर्वणि उलूपीसंगे गुर्जर-भाषायां चतुर्दशाधिकद्विशततमोऽध्यायः ॥ २१४ ॥

## અધ્યાય ૨૧૫ મો. ચિત્રાંગદાનો મેળાપ.

वैशंपायन उवाच—कथयित्वा च तत्सर्वं ब्राह्मणेभ्यः सभारत
प्रययौहिमवत्पार्श्वं ततो वज्रधरात्मजः ॥

વૈશંપાયન કહે છે—પછી હે ભારત ! ઉલૂપી સબંધી સર્વ વાર્તા બ્રાહ્મણોને કહીને અર્જુન ત્યાંથી હિમાલય પર્વત પ્રત્યે જવા લાગ્યો. રસ્તામાં જ્યાં અગસ્ત્ય ઋષિનો વડ, વસિષ્ઠ ઋષિના પર્વત તથા ભૃગુ ઋષિનું કરેલુ તુંગનાથ નામનું તીર્થ હતું, ત્યાં આવી સ્નાન કરીને અર્જુને હજારો ગાયો તથા ઘરોના દાન આપ્યાં. પછી હિરણ્યબિંદુના તીર્થ પ્રત્યે જઈ તેમાં સ્નાન કરી, ત્યાં કેટલાંક પવિત્ર સ્થાનકો હતાં તેને જોઇ, બ્રાહ્મણો સહિત અર્જુન તીર્થના દર્શનને પૂર્વ દિશા તરફ ચાલ્યા. રસ્તામાં જે તીર્થો આવતાં તે ક્રમે કરી તેઓ જોતા હતા; તેમાં નૈમિષારણ્યમાં જઈ તેઓએ કમળનાં પુષ્પો જેમાં ઉઘડી રહ્યાં હતાં એવી નદીને જોઇ, તેમાં સ્નાન કર્યું, પછી ત્યાંથી આગળ નંદા, અપરનંદા, કૌશિકી, ગયાજી, અને ગંગાદિ તીર્થને તથા ઋષિયોના આશ્રમને જોઇને તીર્થોમાં સ્નાન કરીને અર્જુને બ્રાહ્મણોને ગાયોનાં દાન આપ્યાં. અને ત્યાંથી અંગ તથા વંગ દેશમાં જે જે તીર્થો તથા આશ્રમો હતાં, ત્યાં જઇને પણ તેણે વિધિ પૂર્વક બ્રાહ્મણોને ગાયો તથા ધન આપ્યાં. પછી તેઓ કલિંગ દેશની નજીક આવ્યા ત્યારે, ત્યાંનો ચાલવાનો માર્ગ પર્વતમાંથી હતો, તેથી તેમ ચાલવું ઘણું કઠીણ માનીને કેટલાક બ્રાહ્મણો અર્જુનની રજા લઇને પાછા વળ્યા. પછી બાકીના થોડાક બ્રાહ્મણો સહિત અર્જુન સમુદ્રને કીનારે કીનારે ચાલવા લાગ્યા. કલિંગ દેશમાંનાં પવિત્ર સ્થાનકો તથા નદીઓને જોતા જોતા તે દેશને મૂકી, ત્યાંથી આગળ તપસ્વી પુરુષો જેમાં રહેતા હતા એવા શોભાયમાન મહેંદ્ર પર્વતને પણ મૂકીને, મણિપૂર નામના શહેર પ્રત્યે ગયા. ત્યાં તે શહેરની આસપાસ જે જે પવિત્ર તીર્થો તથા સ્થાનકો હતાં તેને જોઇને, તે પુરના ધર્મિષ્ઠ રાજા ચિત્રવાહનની પાસે જવા માટે અર્જુને તે શહેરમાં પ્રવેશ કર્યો. તે માર્ગે તે રાજાની સુંદર સ્વરૂપવાળી ચિત્રાંગદા નામની કન્યા પોતાની ઇચ્છાથી શહેરમાં ફરતી હતી તેને જોઇ મોહ પામીને અર્જુન તે રાજા

પાસે જઈને પોતાની ઇચ્છા પ્રમાણે કહેવા લાગ્યો કે હે રાજન! હું મહાનક્ષત્રવાનને આ તમારી કન્યા આપો એવું સાંભળી ચિત્રાંગદ બોલ્યા કે તું કેનો પુત્ર, ને તારૂં નામ શું છે? અર્જુને કહ્યું કે હું કુંતીનો પુત્ર પાંડવ અર્જુન છું. તે સાંભળી ચિત્રાંગદ બોલ્યા કે, અમારા કુળમાં પૂર્વે પ્રભંજન નામના એક રાજા થયા હતા, તેને પુત્ર ન હોવાથી તેની પ્રાપ્તિ થવા સારૂ તેણે મહાદેવજી ઉપર તપ કર્યું ત્યારે તેના તપે કરીને પ્રભંજનને વરદાન આપતાં કહ્યું કે, તમારા કુળમાં સર્વને એક એક પ્રજા થશે, એમ મહાદેવજીએ કહેલું છે તેથી હે અર્જુન! અમારા કુળમાં સર્વને એક એક પુત્ર થાય છે, પણ મને તો મારા કુળનો વિસ્તાર કરનારી આ એકજ કન્યા થઈ છે, જેમાં હું પુત્ર સરખો ભાવ રાખું છું. વળી પુત્રીનાં પુત્ર એટલે દૌહિત્રથી પોતાનો વંશ કહેવાય છે, વાસ્તે આ મારી કન્યાને એક પુત્ર થાય તે મને આપવો, જે મારા વંશને વૃદ્ધ કરનારો થાય હે અર્જુન! એવી કબૂલાત કરીને તમે મારી કન્યાનું પાણિગ્રહણ કરો. એવું સાંભળી ચિત્રાંગદ રાજાના કહેવા પ્રમાણે કબૂલ કરી અર્જુન, તે કન્યાનું પાણિગ્રહણ કરીને મણિપુરમાં ત્રણ વર્ષ સુધી રહ્યા. પછી જ્યારે પોતાની સ્ત્રી ચિત્રાંગદાને વિષે એક પુત્રનો ગર્ભ રહ્યો ત્યારે તેને મળીને, અર્જુન ચિત્રાંગદ રાજાની આજ્ઞા લઈ પાછા જવા સારૂ યાત્રા ચાલી નીકળ્યો.

तस्यां सुते समुत्पन्ने परिष्वज्य वरांगनां
आमंत्र्य नृपतिं तंतु जगामप रिवर्त्ततुं ॥

इति श्रीमहाभारत आदिपर्वणि अर्जुनवनवासपर्वणि चित्रांगदासंगमे गुर्जरभाषायां पंचदशाधिकद्विशततमोऽध्यायः ॥ २१५ ॥

## અધ્યાય ૨૧૬ મો. તીર્થમાંની શાપિત મગરી.

वैशंपायन उवाच—ततः समुद्रे तीर्थानि दक्षिणे भरतर्षभः
अभ्यगच्छत्तु पुण्यानि शोभितानि तपस्विभिः ॥

વૈશંપાયન કહે છે—પછી તપસ્વી બ્રાહ્મણોએ સહિત અર્જુન દક્ષિણ સમુદ્ર તરફ પવિત્ર તથા શોભાયમાન તીર્થો પ્રત્યે ચાલ્યા. તે અગસ્ત્ય, સૌભદ્ર, પૌલોમ, કારંધમ અને ભરદ્વાજના કરેલાં પાંચ તીર્થો, જેને પૂર્વે તપસ્વી પુરૂષોએ, વર્જ્ય કર્યાં હતાં, ત્યાં જઈ અર્જુને તે તિર્થોને જોઈ " ધર્મયુક્ત બુદ્ધિવાળા તપસ્વિ પુરૂષોએ તેમનો અનાદર કર્યો છે " એમ જાણી હાથ જોડીને, ત્યાં રહેનારા પવિત્ર બ્રાહ્મણોને પૂછ્યું કે, બ્રાહ્મણોએ આ પાંચ તીર્થોને શા કારણથી વર્જ્ય કર્યાં છે? તે કહો. તે સાંભળી તપસ્વિયોએ કહ્યું કે, આ પાંચ તીર્થોમાં પાંચ ઝુડો રહે છે, જે એ તીર્થોમાં સ્નાન કરવા સારૂ પ્રવેશ કરનાર બ્રાહ્મણોને જળમાં ખેંચી લઈ જાય છે; તેથી એ તીર્થોનો ત્યાગ કર્યો છે. વૈશંપાયન કહે છે—એવાં તે તપસ્વિયોનાં વચન સાંભળીને અર્જુન સૌભદ્ર નામના તીર્થ પ્રત્યે જઈ સૌએ ના કહી તો પણ તેમાં પ્રવેશ કરીને સ્નાન કરવા લાગ્યા. તેટલામાં તે જળમાં રહેનારો ઝુડ પગને વળગ્યો; કે તરત તેને પકડીને અર્જુન તે તીર્થના જળમાંથી બાહાર નીકળ્યા. તે બાહાર નીકળ્યા ત્યારે તે ઝુડ સુંદર અલંકારોથી શોભાયમાન એવી એક સ્ત્રી થઈ. જેને જોઈ અત્યંત પ્રસન્ન થઈને અર્જુને પૂછ્યું કે હે કલ્યાણિ! તું

કોણ છે ને શા કારણથી જળમાં રહેનારી ગ્રુડ થઇ હતી ? તેં એવાં શું મોટાં પાપ કર્યાં હતાં ? તે સાંભળી તે સ્ત્રી બોલી કે હે મહાબાહો ! દેવતાઓના બગાચાઓમાં વિહાર કરનારી અને કુબેરને પ્રિય એવી હું વર્ગા નામે અપ્સરા છું. ને ઇચ્છિત ગતિ કરનારી તથા શોભાયમાન એવી બીજી મારી ચાર સખિયો છે તેઓ સહિત હું કુબેરના ઘર પ્રત્યે જતી હતી, ત્યાં રસ્તામાં સ્થિર વ્રતવાળો. વેદનો અભ્યાસ કરનાર તથા જેના તેજે કરીને તે વન પણ પ્રકાશતું હતું. એવા એક બ્રાહ્મણ એકાન્તમાં તપ કરતો હતો તેને જોઇ હું, સૌરભેયી, બુદબુદા અને લત્તા એ એમ પાંચે જણીઓએ તેના તપમાં ભંગ કરવા સારૂ ગાયન તથા હાસ્યે કરી તેને લોભ પમાડવા માંડ્યો, પણ હે શૂરવીર ! નિર્મળ તપ કરનારા અને મોટા તેજવાળા બ્રાહ્મણને અમારામાં કંઇ મન થયું નહિ. પણ હે ક્ષત્રિયોમાં શ્રેષ્ઠ ! ઉલટો તેણે ક્રોધ પામીને અમોને શાપ આપ્યો કે, "તમો ગ્રુડ થઇને સેંકડો વર્ષ સુધી જળમાં ફરશો.

सोऽशपत्कुपितोऽस्मासु ब्राह्मणः क्षत्रियर्षभ
ग्राहभूता जले यूयं चरिष्यथ शतं समाः ॥

इति श्रीमहाभारत आदिपर्वणि अर्जुनवनवासपर्वणि तीर्थग्राहविमोचने गुर्जरभाषायां षोडशाधिकाद्विशततमोऽध्यायः ॥ २१६ ॥

## અધ્યાય ૨૧૭ મો. મગરીનું વૃત્તાંત.

वर्गोवाच—ततो वयं प्रव्यथिताः सर्वा भारतसत्तम
अगाम शरणं विप्रं तं तपोधनमच्युतं ॥

વર્ગા કહે છે—હે ભરતક્ષત્રિયોમાં શ્રેષ્ઠ ! પછી દુઃખી થઇ અમોએ તે તપરૂપી ધનવાળા અને અચ્યુત એવા બ્રાહ્મણને શરણે જઇને કહ્યું કે હે બ્રાહ્મણ ! સ્વરૂપ અવસ્થા અને કામે કરીને ગર્વિષ્ટ થએલી અમોએ તમારૂં અપ્રિય કર્યું, તે અમારો અપરાધ તમે ક્ષમા કરવા યોગ્ય છો. હે તપોધન ! સ્થિર મનવાળા તમોને અમે લોભ પમાડવા માંડ્યો, તેથી તમે શાપ આપ્યારૂપી અમારો વધ કર્યો તે યોગ્ય છે; પણ ધર્મનું આચરણ કરનારા પુરૂષો સ્ત્રીઓને અવધ્ય કહે છે; માટે તમારા જેવા ધર્મયુક્તથી અમારો વધ ન થાય, ને સર્વ મનુષ્યો ભૂત પ્રાણિ માત્રમાં બ્રાહ્મણને મિત્ર કહે છે, તે સત્ય થાય તેમ કરો. વળી શ્રેષ્ઠ પુરૂષો પોતાની શરણે આવેલાઓનું પાલન કરે છે તેમ અમે તમારે શરણે આવ્યાં છીએ, વાસ્તે અમારો અપરાધ ક્ષમા કરો. એવાં અમારાં વચન સાંભળી ધર્માત્મા, શુભકર્મ કરનાર અને સૂર્ય ચંદ્ર સરખા કાંતિવાળા બ્રાહ્મણે અમારી ઉપર કૃપા કરીને કહ્યું કે, તમે સો વર્ષ સુધી ગ્રુડ થઇ જળમાં રહીને મનુષ્યોને ગ્રહણ કરશો. પછી કોઇ શ્રેષ્ઠ પુરૂષ આવીને તમોને જળમાંથી બહાર કહાડશે, ત્યારે તમે ફરી પોતાના શ્રેષ્ઠ સ્વરૂપને પામશો અને તે તીર્થો પણ આ પૃથ્વીમાં નારીતીર્થ નામે પ્રસિદ્ધ થઇને બુદ્ધિમાન પુરૂષોને પવિત્ર કરનારાં થશે તે સાંભળી દુઃખી થઇ અમે તે બ્રાહ્મણને પ્રદક્ષિણા તથા નમસ્કાર કરીને ત્યાંથી ચાલીયો રસ્તામાં અમને વિચાર થયો કે, આપણને ગ્રુડના સ્વરૂપથી મુકાવીને ફરી આ શ્રેષ્ઠ સ્વરૂપની પ્રાપ્તિ કરાવનાર પુરૂષ થોડાક કાળમાં ક્યાંથી મળશે ? એમ બે ઘડી વિચાર કર્યો એટલામાં અમોએ મોટા ભાગ્યવાળા દેવર્ષિ નારદજીને જોયા.

ત્યારે તેને પગે લાગી લજ્જાયુક્ત થઇને અમે તેની પાસે ઉભી રહી. તેમના પૂછવાથી અમારા દુઃખની વાર્તા સર્વે કહી. ત્યારે તેમણે અમને કહ્યું કે, દક્ષિણ સમુદ્રને કિનારે પવિત્ર અને રમણીય એવાં પાંચ તીર્થો છે, તેમાં તમે જઇને રહો. જ્યાં થોડાક કાળમાં પુરૂષોમાં સિંહરૂપ અર્જુન આવીને તમોને ગ્રાહના સ્વરૂપથી મૂકાવશે. હે અર્જુન! એવાં તે નારદજીનાં વચન સાંભળી અમે સર્વે અહીં આવીને રહીયો, તમે મને ગ્રાહના સ્વરૂપરૂપી દુઃખથી મુકાવી, તેથી નારદજીનાં વચન સત્ય થવાં હવે એજ પ્રમાણે મારી બીજી ચાર સખિયો જળના બીજા સ્થાનકોમાં રહીયો છે, તેઓને તમે ગ્રાહના સ્વરૂપથી મૂકાવો. વૈશંપાયન કહે છે-હે રાજન! એવું સાંભળી પાંડવોમાં ઉદાર તથા વીર્યવાન અર્જુને બીજી ચાર અપ્સરાઓ જે ગ્રાહરૂપે જળમાં રહી હતી. તેમને બહાર કહાડી ત્યારે તે સૌ પોતાના પૂર્વ સ્વરૂપને પામી પછી એ પ્રમાણે તીર્થોને શુદ્ધ કરીને અપ્સરાઓને જવાની રજા આપી. અર્જુન ચિત્રાંગદાને જોવા સારૂ પાછો મણિપૂર પ્રત્યે ગયો. હે રાજન! તે સમયમાં ચિત્રાંગદાથી બભ્રુવાહન નામે પુત્ર ઉત્પન્ન થયો, જેને જોઇ અર્જુને ચિત્રાંગદ રાજાને કહ્યું કે, ચિત્રાંગદાનો આ બભ્રુવાહન નામે પુત્ર તમે ગ્રહણ કરો, જેથી હું પૂર્વે તમારી સાથે કરેલા વાયદારૂપી ઋણથી મૂકાઉં. એમ કહી અર્જુને ચિત્રાંગદાને કહ્યું કે હે ચિત્રાંગદા! તારૂં કલ્યાણ થાઓ, ને તું અહીં રહીને આ બભ્રુવાહનને ઉછેરી મોટો કર. અને મારૂં રહેવાનું શેહેર ઇન્દ્રપ્રસ્થ છે. જ્યારે ધર્મમાં વર્તનાર તથા સત્યવાદી એવા કુંતીના પુત્ર યુધિષ્ઠિર રાજા, સર્વ પૃથ્વીને જીતી રાજસૂય યજ્ઞ કરશે, ત્યારે ત્યાં પૃથ્વીના સર્વ રાજાઓ તથા આ તારો પિતા ચિત્રાંગદ પણ ઘણાં રત્નો લઇને આવશે તેની સાથે તું પણ આવીને, કુંતી, યુધિષ્ઠિર, ભીમસેન, નકુળ, સહદેવ તથા બીજા પણ સર્વ સંબંધીયોને જોઇ તેઓ સહિત હર્ષ પામીશ, ને હું પણ તને તે રાજસૂય યજ્ઞમાં મળીશ. હમણાં તું ખેદ રહિત થઇ અહીં રહે, ને આ મારા પ્રાણરૂપ, વંશની વૃદ્ધિ કરનાર, ચિત્રાંગદ રાજાના દત્તક, ધર્મથી પૌરવવંશી અને પાંડવોને પ્રિય એવા બભ્રુવાહન પુત્રનું સદૈવ પાલન કર એમ ચિત્રાંગદાને કહી અર્જુન ગોકર્ણ નામના તીર્થ પ્રત્યે ગયા. જે મહાદેવજીનું મુખ્ય સ્થાનક તથા દર્શન માત્રમાંજ મુક્તિ આપનારૂં છે, અને જ્યાં જવાથી પાપી પુરૂષ પણ અભય આપનારા સ્થાનકને પામે છે.

> आद्यं पशुपतेःस्थानं [illegible] मुक्तिदं
> यत्र पापोपि मनुजः प्राप्नोत्यभयदं पदं ॥

इति श्रीमहाभारत आदिपर्वणि अर्जुनवनवासपर्वण्यर्जुनतीर्थयात्रायां गुर्जरभाषायां सप्तदशाधिकद्विशततमोऽध्यायः ॥ २१७ ॥

---

## અધ્યાય ૨૧૮ મો. અર્જુનનું દ્વારકા તરફ જવું.

> वैशंपायन उवाच—सोऽपरांतेषु तीर्थानि पुण्यान्यायतनानि च
> सर्वाण्येवानुपूर्व्येण जगामामितविक्रम ॥

વૈશંપાયન કહે છે—પછી ત્યાંથી અગણિત પરાક્રમવાળો અર્જુન, પશ્ચિમ સમુદ્રના કિનારા પાસેનાં સર્વ પવિત્ર તીર્થો તથા સ્થાનકો પ્રત્યે ગયો; તે સર્વને જોઇને છેલ્લે

પ્રભાસમાં આવ્યો. તે શ્રીકૃષ્ણના જાણવામાં આવ્યાથી તેઓ તેની પાસે આવ્યા, ને પરસ્પર મળી કુશળ સમાચાર પુછીને બેઠા. પછી શ્રીકૃષ્ણે અર્જુનને પૂછ્યું કે તમે આ કારણથી તીર્થો પ્રત્યે ફરો છો ? ત્યારે અર્જુને પોતાને વનવાસ મળવાનું કારણ કહી સંભળાવ્યું. તે સાંભળીને શ્રીકૃષ્ણે કહ્યું કે એમજ નિયમ જોઇએ. પછી તે બેઉ જણ પ્રભાસના પોતાના ઇચ્છા પ્રમાણે ફરીને, રૈવતક નામના પર્વત પ્રત્યે નિવાસ કરવા સારૂ ગયા. જેને શ્રીકૃષ્ણની આજ્ઞાથી ચાકરોએ પ્રથમ શોભાયમાન કરી રાખ્યો હતો, ત્યાં ભોજનના પદાર્થો સારી તૈયાર કરી રાખ્યા હતા. તેનું શ્રીકૃષ્ણે સહિત અર્જુને જઇને ભોજન કર્યું. પછી ત્યાં આવેલા નટો તથા નાચનારાઓના ખેલો જોઇ, તેમનો સત્કાર કરીને અર્જુન તથા શ્રીકૃષ્ણે તેઓને જવાની રજા આપી. પછી તેમણે ચાકરોએ તૈયાર કરી રાખેલી સુંદર શય્યાઓ ઉપર જઇને શયન કર્યું તે વખતે અર્જુને પોતે જે જે તીર્થો, વળાવો, પર્વતો, ગંગા જેવી નદીઓ, તથા વનો જોયાં હતાં, તે સર્વે શ્રીકૃષ્ણ પાસે કહી સંભળાવ્યાં. પછી એમ વાતો કરતાં અર્જુનને નિદ્રા પ્રાપ્ત થઇ. હવે જ્યારે પ્રાતઃકાળ થવા આવ્યો, ત્યારે ચાકરોએ સુંદર ગાયન કરી વીણાદિક વાજીત્રો વગાડી, તથા સ્તુતિએ કરીને અર્જુનને જગાડવા માંડ્યો. એટલે જાગીને તેણે પોતાના નિત્યનાં જરૂરનાં કર્મો કર્યાં પછી શ્રીકૃષ્ણથી સત્કાર પામેલા અર્જુન સુવર્ણના રથમાં બેસીને દ્વારકાં પ્રત્યે ગયા. દ્વારકાંપુરી, તેના રાજમાર્ગના ઘરનાં આંગણાઓમાં રંગવલ્યાદિક ચિત્રો કાહાડ્યાં હતાં, તેથી શોભતી હતી. વળી તે સમયે અર્જુન આવે છે એવું સાંભળી, હજારો મનુષ્યો તથા ભોજ વૃષ્ણિ અને અંધક કુળની હજારો સ્ત્રીઓ, તેને જોવા સારૂ રાજમાર્ગમાં આવીને ઉભાં, તેનો મોટો સમાજ થઇ રહ્યો હતો. પછી યદુકુળમાં ઉત્પન્ન થયેલા એવા સર્વ યાદવોથી સત્કાર પામી તથા વખણાઇને અર્જુન વડીલોને નમસ્કાર કરી તથા સમાન અવસ્થાવાળાઓને મળીને, દ્વારકામાં શ્રીકૃષ્ણના રત્નજડિત તથા ભોજનના પદાર્થોથી ભરેલા ઘરને વિષે તેઓ સહિત ઘણી રાત્રીઓ પર્યંત રહ્યા.

> कृष्णस्वभवने रम्ये रत्नभोज्यसमावृते
>
> उवास सहकृष्णेन बहुलास्तत्रशर्वरीः ॥

इति श्रीमहाभारत आदिपर्वणि अर्जुनवनवासपर्वण्यर्जुनद्वारकागमने गुर्जरभाषायामष्टादशाधिकद्विशततमोऽध्यायः ॥ २१८ ॥

## સુભદ્રાહરણ પર્વ.

### અધ્યાય ૨૧૯ મો. રૈવતકમાં યાદવયાત્રા.

> વૈશંપાયન ઉવાચ—ततः कतिपयाहस्य तस्मिन्रैवतके गिरौ
>
> वृष्ण्यंधकानामभवत् सुमहोत्सवः ॥

વૈશંપાયન કહે છે—હે રાજાઓમાં શ્રેષ્ઠ ! તે પછી રૈવતક પર્વતને વિષે વૃષ્ણિ તથા અંધક કુળના યાદવોએ ઘણા દિવસ સુધી ઉત્સવ કર્યા; હજારો બ્રાહ્મણોને દાનો આપ્યાં તે સમયે તે પર્વતની ચોતરફ તેઓએ રત્નોથી શોભાયમાન એવા તંબુઓ નંખાવ્યા હતા, તથા તેની આસપાસ કલ્પવૃક્ષનાં ઝાડો હતાં, તેથી તે પર્વત ઘણો શોભતો હતો. ત્યાં

વાજીંત્ર વાગતાં હતાં, નૃત્ય થઇ રહ્યું હતું, તથા ગાયન કરનારા પુરૂષો ગાયન કરતા હતા. ત્યાં મહા પરાક્રમી યાદવોના કુમારો અલંકારો પેહેરી સુવર્ણના રથાદિક વાહનોમાં બેસીને સર્વત્ર ફરતા હતા. તેમજ બીજા પણ દ્વારકાના લોકો કેટલાક પોતાની સ્ત્રીયો સહિત વાહનોએ કરી, તથા કેટલાક પગે કરી ત્યાં ફરતા હતા. હે રાજન! ત્યાં પોતાની રેવતી નામે સ્ત્રી સહિત હલ ધારણ કરનારા બલદેવજી અને સર્વ યાદવોના રાજા મહા પ્રતાપી ઉગ્રસેન, હજારો સ્ત્રીયો તથા ગંધર્વો સહિત ફરતા હતા. તેમજ શોભાયમાન વસ્ત્રો તથા પુષ્પો ધારણ કરી, યુદ્ધમાં મદોન્મત્ત એવા પ્રદ્યુમ્ન તથા સાંબ, દેવતાઓની પેઠે વિહાર કરતા હતા. વળી અક્રુરજી, સારણ, ગદ, બભ્રુ, વિદુરથ નિશઠ, ચારૂદેષ્ણુ, પૃથુ, વિપૃથુ, સાત્યકિ, ભંગકાર, મહારવ, હાર્દિક્ય અને સર્વ યાદવો સ્ત્રીઓ તથા ગંધર્વો સહિત ચોતરફ ફરતા રૈવતક પર્વતને શોભાયમાન કરતા હતા. એ પ્રમાણે તે પર્વતમાં શોભાયમાન અને આશ્ચર્યકારક ઉત્સવ થઇ રહ્યો હતો, ત્યારે શ્રીકૃષ્ણ તથા અર્જુન પણ બેઉ સાથે મળી ત્યાં ફરતા હતા. તેવામાં ત્યાં સુંદર સ્વરૂપવાળી વસુદેવની સુભદ્રા નામની કન્યા અલંકારો પહેરીને પોતાની સખિયોની મંડળીમાં ફરતી હતી, તેના ઉપર નજર પડવાથી અર્જુનને કામ ઉત્પન્ન થયો. તે જાણીને જાણે હસ્તાજ હોય નહિ શું તેમ શ્રીકૃષ્ણે અર્જુનને કહ્યું કે, વનમાં ફરનારા એવા તમારૂં મન કામે કરીને મોહ પામે છે એ શું હે અર્જુન! આ સુભદ્રા વસુદેવની પુત્રી અને મારી બેન છે, માટે તમારે એની સાથે વિવાહ કરવાની ઇચ્છા હોય તો હું મારા પિતા વસુદેવની પાસે વાત કરૂં. અર્જુન બોલ્યા કે, આ રૂપે પરિપૂર્ણ એવી વસુદેવની પુત્રી તથા તમારી બેન જો મારી સ્ત્રી થાય, એમ કરો તો નિશ્ચય તમે મારૂં સર્વ કલ્યાણ કર્યું, એમ હું જાણીશ. પણ હે જનાર્દન! આ સુભદ્રાની પ્રાપ્તિ મને કેવા ઉપાયે કરીને થાય તે કહો, જો હું મનુષ્યોથી થઇ શકે એમ હોય તો કરૂં. ત્યારે શ્રીકૃષ્ણે કહ્યું કે હે પુરૂષોમાં શ્રેષ્ઠ! ક્ષત્રિયોના સ્વયંવરમાં આ સુભદ્રા તમને વરે કે ન વરે એવી શંકા રહે છે. વાસ્તે ક્ષત્રિયોએ બલાત્કારથી કન્યાનું હરણ કરીને વિવાહ કરવો, એમ જે ધર્મના જાણનારા પુરૂષોએ કહ્યું છે, તે પ્રમાણે હે અર્જુન! આ કલ્યાણરૂપ એવી મારી બેન સુભદ્રાને તમે હરણ કરો આ આપણી ઇચ્છાને કોણ જાણશે? પછી એજ પ્રમાણે કરવાનો નિશ્ચય કરીને અર્જુન તથા શ્રીકૃષ્ણે, જલદીથી જનારા પુરૂષોને યુધિષ્ઠિરની પાસે તેમ કરવાની રજા લેવા માટે મોકલ્યા. જેઓએ ત્યાં જઇ ઇન્દ્રપ્રસ્થમાં રહેલા યુધિષ્ઠિરને સર્વે કહી સંભળાવ્યું. જે સાંભળીને મહાબાહુ યુધિષ્ઠિરે અર્જુનને તેમ કરવાની રજા આપી.

धर्मराजायतत्सर्व मिंद्रप्रस्थगताय वै ॥
श्रुत्वैव च महाबाहुरनुजज्ञे स पांडवः ॥

इति श्रीमहाभारत आदिपर्वणि सुभद्राहरणपर्वणि युधिष्ठिरा[illegible]ज्ञायां गुर्जरभाषायामूनविंशत्यधिकद्विशततमोऽध्यायः ॥ २१९ ॥

---

## અધ્યાય ૨૨૦ મો. સુભદ્રા હરણ–હળધરનો ક્રોધ.

वैशंपायन उवाच—ततः संवादिते तस्मिन्ननुज्ञातो धनंजयः
गतां रैवतके कन्यां विदित्वा जनमेजय ॥

વૈશંપાયન કહે છે—હે જનમેજય ! હવે વિવાહના સંદેશા વિશે યુધિષ્ઠિરની આજ્ઞા જેને પ્રાપ્ત થઇ છે એવા અર્જુને, સુભદ્રાને રૈવતક પર્વત પ્રત્યે પૂજા કરવા ગએલી જાણીને શ્રીકૃષ્ણને કહ્યું કે હું સુભદ્રાનું હરણ કરીશ. એમ કહી અર્જુન તેઓનો મત લઇ સૈન્ય તથા સુગ્રીવાદિક ઘોડાઓ જેમાં જોડયા હતા એવા, તથા સુવર્ણની ઘુઘરીઓથી શોભાયમાન, સર્વ શસ્ત્રોએ યુકત, અગ્નિ સરખા પ્રકાશમાન અને શત્રુઓના હર્ષનો નાશ કરનારે એવા સુવર્ણના રથમાં બેઠો. ને કવચ પહેરી તથા શસ્ત્રો લઇ મૃગયા કરવાનું નિમિત્ત કરીને ત્યાંથી ચાલ્યો હવે સુભદ્રા, રૈવતક પર્વત તથા તેમાંના દેવતાઓનાં સ્થાનકોની પૂજા તથા પ્રદક્ષિણા કરી બ્રાહ્મણોથી આશિર્વાદ પામીને, ત્યાંથી દ્વારકાપૂરી પ્રત્યે જવા લાગી તને જોઇ કામના બાણે કરી પીડાએલો કુંતીનો પુત્ર અર્જુન તેની પાછળ દોડયો, ને બળાત્કારથી તે સુંદર અંગવાળીને પોતાના રથમાં બેસાડીને, પોતાના ઇંદ્રપ્રસ્થપૂર તરફ રવાના થયો. હવે એ પ્રમાણે સુભદ્રાનું હરણ થયું તે જોઇને, સૈન્યના પુરૂષો મોટા શબ્દ કરતા કરતા ચારે તરફથી દ્વારકાપૂરી પ્રત્યે આવ્યા, અને સુધર્મા સભામાં જઇને, તેઓએ સભાના પાલણ કરનારને કહ્યું કે, અર્જુને સુભદ્રાનું હરણ કર્યું છે. તે સાંભળી સભાપાલે આખી દ્વારકાપુરીમાં સવર્ણનો ઢોલ વગડાવી સાદ ફેરવ્યો કે યુદ્ધ કરવા સારૂ સર્વે તૈયાર થાઓ એવું સાંભળી ક્ષોભ પામેલા અગ્નિ સરખા ભોજ, વૃષ્ણિ અને અંધક કુળના કેટલાક યાદવો ભોજનાદિકનો ત્યાગ કરીને, સુવર્ણમય એવી તથા જેમાં શ્રેષ્ઠ ગાલીચાઓ બીછાવેલા હતા અને વિદ્રુમ મણિઓ જડેલા હતા, એવી સુધર્માસભામાં આવીને સિંહાસનો ઉપર બેઠા પછી જ્યારે દેવતાઓના સમાજ સરખો સર્વ મેળાવડો થયો, ત્યારે સભાપાળે તેઓને કહ્યું કે, " અર્જુન સુભદ્રાને હરણ કરીને લઇ ગયો છે. " તે સાંભળીને મદે કરીને લાલ નેત્રવાળા, મહા શૂરવીર અને અહંકારી યાદવો, અર્જુનનું એવું પરાક્રમ સહન નહીં કરીને, તેજ વખતે ઉઠયા, ને કહેવા લાગ્યા કે. " જલદીથી રથો જોડો તથા પ્રાસ નામનાં આયુદ્ધો, ધનુષો અને મોટાં કવચો લાવો. " તેમાં કેટલાક યાદવોએ સારથિઓને કહ્યું કે જલદીથી રથો જોડો, ને કેટલાક તો પોતેજ સુવર્ણે કરી શોભાયમાન અશ્વોને રથમાં જોડવા લાગ્યા. પછી તેઓના ચાકરો ધનુષો તથા કવચો, અને સારથિઓ રથો તૈયાર કરીને લાવ્યા. તે સમય મનુષ્યોમાં શ્રેષ્ઠ એવા યાદવોનો મોટો કોલાહલ થઇ રહ્યો હતો; તે જોઇને, પુષ્પની માળા તથા નીલું પિતાંબર જેઓએ પહેર્યું છે એવા, મોટા સ્વરૂપવાળા અને મદે કરી લાલ નેત્રવાળા બળદેવજીએ યાદવોને કહ્યું કે હે યાદવો ! આ કૃષ્ણ કંઇ બોલતા નથી, ને તમે આ શું બુદ્ધિ કરો છો ? કારણ આ કૃષ્ણનો મત જાણ્યા વગર તમે રો ક્રોધ તથા ગર્જવું સૌ વૃથા છે માટે એ પોતાનો અભિપ્રાય કહે તે સાંભળીને, તમે એની ઇચ્છા પ્રમાણે આળસ રહિત થઇને કરો. એવાં માનવા લાયક બળદેવજીનાં વચન સાંભળી સર્વે યાદવો શાંત થયા, ને ઠીક, એમ કહીને પાછા સુધર્માસભામાં બેઠા. પછી શ્રીકૃષ્ણને બળદેવજીએ કહ્યું કે હે કૃષ્ણ ! તમે કંઇ બોલતા નથી ને બેઠા બેઠા શું જોયાં કરો છો ? હે અચ્યુત ! તમારે લીધે અમોએ અર્જુનનો સત્કાર કર્યો, પણ શ્રેષ્ઠ કુળમાં કાજળરૂપ અને દુષ્ટ બુદ્ધિવાળો અર્જુન સત્કાર પામવા લાયક નથી. કારણ " હું મોટા કુળમાં ઉત્પન્ન થએલ છું " એમ પોતાને માનતો એવો કોઇ પુરૂષ, શું જ્યાં અન્ન ખાય ત્યાંજ પાત્રને તોડે ? વળી સંબંધને ઇચ્છતો તથા તે સંબંધિઓએ પૂર્વે કરેલા સ્નેહને માનતો

એવો પુરૂષ, સંબંધિઓમાંથી જેમ સાહસ કર્મે કરીને ઐશ્વર્યાદિક અર્થનું ગ્રહણ કરે, તેમ અર્જુને મારૂં અપમાન તથા તમારો અનાદાર કરી, પોતાને મૃત્યુરૂપ સુભદ્રાનું બળાત્કારથી હરણ કરીને, હે ગોવિંદ ' મારા મસ્તક ઉપર પગ મૂક્યા સરખું કામ કર્યું છે તે હું પગે કરીને સ્પર્શ કરેલા સર્પની પેઠે કેમ સહન કરીશ ? માટે આજે હું કૌરવો વગરની પૃથ્વી કરીશ, કારણ અર્જુનનો અપરાધ મારાથી સહન થતો નથી વૈશંપાયન કહે છે—એમ કહેતા એવા અને મેઘ તથા દુંદુભિના સરખો શબ્દ છે જેનો એવા બળદેવજીને, ભોજ વૃષ્ણિ અને અંધક કુળના સર્વ યાદવોએ "વાજબી કહ્યું" એમ કહીને હર્ષ ઉપજાવ્યો.

तं तथा गर्जमानं तु मेघदुंदुभिनिःस्वन
अम्वपद्यंत ते सर्वे भोजवृष्ण्यंधकास्तदा ॥

इति श्रीमहाभारत आदिपर्वणि सुभद्राहरणपर्वणि बलदेवक्रोधे गुर्जरभाषायां विंशत्यधिकद्विशततमोऽध्यायः ॥ २२० ॥

## અધ્યાય ૨૨૧ મો. દ્રૌપદી ને સુભદ્રાના પુત્રો.

वैशंपायन उवाच—उक्तवंतो यथावीर्यमसकृत्सर्ववृष्णयः ॥
ततोऽब्रवीद्वासुदेवो वाक्यं धर्मार्थसंयुतं ॥

વૈશંપાયન કહે છે—પછી સર્વ યાદવો પોતપોતાનાં પરાક્રમ વારંવાર કહેવા લાગ્યા, ત્યારે શ્રીકૃષ્ણે તેઓને ધર્મ તથા અર્થ યુક્ત એવાં વચન કહ્યાં કે, હે યાદવો ! અર્જુને આ યદુકુળને હીણુ લગાડયાને બદલે ઉલટું માન યુક્ત કર્યું છે, એમાં સંદેહ નથી. કારણ તે જાણે છે કે યાદવોને દ્રવ્યનો લોભ નથી કે જે લઇને તેઓ કન્યા આપશે. વળી સ્વયંવરમાંથી સુભદ્રાના પ્રાપ્તિ થવાનો નિશ્ચય નથી ને કન્યાનું દાન ક્ષત્રયોએ લેવું એ નીચ કર્મ છે. એમ જાણીને તેણે ક્ષાત્રય ધર્મે કરી બળાત્કારથી સુભદ્રાનું હરણ કર્યું તેથી આપણને જે એની સાથે સંબંધ થયો તે યોગ્ય છે, એવી મારી મતિ છે. કારણ ભરત તથા યશસ્વી શાંતનુના વંશમાં ઉત્પન્ન થયેલા કુંતીના પુત્ર અર્જુન સાથે સબંધ થવાની ઇચ્છા કોણ ન કરે ? હે બળદેવજી ! સર્વ લોકમાં તેને મહાદેવજી વિના, યુદ્ધમાં ઇન્દ્ર તથા રૂદ્રોએ સહિત જો કોઇ જીતે એમ હું દેખતો નથી. કારણ તેની પાસે રથ તથા ઘોડાઓ સારા છે, ને તે ઝડપથી અસ્ત્ર મૂકનારો છે, માટે તેની બરોબર યુદ્ધ કરનાર બીજો કોણ છે ? વાસ્તે જલદીથી તેની પાછળ જઇ હર્ષયુક્ત થઇ, તેની સાંત્વના કરીને તેને પાછો અહીં તેડી લાવો, એવી મારી મતિ છે કારણ જો તેમ નહીં કરીને તેની સાથે યુદ્ધ કરશો, તો કદાચ તે આપણને જીતીને પોતાના પૂરમાં પ્રવેશ કરશે તો આપણો યશ નાશ પામશે. હે જનમેજયરાજા ! પછી એવાં શ્રીકૃષ્ણનાં વચન સાંભળીને સર્વ યાદવોએ તેઓના કહેવા પ્રમાણે કર્યું. એટલે અર્જુન પાછો દ્વારકાપૂરીમાં આવ્યો ને તેનો સુભદ્રા સાથે વિવાહ થયો. પછી યાદવોથી સત્કાર પામીને અર્જુન દ્વારકાપૂરીમાં એક વર્ષ ઉપરાંત કેટલાક દિવસો રહ્યો, ને પોતાની ઇચ્છા પ્રમાણે વિહાર કરીને, ત્યાંથી પુષ્કરજીમાં જઇ તેણે બાર વર્ષમાં જે બાકી કાલ હતો, તે ત્યાં રહીને પૂરો કર્યો. પછી સુભદ્રા સહિત અર્જુન ઇન્દ્રપ્રસ્થમાં આવી યુધિષ્ઠિરને મળ્યો, ને બ્રાહ્મણોની પૂજા કરીને દ્રૌપદી પાસે ગયો. ત્યારે

દ્રૌપદીએ અર્જુનને કહ્યું કે હે કુંતીના પુત્ર ! આ વસુદેવની પુત્રિ સુભદ્રા પાસે જાઓ, કારણ ઘણેક કાળે સારી રીતે બાંધેલો બોજો જેમ ઢીલો પડે તેમ પ્રેમ પણ ઢીલો પડી જાય છે એવાં દ્રૌપદીએ ઘણાં વચન કહ્યાં તે સહન કરી અર્જુને તેની વારંવાર સાત્વના કરીને તેને ક્ષમા યુક્ત કરી. પછી તેણે રાતું વસ્ત્ર પેહેરેલી સુભદ્રાને ગોપીના સરખો વેષ આપીને દ્રૌપદી પાસેથી જવાની રજા આપી ત્યારે તે વેષે કરીને અત્યંત શોભતી એવી સુંદર અંગવાળી સુભદ્રા કુંતીના શ્રેષ્ઠ ઘરમાં જઇ તેને પગે લાગી એટલે તેના મસ્તકના કેશ સુંઘીને કુંતીએ આશિર્વાદ આપ્યો. પછી પૂર્ણિમાના ચંદ્ર સરખા મુખવાળી સુભદ્રા દ્રૌપદી પાસે આવી તેને પગે લાગી, ને કહ્યું કે હું તમારી દાસી છું. ત્યારે દ્રૌપદીએ, આસન ઉપરથી ઉભી થઇ ખુશીથી તેને મળીને કહ્યું કે, તારો પતિ શત્રુઓ રહિત થાઓ. તે સાંભળી હર્ષયુક્ત થઇ સુભદ્રા બોલી કે, તમારા કહેવા પ્રમાણે થાવ. પછી હે જનમેજય ! એ પ્રમાણે અર્જુનને સુભદ્રાની પ્રાપ્તિ થઈ તે જોઇને મહારથીં સર્વ હર્ષ પામ્યા, ને કુતી પણ અત્યંત પ્રસન્ન થઇ. હવે અર્જુન પોતાના ઇન્દ્રપ્રસ્થપૂર પ્રત્યે પોહોચ્યા એવું સાંભળીને, વૃષ્ણુ તથા અંધક કુળમાં શ્રેષ્ઠ એવા મહારથીઓ, ભાઇઓ, છોકરાઓ તથા યુદ્ધ કરનારી સેનાથી વીંટાઇને, કમળ સરખાં નેત્રવાળા તથા શુદ્ધ અંતઃકરણવાળા શ્રીકૃષ્ણ, બલદેવજી સહિત સર્વ યાદવોની સેનાના અધિપતિ અક્રૂરજી, મોટા નેત્રવાળા અનાધૃષ્ટિ, બૃહસ્પતિના શિષ્ય મહા બુદ્ધિમાન્ ઉદ્ધવજી, સત્યક, સાત્યકિ, કૃતવર્મા, પ્રદ્યુમ્ન, સાંબ, નિશઠ, શંકુ, ચારુદેષ્ણુ, વિક્રાંત, ઝિલ્લી, વિપૃથુ, સારણ, અને ગદ ઇત્યાદિ વૃષ્ણિ બીજા અને અંધક કુલના બીજા પણ યાદવોને સાથે લઇ, પાંડવોને પ્રીતિથી પેહેરામણી આપવાના પદાર્થો લઇને ઇન્દ્રપ્રસ્થ પ્રત્યે ગયા ત્યારે યુધિષ્ઠિરે, શ્રીકૃષ્ણ આવ્યા એવું સાંભળીને, તેઓને સન્માનથી શહેરમાં તેડી લાવવા સારૂ નકુલ તથા સહદેવને તેમની સામે મોકલ્યા. જેઓથી સત્કાર પામીને શ્રીકૃષ્ણ સહિત સર્વ યાદવોએ, ધ્વજા તથા પતાકાએ કરી શોભાયમાન, સુંદર જળ છાંટેલા માર્ગોવાળી, જેમાં સર્વત્ર સુખડના અત્તર તથા ધુપની સુગંધ બેહેકી રહી હતી અને સર્વ પ્રજા હર્ષયુક્ત થઇ સુખથી રહેતી હતી, એવી બ્યાપારી પુરૂષોએ કરી શોભાયમાન ઇન્દ્રપ્રસ્થપૂરીમાં પ્રવેશ કર્યો. અને તે પૂરના રહેવાસી લોકો તથા હજારો બ્રાહ્મણોથી સત્કાર પામીને તેઓ ઇન્દ્રના ઘર સરખા યુધિષ્ઠરના ઘરમાં દાખલ થયા. ત્યારે યુધિષ્ઠિરે બલદેવજીને વિધિપૂર્વક મળીને શ્રીકૃષ્ણના મસ્તકના કેશ સુંઘ્યા, ને તેમને તેઓ બાથમાં ઘાલીને મળ્યા. પછી પ્રસન્ન થઇ શ્રીકૃષ્ણે નમ્રતાથી યુધિષ્ઠિરને વંદન કર્યું તથા ભીમસેન સાથે તેઓ પરસ્પરે મળ્યા. પછી કુંતીના પુત્ર યુધિષ્ઠિરે, વૃષ્ણિ તથા અંધક કુલના સર્વ યાદવો જેમ જેમ આવ્યા તેમ તેમ તેઓનો યથાયોગ્ય સત્કાર કર્યો. હવે એ પ્રમાણે સર્વનો સત્કાર થઇ રહ્યા પછી મહા યશસ્વી શ્રીકૃષ્ણે, અર્જુનના સંબંધિયોને આપવા સારૂ પાંડવોને ઉત્તમ દ્રવ્ય આપ્યું વળી રથ હાંકવાની વિદ્યામાં કુશળ એવા સારથિઓ સહિત સુવર્ણની ઘુઘરીયોના સાજથી શણગારેલા ચાર ચાર ઘોડાઓ જોડેલા એક હજાર રથો, મથુરાના મુલકમાં ઉત્પન્ન થયેલી સુંદર કાંતિવાળી દશ હજાર દુઝતી ગાયો, ચંદ્રના કિરણ સરખા શ્વેત અને સુવર્ણના અલંકારોથી શોભાયમાન એક હજાર અશ્વો, વાયુ સરખા વેગવાન પાંચસો કાળા તથા પાંચસો શ્વેત મળી એક હજાર ખચ્ચરો, સ્નાન તથા ખાનપાનાદિક ઉત્સવને વિષે ચાકરી કરવામાં કુશળ એવી, જુવાન,

સુંદર સ્વરૂપવાળી, અલંકારોથી સુશોભિત, અને રજોદર્શન જેઓને થયું ન હતું, એવી એક હજાર દાસીયો, બાલ્હિક દેશમાં ઉત્પન્ન થયેલા સ્વારી કરવા યોગ્ય એક લાખ ઘોડા, અગ્નિ સરખું કાંતિવાળું એંશી મણ શુદ્ધ સુવર્ણ, અને, માવતો સહિત મન્દોન્મત્ત એવા મદ ઝરતા એક હજાર હાથીઓ આપ્યા. તેમજ તે સંબંધને માન્ય કરતા અને પ્રસન્ન થયેલા બળદેવજીએ પણ, અર્જુનને કન્યાદાનમાં આપવા યોગ્ય કેટલાક દ્રવ્યાદિ પદાર્થો આપ્યા, ત્યારે તે સર્વ પદાર્થો ગ્રહણ કરીને યુધિષ્ઠિરે તેના બદલામાં મહારથી એવા સર્વ યાદવોને અનેક પદાર્થો આપીને સત્કાર કર્યો. પછી તે સર્વ યાદવો, જેમ પુણ્યવાન પુરૂષો સ્વર્ગમાં રહીને વિહાર કરે તેમ ઇંદ્રપ્રસ્થમાં રહીને, વીણાદિક વાજીત્રો વગાડતાં તથા ગાયનો કરતા પ્રીતિયુક્ત થઇને પાંડવો સાથે યથાયોગ્ય વિહાર કરતા હતા. હવે એ પ્રમાણે તે મહા પરાક્રમી યાદવો, પાંડવોથી સત્કાર પામી ઇંદ્રપ્રસ્થમાં ઘણા દિવસો રહીને, પાછા દ્વારકા પ્રત્યે જવા તૈયાર થયા. પાંડવોએ આપેલા રત્નો લઇ બળદેવજીને પોતામાં મુખ્ય કરીને ત્યાંથી ચાલ્યા, ને શ્રીકૃષ્ણ પાંડવોની પાસે રહ્યા. પછી મહાત્મા અર્જુન સહિત શ્રીકૃષ્ણ યમુના નદીના કિનારા પ્રત્યે મૃગયા કરવા સારૂ જતા, ને મૃગો તથા વરાહોનો વધ કરી હમેશ રમતા હતા. હવે શ્રીકૃષ્ણની પ્રિય બેન સુભદ્રાએ, જેમ ઇંદ્રની સ્ત્રી પૌલોમીએ જયંતને જન્મ આપ્યો હતો, તેમ લાંબા હાથવાળો, મોટી છાતી તથા મોટાં નેત્રવાળો, શત્રુઓને શિક્ષા કરનાર, શૂરવીર, અને પુરૂષોમાં શ્રેષ્ઠ એવો પુત્ર પ્રસવ્યો. તે બાળક નાનપણથી ભય વગરનો તથા ક્રોધી હોવાથી સવ મનુષ્યોએ તેનું અભિમન્યું એવું નામ પાડયું. તેના જન્મને દિવસે મહાત્મા યુધિષ્ઠિરે બ્રાહ્મણોને દશ હજાર ગાયો તથા કેટલુંક દ્રવ્ય આપ્યું. પછી જેમ સર્વ પ્રજાને ચંદ્ર પ્રિય છે, તેમ તે અભિમન્યુ બાલ્યપણાથી શ્રીકૃષ્ણને પ્રિય લાગતો હતો, માટે તેનું પાલન પોષણાદિ સર્વે તેજ કરતા હતો, તેથી જેમ શુકલ પક્ષમાં ચંદ્રમા નિત્ય બે બે ઘટિકા વધે તેમ વૃદ્ધિ પામતો હતો. પછી અભિમન્યુ જ્યારે મોટો થયો, ત્યારે સૂત્ર, પ્રયોગ, શિક્ષા, અને રહસ્ય, એ ચાર ધનુર્વિદ્યાના ગ્રંથો, તથા ભાથામાંથી બાણો લેવા, તેઓને ધનુષમાં સાધવા તથા લક્ષ્ય ઉપર મૂકવા, નિર્બળ પુરૂષ ઉપર મુકેલા બાણો પાછા વારી લેવા, બાણો સાધતી વખતે ધનુષ તથા પ્રત્યંચાને વચમાંથી વા છેડેથી ત્રણ અથવા ચાર આંગળીયોની મુઠીથી પકડવા, તેમાં આંગળી તથા વચલી આંગળીઓથી અથવા વચલી આંગળી તથા અંગુઠાથી બાણ સાંધવા, પોતાથી અથવા શત્રુઓ થકી મૂકાયલા બાણોને બાણોએ કરી નાશ કરવા, ચાકની પેઠે ફરતા એવા રથમાં બેસીને તેવીજ રીતે ફરતા એવા શત્રુઓને બાણે કરી વિંધવા, અને નજરે ન પડે એવા લક્ષ્યને વિષે તેનો શબ્દ સાંભળીને બાણો મારવા, એ દશ પ્રકારની વિદ્યા, બ્રહ્માસ્ત્રાદિ અસ્ત્રો તથા ખડ્ગાદિ હથિયારોએ કરી યુદ્ધ કરવાની રીતિ અર્જુન પાસેથી શિખ્યો, તેથી તે મહાબળવાન અભિમન્યુ સર્વ અસ્ત્રવિદ્યા જાણનારા પુરૂષોમાં સૌથી શ્રેષ્ઠ થયો. તો પણ અર્જુને તેને વિશેષતાથી શીખવીને અસ્ત્રવિદ્યાના શાસ્ત્રમાં પોતાના બરોબર કર્યો પછી તેને શૌર્યતા, પરાક્રમ, રૂપ, અને આકૃતિએ કરી શ્રીકૃષ્ણ સરખો જોઇને, જેમ ઇંદ્ર પૌલોમીના પુત્ર, જયંતને જોઇ હર્ષ પામે તેમ અર્જુન હર્ષ પામતો હતો. હે જનમેજય! હવે જેમ અદિતિએ દેવતાઓને જણ્યા હતા, તેમ દ્રૌપદીએ પણ પોતાના પાંચ પતિઓથી શૂરવીર, શ્રેષ્ઠ અને પર્વત જેવા દ્દઢ શરીરવાળા પાંચ પુત્રો, ક્રમે કરીને એક એક વર્ષને અંતરે પ્રસવ્યા.

તેમાં યુધિષ્ઠિરથી જ્યારે પુત્ર ઉત્પન્ન થયો ત્યારે બ્રાહ્મણોએ તેની પાસે આવીને કહ્યું કે, આ તમારો બાળક શત્રુઓના પ્રહારને વિંધ્યાદ્રિ પર્વતની પેઠે નહીં ગણકારીને તેઓને સામો પ્રહાર કરશે, માટે એનું પ્રતિવિંધ્ય એવું નામ થશે. પછી ભીમસેનથી સુતસોમ, અર્જુનથી શ્રુતકીર્તિ, નકુલથી શતાનીક, અને સહદેવથી શ્રુતસેન, એ પ્રમાણે પાંચ બાળકો થયા. તેઓના જન્મથી તે જનોઇ પર્યંતના સર્વ સંસ્કારો વિધિથી ધૌમ્યાચાર્યે કર્યા. પછી સુંદર બ્રહ્મચર્ય વ્રત આચરણ કરેલું છે જેઓએ એવા તે પાંચે જણા ભણી, બાણ, અસ્ત્ર, બ્રહ્માસ્ત્ર, તથા તરવારાદિક હથીયારોથી યુદ્ધ કરવાની વિદ્યા અર્જુન પાસેથી શીખ્યા. પછી તે શ્રેષ્ઠ તેજવાળા, મોટી છાતીવાળા, અને મહારથિ પુત્રોએ સહિત રાજાઓમાં સિંહ સરખા પાંડવો હર્ષ પામતા હતા.

दिव्यगर्भोपमैः पुत्रैर्व्यूढोरस्कैर्महारथैः ॥
अन्विता राजशार्दूला पांडवामुदमाप्नुवन् ॥

इति श्रीमहाभारत आदिपर्वणि हरणाहरणपर्वणि गुर्जरभाषायामेकविंशत्यधिकाद्विशततमोऽध्यायः ॥ २२१ ॥

## અધ્યાય ૨૨૨ મો. અગ્નિરૂપ વિપ્રની યાચના.

### ખાંડવદાહપર્વ.

वैशंपायन उवाच—इंद्रप्रस्थे वसंतस्ते जघ्नुरन्यान्नराधिपान् ॥
शासनाद्धृतराष्ट्रस्य राज्ञः शांतनवस्य च ॥

વૈશંપાયન કહે છે—પછી ઇન્દ્રપ્રસ્થમાં રહેલા પાંડવોએ રાજા ધૃતરાષ્ટ્ર તથા ભીષ્મની આજ્ઞાથી કેટલાક વૈરી રાજાઓનો નાશ કર્યો. તેની સર્વ પ્રજા, જેમ જીવ દેહના આશ્રયથી સુખે કરી રહે, તેમ યુધિષ્ઠિરનો આશ્રય કરીને સુખથી રહેતી હતી. વળી યુધિષ્ઠિર જેમ નીતીમાન્ પુરૂષ પોતાના ત્રણ ભાઇઓમાં સમાનપણું રાખે, તેમ ધર્મ અર્થ અને કામમાં સમાનપણું રાખીને તેઓનું સેવન કરતા હતા. તેથી જેમ પૃથ્વીમાં તે ત્રણે ભાઇઓ પોતાના વડીલ ચોથા ભાઇને વશ થાય તેમ તે ધર્મ અર્થ અને કામ એ ત્રણે યુધિષ્ઠિરને પોતાની મેળે પ્રાપ્ત થતા હતા. નગરની સર્વ પ્રજાને, તેઓની રક્ષા કરનાર યુધિષ્ઠિર જેવો રાજા મળવાથી સ્થિર લક્ષ્મી તથા ઉત્કૃષ્ટ મતિ પ્રાપ્ત થઇ હતી, જેથી ધર્મ પણ વૃદ્ધિ પામતો હતો. યુધિષ્ઠિર રાજા પોતાના ચાર ભાઇઓથી જેમ વેદોએ કરીને વિસ્તાર પામેલો યજ્ઞ શોભે તેમ શોભતા હતા. વળી તે રાજાને ધૌમ્યાદિ બ્રાહ્મણો, જેમ દેવતાઓ ઇન્દ્રને વિંટીને બેસે, તેમ વિંટી બેસતા હતા. તેની સર્વ પ્રજા જેમ પૂર્ણિમાના ચંદ્રને જોઈ હર્ષ પામે તેમ તેને જોઇને મોટા ભાવથી હર્ષ પામતી હતી. તે મહા બુદ્ધિમાન્ યુધિષ્ઠિર પણ, જેથી પોતાની પ્રજા ખુશી થાય તેવાંજ કર્મો કરતા હતા. તથા કોઇ દિવસે પણ અયુક્ત, અસત્ય, અસહ્ય અને અપ્રિય લાગે એવાં વચન ભાષણ કરતા નહીં; સર્વ પ્રજા તથા પોતાનું જેમ હિત થાય તેમ કરતા હતા. યુધિષ્ઠિરની પેઠેજ કાંઇપણ સંતાપ વગરના અને હર્ષયુક્ત ભીમસેનાદિ પાંડવો પણ પોતાના બળે કરીને બીજા કેટલાક રાજાઓને તાપ પમાડતા ઇન્દ્રપ્રસ્થમાં રહેતા હતા. હવે કોઇ દિવસ અર્જુને શ્રીકૃષ્ણને કહ્યું કે હે કૃષ્ણ!

હમણાં ગરમીના દિવસો છે, માટે આપણે યમુના પ્રત્યે જઈએ ને ત્યાં આપણા સ્નેહિઓ સહિત વિહાર કરીને પાછા સાયંકાળે અહીં આવશું. શ્રીકૃષ્ણ બોલ્યા કે હે કુંતીના પુત્ર અર્જુન ! મને પણ એજ પ્રમાણે સંબંધિઓ સહિત ઇચ્છા પ્રમાણે જળમાં વિહાર કરવાની મરજી છે. વૈશંપાયન કહે છે—પછી યુધિષ્ઠિરની રજા લઇને પોતાના સ્નેહિજનો સહિત અર્જુન તથા શ્રીકૃષ્ણ, અનેક ભવનોવાળા નાના પ્રકારના વૃક્ષોએ કરી શોભાયમાન, તથા ખાનપાનની ચીજો, પુષ્પો, અને સુગંધી પદાર્થોએ યુક્ત એવા વિહારના સ્થાનમાં આવીને વિહાર કરવા લાગ્યા ત્યાં સુંદર સ્વરૂપવાળી કેટલીક સ્ત્રીઓ અર્જુન તથા શ્રીકૃષ્ણની પ્રીતિ પ્રમાણે તે વનના જળ તથા વિહાર કરવાના ઘરોમાં વિહાર કરવા લાગી, તેઓને દ્રૌપદી તથા સુભદ્રાએ વસ્ત્ર અને અલંકારો આપ્યા, જે પેહેરીને તેઓમાંની કેટલીક સ્ત્રીઓ ત્યાં નાચવા લાગી, કેટલીકોએ હર્ષથી મોટા શબ્દ કરવા માંડયા, તથા કેટલીક હસવા લાગી ને કેટલીકોએ મદિરાનું પાન કીધું કેટલીક સ્નેહથી પરસ્પર એક બીજીને પકડવા તથા મારવા લાગી, અને કેટલીકોએ સામ સામે બેસીને પોતાની ઇચ્છા પ્રમાણે મનસુબા કરવા માંડયા. તે વખતે વીણા તથા મૃદંગાદિ વાજીત્રો વાગી રહ્યાં હતાં, તેથી વિહાર કરવાનાં ઘર તથા વન ઘણાં શોભતાં હતાં. હવે ત્યાં એ પ્રમાણે જ્યારે મોટો હર્ષ વર્તિ રહ્યો હતો, ત્યારે અર્જુન તથા શ્રીકૃષ્ણ ત્યાંથી નજીક એક બીજું શોભાયમાન સ્થાનક હતું ત્યાં ગયા, ને અમૂલ્ય આસનો ઉપર બેસી પોતે કરેલા વિહારોની વાતો કરવા લાગ્યા. તેવામાં તેઓની પાસે એક મોટા શરીરવાળો, તપાવેલા સુવર્ણ સરખી કાંતિવાળો, નીલ તથા પીત વર્ણનો, પીળા કેશવાળો, ઉદય સમયના સૂર્ય સરખો પ્રકાશમાન તથા વલ્કલ વસ્ત્ર અને જટા ધારણ કરેલો બ્રાહ્મણ પોતાની નજીક આવેલો જોઇને આસનો ઉપરથી ઉભા થયા.

उपसृष्टं तुतं कृष्णौ भ्राजमानं द्विजोत्तम
अर्जुनो वासुदेवश्च तूर्णमुत्पत्यतस्थतु ॥

इति श्रीमहाभारत आदिपर्वणि खांडवदाहपर्वणि ब्राह्मणरूपानलागमने गुर्जरभाषायां द्वाविंशत्यधिकद्विशततमोऽध्यायः ॥ २२२ ॥

## અધ્યાય ૨૨૩ મો. શ્વેતકિએ કરેલા અનેક યજ્ઞો.

वैशंपायन उवाच—सो ब्रवीदर्जुनं चैव वासुदेवं च सात्वतं
लोकप्रवीरौ तिष्ठंतौ खांडवस्य समीपतः ॥

વૈશંપાયન કહે છે—પછી તે બ્રાહ્મણ, ખાંડવવનની નજીક ઉભેલા તથા લોકમાં અત્યંત શૂરવીર એવા અર્જુન તથા યાદવ શ્રીકૃષ્ણને કહેવા લાગ્યો કે હે કૃષ્ણ ! હે અર્જુન ! હું બહુ ભોજન કરનાર બ્રાહ્મણ સદા ઘણું ભોજન કરૂં છું, જે તમે આપવા સમર્થ છો. વાસ્તે તમારી પાસેથી ભિક્ષા માગું છું કે મને એકવાર તૃપ્તિ થાય તેવું ભોજન આપો. તે સાંભળી શ્રીકૃષ્ણ તથા અર્જુને કહ્યું કે હે બ્રાહ્મણ ! તમને કેવા અન્નથી તૃપ્તિ થાય તે કહો, જે મેળવવાનો અમે યત્ન કરીએ. બ્રાહ્મણ બોલ્યો કે હું અન્નનો ભુખ્યો નથી, કારણ હું અગ્નિ છું, વાસ્તે મારે યોગ્ય જે અન્ન હોય તે મને આપો જુઓ, આ ઇન્દ્રનું ખાંડવ નામનું વન છે તેને હું બાળવા ઇચ્છું છું, પણ એમાં ઇન્દ્રનો સખા તક્ષક નાગ પોતાના

સર્પોના ગણો સહિત રહે છે, તેથી એની રક્ષા વજ્ર ધારણ કરનાર ઇન્દ્ર કરે છે. વળી તક્ષક નાગને લીધે બીજા પણ કેટલાક જીવજંતુઓની રક્ષા ઇન્દ્રથીજ થાય છે. માટે તે વનને બાળવાની ઇચ્છાવાળો હું ઇન્દ્રના તેજથી તેને બાળી શકતો નથી. કારણ જ્યારે હું વનને બાળવા માંડું છું, ત્યારે ઇન્દ્ર વૃષ્ટિ કરીને મને શાંત કરે છે માટે અસ્ત્રવિદ્યામાં કુશળ એવા તમારી પાસેથી હું તૃપ્ત થવા સારૂ એજ અન્ન માગું છું કે હું તમારી સહાયતાથી આ વન બાળી શકું. કારણ ઉત્તમ અસ્ત્રોને જાણનારા તમે ઇન્દ્રના કરેલા વર્ષાદને તથા મને પરાભવ પમાડનારા જીવજંતુઓને ચોતરફથી અટકાવશો. જનમેજય પૂછે છે—હે બ્રહ્મન્! અનેક તરેહના પ્રાણિઓથી વસેલા અને ઇન્દ્ર જેની રક્ષા કરતો હતો એવા તે ખાંડવવનને બાળવાની ઇચ્છા અગ્નિને કેમ થઇ? એનું કારણ કંઇ થોડું નહીં હોય એમ મને જણાય છે, માટે હું તે સર્વે વિસ્તારથી સાંભળવા ઇચ્છું છું. વાસ્તે અગ્નિએ જે માટે ખાંડવ વન બાળ્યું તે સૌ મને કહો. વૈશંપાયન કહે છે—હે પૃથ્વીના પતિ! જે કારણ માટે અગ્નિએ ખાંડવ વન બાળ્યું તે વિષેનો ઋષિઓએ સ્તુતિ કરેલો અને પુરાણ સંબંધી ઇતિહાસ હું યથાર્થ કહું તે તમે સાંભળો. કોઇ નૃસિંહજી સરખો પરાક્રમી જગતમાં પ્રસિદ્ધ, યજ્ઞો કરનાર બુદ્ધિમાન્ અને જેના સરખો બાજો કોઇ નહીં એવો શ્વેતકિ નામે રાજા હતો તે શ્રૌત તથા સ્માર્ત કર્મ કરીને હમેશ બ્રાહ્મણોને ઘણી દક્ષિણાઓ આપી યજ્ઞો કરતો હતો. તેને દિવસો દિવસ પ્રત્યે યજ્ઞરૂપી ક્રિયાના પ્રારંભમાં અનેક તરેહનાં દાનો આપવા વગર બીજી કંઇ બુદ્ધિ થતી નહીં. એ પ્રમાણે મહા બુદ્ધિમાન્ રાજા નિરંતર બ્રાહ્મણોએ કરી યજ્ઞ કરતો હતો, તેથી તે યજ્ઞોના ધૂમાડાથી વ્યાકુળ થયાં છે નેત્રો જેનાં એવા તે યજ્ઞ કરાવનારા બ્રાહ્મણોએ ઘણેક કાળે કંટાળીને રાજાનો ત્યાગ કર્યો. ત્યારે બીજા બ્રાહ્મણોએ તે રાજાની પાસે જઇને કહ્યું કે, યજ્ઞોના ધૂમાડાયે કરીને વ્યાકુળ થયાં છે નેત્રો જેનાં એવા તે બ્રાહ્મણો તમારા યજ્ઞ પ્રત્યે આવતા નથી, વાસ્તે હવે તમે આ યજ્ઞ સમાપ્ત કરો. એવું સાંભળી રાજાએ તેજ બ્રાહ્મણોએ કરીને યજ્ઞ સમાપ્ત કર્યો. પછી તેને ઘણેક કાળ વ્યતીત થયો ત્યારે વળી તે રાજાને સો વર્ષ પર્યંત યજ્ઞ કરવાની ઇચ્છા થઇ, પણ તેને યજ્ઞ કરાવનારા બ્રાહ્મણો મળ્યા નહીં. ત્યારે પોતાના મિત્રો સહિત તે મહા યશસ્વિ રાજાએ બ્રાહ્મણોને યજ્ઞ કરાવવા સારૂ સમજાવવાનો ઘણો યત્ન કર્યો, પણ તે મહા તેજસ્વિઓએ રાજાનું કહેવું કબૂલ કર્યું નહીં. ત્યારે તે રાજર્ષિ શ્વેતકિ રાજાએ ક્રોધથી પોતાના આશ્રમોમાં બેઠેલા બ્રાહ્મણોને કહ્યું કે હે બ્રાહ્મણો! જો હું પતિત હોઉં, વા તમારી સેવામાં તત્પર ન રહેતો હોઉં, અથવા નિંદિત હોઉં, તો તમારે મારો ત્યાગ કરવો વાજબી છે; પણ આજ વૃથા તમે મારી યજ્ઞ કરવાની શ્રદ્ધા નાશ કરવા તથા વગર અપરાધે મારો ત્યાગ કરવા લાયક નથી. પણ હું તમારી શરણે આવ્યો છું માટે મારી ઉપર કૃપા કરવા યોગ્ય છો. હે બ્રાહ્મણોમાં શ્રેષ્ઠો! મને યજ્ઞ કરાવવા સારૂ તમોને પ્રસન્ન કરવા માટે હું નમ્રતાનાં તથા દાનો આપવાનાં ઘણાં વચનો કહું છું, તોપણ જો તમે કેવળ દ્વેષથી મારો ત્યાગ કરશો, તો હું યજ્ઞ કરાવવા સારૂ બીજા બ્રાહ્મણોને બોલાવીશ. હે જનમેજય! એ પ્રમાણે કહીને તે શ્વેતકિ રાજા વિરામ પામ્યો, પણ તે બ્રાહ્મણોને યજ્ઞ કરાવવાની હિંમત થઇ નહીં; ત્યારે ઉલટા ક્રોધ પામીને તેમણે કહ્યું કે હે રાજાઓમાં શ્રેષ્ઠ! તમારાં યજ્ઞકર્મો હમેશ થયા કરે છે, જે તમને કરાવવાના શ્રમથી અમે થાકી રહ્યા છીએ, માટે તમે અમારો

ત્યાગ કરવા યોગ્ય નથી. પણ તમારા મનમાં જો યજ્ઞ કરવાની ઉતાવળ હોય તો તમે રૂદ્રની પાસે જાઓ જે તમોને યજ્ઞ કરાવશે. એવાં તે બ્રાહ્મણોનાં નિંદિત વચન સાંભળી ક્રોધ પામીને તે શ્વેતકિ રાજા કૈલાસ પર્વત ઉપર જઇને મહાદેવજી ઉપર તપ કરવા લાગ્યો. તેમનું આરાધન કરતાં નિયમ તથા સ્થિર વ્રત પાળી ઉંચા હાથ રાખી, નેત્રાનાં પાંપણુ હલાવ્યા વગર અર્ધ નેત્રા ઉઘાડાં રાખી, ઘણા કાળ સુધી ઉભો. તેમાં ક્યારેક બારમે વા સોળમે દિવસે ફળમૂળનો આહાર કરતો હતો. હવે એ પ્રમાણે વૃક્ષની પેઠે ઉભા રહેતાં જ્યારે ૭ માસ થયા ત્યારે મહાદેવજીએ પ્રસન્ન થઇને પોતાના સ્વરૂપનું તેને દર્શન આપ્યું અને સ્નેહયુક્ત ગંભીર વાણીથી કહ્યું કે હે રાજાઓમાં સિંહરૂપ! તારા તપે કરીને હું પ્રસન્ન થયો છું, માટે જે તારે ઇચ્છા હોય તે વરદાન માગ. એવાં તે અગણિત તેજવાળા મહાદેવજીનાં વચન સાંભળી શ્વેતકિ રાજાએ તેમને દંડવત કરીને કહ્યું કે હે મહાદેવજી! સર્વ લોકોથી પૂજાયલા તમે જો મારી ઉપર પ્રસન્ન થયા હો તો તમે પોતે મને યજ્ઞ કરાવો. એવાં રાજાનાં વચન સાંભળીને પ્રસન્ન થએલા મહાદેવજીએ હાસ્યથી કહ્યું કે, અમને યજ્ઞ કરાવવાનો અધિકાર નથી. પણ હે રાજન! તેં વરદાનની ઇચ્છાથી તપ કર્યું માટે કોઈ સમયે યજ્ઞ કરાવીશ. તે જો બાર વર્ષ સુધી બ્રહ્મચર્ય પાળીને, સ્થિર ચિત્ત રાખીને અખંડ ઘૃતની ધારાએ કરી અગ્નિને તૃપ્ત કરીશ, તો જે તું મારી પાસેથી હાલ પ્રાર્થના કરે છે તે પામીશ. હે જન્મેજય! એવાં મહાદેવજીનાં વચન સાંભળી તે રાજાએ તેમના કહેવા પ્રમાણે કરવા માંડયું. પછી જ્યારે બાર વર્ષ પૂરાં થયાં ત્યારે ફરી મહાદેવજીએ તેની પાસે આવીને કહ્યું કે, તેં મારા કહેવા પ્રમાણે કર્મ કરીને મને પ્રસન્ન કર્યો, પણ હે ઉત્કૃષ્ટ! સ્વધર્મનું પાલન કરનાર! યજ્ઞ કરાવવાનો વિધિ બ્રાહ્મણોએ જોયો છે. માટે હું પોતે તને યજ્ઞ કરાવતો નથી, પણ પૃથ્વીમાં મારા અંશરૂપ, મહા ભાગ્યવાન અને બ્રાહ્મણોમાં ઉત્તમ દુર્વાસા નામે પ્રસિદ્ધ બ્રાહ્મણ છે, તે મારી આજ્ઞાથી તને યજ્ઞ કરાવશે. વાસ્તે તું તારા ચંચલ ચાકરો પાસે યજ્ઞનાં સાહિત્યો તૈયાર કરાવ. તે સાંભળીને શ્વેતકિ રાજાએ પોતાના પુર પ્રત્યે જઇ સર્વ સાહિત્યો તૈયાર કરાવ્યાં, ને મહાદેવજી પાસે આવીને કહ્યું કે સાહિત્યો સર્વ તૈયાર કરાવ્યાં છે, ને તમારી કૃપાથી મને યજ્ઞની દીક્ષા આવતી કાલે થશે. ત્યારે મહાદેવજીએ દુર્વાસા ઋષિને બોલાવી કહ્યું કે હે બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ! આ મહા ભાગ્યવાન શ્વેતકિ નામે રાજા છે, તેને તમે મારી આજ્ઞાથી યજ્ઞ કરાવો. દુર્વાસા ઋષિએ કહ્યું કે ઘણું સારૂં. પછી તેમણે વિધિ પૂર્વક મહાત્મા શ્વેતકિ રાજાને બહુ દક્ષિણાવાળો યજ્ઞ કરાવ્યો, ને તે સમાપ્ત થયા પછી તેઓના કહેવાથી યજ્ઞ કરાવનારા બ્રાહ્મણો તથા મહા તેજસ્વી સભાસદો, સર્વે પોતપોતાના સ્થાનકો પ્રત્યે ગયા. તેમ મહા ભાગ્યવાન, વેદને પાર પામેલા બ્રાહ્મણોથી સત્કાર પામેલ, બંદિજનોએ સ્તુતિ કરેલ અને શહેરની પ્રજાએ વખાણેલા રાજાએ પણ પોતાના પૂરમાં પ્રવેશ કર્યો. પછી ઘણેક કાળે તે રાજા સ્વર્ગને પામ્યો. હવે એ પ્રમાણે તે શ્વેતકિ રાજાના યજ્ઞમાં બાર વર્ષ સુધી અખંડ ધારાએ કરી ઘૃતનું પાન કરવાથી અગ્નિને અત્યંત તૃપ્તિ થઇ. તેથી તેને "કોઇ યજ્ઞ કરે ને તેમાં હું હુતદ્રવ્ય ગ્રહણ કરૂં," એવી ઇચ્છા જતી રહી. પછી તેને અજીર્ણનો વિકાર થયો તેથી તેનું શરીર કાંતિ વગરનું થઇ ગયું. તે જોઇ ગ્લાનિને પામી તેણે બ્રહ્મલોક પ્રત્યે જઇ તેઓને કહ્યું કે હે ભગવાન! શ્વેતકિ રાજાએ મને અત્યંત તૃપ્ત

કર્યો તેથી મને અરૂચિ થઇ છે, જે હું મટાડવા સમર્થ નથી. તેને લીધે હે જગત્પતિ! હું તેજ તથા બળથી રહિત થઇ ગયો છું માટે તમારી કૃપાએ કરી મારા પૂર્વ સ્વભાવને પામવાની ઇચ્છા કરૂં છું. એવાં અગ્નિનાં વચન સાંભળી સર્વ લોકના કર્તા બ્રહ્માએ હસીને કહ્યું કે હે મહા ભાગ્યવાન! તેં બાર વર્ષ સુધી અખંડ ધારાએ કરી ઘૃતનું ભોજન કર્યું માટે તેજ રહિત થવાથી તને ગ્લાનિ પ્રાપ્ત થઇ છે. પણ હવે તું ગ્લાનિ પામ માં, કારણ જેમ તું તારા પૂર્વ સ્વભાવને પામે, એવો હું ઉપાય બતાવીને તારી અરૂચિ નાશ કરીશ. તે ઉપાય એ કે, પૂર્વે દેવતાઓની આજ્ઞાથી દૈત્યોને રહેવાનું સ્થાન ખાંડવ વન તેં બાળ્યું હતું, તેમાં હમણાં ઘણાં પ્રાણિઓ રહે છે. માટે તું ત્યાં જલદીથી જઇને તે વનને બાળ, જેથી તેમાં રહેનારા જીવોના માંસોથી તૃપ્ત થઇશ, ને પૂર્વના સ્વભાવને પામી અરૂચિથી મૂકાઇશ. હે જનમેજય! એવું બ્રહ્માનું કહેવું સાંભળી અગ્નિ વેગથી દોડીને ખાંડવ વન પ્રત્યે આવ્યો, ને વાયુની પ્રેરણાથી ક્રોધયુક્ત થઇ તેને બાળવા લાગ્યો. તે જોઇને તેમાં રહેનારા સર્વે જીવો તેને ઠારવાના યત્ન કરવા લાગ્યા. તેમાં હજારો હાથીઓ પોતાની સુંઢોએ કરી જળ છાંટવા લાગ્યા તથા ક્રોધે કરી મુર્છિત એવા ઘણા ફણાવાળા નાગો પોતાની ફણાથી જળ લાવીને તેને ઠારવા લાગ્યા, તેમજ બીજા પણ કેટલાક પ્રાણીઓ ઘૂડ, ઇત્યાદિ પક્ષિઓ વૃક્ષની શાખાએ તથા જળે કરી તેને નિવર્ત કરવા લાગ્યા; એટલે અગ્નિ શાંત થઈ ગયો. એ પ્રમાણે વારંવાર અગ્નિએ સાત વખત ખાંડવ વનને બાળવા માંડયું, ને તેમાં રહેનારા પ્રાણિઓએ તેને શાંત કર્યો.

अनेन तु प्रकारेण भूयोभूयश्च प्रज्वलन्
सप्तकृत्वः प्रशमितः खांडवे हव्यवाहनः ॥

**इति श्रीमहाभारत आदिपर्वणि खांडवदाहपर्वणि अग्निपराभवे गुर्जरभाषायां त्रयोविंशत्यधिकद्विशततमोऽध्यायः ॥ २२३ ॥**



## અધ્યાય ૨૨૪ મો. અર્જુન ને અગ્નિનો સંવાદ.

वैशंपायन उवाच—स तु नैराश्यमापन्न सदा ग्लानिसमन्वितः
पितामहमुपागच्छत् संक्रुद्धो हव्यवाहनः ॥

વૈશંપાયન કહે છે—પછી નિરાશપણાને પામેલો, નિરંતર ગ્લાનિયુક્ત અને ક્રોધાયમાન અગ્નિ બ્રહ્માની પાસે આવ્યો. તેણે પોતાનું સર્વ વૃત્તાંત યથાર્થ કહી સંભળાવ્યું. ત્યારે બ્રહ્માએ બે ઘટીકા માત્ર વિચાર કરીને તેને કહ્યું કે હે નિષ્પાપ! તું ખાંડવ વનને બાળી શકે, એવો ઉપાય મેં જાણ્યો છે, પણ હમણાં થોડી વાર સબુર કર, એટલે તને કહું છું. એમ કહી થોડીવાર રહીને બ્રહ્માએ તેને કહ્યું કે હે અગ્નિ! જ્યારે તારી સહાયતા કરનારા નર નારાયણ ઉત્પન્ન થશે, ત્યારે તેઓની મદદથી તું તે વનને બાળી શકીશ. ઠીક, સારૂં, એમ કહી અગ્નિ ત્યાંથી ચાલી નીકળ્યો. પછી તેને ઘણો કાળ થયો ત્યારે નર અને નારાયણ પૃથ્વીમાં ઉત્પન્ન થયા. તે જાણી બ્રહ્માનાં પૂર્વનાં કહેલાં વચન સંભારીને અગ્નિ પાછો તેમની પાસે ગયો. બ્રહ્માએ કહ્યું કે હે વિભાવસુ! નર અને નારાયણ દેવ દેવતાઓના કાર્યને અર્થે મનુષ્ય લોકમાં પ્રગટ થયા છે, જેને સર્વ લોક અર્જુન અને

વાસુદેવ માને છે. તેઓની પાસે જઇને તું ખાંડવ વનને બાળવા સારૂ સહાયતા માગ, જેઓની સહાયતાથી તું દેવતાઓએ રક્ષા કરેલા તે વનને બાળી શકીશ. કારણ તેઓ સર્વ પ્રાણીઓ તથા ઇન્દ્રને પણ નિવારણ કરશે, એમાં મને કંઇપણ શક નથી. વૈશંપાયન કહે છે—હે રાજન ! એવાં બ્રહ્માનાં વચન સાંભળી તે અગ્નિએ ઉતાવળથી અર્જુન તથા શ્રીકૃષ્ણની પાંસે આવીને જે વચનો કહ્યાં, તે મેં તમને કહ્યાં છે. હવે અગ્નિનાં વચન સાંભળીને અર્જુને કહ્યું કે હે અગ્નિ ! મારી પાસે શ્રેષ્ઠ અને દિવ્ય એવાં ઘણાં અસ્રો છે, જેણે કરી હું વજ્રના ધારણ કરનારા ઘણા ઇન્દ્રો સાથે યુદ્ધ કરવા સમર્થ છું; પણ મારી ભુજાઓના પરાક્રમ લાયક ધનુષ નથી, જે યુદ્ધમાં મારા વેગને સહન કરે, વળી હું, નાશ નહીં પામે એવાં ઘણાં બાણોની, તથા યુદ્ધમાં મારે લાયક રથ નથી માટે શોભાયમાન શ્વેત વર્ણના અને વાયુ સરખા વેગવાળા ઘોડાઓ સહિત મેઘ સરખી ગર્જના કરનાર અને સૂર્ય સરખા પ્રકાશમાન રથની ઇચ્છા રાખું છું. તેમજ શ્રીકૃષ્ણને પણ યોગ્ય એવું આયુદ્ધ નથી, જેણે કરીને તે યુદ્ધમાં નાગો તથા પિશાચોનો નાશ કરે. માટે હે પાવક ! પુરૂષાર્થે કરી કાર્ય કરનારા અમોને યુદ્ધમાં ધનુષાદિક સાહિત્યો આપવા તું યોગ્ય છે.

पौरुषेण तु यत्कार्यं तत्कर्त्तारौ स्मपावक
करणानि समर्थानि भगवन्दातुमर्हसि ॥

इति श्रीमहाभारत आदिपर्वणि खांडवदाहपर्वणि अर्जुनाग्निसंवादे गुर्जरभाषायां चतुर्विंशत्यधिकद्विशततमोऽध्यायः ॥ २२४ ॥

## અધ્યાય ૨૨૫ મો. અગ્નિએ અર્જુનને આપેલાં શસ્ત્ર.

वैशंपायन उवाच—एवमुक्तः स भगवान् धूमकेतुर्हुताशनः
चिंतयामास वरुणं लोकपालं दिदृक्षया ॥

વૈશંપાયન કહે છે—એવું સાંભળી ધૂમાડારૂપી છે ધ્વજા જેની એવા મહા સમર્થ અગ્નિએ લોકપાળ વરૂણ દેવતાનું તેને મળવા સારૂ ચિંતવન કર્યું. તે જાણી વરૂણે તત્કાળ તેની પાસે આવીને પોતાનું સ્વરૂપ દેખાડ્યું. અગ્નિએ, તેને પૂજાદિ સત્કાર કરીને કહ્યું કે હે વરૂણ ! ચંદ્રે જે તમને ધનુષ, ચક્ર, તથા બાણો રાખવાના ભાથા અને ધ્વજામાં વાનરનું ચિન્હ છે એવો રથ વગેરે આપ્યાં છે, તે સૌ તમે મને જલદીથી આપો. કારણ તે ગાંડીવ ધનુષે કરીને અર્જુન તથા ચક્રે કરીને શ્રીકૃષ્ણ મોટાં કર્મ કરશે. તે સાંભળી ઠીક એમ કહીને વરૂણે, કોઇ પણ શસ્ત્રથી નાશ ન પામે એવું, સર્વ શસ્ત્રોને નાશ કરનાર, સર્વ હથીયારોમાં મોટું શત્રુઓની સેનાને પરાભવ પમાડનાર અને દેવતા, દૈત્યો તથા ગંધર્વોથી ઘણા કાળ સુધી પૂજાયલું ધનુષ, તથા કોઇ દિવસે પણ ખૂટે નહીં એવા બાણોના બે ભાથા આપ્યા. વળી દિવ્ય શ્વેત વર્ણના ગંધર્વ દેશમાં ઉત્પન્ન થયેલા અને મન તથા વાયુ સરખા વેગવાળા ઘોડાઓ જેમાં જોડેલા હતા એવો, યુદ્ધમાં સર્વ સાહિત્યોથી ભરેલો, દેવતા તથા દૈત્યોથી ન જીતાય એવો, સૂર્ય જેવો પ્રકાશમાન, અનેક રત્નોથી જડેલો, જેને વિશ્વકર્માએ મહા તપે કરી બનાવેલો હતો, અને જેમાં બેસીને પૂર્વે મહા સમર્થ ચંદ્રમાએ દૈત્યોને જીત્યા હતા, તથા જેના શિખર ઉપર સુવર્ણની દાંડીમાં કેશરી સિંહ સરખા ભયંકર

સ્વરૂપવાળા હનુમાનના ચિન્હવાળી ધ્વજા ઉડી રહી હતી એવો, પોતાની ગર્જનાએ કરીને શત્રુઓની સેનાને બેભાન કરનાર, તથા અનેક તરેહના પતાકાઓથી શોભાયમાન એવો રથ આપ્યો. પછી શરીર ઉપર કવચ તથા હાથ ઉપર ચર્માવરણ જેણે ધારણ કરેલાં છે એવો અર્જુન, અગ્નિના કહેવાથી તે રથને પ્રદક્ષિણા તથા સર્વ દેવતાઓને માનસિક નમસ્કાર કરીને જેમ પુણ્યવાન જીવ વિમાનમાં બેસે તેમ તે રથમાં બેઠો, પૂર્વે બ્રહ્માએ નિર્માણ કરેલું અને સર્વ ધનુષોમાં શ્રેષ્ઠ ગાંડીવ ધનુષ ગ્રહણ કરી તેણે હર્ષયુક્ત થઇને તે ધનુષની પ્રત્યંચા ચઢાવી. તે વખતે તેનો શબ્દ જેઓએ સાંભળ્યો તેમનાં મન ભયભિત થયાં. એ પ્રમાણે અર્જુન રથ, ધનુષ, તથા બાણોના ભાથા પામી મહા સંમર્થ થઇને અગ્નિની સહાય કરવાને હર્ષયુક્ત થયો. વળી અગ્નિએ શ્રીકૃષ્ણને વજ્રનાભ નામનું ચક્ર આપીને કહ્યું કે હે મધુસૂદન! તમે યુદ્ધમાં આ ચક્રે કરીને અત્યંત બલવાન મનુષ્યો તથા દેવતાઓને જીતશો, અને આ ચક્ર રાક્ષસો, પિશાચો, દૈત્યો તથા નાગોનો નાશ કરવામાં શ્રેષ્ઠ છે, ને જેની ઉપર મુકશો તેને નાશ કરીને પાછું પોતાની મેળે તમને પ્રાપ્ત થશે. વૈશંપાયન કહે છે—પછી મહા સમર્થ વરૂણ દેવતાએ દૈત્યોને નાશ કરનારી કૌમોદકી નામની ગદા શ્રીકૃષ્ણને આપી. અગ્નિને મુખ્ય કરી તે ખાંડવ વનની પાસે આવીને અર્જુન તથા શ્રીકૃષ્ણે તેને કહ્યું કે હે અગ્નિ! શસ્ત્ર અસ્ત્ર તથા રથે કરી યુક્ત એવા અમો સર્વ દેવતા તથા દૈત્યો સાથે યુદ્ધ કરવા સમર્થ છીએ, ત્યારે તક્ષક નાગને વાસ્તે યુદ્ધ કરવા આવનાર વજ્ર ધારણ કરનાર ઇન્દ્રની સાથે યુદ્ધ કરીએ તેમાં શું આશ્ચર્ય? વળી એકલા અર્જુને કહ્યું કે હે અગ્નિ! ચક્ર જેના હાથમાં છે એવા મહાપરાક્રમી શ્રીકૃષ્ણ યુદ્ધમાં ચક્ર મૂકીને સર્વ શત્રુઓને બાળી ભસ્મ કરવાને સમર્થ છે. અને હું આ ગાંડીવ ધનુષ તથા ક્ષયથી નાશ ન પામે એવા બાણોના ભાથા ગ્રહણ કરીને સર્વ લોકને જીતવાનો ઉત્સાહ રાખું છું. માટે હવે આ ખાંડવ વનને તારી ઇચ્છા પ્રમાણે ચોતરફથી બાળ, કારણ તારી સહાયતા કરવા અમે સમર્થ છીએ. વૈશંપાયન કહે છે-હે રાજન! એ પ્રમાણે શ્રીકૃષ્ણ તથા અર્જુનના કહેવાથી તે અગ્નિએ પોતાનું તેજોમય સ્વરૂપ કરીને, ચારે કોરથી તે વનને બાળવા માંડ્યું, તેથી તેમાં રહેનારાં સર્વ પ્રાણિઓ કંપાયમાન થવા લાગ્યાં. હે ભારત! તે સમયે બળતા એવા તે વનનું સ્વરૂપ, જેમ સૂર્યનાં કિરણોએ કરી પર્વતના રાજા મેરૂનું સ્વરૂપ શોભે તેમ શોભતું હતું.

दह्यतस्तस्य च बभौ रूपं दावस्य भारत
मेरोरिव नगेंद्रस्य कीर्णस्यांशुमतोऽशुभिः ॥

इति श्रीमहाभारत आदिपर्वणि खांडवदाहपर्वणि गांडिवादिदानं गुर्जरभाषायां पंचविंशत्यधिकद्विशततमोऽध्यायः ॥ २२५ ॥

## અધ્યાય ૨૨૬ મો. ખાંડવ લાગતાં ઇન્દ્ર ગુસ્સે થયો.

वैशंपायन उवाच—तौ रथाभ्यां रथश्रेष्ठौ दावस्योभयतः स्थितौ
दिक्षु सर्वासु भूतानां चक्राते कदनं महत् ॥

વૈશંપાયન કહે છે—તે સમયે ખાંડવ વનની બેઉ બાજુએ શ્રેષ્ઠ રથોએ કરી ઉભેલા

અર્જુન તથા શ્રીકૃષ્ણ સર્વ દિશાઓમાં ઘણા પ્રાણિઓનો નાશ કરતા હતા. તે એમ કે, તે વનમાં રહેનાર પક્ષિઓ જ્યાં તેઓની નજરે જોવામાં આવતાં ત્યાં તેઓ રથોથી દોડી જતા જેથી તે પક્ષિઓને અગ્નિમાંથી બચવાનો અવકાશ મળતો નહીં. હવે એ પ્રમાણે જ્યારે ખાંડવ વન બળવા લાગ્યું ત્યારે હજારો જીવો મોટા શબ્દ કરતા કરતા ઉછળવા લાગ્યા. તેમ કેટલાકનાં અર્ધાં શરીર બળી ગયાં, કેટલાક અત્યંત તાપને પામ્યા તથા કેટલાકની આંખો ફૂટી ગઇઓ; કેટલાકનાં શરીર કાકડી ફલની માફક ફાટી ગયાં તથા કેટલાક ભયથી ભાગવા લાગ્યા. કેટલાક પોતાના સંતાનોને આલિંગન કરતા તથા કેટલાક પોતાના માતા પિતા તથા ભાઇઓને ભેટતા હતા. કારણ તેઓ પરસ્પર સ્નેહને લીધે કોઇનો ત્યાગ કરવા સમર્થ થતા નહીં. વળી કેટલાક ક્રોધે કરી પોતાની ચાંચો મરડતા ત્યાંથી ઉડી જતા, પણ તે અગ્નિના તાપથી મુઝાઇને પાછા અગ્નિમાંજ પડીને મૃત્યુ પામતા હતા. એ પ્રમાણે તે સર્વ પક્ષિઓ તરફડતા તરફડતા વનમાં ચોતરફ મૃત્યુ પામતા દેખાતા હતા. વળી તે વનમાં જળનાં સ્થાનકો હતાં. તેઓનું જળ અગ્નિથી ઘણું તપી ગયું, તેથી તેમાં રહેનારા કાચબા તથા મત્સ્યાદિ જંતુઓનો પણ નાશ થયો. વળી વનમાંથી જે પક્ષિઓ ઉડી જતા તેઓને બાણો મારીને અર્જુન પાછા અગ્નિમાં નાખતા હતા. તેથી બાણોએ કરી ભેદાયલા તે પક્ષિઓ મહા ભયંકર શબ્દ કરતા, જે સમુદ્ર મંથન કરતી વખતના શબ્દ સરખા સંભળાતા હતા. હવે અત્યંત પ્રદીપ્ત થયેલા અગ્નિના તણખા આકાશમાં ઉંચે ઉડવા લાગ્યા, જેથી દેવતાઓ ભય પામીને ઇંદ્રની પાસે જઇ કહેવા લાગ્યા કે હે દેવતાઓના ઇશ્વર ! આ અગ્નિએ કરી સર્વ પ્રાણિઓ બળે છે એ શું ? માટે હમણાં શું સર્વ લોકનો વિનાશ તો પ્રાપ્ત થયો નથી ? વૈશંપાયન કહે છે—હે રાજન ! એવાં દેવતાઓનાં વચન સાંભળી વૃત્રાસુરને નાશ કરનારા ઇંદ્રે, ખાંડવ વનને બળતું જોઇ તેને અગ્નિથી મૂકાવવા સારૂ, દેવતાઓ સહિત ત્યાં જઇ વિમાનોથી આકાશને ઢાંકી લીધું, મેઘના ગણોને તે વન ઉપર વર્ષવાની આજ્ઞા આપી. ત્યારે મેઘો રથની ધરી સરખી જાડી ધારાઓથી વર્ષવા લાગ્યા, પણ તે ધારાઓ અગ્નિના તેજથી આકાશમાંજ સુકાઇ ગઇ. ત્યારે અત્યંત ક્રોધ પામીને નમુચિ દૈતને નાશ કરનારા ઇન્દ્રે બીજા મોટા મેઘોએ કરી તે ખાંડવ વન પ્રત્યે ઘણુંક જળ વર્ષાવ્યું તેથી તે સમયે અગ્નિની જ્વાળા તથા વર્ષાદની ધારાઓ સાથે મળવાથી ધૂમાડો, અગ્નિનો પ્રકાશ, અને વીજળી એ ત્રણે યુક્ત વન ઘણું ભયંકર બન્યું.

**अर्चिर्धाराभि संबद्धं धूमविद्युत्समाकुलं**
**बभूव तद्वनं घोरं स्तनयित्नुसमाकुलं ॥**

**इति श्रीमहाभारत आदिपर्वणि खांडवदाहपर्वणि इन्द्रक्रोधे गुर्जरभाषायां षड्विंशत्यधिकद्विशततमोऽध्यायः ॥ २२६ ॥**

## અધ્યાય ૨૨૭ મો. દેવતાઓ સાથે યુદ્ધ.

**वैशंपायन उवाच—तस्याथ वर्षतो वारि पांडवः प्रत्यवारयत्**
**शरवर्षेण बीभत्सुरुत्तमास्त्राणि दर्शयन् ॥**

વૈશંપાયન કહે છે—પછી અર્જુને પોતાનાં ઉત્તમ અસ્ત્રો વાપરીને ઇંદ્રે કરેલા વર્ષા-દના જળને બાણોના વર્ષાદે કરીને બંધ કરી મૂક્યું; જેમ ચંદ્રમા ઝાકળથી પૃથ્વીને ઢાંકે, તેમ અત્યંત પરાક્રમ કરીને ઘણા બાણોથી ખાંડવ વનને ઢાંકી લીધું. તેથી કોઇપણ પ્રાણી તેમાંથી નીકળી જવા સમર્થ થયું નહીં. હવે તે વન બળ્યું તે વખતે સર્વ નાગોનો રાજા તક્ષક કુરૂક્ષેત્ર પ્રત્યે ગયેલો હતો. પણ તેનો મહા બળવાન અશ્વસેન નામે પુત્ર તે વનમાંજ હતો. જેણે તે અગ્નિથી બચવા સારૂ ઘણો યત્ન કર્યો, પણ તે અર્જુનનાં બાણોથી રૂંધાઇ જઇ અગ્નિમાંથી નીકળવા સમર્થ થયો નહીં. ત્યારે તેની મા, તેને બચા-વવાસારૂ તેના માથા તરફથી તેને ગળી ગઇ, ને તે સમયે અર્જુને ઘણા બાણો માર્યાં, તો પણ પોતાના પુત્રના બચાવ માટે તે ખાંડવ વનમાંથી નીકળી જવા લાગી. ત્યારે અર્જુને મોટી તીક્ષ્ણ ધારવાળા બાણે કરીને તેનું માથું કાપી નાખ્યું. તે જોઇ ઇન્દ્રે તે અશ્વસેનને બચાવવા સારૂ વાયુ તથા વર્ષાદથી અર્જુનને મોહ પમાડ્યો, એટલે તે અશ્વસે-ન અર્જુનની નજરથી ખસી ગયો. ત્યારે ક્રોધ પામીને અર્જુન, શ્રીકૃષ્ણ અને અગ્નિએ તે અશ્વસેનને શાપ આપ્યો કે, "તું જગતમાં સંતાન વગરનો થઇશ." પછી ઇન્દ્રે કરેલા છળને સંભારી અર્જુને બાણોથી આકાશને ઢાંકી દીધું, ને તેની સાથે યુદ્ધ કરવા માંડ્યું. ત્યારે ઇંદ્રે પોતાનું તીવ્ર અસ્ત્ર મૂક્યું, તે વખતે મોટા શબ્દ વાળો વાયુ સર્વ સમુદ્રને ક્ષોભ પમાડી વાવા લાગ્યો, ને વિજળીયુક્ત મેઘો મોટી ગર્જના કરીને વર્ષવા લાગ્યા. તે બંધ કરવા સારૂ અર્જુને વાયવાસ્ત્ર મંત્રીને મોકલ્યું, જેથી તે ઇંદ્રના વજ્રરૂપ મેઘોનું બળ નાશ પામ્યું, ને વર્ષાદની ધારાઓ તથા વીજળી બંધ થઇ ગયાં. ક્ષણમાત્રમાં સૂર્યથી પ્રકાશિત અને શીતળ વાયુને ઉત્પન્ન કરનારૂં આકાશ નિર્મળ થઇ ગયું. અને પ્રાણિઓના દેહમાંથી ઉત્પન્ન થતા તણખાએ યુક્ત હર્ષ પામેલો અગ્નિ મોટા શબ્દ કરતો કરતો તે વનને અત્યંત બાળવા લાગ્યો. હે રાજન! તે વખતે શ્રીકૃષ્ણ તથા અર્જુને રક્ષા કરેલા અગ્નિને તથા બળતાં એવાં વનને જોઇને અહંકારી ગરૂડાદિ પક્ષિઓ આકાશમાં આવ્યા. તેમાં ગરૂડ તો પોતાની વજ્ર સરખી ચાંચ તથા નખોથી શ્રીકૃષ્ણ અને અર્જુનને મારવા સારૂ આકાશમાંથી નીચે આવ્યો. વળી ઘણાક સર્પો પોતાના મોંઢામાંથી વિષ કાઢતા કાઢતા અર્જુનની નજીક પડ્યા, તેઓને બાણોથી વીંધીને અર્જુને અગ્નિમાં નાખી દીધા. પછી ગંધર્વ, યક્ષ, રાક્ષસ અને સર્પોના ગણ સહિત દૈત્યો, મોટા શબ્દો કરતા કરતા યુદ્ધ કરવા સારૂ ત્યાં આવ્યા, શ્રીકૃષ્ણ તથા અર્જુનને મારવાની ઇચ્છાથી તેઓને અનેક વાક્યો કહેતા કહેતા, તેઓ ઉપર ચક્રો, પત્થરો, ગોફણો તથા અસ્ત્રોનો વર્ષાદ વર્ષાવવા લાગ્યા. તે જોઇ અર્જુને તીક્ષ્ણ બાણોએ કરી તેઓનાં શરીર ભેદી નાખ્યાં, ને મહા તેજસ્વિ અને શત્રુઓને નાશ કરનાર શ્રીકૃષ્ણે પણ ચક્રે કરીને તેઓનો નાશ કર્યો. ત્યારે ભય પામી તે દૈત્યાદિકો યુદ્ધથી શાંત થઇ ગયા. તે સમયે દેવતાઓનો રાજા ઇંદ્ર, ક્રોધ પામી શ્વેત હાથી ઉપર બેસી "કૃષ્ણ તથા અર્જુનને હમણાં મારીશ," એમ દેવતાઓને કહીને, શ્રીકૃષ્ણ તથા અર્જુનની સામે હાથમાં વજ્ર લઇને જલદીથી આવ્યો, ને તેઓ ઉપર વજ્ર તથા શસ્ત્ર મૂકવા લાગ્યો. તે જોઈ બીજા સર્વ દેવતાઓએ પોતપોતાનાં શસ્ત્રો ગ્રહણ કર્યાં. તેમાં યમ રાજાએ કાલદંડ, કુબેરે ગદા, વરૂણે પાશ તથા વજ્ર, કાર્તિકસ્વામિએ શક્તિ, અશ્વિની કુમારોએ ઔષધિયો, ધાતાએ ધનુષ, જયે મુસલ, મહા બળવાન ત્વષ્ટાએ ત્રિશૂળ, અંશે-

શક્તિ, અર્યમાએ પરિઘ, મિત્રદેવતાએ ચક્ર, અને પૂષા, ભગ, સવિતા, અગીયાર રૂદ્રો, આઠ વસુ, ઓગણપચાશ વાયુ, વિશ્વેદેવા, સાધ્યના ગણો, તથા બીજા પણ કેટલાક દેવતાઓએ અનેક તરેહનાં આયુદ્ધો ગ્રહણ કરીને શ્રીકૃષ્ણ તથા અર્જુનની સાથે યુદ્ધ કરવા માંડયું. તે વખતે યુદ્ધમાં અનેક તરેહનાં અદ્ભુત જગતને પ્રલય કરે એવાં તથા સર્વને મોહ પમાડનારાં નિમિત્ત દેખાવા લાગ્યાં. તેને તથા ક્રોધ પામેલા દેવતાઓ સહિત ઇન્દ્રને જોઇને, યુદ્ધ કરવામાં કુશળ એવા શ્રીકૃષ્ણ તથા અર્જુને કંઇપણ ભય રાખ્યા વગર તેઓ સામા ઉભા રહી વજ્ર સરખા બાણોથી તેઓને મારવા માંડયા. કેટલાક દેવતાઓ યુદ્ધ કરવાની ઇચ્છા રહિત થઇ, તેઓના ભયથી યુદ્ધ મૂકીને ઇંદ્રની પાસે જઇ ઉભા રહ્યા. તે જોઇ આકાશમાં ઉભેલા મુનિઓને શ્રીકૃષ્ણ તથા અર્જુનના પરાક્રમ વિષે આશ્ચર્ય લાગ્યું. પછી ઇન્દ્રે, પ્રથમ યુદ્ધમાં શ્રીકૃષ્ણ તથા અર્જુનનું બળ જોયું હતું, તો પણ ફરીથી તેઓ પાસે આવીને બીજી વખત અર્જુનનું પરાક્રમ જોવા સારૂ તેની ઉપર પત્થરોનો વર્ષાદ વર્ષાવ્યો. અત્યંત ક્રોધ પામી અર્જુને બાણોથી તે વર્ષાદનો નાશ કર્યો, એટલે વળી ઇન્દ્રે પત્થરોનો ઘણો વર્ષાદ કર્યો, તેનો પણ અર્જુને બાણોએ કરી નાશ કર્યો, ત્યારે ઇન્દ્રે પોતાના હાથે કરી મંદરાચલ પર્વતનું વૃક્ષોએ સહિત એક શિખર ઉપાડી અર્જુનને મારવા સારૂ તેની ઉપર નાખ્યું, પણ અર્જુને તેના બાણોથી હજારો કડકા કરી નાખ્યા. પછી તે કડકા વેરાઇને પડવાથી જેમ આકાશમાંથી ખરી પડતા સૂર્ય તથા ચંદ્ર સહિત ગ્રહોનાં સ્વરૂપ શોભે તેમ શોભવા લાગ્યા.

गिरे विशीर्यमाणस्य तस्य रूपं तदा बभौ
सार्कचंद्रग्रहस्येव नभसः परिशीर्यतः ॥

**इति श्रीमहाभारत आदिपर्वणि खांडववनदाहपर्वणि देवकृष्णार्जुनयुद्धे गुर्जरभाषायां सप्तविंशत्यधिकद्विशततमोऽध्यायः ॥ २२७ ॥**

## मयदर्शन पर्व.

## અધ્યાય ૨૨૮ મો. બળતામાંથી મયનું પકડાવું.

**वैशंपायन उवाच—तथा शैलनिपातेन भीषिताः खांडवालयाः**
**दानवा राक्षसा नागास्तरक्षृक्षवनौकसः ॥**

વૈશંપાયન કહે છે—હવે શિખરની શિલાઓ પડવાથી ખાંડવવનમાં રહેનારા દાનવો, રાક્ષસો, તથા નાગો, નાના વ્યાઘ્રો, રીંછો, હાથીઓ, જુવાન તથા મોટી અવસ્થાવાળા સિંહો, મૃગો, પાડાઓ તથા બીજા સેંકડો પક્ષિઓ કચરાઇ ગયાં, ને બીજા કેટલાક ઉદ્વેગ પામેલા પક્ષિઓ વિખરાઇને આકાશમાં ઉડી, બળતા એવા તે ખાંડવ વનને અને હથીયારબંધ શ્રીકૃષ્ણ તથા અર્જુનને જોઇને મોટા શબ્દ કરવા લાગ્યાં. તેઓના તથા તે વનને બાળનાર અગ્નિના શબ્દે કરીને આકાશ, જેમ ઉત્પાતના સમયને વિષે મેઘના શબ્દથી ગાજે તેમ ગાજતું હતું. તે વખતે મહાબાહુ શ્રીકૃષ્ણે, પોતાનું મોટી કાંતિવાળું ચક્ર તે પ્રાણિઓનો નાશ કરવા સારૂ મૂકયું, જેથી પીડા પામીને તે ક્ષુદ્રો દૈત્યો તથા નિશાચરાદિ

સેંકડો પ્રાણિઓ કપાઇને તરત અગ્નિમાં પડ્યાં. હે ભરતવંશમાં ઉત્પન્ન થયેલા ! એ પ્રમાણે શ્રીકૃષ્ણ, હજારો પિશાચો, પક્ષિઓ, નાગો તથા પશુઓને મારતા મારતા કાળની પેઠે ત્યાં ફરતા હતા, ને જેમના ઉપર પોતાનું ચક્ર મૂકતા, તેઓનો તે ચક્ર નાશ કરીને પાછું પોતાના હાથમાં પ્રાપ્ત થતું હતું. તે સમયે સર્વ ભૂત પ્રાણિ માત્રના આત્મારૂપ શ્રીકૃષ્ણનું રૂપ અત્યંત ભયંકર દેખાતું હતું. પછી ત્યાં એકઠા થયેલા સર્વ દૈત્યો તથા દેવતાઓ જ્યારે શ્રીકૃષ્ણ તથા અર્જુનને જીતી શક્યા નહીં, અને તેમના પરાક્રમથી રક્ષા પામેલા અગ્નિને શાંત કરવા સમર્થ થયા નહીં, ત્યારે ત્યાંથી પાછા વળ્યા. તે જોઇ શ્રીકૃષ્ણ તથા અર્જુનનાં વખાણ કરી ઇન્દ્ર હર્ષ પામ્યો. આકાશવાણીએ ગંભીર શબ્દથી તેને કહ્યું કે હે ઇન્દ્ર ! તારો સખા તક્ષક નાગ અહીં નથી. તે તો આ ખાંડવ વન બળતા પહેલાં કુરૂક્ષેત્ર પ્રત્યે ગયો છે, ને આ શ્રીકૃષ્ણ તથા અર્જુનને યુદ્ધમાં જીતવાને કોઇપણ સમર્થ નથી. કારણ એ બેઉ સ્વર્ગમાં પ્રસિદ્ધ, દેવતારૂપ, સર્વ લોકમાં પ્રાચીન, ઋષિઓમાં શ્રેષ્ઠ અને સર્વ દેવતાઓ, દૈત્યો, યક્ષો, રાક્ષસો, ગંધર્વો, મનુષ્યો, કિન્નરો, તથા સર્પોએ પૂજા કરવા લાયક એવા નર અને નારાયણરૂપ છે. હે ઇન્દ્ર ! તું સર્વે દેવતાઓ સહિત અહીંથી સ્વર્ગ પ્રત્યે જવા લાયક છે, આ ખાંડવ વન બળ્યું એ તું દૈવ ઇચ્છા માન. એવાં આકાશવાણીનાં વચન સાંભળી ઇન્દ્ર ત્યાંથી સ્વર્ગ પ્રત્યે ચાલી નીકળ્યો. હે રાજન ! તે જોઇ સર્વે દેવતાઓ પણ સેના સહિત તેની પાછળ ગયા. પછી દેવતાઓ સહિત ચાલી નીકળેલા ઇન્દ્રને જોઇ શ્રીકૃષ્ણ તથા અર્જુને મોટા સિંહ સરખા શબ્દ કર્યા, ખાંડવ વન સુખે બળવા લાગ્યું. તેમાંથી કોઇપણ પ્રાણિ બહાર નીકળવા સમર્થ થયું નહીં, કારણ જે કોઇ નીકળતું તેને બાણો મારી અર્જુન નાશ પમાડતો હતો. તે સમયે પિતૃ તથા દેવતાઓનાં સ્થાનકો વગેરે સૌને સંતાપ ઉત્પન્ન થતો હતો, ને દીન એવા ભૂતપ્રાણિ માત્ર ભયથી મોટા શબ્દ કરતા હતા. તેમાં હાથીઓ, મૃગો તથા નાના વ્યાઘ્રો મોટેથી રૂદન કરતા હતા, તેઓના શબ્દ સાંભળીને ગંગાજી તથા સમુદ્રમાં રહેનારા ઝુંડો પણ ત્રાસ પામતા હતા. હે મોટી ભુજાવાળા જનમેજય ! તે સમયે વિદ્યાધરો તથા બીજા પણ તે વનમાં રહેનારા રાક્ષસો અર્જુન તથા શ્રીકૃષ્ણને જોવાને પણ સમર્થ થતા નહીં, ત્યારે તેઓ સાથે યુદ્ધ કરવાને કેમજ સમર્થ થાય ? વળી તે વનમાં રાક્ષસો, દાનવો તથા નાગો એકઠા થઇને રહેતા હતા, તેઓને પણ શ્રીકૃષ્ણ ચક્રે કરીને મારતા, તેથી તે કપાઇ જઇ મૃત્યુ પામતા તેઓ પ્રદીપ્ત અગ્નિમાં પડતા હતા. એ પ્રમાણે પ્રાણિયોની માંસ તથા રૂધિરયુક્ત ચરબીએ કરી તૃપ્ત થઇ અગ્નિ આકાશ તરફ ઉંચો વધીને ધૂમાડા રહિત થયો. તેની જીભ, હુન, માથાના કેશ તથા નેત્રો પ્રદીપ્ત થઇ પીળા વર્ણનાં થયાં. એ રીતે અગ્નિ, શ્રીકૃષ્ણ તથા અર્જુને પ્રાપ્ત કરેલા ખાંડવ વનને બાળવારૂપી અમૃતને પામી, હર્ષયુક્ત તથા તૃપ્ત થઇને નિવૃત્તિ પામ્યો. એટલામાં શ્રીકૃષ્ણે તક્ષક નાગના ઘરમાંથી મયદાનવને નાસી જતાં જોયો. મહા બળવાન તથા જટાયુક્ત શરીરવાળા અગ્નિએ શ્રીકૃષ્ણ પાસે તેને બાળવાની પ્રાર્થના કરી. એટલે શ્રીકૃષ્ણે તેને મારવા સારૂ ચક્ર ઉગામ્યું, તે જોઇને મયદાનવે અર્જુન પાસે દોડી જઇ કહ્યું કે હે અર્જુન ! તમે મારી રક્ષા કરો. એવાં તેનાં ભયનાં વચન સાંભળી, અર્જુને તેને જીવાડવા માટેજ ઉત્તર આપ્યો કે, તારે કંઇ ભય પામવો નહીં. એ પ્રમાણે અર્જુને તેને અભય આપ્યું ત્યારે શ્રીકૃષ્ણ તેને મારવાથી નિવૃત્ત થયા, ને અગ્નિએ

પણ તેને બાળ્યો નહીં. વૈશંપાયન કહે છે—હે રાજન! એવી રીતે શ્રીકૃષ્ણ તથા અર્જુને રક્ષણ કરેલા બુદ્ધિમાન્ અગ્નિએ, પંદર દિવસ સુધી ખાંડવ વન બાળ્યું, પણ બળતા એવા તે વનમાં અશ્વસેન, મયદાનવ તથા ચાર શાર્ઙ્ગ પક્ષિઓ મળી ૭ પ્રાણિઓને બાળ્યા નહીં.

तस्मिन्वने दह्यमाने षडग्निर्न ददाह च
अश्वसेनमयं चैव चतुरः शार्ङ्गकांस्तथा ॥

इति श्रीमहाभारत आदिपर्वणि मयदर्शनपर्वणि मयदानवत्राणे गुर्जरभाषायामष्टाविंशत्यधिकद्विशततमोऽध्यायः ॥ २२८ ॥

## અધ્યાય ૨૨૯ મો. શાર્ઙ્ગ ઉપાખ્યાન.

जनमेजय उवाच—किमर्थं शार्ङ्गकानग्नि र्न ददाह तथागते
तस्मिन्वने दह्यमाने ब्रह्मन्नेतत्प्रचक्ष्व मे ॥

જનમેજય પૂછે છે—હે બ્રહ્મન્! બળતા એવા તે વનમાં અગ્નિએ પ્રાણિઓના દાહને વિષે તે ચાર શાર્ઙ્ગપક્ષિઓને શા કારણથી બાળ્યાં નહીં? તે મને કહો. કેમકે જેમ અશ્વસેન તથા મયદાનવને નહીં બાળવાનું કારણ તમે કહ્યું, તેમ શાર્ઙ્ગ પક્ષિયોને નહીં બાળવાનું કારણ કહ્યું નથી. અગ્નિએ સર્વ પ્રાણિયોને બાળ્યાં, ને તેઓ જીવતાં રહ્યાં એ મને મોટું આશ્ચર્ય લાગે છે. વૈશંપાયન કહે છે—હે શત્રુઓને જીતનારા! કોઇ ધર્મના જાણનારાઓમાં મુખ્ય, તપસ્વિ અને સ્થિર વૃત્તિવાળા મંદપાલ નામે ઋષિ હતા. જે પરમહંસના ધર્મનું સેવન કરી તપનો પાર પામી દેહનો ત્યાગ કરીને પિતૃ લોક પ્રત્યે ગયા. પણ તેને કંઇ તપનું ફળ ત્યાં મળ્યું નહીં. ત્યારે પોતે તપ કરીને મેળવેલા સર્વ લોક નિષ્ફળ થયા તે જોઇને ધર્મરાજા પાસે બેઠેલા દેવતાઓને પૂછ્યું કે હે દેવતાઓ! મેં તપ કરીને મેળવેલા આ લોક મને નિષ્ફળ કેમ થાય? માટે અહીં મને સુખ પ્રાપ્ત થવાનો ઉપાય કહો, તે હું કરૂં. દેવતાઓ બોલ્યા કે હે બ્રાહ્મણ! મનુષ્યો ઉપર યજ્ઞ, બ્રહ્મચર્ય, તથા પ્રજા ઉત્પન્ન કરવાનું ઋણ હોય છે તે જ્યારે યજ્ઞ કરે, બ્રહ્મચર્ય પાળે, ત્યારે તે ઋણથી મૂકાય છે. માટે હે બ્રાહ્મણ! તેં યજ્ઞ કર્યાં છે, અને બ્રહ્મચર્ય વ્રત પાળ્યું છે, પણ તને કંઇ પ્રજા થઇ નહીં, તેથીજ તને અહીં સુખ મળતું નથી. કારણ પુત્ર પિતાને નરકથી તારે છે એમ વેદમાં કહ્યું છે, માટે તને સંતાન થાય એવો યત્ન કર. વૈશંપાયન કહે છે—એવાં સર્વ દેવતાઓનાં વચન સાંભળી મંદપાલ બ્રાહ્મણે વિચાર કર્યો કે, મને ઘણી પ્રજા કયા જન્મ લીધેથી થાય? પછી વિચાર કરી નિશ્ચય કર્યો કે પક્ષિઓને ઘણી પ્રજા થાય છે, માટે હું પક્ષિનું સ્વરૂપ લઉં. એવો નિશ્ચય કરી શાર્ઙ્ગ પક્ષિનું સ્વરૂપ લઇ તેણે જરિતા નામની શાર્ઙ્ગને પામી તેમાં બ્રહ્મવાદી એવા ચાર પુત્રો ઉત્પન્ન કર્યા. પછી તે બાળકો હજી ઇંડામાંજ હતા, તેટલામાં માતાયે સહિત તેઓનો ત્યાગ કરીને મંદપાલ શાર્ઙ્ગ પક્ષિ લપિતા નામની બીજી સ્ત્રીની પાસે ગયો ત્યારે પોતાના પુત્રોમાં સ્નેહ રાખનારી જરિતાએ વિચાર કર્યો કે, આ ઋષિ સરખા ચાર બાળકોને જેમ એમના પિતાએ ત્યાગ કર્યો તેમ મારે કરવું નહીં. એમ વિચારીને પોતાની વૃત્તિથી ખાંડવ વનમાં તેઓનું પોષણ કરતી હતી, પછી જ્યારે તે વનને બાળવા સારૂ અગ્નિ આવતો હતો, ત્યારે તેને

લપિતા સાથે ફરનારા મંદપાલ ઋષિયે જોઈ તેનો સંકલ્પ જાણીને, પોતાના પુત્રોના બચાવ સારૂ તેની સ્તુતિ કરવા માંડી કે હે અગ્નિ! તું સર્વ લોકમાં જીવરૂપે ભોગવનારો છે, તું સર્વ ભૂતપ્રાણિના અંતરમાં ગુપ્ત થઇને રહે છે, ને બુદ્ધિમાન્ પુરૂષો તને એકરૂપ કહે છે. અને તનેજ પંચમહાભૂત, આત્મા, સૂર્ય, તથા ચંદ્ર રૂપે કરીને આઠ પ્રકારનો કહે છે. તેંજ આ જગત્ ઉત્પન્ન કર્યું છે, કેમકે એ તારા વગર તરતજ નાશ પામે એમ છે. હે હુતાસન! સર્વ બ્રાહ્મણો તને નમસ્કાર કરી, પોતાના તપે કરીને જીતેલા લોક પ્રત્યે પોતાની સ્ત્રીઓ તથા પુત્ર સહિત જાય છે. વળી હે અગ્નિ! આકાશમાં રહેનારા વિજળી યુક્ત મેઘ પણ તારૂં સ્વરૂપ છે, ને તારામાંથી નીકળેલી જ્વાલાઓ સર્વ ભૂતપ્રાણિઓને બાળે છે. આ સ્થાવર, જંગમ, સર્વ વિશ્વ તેંજ સર્જ્યું છે, માટે તે તારૂં કર્મ છે, ને તે અંતે તારામાંજ રહે છે. હોમ તથા શ્રાદ્ધના પદાર્થો પણ તારે વિષે રહે છે, ને તુંજ બ્રહ્મા, બૃહસ્પતિ, અશ્વિનીકુમાર, મિત્રદેવતા, ચંદ્રમા તથા વાયુરૂપ છે. વૈશંપાયન કહે છે—હે રાજન! એવી મંદપાલની સ્તુતિ સાંભળીને પ્રસન્ન થઇ અગ્નિએ કહ્યું કે હે બ્રાહ્મણ! હું તારૂં શું પ્રિય કરૂં? ત્યારે મંદપાલે હાથ જોડીને કહ્યું કે હે અગ્નિ! તું આ ખાંડવ વનને બાળ. પણ તેમાં મારા ચાર પુત્રો છે, તેને બાળીશ માં. તે સાંભળી ઠીક, એમ કહીને હુતદ્રવ્યને વહન કરનાર મહાસમર્થ અગ્નિએ, તે બ્રાહ્મણના કહેવાથી, ખાંડવ વન બાળતી વખતે શાર્ઙ્ગોને બાળવા માટે પોતાની જ્વાલા મોટી કરી નહીં.

तथेति तत्प्रतिश्रुत्य भगवान् हव्यवाहनः
खांडवे तेन कालेन प्रजज्वालदिधक्षया ॥

इति श्रीमहाभारत आदिपर्वणि मयदर्शनपर्वणि शार्ङ्गकोपाख्याने गुर्जरभाषायां नवत्रिंशादधिकद्विशततमोऽध्यायः ॥ २२९ ॥

## અધ્યાય ૨૩૦ મો. માપુત્રોનો સંવાદ.

वैशंपायन उवाच—ततः प्रज्वलिते वन्हौ शार्ङ्गकास्ते सुदुःखिताः
व्यथिताः परमोद्विग्ना नाधिजग्मु परायणं ॥

વૈશંપાયન કહે છે—પછી જ્યારે અગ્નિ પ્રજ્વલિત થયો ત્યારે તે દુઃખથી પીડાએલા અને પરમ ઉદ્વેગને પામેલા શાર્ઙ્ગોને કોઇ રક્ષા કરનારો મળ્યો નહીં. તેથી તેમની મા પોતાના મન સાથે દુઃખી થઇ વિલાપ કરીને કહેવા લાગી કે, અરે! આ મને દુઃખ આપનારો ભયંકર અગ્નિ સર્વ જગતને પ્રકાશ કરતો તથા આ વનને બાળતો અહીં આવે છે તેથી હજી જેઓને પાંખો તથા પગ પણ આવ્યા નથી એવા, અમારા પૂર્વજોને નરકથી તારનાર, અને થોડી બુદ્ધિવાળા આ મારા બાળકો મને ખેદ ઉત્પન્ન કરે છે. કારણ પાંખો વગર તેઓ અહીંથી ઉડી જવાને સમર્થ નથી; તેમ હું પણ તેઓએ લઇ જવા અસમર્થ ત્યાગ કરવા સમર્થ નથી. તેથી મને ખેદ થાય છે જે હું કોનો ત્યાગ કરૂં! કોને ગ્રહણ કરૂં! શું કર્યાથી મરૂં કલ્યાણ થાય! એવો વિલાપ કરીને તે પોતાના પુત્રોને કહેવા લાગી કે હે પુત્રો! તમને શું સુજે છે કારણ આ અગ્નિથી તમારો બચાવ હું વિચારૂં છું, પણ મને કંઇ સુજતું નથી. માટે તમોને મારી પાંખોથી ઢાંકીને તમારા સહિત હું મરણ

પામીશ. કેમકે પૂર્વે તમારો નિર્દય પિતા કહી ગયો છે કે, " આ જરીતારી સૌથી મોટો છે તે કુળનો યશ વધારશે, પિતૃઓના કુળનો વધારનાર આ સારિસૃક્ક પ્રજા ઉત્પન્ન કરશે, અને આ સ્તંબમિત્ર તથા બ્રહ્મજ્ઞાનીમાં શ્રેષ્ઠ આ દ્રોણુ તપ કરશે. " એમ કહીને તે ચાલી નીકળ્યો છે. હવે હું આ અગ્નિના કષ્ટથી કેવા ઉપાયે કરી બચવાને સમર્થ થાઉં ! પણ એવી વિહ્વલ થયેલી હું કંઇ બચવાનો ઉપાય દેખતી નથી. વૈશંપાયન કહે છે પોતાની માનો એવો વિલાપ સાંભળી તે શાર્ઙ્ગકોએ કહ્યું કે હે મા ! તું અમારામાંથી સ્નેહ મૂકી દઇને જ્યાં અગ્નિ ન હોય ત્યાં જા, કારણુ અમે અહીં નાશ પામશું તો પણુ તને બીજા પુત્રો થશે, ને જો તું નાશ પામીશ તો પછી આપણા કુળની વૃદ્ધિ થશે નહીં. માટે જેથી આપણા કુળનું કલ્યાણુ થાય તે તારે હમણાં કરવાનો સમય છે, કારણુ તેમ નહીં કરશે તો પરલોકની ઇચ્છાવાળા અમારા પિતાનું કર્મ નિષ્ફળ જશે. એવું સાંભળી જરિતા બોલી કે, આ વૃક્ષની નજીક પૃથ્વીમાં એક ઉંદરનું દર છે તેમાં તમે પ્રવેશ કરો, ને હું તેનું મોઢું ધૂળથી બંધ કરૂં, એટલે અગ્નિથી તમને ભય થશે નહીં. અગ્નિ જ્યારે શાન્ત થશે ત્યારે હું અહીં પાછી આવીને એ દરના મોઢા આડેની ધૂળ કાઢી નાખીશ. એ ઉપાય તમોને અગ્નિથી બચાવવાનો મને સારો લાગે છે, ત્યારે શાર્ઙ્ગકોએ કહ્યું કે હે મા ! એ દરમાં પેસવાથી માંસનું ભક્ષણુ કરનારો ઉંદર, પાંખ વગરના અને કેવળ માંસરૂપ અમોને ખાઇ જશે, એવો અમને ભય લાગે છે, માટે તેમાં પ્રવેશ કરવાને અમે સમર્થ નથી. એમ કહીને તેઓ માંહોમાંહે કહેવા લાગ્યા કે, આપણે બહાર રહીશું તો આ અગ્નિ બાળશે, ને દરમાં પ્રવેશ કરશું તો ઉંદર ખાઇ જશે તેથી આપણા પિતાની ઇચ્છા નિષ્ફળ થશે ને આપણી મા પણુ જીવતી નહિ રહે. હવે એ બેઉ રીતના મૃત્યુથી બળી મરવું એ સારૂં, પણુ ઉંદરના ભક્ષ્ય થઇ મરવું એ સારૂં નહીં. કારણુ અગ્નિથી પોતાના શરીરનો ત્યાગ કરવો એ શ્રેષ્ઠ પુરૂષોએ કહેલું છે, પણુ દરમાં ઉંદરના ભક્ષણુથી આપણુને મૃત્યુ થાય તે નિંદિત છે.

गर्हितं मरणं नः स्यादाखुना भक्षिते बिले ।
शिष्टादिष्टः परित्यागः शरीरस्य हुताशनात् ॥

इति श्रीमहाभारत आदिपर्वणि मयदर्शनपर्वणि जरिताविलापे गुर्जरभाषायां त्रिंशदधिकद्विशततमोऽध्यायः ॥ २३० ॥

---

## અધ્યાય ૨૩૧ મો. જરિતાનો વલોપાત.

जरितोवाच—अस्माद्बिलान्निष्पतितमाखुं श्येनो जहारत
क्षुद्रं पद्भ्यां गृहीत्वा च यातो नात्र भयं हि वः ॥

જરિતા કહે છે—હે પુત્રો ! આ દરમાંથી નીકળેલા તે ક્ષુદ્ર ઉંદરને પગેથી પકડી શ્યેનપક્ષી હરણુ કરી ગયો છે, માટે તમોને આ દરમાં ભય નથી. શાર્ઙ્ગકો બોલ્યા કે, શ્યેનપક્ષી કોઇપણુ ઉંદરને લઇ ગયો. તે અમે જાણુતા નથી. પણુ કદી એકને લઇ ગયો હશે તો પણુ બીજા ઉંદરો તેમાં રહે છે, તેઓથી અમોને ભય થાય. હે મા ! હમણાં વાયુ રહી ગયો છે, તેથી કદાચ અગ્નિ અહીં આવે વા નહીં પણુ આવે એવો અમને સંશય છે. માટે તેવા ભયથી જો દરમાં પ્રવેશ કરીએ તો અવશ્ય અમારૂં મરણુ થાય, ને જો બહાર રહીએ તો અગ્નિ આવે ત્યારેજ મૃત્યુ થાય. માટે હે મા ! તું આકાશ તરફ ગતિ કર ને તને

બીજા શ્રેષ્ઠ પુત્રો થશે. જરિતા બોલી કે હે પુત્રો ! દરમાંથી નીકળેલા તે ઉંદરને લઈ જતાં મેં શ્યેનપક્ષિને જોયો, એટલે ઉતાવળથી તેની પછવાડે જઇ તેને આશિર્વાદ આપ્યો કે હે શ્યેન પક્ષીઓના રાજા ! તું અમારા દ્વેષ કરનારા ઉંદરને લઈ જાય છે, માટે દિવ્ય દેહ પામી શત્રુ વગરનો થઇને સ્વર્ગમાં ઘણો કાળ રહીશ. એમ મેં તેને આશિર્વાદ આપ્યા પછી તેણે તે ઉંદરનું ભક્ષણ કર્યું. તે જોઇને હું પાછી આ મારા સ્થાનક પ્રત્યે આવી છું માટે હે પુત્રો ! એ પ્રમાણે શ્યેનપક્ષિએ ઉંદરનું હરણ કર્યું છે વાસ્તે તમે મારા કહેવામાં વિશ્વાસ રાખી આ દરમાં પ્રવેશ કરો, ને તમોને કંઇ ભય થશે નહીં. શાર્ઙ્ગકોએ કહ્યું કે હે મા ! તું એમ કહે છે, પણ અમે તે નજરે જોયું નથી, માટે એ દરમાં પ્રવેશ કરશું નહીં. જરિતા બોલી કે હે પુત્રો ! એ વાત ખરી છે, ને તમે મારા કહેવા પ્રમાણે કરો. શાર્ઙ્ગકો બોલ્યા કે તું અમોને આ ભયથી ખોટા ઉપાયે કરીને મૂકાવીશ માં, કારણ એ દરમાં પ્રવેશ કરેથી અમે બચશું કે નહીં એમાં સંદેહ રહે છે. સંદેહ ભરેલું કામ બુદ્ધિમાન પુરૂષો કરતા નથી, વળી અમે તારો કોઇ દિવસે ઉપકાર કર્યો નથી, ને અમે કોણ છીએ તે તું જાણતી નથી. કારણ જ્ઞાન દૃષ્ટિથી જોતાં અમારા થઇ ગયેલા તથા થનાર અવતારમાં તું અમારી કોણ અને અમે તારા કોણ ? તું કહેશે જે " હું તમારી મા, ને તમે મારા પુત્રો છો " તો એ માનવું એ કેવળ ભ્રમ છે. માટે તું તારા પતિની પાસે જા, ને તને બીજા શ્રેષ્ઠ પુત્રો થશે. અને અમે આ અગ્નિમાં નાશ પામીને ઉત્તમ લોકને પામશું, ને જો કદી અગ્નિ અમોને બાળશે નહીં, તો તું પાછી અમારી પાસે આવીશ. વૈશંપાયન કહે છે—એમ પોતાના પુત્રોના કહેવાથી તે જરિતા તેઓને ખાંડવ વનમાં ત્યાગ કરીને, અગ્નિ વિનાના સ્થાનક પ્રત્યે ગઇ. પછી તીક્ષ્ણ જ્વાલાવાળો અગ્નિ જ્યાં મંદપાલના પુત્રો શાર્ઙ્ગકો હતા ત્યાં આવ્યો, ત્યારે તે પ્રકાશમાન અગ્નિને સંભળાવવા માટે તેઓ પોતાના ભાઇઓને આમ કહેવા લાગ્યા.

ततस्तं ज्वलितं दृष्ट्वाज्वलनं ते विहंगमाः

जारितारिस्ततो वाक्यं भावयामास पावकं ॥

इति श्रीमहाभारत आदिपर्वणि मयदर्शनपर्वणि शार्ङ्गकोपाख्याने गुर्जर-भाषायामेकत्रिंशदधिकद्विशततमोऽध्यायः ॥ २३१ ॥

## અધ્યાય ૨૩૨ મો. શાર્ઙ્ગભાઇઓ વચ્ચે સંવાદ.

जरितारि उवाच—पुरतः कृच्छ्रकालस्य धीमान् जागर्ति पूरुषः

सकृच्छ्रं कालंस प्राप्य व्यथां नैवैति कर्हिचित् ॥

જરિતારિ કહે છે—હે બુદ્ધિમાન પુરૂષ ! મૃત્યુકાળ પ્રાપ્ત થયા પહેલાં જ્ઞાન મેળવવાના યત્નો કરે છે, જેથી તે મૃત્યુરૂપી કષ્ટકાળ પામીને કંઇ ખેદ પામતો નથી. પણ જે પુરૂષ પોતાને મૃત્યુરૂપી કષ્ટ પ્રાપ્ત થશે એમ જાણીને પોતાનું ચિત્ત વશ કરતો નથી, તે પુરૂષ મૃત્યુ સમયે દુઃખ પામે છે, ને મોક્ષને પામતો નથી. ત્યારે સારિસૃક્ક બોલ્યો કે હે બુદ્ધિમાન્ ! અમારામાં તું ધૈર્યવાન છે, કારણ ઘણાઓમાં કોઇકજ સમજુ હોય છે; પણ અમોને તો આ પ્રાણ જવાનું કષ્ટ પ્રાપ્ત થયું છે ! તેમ સ્તંબમિત્રે કહ્યું કે, મોટો

ભાઇ પિતારૂપ છે, માટે તેજ સૌને કષ્ટથી મુકાવે; પણ તે જ્યારે કંઇ ઉપાય ન જાણે ત્યારે બીજા નાના ભાઇયો શું કરે ! પછી દ્રોણ બોલ્યો કે, કાળી, મનોજવા, ધુમ્રા, કરાળી, લોહિતા, સ્ફુલિંગિની, તથા વિશ્વરૂચિ, એ સાત જીભવાળો ભયંકર અગ્નિ પ્રકાશમાન થઇને અમોને બાળવા સારૂ આવે છે. વૈશંપાયન કહે છે—હે રાજન! પછી એ પ્રમાણે મંદપાળના પુત્ર શાર્ઙ્ગકોએ માંહોમાંહે વાતો કરી સ્થિર ચિત્ત રાખીને અગ્નિની સ્તુતિ કરવા માંડી. તેમાં જરિતારિ બોલ્યો કે હે અગ્નિ! તું પૃથ્વી, જળ, વાયુ તથા લતાઓમાં રહ્યો છે, ને જળને ઉત્પન્ન કરનાર અને સૂર્યનાં કીર્ણોની પેઠે તારાં કીર્ણો સર્વત્ર પ્રકાશે છે. સારિસ્રક્કે કહ્યું કે હે અગ્નિ! અમારી મા અમારો ત્યાગ કરીને ચાલી નીકળી છે, તેમ અમારા પિતાને અમે જાણતા નથી, ને અમોને પાંખો પણ આવી નથી, માટે તારા વગર અમારી રક્ષા કરનાર કોઇ નથી; વાસ્તે તું અમારી રક્ષા કર. તારૂં સાત જીભવાળું સ્વરૂપ કલ્યાણરૂપ છે, ને તુંજ એક પ્રકાશમાન છે. સૂર્યનાં કીર્ણોમાં પણ તુંજ તાપરૂપે રહ્યો છે, માટે અમારૂં પાલન કર, ને અહીંથી બીજા સ્થાનક પ્રત્યે જા. સ્તંબમિત્ર બોલ્યો કે હે અગ્નિ! આ સર્વ પદાર્થોમાં તું છે ને તે સૌ તારામાં છે. તેઓને ધારણ તથા પાલન કરનાર પણ તું છે. બુદ્ધિમાન્ પુરૂષો તારા સ્વરૂપને કાર્ય તથા કારણરૂપે કરીને બહુરૂપ તથા એકરૂપ જાણે છે. વળી તું આ ત્રણ લોકને ઉત્પન્ન કરે છે, ને તેનો પ્રલયકાળમાં સંહાર કરે છે. દ્રોણે કહ્યું કે હે જગત્પતિ! તું સર્વ પ્રાણિયોના ઉદરમાં જઠરાગ્નિરૂપે રહીને, તેઓએ ભોજન કરેલા અન્નને પચાવે છે. સર્વ પદાર્થો તારામાં રહ્યા છે. વળી તું સૂર્યરૂપે કીર્ણોએ કરી પૃથ્વીમાંથી જળ તથા સર્વ રસોને ગ્રહણ કરે છે, ને પાછો સમય આવે છે ત્યારે તેમને વર્ષાદરૂપે પાછાં આપે છે, જેથી વૃક્ષાદિ લતાઓ નવપલ્લવવાળી થાય છે, ને સરોવર અને સમુદ્રો પણ ભરપૂર થાય છે. હે અગ્નિ! આ તારૂં સ્વરૂપ જળને ઉત્પન્ન કરનાર છે, વાસ્તે તું અમારી રક્ષા કરનારો થા. હે પિળા નેત્રવાન! લાલ ગરદનવાળા તથા કાળા ધૂમ્રવાળા હુતાશન! તું અહિંથી બીજા સ્થાનક પ્રત્યે જા, ને જેમ તું સમુદ્રની નદીઓરૂપી સ્ત્રીઓને મૂકી આપે છે, તેમ અમોને મૂકી દે. વૈશંપાયન કહે છે—એ પ્રમાણે દ્રોણે કહ્યું ત્યારે અગ્નિ બોલ્યો કે હે દ્રોણ! તું ઋષિ છે, કારણ વેદ સરખી વાણી બોલે છે, માટે હું તારી ઇચ્છા પ્રમાણે કરીશ. તને મારાથી ભય થશે નહીં. વળી પૂર્વે તમારા પિતા મંદપાલે પણ મને કહ્યું છે કે "તું આ વનને બાળતી વખતે મારા પુત્રોને મૂકી આપજે." તેમ તેં પણ તેજ પ્રમાણે કહ્યું માટે હે દ્રોણ! હું તારા સ્તોત્રથી ઘણો પ્રસન્ન થયો છું. વાસ્તે તારૂં શું પ્રિય કરૂં! દ્રોણે કહ્યું કે હે અગ્નિ! આ સર્વ બિલાડા અમોને નિત્ય દુઃખ આપે છે, માટે તેઓને તું બાળ. વૈશંપાયન કહે છે—હે જનમેજય! પછી વૃદ્ધિ પામેલા અગ્નિયે, શાર્ઙ્ગકોની રજાથી તેમના કહેવા પ્રમાણે કરીને ખાંડવ વનને બાળ્યું.

तथा तद्वचनाग्नि रभ्यनुज्ञाय शार्ङ्गकान्
ददाह खांडवं दावं समिद्धो जनमेजय ॥

इति श्रीमहाभारते आदिपर्वणि मयदर्शनपर्वणि शार्ङ्गकोपाख्याने गुर्जरभाषायां द्वात्रिंशदधिकद्विशततमोऽध्यायः ॥ २१२ ॥

---

## અધ્યાય ૨૩૩ મો. બે સ્ત્રીના પતિનું અપમાન.

**वैशंपायन उवाच—मंदपालोपि कौरव्य चिंतयामास पुत्रकान्**
**उक्त्वाऽपि च स तिग्मांशुं नैव शर्माधिगच्छति ॥**

વૈશંપાયન કહે છે—હે કૌરવ્ય ! હવે મંદપાલ પણ અગ્નિને કહેવા છતાં પોતાની પુત્રોનું ચિંત્વન કરી સુખ નહીં પામતો હતો, તેથી તાપ પામીને લપિતાને કહેવા લાગ્યો કે હે લપિતા ! અગ્નિ વૃદ્ધિ પામ્યો છે ને વાયુ પણ ઘણો વાય છે. માટે તેમાંથી નીકળવાને મારા પુત્રો કેમ સમર્થ થશે ! તેમ જરિતા પણ તેઓની રક્ષા કરવાનો કંઇ ઉપાય નહીં જાણીને તાપ પામશે, ને રૂદન કરતી કરતી અગ્નિમાંથી કેમ ભાગી શકશે ! ઉંચે તથા નિચે ગતિ કરવાને અસમર્થ એવા મારા પુત્ર જરિતારિ, સારિસૃક્ક, સ્તંબમિત્ર તથા દ્રોણ કેમ બચશે ! વૈશંપાયન કહે છે—એવાં તેનાં વચન સાંભળી લપિતા શોક્યભાવથી કહેવા લાગી કે હે મંદપાલ ! તેં જે પુત્રો કહ્યા તેઓને તારે જોવાની જરૂર નથી, કેમકે તેઓ તેજસ્વી તથા વીર્યવાન છે, ને તેઓને અગ્નિથી ભય નથી. કારણ તેં મારી નજીક અગ્નિને કહ્યું હતું કે, " તારે આ ખાંડવ વન બાળતાં મારા પુત્રોને બાળવા નહીં. " ત્યારે તેણે કહ્યું કે " ઠીક હું નહીં બાળું, " માટે હે મંદપાલ ! લોકપાલ અગ્નિ પોતાનાં વચન ખોટાં કરશે નહીં. વાસ્તે તારા પુત્રો નહીં બળે એમ તું જરૂર માને છે, તેથી તેઓનો સંતાપ કરતો નથી, પણ મારી શોક્ય જરિતાનું ચિંત્વન કરતાં તું તાપ પામે છે. માટે તને તેનામાં જેવો સ્નેહ છે તેવો મારામાં નથી, વાસ્તે પોતાના સગાઓમાં નિરંતર સ્નેહ રાખનાર પુરૂષે તેઓનો ત્યાગ કરવો એ વાજબી નથી. માટે તું જેને વાસ્તે તાપ પામે છે, તેની પાસે જા, ને હું દુષ્ટ પુરૂષનો આશ્રય કરનારી સ્ત્રીયોની પેઠે એકલી ફરીશ. તે સાંભળી મંદપાલ બોલ્યો કે હે લપિતા ! તું જેમ કહે છે તેમ હું કામને વશ થઇને ફરતો નથી. પણ હજી પુત્રોને અર્થે ફરૂં છું, પણ મને પુત્રો સંબંધિ કષ્ટ પ્રાપ્ત થયું છે. અને જેમ કોઇ મનુષ્ય, થયેલાનો ત્યાગ કરીને થનારનો આશ્રય કરે તો તેનું સર્વ લોક અપમાન કરે છે તેમજ હું જો જરિતાને વિષે ઉત્પન્ન થયેલા પુત્રોનો ત્યાગ કરીને, તારે વિષે ઉદ્ભવ થનાર પુત્રોનો આશ્રય કરૂં, તો જગતમાં મારૂં અપમાન થાય. માટે હું તો ત્યાં જઇશ, ને તું તારી ઇચ્છામાં આવે તેમ કર; કારણ આ અગ્નિ વૃક્ષોને બાળતાં વૃદ્ધિ પામીને મારા હૃદયમાં સંતાપ કરે છે, વૈશંપાયન કહે છે—હવે પોતાના પુત્રો પાસેથી અગ્નિનિવૃત્ત થયો ત્યારે જરિતા તેમની પાસે ગઈ, ને તેમને અગ્નિથી મૂકાયલા, કુશળ અને રડતા જોઇને એક એકને ભેટી. તેટલામાં ત્યાં મંદપાલ પણ આવ્યો, તેને તેઓમાંના કોઇએ બોલાવ્યો નહી. ત્યારે તેણે એક એક પુત્રને તથા પોતાની સ્ત્રી જરિતાને બોલાવ્યાં, પણ કોઇએ તેની સાથે ભાષણ કર્યું નહીં. એટલે તેણે જરિતાને કહ્યું કે હે જરિતા ! આમાંથી તારો મોટો પુત્ર કોણ ? તેથી નાનો કોણ, વચલો કોણ તથા સૌથી નાનો કોણ ? એ હું તને પૂછુંછું. હું દુઃખ યુક્ત છું પણ તું કેમ બોલતી નથી ? હે જરિતા ! જે દિવસથી મેં તારો ત્યાગ કર્યો છે, તે દિવસથી મને સુખની પ્રાપ્તિ થઈ નથી ! તે સાંભળી જરિતા બોલી કે હે મંદપાલ ! તારે આ પુત્રો સાથે શું મતલબ છે ? માટે મારો ત્યાગ કરીને જેની પાસે ગયો હતો ત્યાં જા. ત્યારે મંદપાલે કહ્યું કે સ્ત્રીઓને જેવો બીજા પુરૂષ સાથે ગમન કરવાથી પરલોકનો, તથા પોતાના પતિની બીજી સ્ત્રીમાં શોક્યભાવ રાખવાથી અર્થનો નાશ થાય છે, તેવો બીજા કોઇથી

થતો નથી. કારણ સુંદર વ્રતવાળી, શ્રેષ્ઠ અને સર્વ લોકમાં પ્રસિદ્ધ એવી અરૂંધતીએ પણ અત્યંત શુદ્ધ અંતઃકરણવાળા વસિષ્ઠમુનિમાં શોક્ય સંબંધી ઉલટો ભાવ રાખીને તેમનું અપમાન કર્યું હતું! પણ સ્ત્રીઓ તેવું નજરે જુવે અથવા ન જુવે તોપણ ખોટો વેહેમ લાવીને પોતાના પતિઓને સંતાપે છે. તેમ હે જરિતા! હમણાં તું જેમ મારામાં ભાવ રાખે છે, તેમ તે લપિતા પણ રાખે છે વાસ્તે પુરૂષોએ "આ મારી સ્ત્રી છે" એવો વિશ્વાસ રાખવો નહીં. વળી જે સ્ત્રીઓ પુત્રવાન હોય છે તેઓ પોતાના પતિઓની સેવા કરવાનો વિચાર પણ કરતી નથી. વૈશંપાયન કહે છે—પછી મંદપાલના બધા પુત્રો તેની પાસે આવ્યા, ત્યારે તેઓને આશ્વાસના કરતાં તે આ પ્રમાણે કહેવા લાગ્યો.

ततस्ते सर्व एवैनं पुत्राः सम्यगुपासते
स च तानात्मजान्सर्वानाश्वासयितुमुद्यतः ॥

इति श्रीमहाभारत आदिपर्वणि मयदर्शनपर्वणि शार्ङ्गकोपाख्याने गुर्जरभाषायां त्रयस्त्रिंशदधिकद्विशततमोऽध्यायः ॥ २३३ ॥

## અધ્યાય ૨૩૪ મો. ખાંડવ દાહ સંપૂર્ણ.

मंदपाल उवाच—युष्माकमपवर्गार्थं वि[illegible]ोज्वलना मया
अग्निना च तथेत्येवं [illegible] म[illegible]त्मना ॥

મંદપાલ કહે છે—હે પુત્રો! તમોને નહીં બાળવા સારૂ મેં અગ્નિને કહ્યું હતું, ને તે મહાત્માએ પણ મારા કહેવા પ્રમાણે પ્રતિજ્ઞા કરી હતી. તેથી અને તમારી માનું તથા તમારૂં ધર્મજ્ઞપણું જાણી, તેમ તમારૂં પરાક્રમ પણ જાણીને હું પ્રથમ તમારી પાસે આવ્યો નહીં. માટે હે પુત્રો! તમારે મારા સંબંધી કંઇ હૃદયમાં સંતાપ રાખવો નહીં. વૈશંપાયન કહે છે–એ પ્રમાણે પોતાના પુત્રોની આશ્વાસના કર્યા પછી મંદપાલ, તેઓને તથા પોતાની સ્ત્રી જરિતાને સાથે લઇને ત્યાંથી બીજે સ્થાનકે ગયો. ત્યાર પછી શ્રીકૃષ્ણ તથા અર્જુનની સહાયતાવાળા મહા સમર્થ અગ્નિએ, વૃદ્ધિ પામીને જગતના કલ્યાણને અર્થે ખાંડવ વન બાળ્યું, ને તેમાં જીવોની ચરબી તથા મેદાદિનું પાન કરી અર્જુન પાસે જઇ પોતાનું તૃપ્તિપણું દેખાડ્યું. પછી ત્યાં વાયુના ગણથી વીંટાયલો ઇંદ્ર અંતરિક્ષમાંથી ઉતરીને શ્રીકૃષ્ણ તથા અર્જુનને કહેવા લાગ્યો કે, તમોએ દેવતાઓથી પણ ન થાય એવું કર્મ કર્યું, વાસ્તે હું તમારી ઉપર પ્રસન્ન થયો છું; તેથી પૃથ્વીમાં મનુષ્યોને દુર્લભ એવાં તથા તમોને જે ઇચ્છિત હોય તે વરદાન માગો. એવું સાંભળી અર્જુને કહ્યું કે, મને તમારાં અસ્ત્રો આપો, ત્યારે ઇન્દ્રે કહ્યું કે, જ્યારે મહાદેવજી તમારી ઉપર પ્રસન્ન થશે, ત્યારે મારાં અસ્ત્રો આપીશ. ને તે સમય હું જાણું છું. માટે તે વખતે મેં નાટા તપે કરીને સિદ્ધ કરેલાં મારાં સર્વ અગ્ન્યાસ્ત્ર, વાયવાસ્ત્ર, તથા બીજાં પણ અસ્ત્રોને તમે ગ્રહણ કરશો. પછી શ્રીકૃષ્ણે કહ્યું કે મને આ અર્જુન સાથે નિરંતર પ્રીતિ રહે ત્યારે ઇન્દ્રે કહ્યું કે 'સારૂં' તેમ થશે. પછી એ પ્રમાણે ઇન્દ્ર, તે બેઉને વરદાન આપી તથા અગ્નિની રજા લઇને, સર્વ

દેવતાઓના ગણ સહિત ત્યાંથી ચાલી નીકળ્યો. અને અગ્નિ, પશુ પક્ષિઓ સહિત ખાંડવ વનને પંદર દિવસ સુધી બાળી તૃપ્ત થઇ વિરામ પામીને, શ્રીકૃષ્ણ તથા અર્જુનને કહેવા લાગ્યો કે, સર્વ પુરૂષોમાં શ્રેષ્ઠ એવા તમોએ મને મારી ઇચ્છા પ્રમાણે તૃપ્ત કર્યો, તેથી તમો વીર્યવાન છો એમ હું જાણું છું, ને હવે તમે તમારી ઇચ્છામાં આવે ત્યાં જાઓ. એ પ્રમાણે અગ્નિએ કહ્યું ત્યારે હે ભારત! શ્રીકૃષ્ણ અર્જુન તથા મયદાનવ એ ત્રણે જણા ત્યાંથી પાછા વળ્યા, ને રમણીય યમુના નદીને કિનારે આવીને બેઠા,

परिक्रम्य ततः सर्वे त्रयोपि भरतर्षभ
रमणीये नदीकूले सहिताः समुपाविशन् ॥

इति श्रीमहाभारत शतसाहस्र्यां संहितायांवैयासक्यां आदिपर्वणि मय- दर्शनपर्वणि वरप्रदाने गुर्जरभाषायां चतुस्त्रिंशदधिकाद्विशततमोऽध्यायः ॥ २३४ ॥

॥ आदिपर्व समाप्तं ॥

श्रीमदमदावादनगरनिवासि रैकज्ञातियेन स्वदेशवत्सल- पत्रिकाध्यक्षेण महानंदात्मजेन मणिशंकरेण राजमानराज्यश्रीमतां नानाभाईतनूजानां भाइशंकरशर्मणां साहाय्यात् महाभारतांत- र्गतादिपर्वणः विक्रमस्यसंवदष्टषष्ट्यधिकैकोनविंशशताब्दे श्रावण शुक्लपौर्णमासीदिने प्रकटीकृता ॥